સ્વરાજ મેળવી શકીએ છીએ. કેમકે જે કરવું છે તે આપણે જ કરવું રહ્યું છે ને તે કાર્ય માત્ર વિચારના પરિવર્તનનું જ છે. આપણે આપણા ખ્યાલો બદલી દઇએ તો તે પ્રમાણે વર્તનમાં ફેરફાર કરવો ક્ષણમાત્રની વાર છે.

હું ઉમેદ રાખું છું કે કોઈ વાંચનાર એવો આરોપ નહિ મુકે કે હું દહાડે દહાડે સ્વરાજની શરતો વધારતો જાઉં છું. વિચારી વાચનાર સમજશે કે હું સ્વરાજની શરતો હળવી ને સહેલી બતાવી રહ્યો છું.

આપણે યા તો વધારે રાક્ષસી બનીને આ રાક્ષસી નીતિને રોકવી રહી અથવા તો રાક્ષસી નીતિથી અલગ રહી તેને મટાડવી રહી. પાપ, અન્યાય કોઇ કાળે સ્વતન્ત્રપણે નભી શકતા જ નથી. તેને હમેશા ઓથ જોઇયે તેથી જ સત્ય ધર્મનું શિક્ષણ છે કે પાપની સાથે અસહકાર કરવો એ પરમ ધર્મ છે. પણ જો તેમ કરીને આપણે પાપનીતિ દૂર કરવી હોય તો આપણે દરેક ક્ષણે વિચાર કરીને આપણા જીવનને પાપમાંથી બચાવી લેવું એટલે પાપી નીતિ એની મેળે પડી ભાગશે.

---

# અસ્પૃશ્યતા વિષે શંકા

અસ્પૃશ્યતાનો વિષય એવો છે કે તે બાબત અનેક માણસોને અનેક પ્રકારની શંકાઓ આવ્યા કરે છે. કોઇ એક રીતે તો કોઇ બીજી રીતે તેનો બચાવ કરવા મથી રહ્યા છે. આમ દરેક ઘર ઘાલી ગયેલા રિવાજોને વિષે બને છે કોઇ રિવાજો તેની સામે વિરોધ થયા વિના તુરત નથી દૂર થઇ શક્યા. શરાબ ઇત્યાદિ પીવાની ટેવનો પણ બચાવ થતો આપણે જોઇયે છીયે. કેટલાક તો શરાબ પીવાનો ધર્મ પણ માનનાર પડ્યા છે! ત્યાં પછી અસ્પૃશ્યતાની તો વાત જ શી? નીચેના ત્રણ પ્રશ્નોનો જવાબ આપવાની એક મિત્ર સૂચના કરી છે:

૧. ભંગી ચમારનો ધંધો જ મેલો છે. ને જેનો તે ધંધો થઇ પડે છે તેની ઉપર તેની એવી સૂક્ષ્મ અસર થાય છે કે ભલે તે હમેશા નાહીને સાફ થાય તોપણ તેનું હાડ જ મેલુ થઇ ગયેલુ હોય છે. એટલે તેનો સ્પર્શ સર્વથા વર્જ્ય હોવો જોઇયે

૨. ડાક્ટર ઇત્યાદિ જે મેલાં કામ કરે છે તેવો ધંધો કંઈ ભંગીનો નથી તેઓ નિરન્તર તેવું કામ કરતા નથી ને કરે છે ત્યારે તેઓ તેવું કામ કરીને સાફ થઇ જાય છે.

તા. ૫-૪-૧૯૨૧

૩. ટૂંકબંગી જ્યાં સુધી પોતાનો ધંધો જ ન મેલે ત્યાં લગી તેને અડાય જ નહિ.

ઉપલી દલીલો કંઈક નવા પ્રકારની છે. એક પક્ષ એમ કહે છે કે 'અસ્પૃશ્ય' જો ન્હાતાધોતા થઇ જાય તો પછી કંઈ કહેવા જેવું નથી રહેતું. હવે ઉપરની દલીલ કરનાર પક્ષ કહે છે કે ભંગીના હાડમાં જ મેલ પેસી ગયો છે તેથી આપણે તેને ગમે તેટલો ધોઇએ તોપણ તેનો સ્પર્શ ન કરી શકાય.

બન્ને પક્ષની ભૂલ હું તો ચોખ્ખી જોઇ શકું છું. આપણને ભંગી વગેરેને ન અડવાની ટેવ પડી છે. વળી તેને ધર્મનું રૂપ અપાયું છે. એટલે હવે તેઓને અડકવાની ઇચ્છા નથી થતી; તેથી ગમે તે પ્રકારે આપણી આદતનું સમર્થન કરવું આપણને ગમે છે. મારી અલ્પ મતિ પ્રમાણે તો ભંગીને જે મેલ ચડે છે તે મેલ શારીરિક છે અને તે મેલ તુરત દૂર કરી શકાય છે. પણ જેઓને અસત્ય, પાખંડ ઇત્યાદિનો મેલ ચડે છે તે એવો સૂક્ષ્મ હોય છે કે તેને કાઢવો જ મુશ્કેલ પડે છે. જો કોઇને અસ્પૃશ્ય ગણી શકાય તો તે અસત્ય અને પાખંડ રૂપી મેલથી ભરેલા લોકો છે. પણ તેઓને અસ્પૃશ્ય ગણવાની તો આપણી હિમ્મત જ નથી ચાલતી, કેમકે આપણા બધામાં એવો મેલ થોડેઘણે અંશે રહેલો જ છે. આપણે જો તેવું કરવા બેસીએ તો જગતના કાજી બન્યા જેવું થાય ને આપણે પોતે અસ્પૃશ્ય થઇ જઇએ. આ ખરી મલિનતાને સારુ આપણી પાસે ધીરજ અને પોતાની આન્તરિક સ્વચ્છતા સિવાય બીજો ઉપાય નથી. પણ ભંગીની મલિનતા તો હાડ નથી ઘાલતી, એટલું જ નહિ પણ તેનો તો ઉપાય સહેલો છે. તેઓને આપણે આપણા કરીએ એટલે તેઓ જરૂર સાફ થઈ રહેવાના.

દાક્તરનો ધંધો મેલું ચુંથવાનો નિરન્તરનો જ છે. તેઓને જો ચોરીએ કસાઇ વાઢકાપનું કામ મળે તો કંઇ તે કરવા તે ઇનકાર નહિ કરે. વળી તેઓ પણ પોતાની આજીવિકાને અર્થે પોતાનો મેલ ચુંથવાનો ધંધો કરે છે. છતા તે કાર્યને આપણે પરોપકારી ગણીએ છીએ ને દાક્તરને માન આપીએ છીએ. મારી દલીલ એવી છે કે દાક્તરનો ધંધો તો માત્ર દરદીને ઉપકારક છે, પણ ભંગીનો ધંધો આખા જગતને ઉપકારક હોઇ દાક્તરના ધંધા કરતા પણ વધારે આવશ્યક ને પવિત્ર છે. દાક્તરો પોતાનો ધંધો છોડે તો દરદીઓનો નાશ થાય, પણ જો ભંગીનું કાર્ય બંધ થાય તો તો જગતનો નાશ થાય. તેથી આવશ્યક પ્રવૃત્તિ કરનારને અપવિત્ર માની તેમને તરછોડવા એમાં ઘણું પાપ છે એમ માનવું જગાએ અયોગ્ય ન ગણાવું જોઇએ.

ભંગીચમારનો ધંધો છોડવાની પ્રવૃત્તિ કરવી એ તો જગતને ભારે હાનિકારક કાર્ય માનું છું.

આપણી પાસે ઉપાય એક જ રહેલો છે. જેમ દાક્તરના ધંધાને આપણે પવિત્ર માન્યો છે તેમ ભંગીચમારના ધધાને પવિત્ર માનવો. આપણે તેમને સારા રહેવા પ્રેરવા, તેમને દૂર કાઢવાને બદલે આપણી નજીક રાખવા ને તેમની સેવા કરવી. આપણે પાયખાના ચોખ્ખા રાખવાની ટેવ પાડવી ને આપણે પોતે પણ તે સાફ કરવાની જરૂર જણાય ત્યારે સાફ કરવા તૈયાર થવું ને સાફ કરતા શીખવું જ્યારે આપણે ભંગીના ધંધાની પવિત્રતાને સમજતા થઇશુ ત્યારે આપણાં પાયખાના જે આજે નરકની ખાણરૂપ છે તે આપણા રસોડા કે આપણી બેઠકના જેવા સ્વચ્છ હશે. મારી દૃઢ માન્યતા છે કે ભંગીને અને તેના ધંધાને તુચ્છ ગણીને આપણે અનેક રોગોને સ્થાન આપ્યું છે બ્રાહ્મણનાં ઘર ભંગીનાં ઘરો કરતાં મેં મેલા જોયાં છે. ભંગીના ઘરની પાસે પાયખાનું હોતું નથી તેથી તે સ્વચ્છ લાગે છે. આપણા પાયખાનાંની ગંદકીથી ને આપણી તે વિષેની ખરી આદતોથી આપણામાં મરકી, કૉલેરા આદિ રોગો આવે છે ત્યારે ત્વરાથી ફેલાય છે એવી ઘણા વિદ્વાન દાક્તરોની માન્યતા છે. મે તો એ વાત ખાસ અનુભવી છે. આપણા પાયખાનાને આપણે એવી સ્થિતિમા મુકી ગણીયે છીયે કે તેને સાફ કરવામા જરાયે સુગ ન આવે, ને તેમા જ્યારે પ્રવેશ કરીયે ત્યારે તે સ્વચ્છ ને દુર્ગન્ધ વિનાના જોવામા આવે. અસ્પૃશ્યતાના પાપથી આપણે સામ્રાજ્યના અસ્પૃશ્ય ભંગી બન્યા છીયે, એટલું જ નહિ પણ તે પાપને અંગે આપણે રોગોના ભોગી પણ બન્યા છીયે ને આપણા શરીર નિસ્તેજ ને દુર્બળ બન્યાં છે. આપણા પાયખાનાં ઇત્યાદિના રિવાજોથી હવા ઉપર કેવી ખરાબ અસર થાય છે ને ખરાબ હવાની અસર શરીર ઉપર કેટલી ખરાબ થાય છે એનો આપણને ખ્યાલ જ નથી. એ વિષયને હું નવરાશે ચર્ચવા ઇચ્છું છું.

મને કંઇ મલિનતા ઉપર મોહ નથી, ભંગી ઉપર પણ મોહ નથી. મને અતિશયોક્તિની ટેવ નથી. હું હિન્દુ શાસ્ત્રોને માનનારો છું, હિન્દુ ધર્મનો અભિમાની છું. મારૂં સત્ય મને નિર્મોહ રાખે છે તે શાસ્ત્રને નામે ચાલતી બધી વસ્તુના અન્ધ સ્વીકારથી બચાવે છે. હું જેમ જેમ નમ્રપણે વિચાર કરૂં છું તેમ તેમ મને ભાસે છે કે જેવી ડાયરશાહી સામ્રાજ્યે ચલાવી, તેવી ડાયરશાહી હિન્દુ ધર્મને નામે હિન્દુઓએ ભંગી ઇત્યાદિ જાતિઓ ઉપર ચલાવી છે. જેમ સામ્રાજ્યની ડાયરશાહીને હું શેતાનિયત

કરું છું. તેની જ શેતાનિયત હું અસ્પૃશ્યતાને ગણું છું. તે દોષમાંથી હિન્દુ ધર્મને મુક્ત કરવા હું મથી રહ્યો છું ને તે માટે વધારે કઠિન તપશ્ચર્યાને સારુ મને લાયક બનાવવા પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું.

---

# મારી નોંધ

## ધોળામાં કાળું

એક મિત્ર સ્વદેશીને લગતી ચળવળનો લાભ લઇ કેટલાક લોકો અપ્રામાણિકપણું ચલાવી રહ્યા છે તેઓના દાખલા આપી લખે છે. 'હું તો દેશમાં પ્રથમ પ્રામાણિકપણું અને પછી સ્વદેશીનો પ્રચાર ઇચ્છું છું.' આ વિચાર નિર્મળ છે, પણ તેમા એકાન્તવાદ છે જૈન દર્શનમાંથી હું ઘણું જાણવા જેવું શીખ્યો છું તેમાંનો એક અનેકાન્તવાદ છે એકાન્તે એક વાત બરોબર નથી હોતી. દરેક વસ્તુને બે પક્ષ છે. 'હું તો પ્રામાણિકપણું પ્રથમ ઇચ્છું' એમા એકાન્તવાદ આવી જાય છે. એ વાત તો સદાય ઇચ્છવા જેવી છે. પણ પ્રામાણિકપણું ન આવે ત્યાં લગી સ્વદેશીનો પ્રચાર ઇચ્છવા જતાં સ્વદેશી અને પ્રામાણિકપણું બન્ને ગુમાવવાનો અવસર આવે. સત્ય કે એવા બીજા ગુણો મનુષ્યમા સ્વતન્ત્રતાએ નથી ઘડાતા કંઇક પણ કાર્ય કરતાં જ ઘડાય છે. હિન્દુસ્તાન લાયક બને ત્યારે જ સ્વરાજ ભોગવે એમ કહીને રાજ્યકર્તાએ આજ લગી સ્વરાજને અટકાવી રાખ્યું ને આપણે અટકાવવા દીધું. હિન્દુસ્તાન તો ક્યારનું લાયક છે. જો હિન્દુસ્તાનમાં પૂર્ણતા હોત તો હિન્દુસ્તાન ગુલામ ન જ થાત પણ સ્વરાજ ભોગવતાં જ સ્વરાજની લાયકાત આવે છે. તે જ રીતે સ્વદેશી ચલાવતાં જ પ્રામાણિકપણું આવશે. સ્વદેશી પ્રામાણિકતા વિના નહિ જ ચાલી શકે એ વિચાર શુદ્ધ છે ને અનેકાન્તવાદનો વિરોધી નથી. તેમ માનવાથી બન્ને વસ્તુ સાથે ચાલી શકે છે. પ્રામાણિકતા વિના એકે વસ્તુ ન જ ચાલી શકે એવો દૃઢ વિશ્વાસ રાખવાથી તે ગુણને વધારી શકાય ને દરેક સારી પ્રવૃત્તિ ચલાવતાં ક્ષોભ ન થાય. મારી માન્યતા તો એવી છે કે જો સ્વદેશીનો આપણે મોહમાં ફસાઈ ત્યાગ ન કર્યો હોત તો આજે જે સ્થિતિ આપણે ભોગવીયે છીયે, જે અસત્ય આપણામાં દાખલ થયું છે, તે ન જ થાત. સ્વદેશીનો પ્રચાર એટલે સત્યનો, સ્વધર્મનો ને સ્વરાજનો પ્રચાર છે એવી મારી ખાતરી છે. તેથી દેશમાં ચાલતી મન્દતાથી ન હારતાં સ્વદેશીના શ્રદ્ધાળુને મારી ભલામણ છે કે તેઓએ સ્વદેશીનો પ્રચાર વધાર્યો જ કરવો. સ્વદેશી ચલાવતાં, રેંટીયો દાખલ કરતા, ખાદી પહેરતાં પહેરાવતાં સત્યનો પદાર્થપાઠ અપાય છે.

## અપ્રામાણિકતા

આ મિત્ર જે દાખલાઓ ટાંકે છે તે ખાદીના વ્યાપાર વિષે અને રેંટીયાના યોગ્ય વિષે છે. તે લખે છે કે ખાદી વેચનાર કાં તો ખાદી હાથના કાંતેલા સૂતરની કહી મીલના

સુતરની વેચે છે અથવા તો ખરી ખાદી ઉપર ભારે નફો ચડાવે છે. રેંટીયા વેચનારા અમે તેવા રેંટીયાની ઉપર ગમે તેવુ દામ લે છે. આ બન્ને દોષો હું પણ અનુભવી રહ્યો છું પ્રત્યેક પ્રવૃત્તિને અંગે થનારા હોય જ છે. તેઓને પહોંચી વળવામાં નવી પ્રવૃત્તિના ચાલકોની કાર્યદક્ષતાની પરીક્ષા આવી જાય છે અને તેની ઉપર જ પ્રત્યેક પ્રવૃત્તિની સફળતાનો આધાર રહ્યો છે. ખાદીનું વધારે દામ લેવાય છે એ લાંબો વખત નહિ ચાલે, કેમકે ખાદી જેમ વધારે ઉત્પન્ન થશે તેમ તેના વેચનારા હરિફાઇ કરીને દામ ઓછું કરશે ખોટી ખાદી વેચાયા કરે છે તેને પહોંચી વળવું મુશ્કેલ છે. શુદ્ધ ખાદી અંકાવવાનો પ્રયત્ન હું કરી રહ્યો છું. તે આંકવાનું સાધન મેળવી રહ્યો છું પરીક્ષા કરનારા ચોકશીઓ તુરત મળવા મુશ્કેલ છે, કેમકે હાથના સુતરની પારખ વણાઇ ગયા પછી કરવી સાવ સહેલી નથી દરમિયાન સહુએ પોતાને ભરોસો હોય તેવી જ જગ્યાએથી ખાદી લેવાનો નિશ્ચય કરવો તેમ છતાં છેતરાઇ જવાશે તો પાપ છેતરનારને હોય, છેતરાનારને કદી ન હોય. એવું કપટ ચાલતાં છતાં લોકોમા ખાદીનો પ્રેમ વધશે, ખાદીથી ભડક ભાગશે, ખાદી ખાનદાનનો પોષાક ગણાશે, એ ફાયદો તો દેશને થશે જ.

## રેંટીયાની પરખ

ખરાબ રેંટીયા વેચાય છે તેમા ભય રહેલો છે ખરો. કેમકે જે ન કંતાય એવા અથવા ઘણુ ઓછુ કંતાય એવા અગર તો તુરત તૂટી જાય એવા રેંટીયા વેચાય તો રેંટીયાનો અણગમો ફેલાવાનો સંભવ બહુ રહ્યો છે પણ મારી ઉમેદ છે કે આનો ઉપાય થોડી મુદતમા થઇ શકશે. રેંટીયાના અખતરા ચાલી રહ્યા છે. રેંટીયા જાણનાર જેમ વધતા જશે તેમ તેમ ખરાબ રેંટીયા વેચાતા બંધ થઇ જશે. જેમ સોનાની કસોટી કાઢવાને ધર્મનો કાંટો મુબાઈમાં રહે છે તેમ રેંટીયાને સારૂ પણ જો કંઈ કસોટી કાઢી શકાય તો કાઢવી એ હું વિચારી રહ્યો છું. દરેક સારી વસ્તુઓનો પ્રચાર એમ જ વધે છે. જેમ ટાઈપરાઈટર, શીવવાના સંચા આદિને વિષે આપણે જાણી શકીયે છીયે તેમ જ રેંટીયાનું પણ આપણે થોડી મુદતમા કરી શકીશું એવી મારી ઉમેદ છે રેંટીયાની ઉપર લોકોનો વિશ્વાસ એટલો બધો વધતો જાય છે કે હું માનું છું કે થોડા સમયમાં સારા, મજબૂત ને સસ્તા રેંટીયા આપણા હિન્દુસ્તાનની બજારોમાં જોઇશું દરમિયાન જ્યાં જ્યા રેંટીયાની પ્રવૃત્તિ ચાલી રહી છે ત્યા ત્યાં કાર્યવાહકો પોતે રેંટીયા સારા કોને કહેવા ને નઠારા કોને કહેવા તે જાણી લે તો વધારે સારૂં આટલી પરીક્ષા તો હું અહીં જ લખી નાખું.

૧. રેંટીયાનું ચક્ર અવાજ વિના ને અટક્યા વિના ચાલવું જોઇયે.
૨. રેંટીયાનો દરેક ભાગ મજબૂત જોડેલો હોવો જોઇયે.
૩. ચક્રને ચલાવવાનો હાથો ખસી જાય એવો ન હોવો જોઇયે.
૪. રેંટીયાની ત્રાક અવાજ વિના ફરવી જોઇયે. આમ થવા સારૂ ચમરખાં ઘાસનાં કે ચામડાનાં હોવાં જોઇયે

૫. રેંટીયા વડે એક કલાકે સારા કાંતનારને હાથે ઓછામાં ઓછું અઢી તોલા સૂતર નીકળવું જોઇયે. છઠ્ઠી શરત ન પાળે એટલે કે એક કલાક સુધી જે રેંટીયો એ રીતે ન ચલાવી શકાયો હોય તે રેંટીયો પાસ ન જ કરવો જોઇયે.

## સુતાર સ્વયંસેવક

આપણામાં કેવળ વિદ્યાર્થીઓને જ સ્વયંસેવક બનાવવાની રૂઢિ પડી ગઇ છે. તેને બદલે બધા સારા યુવકોને સ્વયંસેવક મંડળમાં જોડવાની પ્રથા પાડવાની જરૂર છે, એમ હું પહેલાં લખી ગયો છું. જો આપણે પ્રજાની પ્રવૃત્તિઓ ખૂબ ચલાવવી જ હોય તો આપણે ઘણા કારીગરોને પણ પ્રજાકીય કાર્યમાં યોજવા જોઇયે. સુતારો, લુહારો વગેરે જ્યારે પ્રજા-હિતને સારૂ કામ કરતા થઇ જશે ત્યારે આપણે સોંઘા ને સારા રેંટીયા પણ કરી શકશું. આજે તો આપણી દશા એવી કંગાલ છે કે જો કાંતવાને આપણે તૈયાર થઇયે છીયે તો તુરત અને સારા રેંટીયા બનાવી આપે એવા સુતાર મળતા નથી. સુતાર મળે છે તો ત્રાક બનાવનાર લુહાર નથી મળતા. લુહાર સુતાર મળે છે તો પ્રામાણિક ને સ્વદેશપ્રેમી પીંજારા નથી મળતા. પણ જો આપણી પાસે સ્વરાજને સારૂ કામ કરનારા લુહાર, સુતાર, પીંજારા વગેરેનાં મંડળો હોય તો આપણે પ્રજાને ઘણે આગળ ચડાવી શકીયે. આ કામ કેટલું સહેલું છે તે એક સુતાર ભાઇના કાગળ ઉપરથી જણાઈ આવે છે. તે લખે છે: "સ્વામીનારાયણનું મન્દિર મફત બાંધી અપાયા વિષે આપે લેખમાં જે લખ્યુ છે તે બરોબર છે. સ્વરાજમન્દિર બાંધવામાં જે કારીગરોની જરૂર પડે તે અમારી તરફથી પૂરા પાડવા જોઇયે. તે માટે કે મોટી શાળાઓ બાંધવી પડે તે માટે ઍસ્ટીમેટ કરી જેટલા સુતારનું કામ પડે તેટલા અમે અમારી નાત મળીને વહેંચાઈ જશું. મહિના મહિનાના વારા કરીને પગાર નહિ લેતાં દેશને વાસ્તે મદદ કરીશું." આ લખનાર મિસ્ત્રી જેવા ઘણા દેશમા હોવા જોઇયે કે જેને આપણે સ્વદેશના કાર્યમા પરોવીયે તો સ્હેજે પરોવી શકાય અને સ્વરાજનું મન્દિર ચણનાર કારીગરોનાં મંડળો ઠેર ઠેર ઉભા થાય

---

# ¶ મધ્ય પ્રાન્તમાં ગાંધીજી

[ પૃ. ૯૫૮ થી ચાલુ ]

### ઉમરાવતી

નાગપુરથી ગાંધીજીને ઉમરાવતી જવાનું હતું. ઉમરાવતી વરાડની પુરાણી રાજધાની નાગપુર રેલવેની મુખ્ય લાઇનથી ૭ માઇલ પડખે આવેલું છે અને બડનેરા જંક્શનથી ત્યાં રેલવેની એક શાખા જાય છે. ઉમરાવતીનું ગાંધીજીને ઘણા દિવસનું આમન્ત્રણ હતું વળી ઉમરાવતી ગાંધીજીના પ્રિય સાથી સ્વર્ગસ્થ ભાઇ ચાંદવાડકર પટવર્ધનનું ગામ-તેથી પણ ગાંધીજીને મન ઉમરાવતી જવું યાત્રા સમાન હતું. અહીંઆ પણ અજી વ્યવસ્થા ન લેવામા આવી. સ્ટેશન

ઉપરથી જ સ્વયંસેવકોને હાથે અમારો કેટલોક સામાન ગાડી ચડી ગયો તે બે કલાકે પત્તો લાગ્યો. અહીં પણ સ્ત્રીઓની અને પુરુષોની એમ જુદી જુદી બે સભાઓ થઇ. તિલક સ્વરાજ ફંડમાં નાણાં અને ઘરેણાં પણ ઠીક મળ્યાં.

## ૨૫. ભાઇ યાદવાડકર પટવર્ધન

પુરુષોની સભામાં પંદરેક હજાર લોકો હશે. ગાંધીજીના ભાષણમાં સૌ પહેલું સ્મરણ તો અલબત્ત ભાઈ યાદવાડકર પટવર્ધનનુંજ હતુંઃ "ભાઇ યાદવાડકરે પોતાનું સર્વસ્વ દેશને અર્પણ કર્યું હતું. મહાસભા, લીગ ઈત્યાદિ પ્રજાકીય સંઘો આપણી પાસેથી આજે જે જે કંઈ માગી રહ્યા છે તે બધી વસ્તુઓ તેમનામાં હતી. આપણે તેમના જેવા હોત તો આજ સ્વરાજ મળી ચુક્યું હોત. એક કાળે તેઓ હિન્દમાં સ્વરાજ્ય સ્થાપવાને સારૂ અશાન્ત ઉપાયોની જરૂર માનનારા હતા, પણ પાછળથી તેમના વિચાર બદલાયા હતા. તે પાકા સત્યાગ્રહી બન્યા હતા અને મહાસભા તથા લીગના કાર્યક્રમમાં જ હિન્દુસ્તાનનું શ્રેય છે એવી એમની દૃઢ શ્રદ્ધા હતી"

## દાદાસાહેબ ખાપર્ડે

અસહકારના શાન્તિમય સ્વરૂપ ઉપર ભાર મુકતાં તેમણે જણાવ્યું કે "મહાસભાના ઠરાવથી આપણે હરહાલતમા શાન્તિ જાળવવાને બંધાયેલા છીયે શાન્તિ જાળવવાની આપણી શક્તિને વિષે આપણને તેમજ અંગ્રેજોને બન્નેને શક છે. બંદુક તલવારથી દબાઇને નહિ ધર્મવૃત્તિને અનુસરીને આપણે શાન્તિ જાળવીયે છીયે એ આપણે બતાવી આપવું જોઇયે. દાદાસાહેબ ખાપર્ડે સાથે મારે પહેલેથી મતભેદ છે. એમનો એક રસ્તો છે, મારો બીજો છે. હું જાણું છું કે જે રસ્તે તે જવા માગે છે તે રસ્તે સ્વરાજ ન મળે. છતાં હું તેમને ગાળ ન દઉં. તેમના માણસને કૂવા પર પાણી ભરવા ન દેવું એમાં મહાસભાની આજ્ઞાનો ભંગ છે. કોઈ માણસ આપણો વિરોધી હોય અને તે છતાં તે એકલો હોય તોપણ આપણા તરફથી એ સાવ નિર્ભય રહે એવું જ એના તરફ આપણું વર્તન હોવું જોઇયે. અલબત્ત, દાદાસાહેબ ખાપર્ડેની પાસે ધારાસભા વગેરેમા આપણે સેવા ન લઇયે, પણ કરીયે તો ખરાં. તે માંદા પડે તો તેની સેવા કરીયે. લૉર્ડ ચેમ્સફર્ડ માંદા પડે તો તેમની પણ સેવા કરીયે; પણ તેમના ખિતાબ જરૂર ન સ્વીકારીયે.

## શરાબની કમાણી

"આપણી લડત આત્મશુદ્ધિની છે. આત્મશુદ્ધિ શું છે? દારૂ વગેરેનો ઉપયોગ કરનારાઓએ તે વસ્તુઓનો ત્યાગ કરવો જોઇયે. આ વસ્તુઓમાંથી સરકારને સત્તર કરોડ રૂપીયા મળે છે. એટલે તે બંધ થતા હોય ત્યાં સરકાર આપણને સુખે ન બેસવા દે એ દેખીતું છે. શરાબમાથી થતી કમાણીમાંથી આપણાં બાળકોને કેળવણી મળતી હોય તે આપણને ન ખપવી જોઇયે. સ્વરાજ્યમાં શરાબની કમાણી તો આપણને હરામ હોવી જોઇયે. તે વિના આપણે કેળવણી આપી શકીયે છીયે એવી મારી ખાતરી છે. ડૅા. ગોળકરે કરેલું ભાષણ હું

વાંચી ગયો છું મૅજિસ્ટ્રેટ તેને ઇન્સાફ કે ગેરઇન્સાફ ગમે તે કરે પણ હું એટલું તો ચોક્ખું કહું છું કે મહાસભામાં, ખુલ્લી રીતે ન ચર્ચાયું હોય એવું એમાં તેમણે કશું જ નથી કહ્યું. ‘રીપબ્લિક’ (પ્રજાસત્તાક રાજ્ય) એ શબ્દ તેમણે વાપર્યો છે. પણ રીપબ્લિક એ જન્મસિદ્ધ હક છે. હિન્દ તો અનાદિકાળથી ગ્રામ્ય રીપબ્લિક ભોગવતું હતું. બિહારની સરકાર પંચાયતને તોડવા મથી રહી છે. સરકારની કોર્ટમાં જ ઇન્સાફ મળે એમ માનવું ભ્રમ છે. આપણને જનરલ ડાયર કે સર માઇકલ ઓડવાયર સામે ઇન્સાફ મળ્યો છે? હું સાક્ષી છું કે ઇન્સાફને બદલે ગેરઇન્સાફ મળ્યો છે. પણ તમે ડૉ. ચોળકરને માટે દિલગીર ન થતા. તેમને મુબારકબાદી આપો. તમે દારૂ પીવાની ટેવવાળાઓને વીનવી સમજાવી દારૂ છોડવાનું કહો. પીઠાંવાળાને દારૂ ન વેચવા વીનવો, ઇજારો લેવા ઇચ્છનારને તેમ ન કરવા વીનવો. પણ ક્યાંયે જબરદસ્તી ન કરતા. સરકારને વિષે ‘શયતાન’ શબ્દ પણ તમે ન વાપરો. પંજાબ વિષે પણ રોષ ન કરો. એ ટીકા કરવાનું મને એકલાને સોંપો. શરાબ બંધ કરાવવાનો તમે પ્રયત્ન કરો પણ તેમાં કોઇની નિન્દા ન કરો, ગાળો ન દો. આજ સખ્ત શબ્દોનો જમાનો ચાલ્યો ગયો છે હવે તો કામ કરવાનો વખત આવ્યો છે. આપણે બોલવા માટે કેદ જઇયે તેના કરતાં કાર્ય કર્યાને સારૂ જઇયે—ભલે દારૂ ન પીવો એને સરકાર પાપ ગણે—ત્યારે સરકારનું પોગળ તદ્દન ખુલ્લું થઇ જશે, ત્યારે તે એની મેળે નાશ પામશે.”

## ખાદીમાં મગરૂરી

પછી ગાંધીજીએ વ્યભિચાર, ચોરી, જૂઠાણું વગેરે આપણી વચ્ચેથી નિર્મૂળ કરવાનું કહ્યુ, અને સ્વદેશીધર્મની આવશ્યકતા ઉપર બોલતા હકીમ અજમલખાનજી વગેરે અત્યન્ત બારીક વૈભવી કપડાં પહેનારા પણ આજ સ્વદેશીધર્મનું રહસ્ય સમજી હોંશથી ખાદી પહેરે છે અને તેમાં મગરૂરી માની રહ્યા છે તેમનું અનુકરણ કરવા કહ્યું. છેવટે અસ્પૃશ્યતાના પાપમાંથી છૂટવા તેમજ બ્રાહ્મણ અબ્રાહ્મણના ઝગડામાં ન ફસાવા માટે ભાર મુકીને વિવેચન કર્યું અને ‘તિલક સ્વરાજ ફાળા’ માટે ભિક્ષા પણ માગી. થોડી જ વારમાં સારી રકમ જમા થઇ. આ પછી કાર્યવાહકોની સભા હતી તે પૂરી થતાં રાતના બાર વાગ્યા. તે જ રાત્રે જબલપુર જવાને માટે અમારે નાગપુર છોડવાનું હતું એટલે તા. ૩૦મીની સવારે તો અમે પાછા નાગપુર પહોંચ્યા.

## સિવની—જબલપુર

વખત બચાવવા અને અનુકૂળ વખતે પહોંચવા માટે અમારે અહીંથી ટ્રેનને બદલે મોટરમાં જબલપુર જવાનું હતું. એકસો પાંસઠ માઇલનો પાધરોદોર રસ્તો છે. રસ્તા પરનાં ગામડાંઓને તો ખબર પડી જ જાય અને દર જગાએ લોકોનાં ટોળાં હાજર જ હોય! મધ્ય પ્રાન્તમાં ગરીબાઇ બહુ છે, તેમાંય આ વખતે દુષ્કાળે પોતાનો પંજો તેના ઉપર નાખ્યો છે. અરધેક રસ્તે સિવનીમાં એક કલાક રોકાવાનું હતું અસહકારની લડતમાં સિવની ઐતિહાસિક સ્થળ બન્યું છે. શ્રી. ભગવાનદીનજી મધ્ય પ્રાન્તના એક પ્રતિષ્ઠિત આગેવાન

છે. તે અસહકારને અંગે અહીં વ્યાખ્યાન દેવા ગયા હતા તે પછી તેમને પકડવામા આવ્યા હતા. સિવની ગામ નાનકડું છે ને ૨ હજારની વસ્તી છે. વસ્તીમાં દક્ષિણી, હિન્દી અને મારવાડી લોકો છે. દક્ષિણીનું પ્રમાણ સ્હેજ વધારે હશે. અહીં પ્રથમ સ્ત્રીઓની સભા હતી. ગામના પ્રમાણમાં સ્ત્રીઓ ઘણી એકઠી થઈ કહેવાય. 'તિલક સ્વરાજ ફંડ'માં પણ સારી રીતે પૈસા તથા દાગીના ભરાયા. આ સભા પછી જાહેર સભા થઇ લોકો સખત ગરમીમાં ખુલ્લા બેઠા હતા તેમાં તેમનો ઉત્સાહ અપૂર્વ હતો. ભાષણમાં ભગવાનદીનજીના ઉત્સાહનો ઉલ્લેખ કરવા ગાંધીજી ચૂક્યા નહિઃ "ભગવાનદીનજી અહીં ભાષણ કરવા આવ્યા ને પકડાયા તેથી મને અહીં રોકાવાની વિશેષ ઇચ્છા થઇ. બીનગુન્હેગારને સરકાર પકડે તે આપણી જીતની ચોક્કસ નિશાની છે. આવી રીતે પકડાવામાં આપણે આનન્દ અને લ્હાવો માનવાં જોઇયે "

### ગટરનું પાણી

દારૂનો ત્યાગ કરવાનું સમજાવતા ગાંધીજીએ કહ્યું કે "દારૂ પીવા કરતા ગટરનું પાણી પીવું બહેતર છે. ગટરનું પાણી ગંદું છે, તેનાથી રોગ થાય એટલું જ; પણ દારૂથી તો આત્મા મલિન થાય છે." પછી આ હીલચાલ આત્મશુદ્ધિની કેવી રીતે છે અને એવી પ્રજાકીય શુદ્ધિને માટે આપણે આજે શું શું કરવું જોઇયે તે સમજાવ્યા બાદ 'તિલક સ્વરાજ ફંડ'નું ઉઘરાણું ચાલ્યું, તેને જવાબ પણ સારો મળ્યો. અહીંથી પરબારા જબલપુર જવા નીકળ્યા. રસ્તામાં બે ચાર ગામડાંમાથી પસાર થતા ત્યા લોકો ભેળા થયા હતા, તેઓએ બહુ સારી વ્યવસ્થા રાખી હતી એમ અમે જોયુ એક જગ્યાએ તો ભાઇઓ તથા બહેનો અત્યન્ત શાન્તિપૂર્વક ગોઠવાઇને બેઠાં હતાં. અને ગાંધીજી આવ્યા ત્યાથી ગયા ત્યા સુધી તે જ વ્યવસ્થા તથા શાન્તિ રહ્યાં હતા. આટલી વ્યવસ્થા અને શાન્તિ આખા દેશમાં દરેક જગ્યાએ સ્વાભાવિક થઈ જાય તો સ્વરાજ બહુ સહેલું થઈ પડે. જબલપુર સાંજે પાંચ વાગ્યે પહોચ્યા. આ શહેર નર્મદાને કિનારે આવેલું છે. રાત્રે આઠ વાગ્યે વિરાટ જાહેર સભા હતી. એક મોટા મેદાનમાં પચાસથી સાઠેક હજાર માણસો મળ્યાં હશે! સ્ત્રીઓની સંખ્યા ત્રણ હજાર જેટલી હતી. અહીં સ્ત્રીઓને સ્વરાજના ફાળામા ઘરેણા આપવાનો શોખ હોય તેમ દેખાતું હતું. બીજે દિવસે બપોરે સ્ત્રીઓની ખાસ સભા ભરી હતી તેમા પણ પુષ્કળ દાગીનો ભેટ કરવામાં આવ્યો.

મ૦

---

તા. ૧૦-૪-૧૯૨૧

## નોંધ

૬ <u>નવા વાઇસરાય</u>

નવા વાઇસરાય લૉર્ડ રીડિંગ પ્રત્યે અસહકારીઓનું કર્તવ્ય સ્પષ્ટ છે એમને આવકાર આપવાને મળનારા મેળાવડાઓમાં જેમ આપણે ભાગ ન લઇયે તેમ તેવા આવકારની સામે પણ આપણે ન જ થઇયે. તેવા આવકારને વખોડી કાઢનારા કોઈ મેળાવડા થવા હોય તો

તેમાં પણ આપણે ભાગ ન લઇયે. અંગ્રેજો જોડે આપણે કશું વ્યક્તિગત વેર નથી. અધિકારીઓની સામે પણ આપણે કશું અંગત વેર નથી એઓ જે તન્ત્રને ચલાવી રહ્યા છે તે રાજ્યતન્ત્રને આપણે નાબૂદ કરવા ઇચ્છતા છીયે, અને તે તો આપણે કર્યે જ છૂટકો છે. કારણ એ રોમેરોમ સેતાનિયતથી ભરેલું છે. અમલદારોમાં પણ ડાયર ઓડવાયર જેવા જેમણે હિન્દુસ્તાનનું અનિષ્ટ કર્યું છે અને જેમણે તેનું નિમક હરામ કીધું છે, તેવાઓનો આપણે ત્યાગ કરી શકીયે. લૉર્ડ રીડિંગને તો આ અમૂલ્ય તક મળી છે એમ કહી શકાય. એ પ્રતિભાશાળી જાતિમાં જન્મેલા છે. 'અન્ત્યજ' એ શી વસ્તુ છે અને એના અન્તરની લાગણીઓ કેવી હોય એ તેઓ જાણે છે. જો અસહકારીઓની લડતને તેઓ નિર્વિકાર મનથી તપાસી જોશે અને પછી જો તેઓ તેમની માગણીની હિમાયત કરવામાં નિષ્ફળ નીવડશે તો તેમને પોતાને જ અસહકારી થવું રહ્યું. જ્યાં સુધી સરકાર તરફથી પશ્ચાત્તાપ નથી ત્યાં સુધી તેઓ અસહકારીઓને 'ગઈ ગુજરી વિસરવા'ની વાત કેમ કરી શકશે? તેમ મુસલમાનોને પણ તેમની ન્યાય્ય માગણીઓ છોડી દેવાનું અગર તો હિન્દુઓને પોતાના ભાઈઓને દગો દેવાનું પણ તેમનાથી ન જ કહી શકાય. છેલ્લી રહી સ્વરાજની વાત. એમાં પણ વાઈસરાય સાહેબથી પ્રજાને એનો જન્મસિદ્ધ હક મેળવવાની વાત લૅન્કેશાયરની ખાતર કે બીજા કોઈની પણ ખાતર મુલતવી રાખવાનું કહી શકાય એમ નથી.

આમ ના૦ લૉર્ડ રીડિંગને ચારેમેરથી હિન્દી માગણીઓને લગભગ સાવ પ્રતિકૂળ અને વિરોધી એવા અધિકારી વાતાવરણ વચ્ચે માથું ઉંચું રાખી રહેવું આમે ભારે તો પડવાનું જ છે. અસહકારીઓએ એ મુશ્કેલીઓમાં વધારો કરવાની જરાયે જરૂર નથી. અસહકારીઓને તો એઓ નામદાર પોતા તરફથી હિન્દુસ્તાનનું વધારેમાં વધારે શુભ કરવા ધારે છે એમ જ માનીને ચાલી લેવું છાજે તેઓ કશું પ્રત્યક્ષ કરી શકશે કે કેમ એ અલાયદો સવાલ છે. તેમ તેઓ તેવું કશું કરી નાખશે એમ માની લઈ આશાના કિલ્લા બાંધવાની સામે પણ અસહકારીઓને ચેતવું છું. આ આપણી આખી લડત જ સ્વાશ્રય અને સ્વાવલંબનની છે. આપણી અભિવૃદ્ધિને માટે જોઇતું વાતાવરણ તેમજ ખાતરપાણી પણ આપણે જ પેદા લેવાં કરી રહ્યા છે. એ સાધનોમાં નમ્રનેહાર ખાનદાનીથી આપણા કાર્યમાં હરકોઇ સ્ત્રી કે પુરુષની શુભેચ્છા અને સહાનુભૂતિ આપણે મેળવી લેવી એ પણ આવી જાય છે.

---

# મારી ઓરિસ્સાની મુસાફરી

ગોપબન્ધુ દાસ

જ્યારે ઓરિસ્સામાં દુકાળ હતો ત્યારે લોકે ઓરિસ્સાનું દારિદ્ર હું સમજી શક્યો હતો તોપણ મારી માન્યતા એવી રહેલી છે કે ચંપારણના જેટલા કંગાલ લોકો ક્યાંયે નહિ હોય. પણ મને ખાત્રી છે કે ઓરિસ્સા ભૂખે મરે છે. કહેવત એટલે છે કે ચંપારણમાં જણના

માલીકોનાં દુઃખથી પીડાઇ લોકો ભીખારી થયા હતા, અને ઓરિસ્સામાં જે દુઃખ છે તે કુદરતના કોપથી થયેલું છે. કા તો અનાવૃષ્ટિથી ધાન્ય ન પાકે અથવા તો અતિવૃષ્ટિ થઇ રેલ આવે ને પાક તેમજ ઘરો ધોવાઇ જાય, તેથી ઓરિસ્સામાં તો સદાય દુકાળ જેવું હોય છે.

ઓંકગાલ દેશમા અત્યારે ખરા નેતા ગોપબન્ધુ દાસ છે, જેમણે રા. અમૃતલાલ ઠક્કરને દુષ્કાળ વેળાએ પૂરી મદદ દીધી હતી. ગોપબન્ધુ બાબુ વકીલ થયા, થોડા વર્ષ વકીલાત કરી પણ છેવટ છોડી દીધી ને પોતાનું સર્વસ્વ દેશસેવામા અર્પ્યું. તેમણે પુરીથી છટ બાર માઈલ દૂર આવેલ સખીગોપાલમા એક નિશાળ કાઢી.

### કુંજશાળા

તેમાં ઉદ્યોગ ને ભણતર બન્ને શીખવવામા આવે છે. તે શાળા સરકારમાન્ય કરવામા આવી હતી, પણ અસહકારના ઠરાવ પછી ગોપબન્ધુ બાબુએ સરકારનો કાબુ કાઢી નાખ્યો કેટલાક બાળકો નેથી ગયા ને કેટલાક બીજા તેમા આવ્યા. એ નિશાળ સારુ ગોપબન્ધુ બાબુ જાતે ભિક્ષા માગી દ્રવ્ય એકઠું કરે છે આ શાળા લગભગ વીસ એકર હરિયાળી કુંજોથી ઉભરાઇ જતી જગ્યામા આવેલી છે બાળકોને શિક્ષણ ઝાડોની છાયામા ખુલ્લા મેદાનમા દેવામા આવે છે ઉદ્યોગમા સુતારી કામ મુખ્ય છે હવે કાતવાનું ને વણવાનું દાખલ કરવામા આવ્યુ છે. ગોપબન્ધુ બાબુ બિહાર ધારાસભાના સભાસદ હતા તેથી ગવનરો આદિ મોટા માણસોને નોતરતા તેઓની ટીકા બધી નિશાળને વખાણનારી જોઈ.

### સેવાસમાજ

ગોપબન્ધુ બાબુએ એક સેવાસમાજ કાઢી છે. તેમાં કેટલાક વકીલો અને બીજા વિદ્વાન ગૃહસ્થો જોડાયા છે. આમાના ઘણા અસહકાર શરુ થયો ત્યારથી દરમાસે માત્ર દસ બાર રૂપીયા જેટલી રકમ ઉપર નિર્વાહ કરે છે. મૂઠી ચાવલની ભિક્ષા માગે છે, તે ઉપરથી હાલ સ્વરાજ આશ્રમ પણ સ્થપાયો છે. આ સભ્યો અને નિશાળના બાળકોનો ખોરાક મુખ્યત્વે કરીને ભાત, દાળ, તેલ ને મળે ત્યારે છાટો ઘી અથવા શાક હોય છે. તેઓનું માસિક ખર્ચ સાતથી આઠ રૂપીયા આવે છે પહેલા થોડું ઘી લેતા, પણ અસહકાર પછી તે બંધ કર્યું છે આટલું દુઃખ સ્વેચ્છાએ સહન કરીને હિન્દુસ્તાનમા જીવતી બીજી કોઇ સમાજ ભાગ્યે જ હશે મે જ્યારે પૂછ્યું કે આવા નબળા ખોરાકની અસર શરીર ઉપર નહિ થાય? ત્યારે ગોપબન્ધુ બાબુએ જવાબ આપ્યો કે સ્વરાજ ખાતર આટલુ દુઃખ સહન ન કરીએ? હું ચૂપ રહ્યો જ્યારે વિટંબણા માથે આવી પડે,છે ત્યારે કોણ જાણે કયાથી ઇશ્વર તે સહન કરવાની શક્તિ આપી દે છે.

### જગન્નાથ

ગોપબન્ધુ બાબુની નિશાળની યાત્રા કરી અમે જગન્નાથપુરી પહોંચ્યા પુરી દરીઆના કિનારા ઉપર આવેલ હોવાથી ત્યા હવાની લહેર આવ્યા કરે છે. પણ તેથી કોઇએ એમ

નહિ માનવું કે, હવામા પુરી ડુમસ, પોરબંદર, વેરાવળ કરતા જરાયે ચઢી જાય છે. 'જાણીનો શાહુકાર કમાઇ ખાય' તેમ બંગાળીઓએ અને સરકારે તેને આરોગ્ય ભુવન ઠરાવી નામાંકિત કરી મુક્યુ છે. ત્યાથી બંગાળીઓ દર વર્ષે આરોગ્ય ચોરી જાય છે ને ભોળા જાત્રાળુ માને છે કે તેઓ જગન્નાથના દર્શન કરી પંડાઓને દક્ષિણા આપી પુણ્ય લૂંટી જાય છે. જગન્નાથનાં દર્શન કરવા હું ગયો ત્યારે મારા મનમાં અનેક વિચારો આવ્યા. મન્દિર પ્રાચીન છે, ભવ્ય છે ટોચ ઉપર સુદર્શન ચક્ર ઝગી રહ્યુ છે ને તેની ઉપર ધ્વજ ફરકે છે મન્દિરને ઉંચું બાધવામાં આવ્યુ છે. મૂર્તિઓ નારાયણ અને લક્ષ્મીની છે મૂર્તિઓ કદે મોટી હોઇ ભયાનક લાગે છે જ્યાં મૂર્તિ બિરાજે છે ત્યા ઘોર અંધારૂ છે નથી હવા કે નથી અજવાળુ. એક કે બે ઝાખા દીવા હોય છે.

## પરદેશી વાઘા

મૂર્તિને વાઘા પહેરાવવામા આવે છે તે પરદેશી છે! આટલુ અંધેર, આટલુ અવિચારી જીવન કેમ? મૂર્તિના વાઘાને સારૂ તો અસંખ્ય કુમારિકાઓ પ્રેમપૂર્વક ઝીણું સૂતર કાંતતી ને તેને વણકરો પ્રેમપૂર્વક વણતા બીજા વસ્ત્રો અપવિત્ર ગણાતા હવે પંડાઓ કેમ પાખંડી અને પરદેશી થઇ ગયા એ વિચારમાં હું ગરકાવ થઈ ગયો જેમ બીજી જગ્યાએ તેમ અહીં પણ પંડાઓનો ત્રાસ પુષ્કળ છે ભાવિક માણસોને તેઓ લૂંટે છે. જગન્નાથજી આ બધા અત્યાચારના સાક્ષી થઇ કેમ બેસી રહે છે? 'જેવા પૂજારી તેવા દેવ' એ કહેણુ યાદ આવ્યુ નિરાકાર ઇશ્વર કઇ થોડા અત્યાચારોનો સાક્ષી નથી બનતો! તેણે તો કર્મનો કાયદો ઘડીને હાથ ધોઈ નાંખ્યા છે. તો પછી જગન્નાથજીનો શો દોષ?

## હૃદયવેદક દેખાવ

અનેક જાણવાજોગ વસ્તુઓ મને બતાવવામા આવે છે તેમ મને દુકાળીઆના દર્શન પણ કરાવવામા આવ્યા હતા આ હાડપિંજર માત્ર રહેલાં, માંસસ્નાયુ વિનાનાં સેંકડો સ્ત્રીપુરુષો, બાળબાળાઓને જોઇ હું બહુ દુ:ખી થયો, હૃદય વેધાયું જો આમ દુકાળીઆને અનાજ ન મળે ને તેઓ ભૂખે મરે તો સ્વરાજ મળે વા ન મળે તેનો શો અર્થ? સ્વરાજ તો એ જ કહેવાશે કે જેમાં એક પણ માણસ વગરવાંકે ને પરાણે ભૂખ્યુ કે નાગું નહિ રહે

## અનાથાલય

આ મન્ત્ર ગોખતો હું પુરીની પોલીસના મુખી લાલા અમીચંદે કાઢેલું અનાથાશ્રમ જોવા ચાલ્યો અહીં દુકાળીઆને એકઠા કરવામાં આવ્યાં છે ને તેઓને સદરી તેમજ પગ-લુંગીઓ કરવાનું ને કાંતવાવણવાનું શીખવવામા આવે છે કાંતવાવણવાનું તો સ્વદેશીના ને અસહકારની દ્રષ્ટિ પણ દાખલ કરવામાં આવ્યું છે આ ઉપરથી હું જોઇ શક્યો કે

કંતામણ એ દુષ્કાળનું નિવારણ છે એ વાક્ય જરાયે ખોટું નથી. નેતાઓની સાથે મેં આ બાબત વાત કરી અને પુરી દુષ્કાળ ફંડમાંથી જે રૂપીયા બચ્યાં છે તેનો ઉપયોગ દુષ્કાળપીડિત લોકોનાં ઘરમાં રેંટીયા દાખલ કરવા અર્થે કરવાનો ઠરાવ કરવામાં આવ્યો.

---

તા. ૧૪-૪-૧૯૨૧

# § દારૂગોળો

એક કરોડ રૂપીયા સ્વરાજ ફાળા માટે, એક કરોડ સભાસદ રાષ્ટ્રીય મહાસભા માટે અને વીસ લાખ રેંટીયા હિન્દુસ્તાનની આબરૂ ઢાંકવા માટે—હિન્દના સાત કરોડ ભૂખ્યાંને અન્નજોગાં કરવા માટે— આ બેજવાડાની બેઠકમાં પસાર થયેલા મહાસમિતિના ઠરાવને શ્રીયુત ચિત્તરંજન દાસે સ્વરાજની લડતના 'દારૂગોળા' તરીકે વર્ણવ્યો હતો. આ વર્ણનમાં અતિશયોક્તિ છે એમ ન કહી શકાય. મહાસમિતિએ પ્રજા સમક્ષ રજુ કરેલો આ કાર્યક્રમ બહુ ભારે કે ગુંચવાડાભર્યો છે એમ પણ નહિ કહી શકાય. આપભોગ પણ ખરૂં જોતાં એમાં ઝાઝો નથી. માત્ર યોજનાની, નિશ્ચયની અને ઉદ્યોગની જ જરૂર છે. મહાસભાના ૨૧ પ્રાન્તો છે અને દરેક પ્રાન્તમાં મહાસભાનો આ કાર્યક્રમ ઉપાડી લઇ તેને પાર પાડવાના કામમાં આખા પ્રાન્તને પરોવી દે એવા કાર્યકર્તાઓ પણ પડેલા છે. તેથી મારી તો આગ્રહભરી સલાહ છે કે તેમણે દરેકે સભાસદો નોંધવાના, સ્વરાજ ફાળો ઉઘરાવવાના અને રેંટીયા ચાલુ કરવાના કામમાં વગરવિલંબે પરોવાઇ જવું.

એક દિવસ ગુમાવ્યો અત્યારે આપણને પોસાય તેમ નથી એ વાત સતત આપણી આંખ આગળ રહેવી જરૂરી છે. આપણા પ્રાન્તમાંના ઉમ્મરે પહોંચેલ દરેક સ્ત્રીપુરુષ પાસે આપણે પહોંચી જવું જોઇયે અને તેમને મહાસભામાં જોડાવાની તક કરી આપવી જોઇયે. આપણે તો સમજણાં છોકરાંછોકરીઓને પણ દરેકને સ્વરાજ ફાળામાં ભરવાનો રસ્તો કરી આપવો જોઇયે અને દરેકે દરેક કુટુંબમાં રેંટીયાનો પ્રાણદાયી સન્દેશો પહોંચાડી દેવો જોઇયે. ગરીબમાં ગરીબ પ્રાન્તને પણ આ કાર્યક્રમનો પોતાનો હિસ્સો પૂરો કરવામાં અંદેશો આણવાનું કારણ નથી. મારા ધારવા મુજબ હિન્દુસ્તાનમાં ઓરિસ્સા પ્રાન્ત સૌથી ગરીબ છે. ત્યાંના કાર્યકર્તાઓ જોડે મારે જ્યારે આ કાર્યક્રમ ઉપાડી લેવા વિષે વાત થઇ ત્યારે તેઓએ વગરઆનાકાની-એ પોતાનો હિસ્સો આપવા હા પાડી.

અને કેમ ન પાડે ? પ્રત્યક્ષ જગન્નાથ તેમની વચ્ચે બિરાજતા હોય ત્યાંના કાર્યકર્તાઓની શ્રદ્ધાને શા સારૂ સીમા હોય ? તેમની નિર્ધનતાને નવાં પૂર આવે અને તેમની સ્થિતિ સાવ નાદાર થઇ જાય એમ માનીયે તોપણુ આખરે જગન્નાથજીનાં જાત્રાળુ પાસેથી ભિક્ષા માગીને—જગન્નાથજીના તાલેવંત મહંતો અને પંડાઓ પાસેથી ભિક્ષા ઉઘરાવીને પણુ તેઓ સ્હેજે પોતાનો હિસ્સો આપી છૂટે. એ મહંતો અને પંડાઓ પણુ એમને ઘટતી રીતે સમજાવવામાં આવે તો રાજીખુશીથી ફાળો આપ્યા વિના ન રહે. બાકી આપણી શ્રદ્ધા તો શ્રીમંતોના પૈસાનાં પૂરના કરતાં ગરીબોએ આપેલા એક એક પૈસામા જ વધુ હોવી જોઇયે. સખીગોપાલના હજારો સાવ નિર્ધન લોકોને પોતાના ગજવામાંનો પૈ પૈસો ખાલી કરી આપતાં મેં જોયાં ત્યારથી જે શ્રદ્ધા અને આશા મારામાં આવી છે તે વર્ણવી જાય એમ નથી. બિહારીઓએ તો મૂઠી ભિક્ષા માગવી શરૂ કરી દીધી છે! આવી મૂઠી અનાજની ભિક્ષા પણુ જો વ્યવસ્થાપૂર્વક ઉઘરાવાય અને વપરાય તો એક કરોડ રૂપીયા એકઠા કરવામાં કદીયે અડચણુ આવે નહિ.

હું તો એટલે સુધી સૂચવું કે દરેક પ્રાન્તના કાર્યકર્તાઓએ પોતપોતાને ત્યાંના ગરીબવર્ગના મુખીઓની જોડે નિર્મળમાં નિર્મળ પ્રેમ અને સેવાનો નાતો બાંધી દેવો. સુતાર, લુહાર, ધોબી, કડીયા, ભંગી, મોચી, ચમાર—સૌ કોઇને આપણુ આપણી પ્રવૃત્તિમાં રસ લેતા કરી મુકવા જોઇયે. સ્વરાજની અગત્ય કંઇ તેમને નિશાળે બેસાડીને શીખવવી પડે એમ નથી. સ્વરાજ જોડે રેંટીયાનો સંબન્ધ તો તેઓ સાનમા સેમજી જાય એમ છે. આપણાં હજુ આજે પણુ હયાતી ભોગવતાં ન્યાતબંધારણો—જે આપણાં સાચાં મહાજનો છે—દ્વારા આપણે એકેએક ન્યાતને અને પ્રત્યેક સ્ત્રીપુરુષને સહેલાઇથી પહોંચી શકીયે છીયે.

વળી એ પણુ આપણે યાદ રાખવાનું છે કે આ પૈસો તેમજ માણુસો આપણે આપણી લડતનો ખરો દારૂગોળો—રેંટીયા બનાવવા અને વહેંચવાને સારૂ જોઇયે છીયે. એ દારૂગોળાની મદદથી આપણે આ જ વરસે અને બને તો આવતા જુલાઇ માસની આખર પહેલાં પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરી દેખાડવો જોઇયે. એક કરોડ રૂપીયા અને વીસ લાખ રેંટીયા—આટલા દારૂગોળાની મહાસભાની ઓછામાં ઓછી માગણી છે. ગયા ડિસેમ્બરની ૩૧મી પહેલા જે રેંટીયા દેશમા ચાલુ હતા તે ગણુવાના નથી. જાડું સૂતર માથાદીઠ ૬ રતલ આપણે વરસે દહાડે જોઇયે એ હિસાબે આપણે હિન્દુસ્તાનને સ્વતન્ત્ર કરવાને સારૂ ૧૮૦ કરોડ રતલ

સૂતર પેદા કરવું રહ્યું. આટલું 'કાપડ એક વરસમા પેદા કરવા, વરસમા ઓછામા ઓછા ત્રણસેં દિવસ ફરનારા એક કરોડ વીસ લાખ રેટીયા જોઇયે. દરરોજના અચ્છેરને હિસાબે વરસે દહાડે ૧૫૦ રતલ સૂતર આપે. મહાસભાએ તો જૂન આખર સુધીમા માત્ર ૨૦ લાખ રેટીયા ચાલુ કરવાની માગણી કરી છે આ માગણીના મૂળમા એ શ્રદ્ધા અવશ્ય રહેલી છે કે આ ત્રણ મહિનામા વીસ લાખ રેંટીયા ચાલુ કરીને પ્રજા જે ચેતન પ્રાપ્ત કરશે તે તેને હાથે પછીના ત્રણ મહિનામા રહેજે બીજા વીસ લાખ ચાલુ કરાવ્યા વગર રહેશે નહિ. હિન્દુસ્તાનમા અત્યારે ૭ ૭ માણસવાળા પાચ કરોડ કુટુબો હશે. તેમાના માત્ર વીસ લાખ કુટુંબોને જ રેટીયાનો રસ ચડાવવાની અત્યારે વાત છે.

અત્યારે ઠેકઠેકાણે જે કોઇ કાર્યકર્તાઓ પ્રજાનું કાર્ય કરી રહ્યા છે તેમનામાં રેંટીયાને વિષે મારામા છે તેટલી શ્રદ્ધા હોય તો તેઓ વગરવિલબે કાતતા શીખી લેશે. સારા નરસા રેટીયાની પરીક્ષા પણ જાણી લેશે. સારા રેટીયાના મુખ્ય લક્ષણો હું 'નવજીવન'મા આપી ચુકયો છુ. એ જેમા ન હોય તેવા રેટીયા કયાયે ચાલુ ન કરવાની તેમણે સંભાળ લેવી ઘટે. અલબત્ત, કાર્યકર્તાઓએ પોતે પરદેશી કાપડનો સંપૂર્ણ ત્યાગ નહિ કર્યો હોય ત્યા સુધી તો તેઓ પ્રજા ઉપર કશી જ અસર નાખી કરી શકે એ કહેવાની તો કશી જરૂર જ નથી રહેતી. આપણે જાતે આ જ ક્ષણે સર્વ પ્રકારના પરદેશી કાપડનો સંપૂર્ણ ત્યાગ કરી દાખલો બેસાડવા તૈયાર ન હોઇયે તો તો આપણે આ વરસે કોઈ કાળે પરદેશી કાપડનો હિન્દુસ્તાનમા સંપૂર્ણ બહિષ્કાર કરી શકવાના નથી. એથી ઉલટું આટલું આ એક જ કાર્ય જો આપણે સચ્ચાઇપૂર્વક ઉદ્યમમા લાગી જઇને શોભાવી દેખાડશુ તો એ એક જ આપણામા અદ્ભુત આશા, શ્રદ્ધા અને હિમ્મત પૂરશે.

## ગુજરાનવાલાનું વ્યાખ્યાન *

ભાઇઓ અને બહેનો,

તમે સ્વરાજ માગો છો, ખિલાફત અને પંજાબ વિષે ન્યાય મેળવવા માગો છો. તેની પહેલી શરત અમન—શાન્તિ છે. આપણું તર્ફે મવાલાત બાઅમન હોવું જોઇયે આપણી

* લાહોરમા સભાબંધીનો કાયદો હોવાથી ગુજરાનવાલામા મળેલી જંગી સભા સમક્ષ આપેલું ભાષણ, તા ૧૯-૩-૧૯૨૧ (આ ભાષણ સાંભળવાને લાહોરના લોકોની ત્રણ ટ્રેનો ખીચોખીચ લદાઇને આવી હતી)

પાસે બે ચોખ્ખા રસ્તા છે. એક તલવારનો અને બીજો તલવારને મ્યાનમાં રાખવાનો. હિન્દુઓ, મુસલમાનો અને શીખોએ આપણને કહી દીધું છે કે આપણી માગણી બીજે જ રસ્તે મળી શકશે. ગુસ્સાથી, મારપીટ કરવાથી કે દમાથી નહિ મળે હું તમારા સહુમાં યાકુબહસન જેવા થવાની તાકાદ ઈચ્છું છું. યાકુબહસન સાહેબ હમણાં જ વિલાયતથી પરણીને આવ્યા છે. કાલિકટમા તેમણે એક મોટો જલસો ભરવાની તૈયારીઓ કરી હતી. જલસો ભરવાનો વખત થયો હતો તે જ વખતે માજીસ્ટ્રેટે તેમના ઉપર મનાઈનો હુકમ કાઢયો. યાકુબહસન સાહેબે વિચાર્યું કે જો તેઓ છેલ્લી ઘડીએ જલસામા જતા અટકશે તો લોકો ઉશ્કેરાઈ જઈ તોફાન કરી મુકશે. તેઓ તરત જ હુકમનો અનાદર કરી ત્યા ગયા પરિણામે તેઓને પકડવામાં આવ્યા અને સરકારે તેમને માફી માગવા કહ્યું. પણ તેમ કરવા તેમણે ઇનકાર કર્યો અને જેલમા ગયા. આવી સામાન્ય ફરજ બજાવવાની શક્તિ આપણા સહુમાં હોવી જોઇયે. આપણને જે જોઇતું હોય તે માટે જેલ જવાની આપણી તૈયારી હોવી જોઇયે.

### હસતાં હસતાં મરી જાઓ

વિદ્યાર્થીઓ પ્રત્યે હું કહું છું કે તમે તમારા ગુસ્સાને કાબુમાં રાખો તમે કોઈની પાસે પરાણે એકે કામ ન કરાવો. તમને જો લાગે કે કૉલેજમા રહેવામા હીણપત છે તો આજે જ કૉલેજ છોડો પણ બીજા કોઇના ઉપર બળાત્કાર ન કરો. બીજાઓને સમજાવવાનું કામ લાલાજીનું છે. અસહકારમાં તાલીમ રહેલી છે. તાલીમથી આપણી તાકાત વધે છે. જે ભૂલો કરે તે પોતાની તાકાત ખોઇ બેસે છે. તમે તમારા કામથી, તમારી તાકાતથી, તમારી બહાદુરીથી તમારા કરતાં નબળા લોકો ઉપર અસર પાડો

વિદ્યાર્થીઓને જેણે ૨૧ દિવસ સુધી અઢાર માઇલ સખત તાપમાં ચલાવ્યા તેનો જુલમ હું જલિયવાલા બાગની કતલ કરતાં વધારે ભયંકર માનું છું. મને જો કોઈ ગોળી મારે તો હું તેને ભૂલી જાઉં પણ જો કોઇ જોરજુલમથી મારી પાસે યુનિયન જૅકના સલામી કરાવે તો હું મારી બારેમા બારે નામોશી થયેલી માનું. જલિયાવાલા બાગમાં મરેલા માણસો શહીદ થયા, જ્યારે પેટ ઉપર ચાલનારા અને નાક ઘસનારા લોકોએ આખા હિન્દુસ્તાનને લજવ્યું. હિન્દુઓ, શીખો, પઠાણો! તમે ફરીથી એ રીતે હિન્દનું અપમાન ન થવા દેતા. સંભવ છે કે ફરીથી માર્શલ લૉ આવે. તે વખતે હું ઉમેદ રાખીશ કે એકે છોકરો કે એકે છોકરી પોતાની ઇચ્છા વિરુદ્ધ યુનિયન જૅકની સલામી કરનાર નહિ હોય; એકે હિન્દુ, મુસલમાન કે શીખની પીઠ ઉપર ગોળીનો ઘા નહિ લાગે. કોઈના મારથી ભય પામીને નાસવું એનું નામ સત્યાગ્રહ નથી. ખરો સત્યાગ્રહી ગોળીની સામે બેધડક ઉભો રહી મરી જાય છે. આ સ્વરાજની શરત છે. આટલી તાકાત તમારામાં હોય તો સ્વરાજ તમારા હાથમાં છે. જો તમને કોઈ મારવા આવે તો તમે હસતાં હસતાં મરી જાઓ, એનું નામ 'રૂહાની તાકાત'—આત્મબળ છે.

તા. ૧૪-૪-૧૯૨૧

## બંદી અદાલતો

હું વકીલોને કહું છું કે તમે બંદી અદાલતોનો બહિષ્કાર કરો. બીજા પ્રાન્તના વકીલો સાથે તો હું મનાફ પણ કરી શકું, પણ પંજાબનો એક વકીલ કેમ હજી અદાલતોમાં ટકી શકે છે એ મારી સમજની બહાર છે. જે અદાલતોમાં લાલા હરકીશનલાલ જેવા તમારા નિર્દોષ નેતાઓને કાળા પાણીની સજા થઇ શકતી હોય તેનો કારભાર જ્યાં સુધી તમારા હાથમાં ન આવે ત્યાં સુધી તમે તેમાં ઘડીભર પણ કેમ પગ રાખી શકો? શું પાપી પેટને માટે સલ્તનતની ગુલામી કરવાની જરૂર હોય? એમ હોય તો સ્વરાજ અસંભવિત છે.

## ખરું અર્થશાસ્ત્ર

મારી બીજી શરત પણ ઘણી સાધારણ છે. આપણે હિન્દમાં મળી શકે તે જ વસ્ત્ર પહેરવાં અથવા વસ્ત્ર વિના ચલાવવું. મા પોતાના બાળકને રોગમાંથી મુક્ત કરવા હિન્દુસ્તાનને એક છેડેથી બીજા છેડા સુધી ફરી વળવાની તાકાત ધરાવે છે. ત્યારે શું આખા હિન્દુસ્તાનને રોગમાંથી મુક્ત કરવા માટે આપણે સ્વદેશીની સાધારણ શરત પાળવા અશક્ત હોઇશું? સૂતર કાંતવામાં દરેક સ્ત્રી, પુરુષ, બાળક થોડા કલાક આપવા એ સહેલી વાત છે, હું નથી માનતો કે પંજાબના છોકરાઓ બીજા પ્રાન્તના છોકરાઓ કરતાં ઓછા બહાદુર છે. હું આશા રાખું છું કે તેઓ મને એમ નહિ કહે કે કાંતવું એ તો ઓરતોનો ધંધો છે. મદરેસામાંથી નીકળી જવું એ તમારી પહેલી ફરજ છે. નીકળીને શું કરવું એ ત્યારપછી વિચારજો હું તો તમને નિશાળો કે કૉલેજો છોડયા પછી રેંટીયો લેવાની સલાહ આપી શકું. તેથી તમે એવા પ્રચારક બનશો કે તમારા પછીની દુનિયા પણ તેને ઉપાડી લેશે. હું કપડાં વણવામાં કે કાંતવામાં કોઇ જાતની નામર્દી નથી જોતો. જે મને કહે કે તેમાં નામર્દી છે તે જાણતા નથી કે મર્દાનગી શેમાં છે. જે પુરુષ વીશીમાં કામ કરે છે તે રસોઇ કરવાના કારણથી નામર્દ નથી બનતો. એક જમાનામાં હું હજારો લોકોને જમાડતો હતો ત્યારે હું મર્દમાં લેખાવા વધારે લાયક હતો. ખરું અર્થશાસ્ત્ર રેંટીયામાં છે, જે તમને રમેશચન્દ્ર દત્ત, મિલ કે રાધાકમલ મુકરજી કદી નહિ આપી શકે હિન્દની આર્થિક સ્વતન્ત્રતાની આ ચાવી છે.

## માબાપ જોડે અંગ્રેજી

હું ઘણા પંજાબી વિદ્યાર્થીઓના પરિચયમાં આવ્યો છું. જ્યારે તમે તમારાં માબાપોને અંગ્રેજીમાં કાગળ લખો છો ત્યારે મારી આંખમાંથી દુઃખનાં લોહી વહે છે તમે જો પરાઇ ભાષા મારફતે સ્વરાજ લેવા માગો તો તે અસંભવિત છે. તમે એક વર્ષ માટે બીજો બધો અભ્યાસ છોડી દઇ હિન્દી શીખી લો એમ હું ઇચ્છું છું. તમે કહેશો કે અમારા ઘરનો ગુજારો કેમ ચાલશે? હું પૂછું છું. "શું તમે ધુણી અને પટટા બાહીને પેટ નહિ ભરી શકો?" દરેક હિન્દીની સરેરાશ વાર્ષિક આવક રૂ. ૨૬ છે. અમેરિકામાં ૪૯ પાઉંડ છે। આ સ્થિતિમાં આપણને

તેના જેટલું ખાસ રાખવાનો શો અધિકાર? આપણાં ત્રણ કરોડ ભાઈઓ અને બહેનોને એક જ વખત ખાવાનું સાંપડે છે. ધીકાંદા કે અથાણાં તો તેમને લેવા નથી મળતાં. તેમનાં બાળકો દૂધ વિના ટળે છે. (અને મરે છે.) વિદ્યાર્થીઓને એવા આશય તો ન જ હોય. કંગાલિયત સ્વીકારવી એ તેઓનો ધર્મ છે.

## તિલક મહારાજનું શ્રાદ્ધ

એક શરત રહે છે. જે તિલક મહારાજને તમે સહુ પૂજો છો તેમના નામ પાછળ તમે સહુ પોતપોતાની શક્તિ પ્રમાણે સ્વરાજને ખાતર દ્રવ્યનું દાન કરશો એમ હું આશા રાખું છું. સ્વરાજ એ તિલક મહારાજનો મહામન્ત્ર હતો. તે સ્વરાજ હિન્દને માટે લેવું એ તિલક મહારાજનું શ્રાદ્ધ છે. પંજાબની પ્રવૃત્તિ માટે લાલાજીને એક લાખ રૂપીયાની જરૂર છે. તે તરત પૂરા પાડવા એ તમારી સહુની ફરજ છે. પણ ભીખારીને પાઇ ફેંકીયે તેમ લાલાજીને પૈસા આપીને તમે સ્વરાજ નહિ મેળવો. તમારે સહુએ સોદાગર થવું જોઇશે. ઝવેરી જેમ ભારે હીરાની તેવી જ ભારે રકમ આપે છે તેમ જ સ્વરાજરૂપી હીરા માટે તમારે પણ ભારે રકમો આપવી જોઇશે. આજે પહેલી વખત હું જરા દુભાયો. હું જ્યાં જાઉં છું ત્યાં બૈરાંઓ મને પૈસાથી ભરી મૂકે છે. પણ આજની સ્ત્રીઓની સભામાં મેં કંજુસાઇ જોઈ. હું સ્ત્રીઓનો આશીર્વાદ માગું છું. પણ તેમની ઉદારતા મારફતે, કંજુસાઈ મારફતે નહિ. જેઓ સ્વરાજનું કાર્ય કરી રહ્યા છે તેને નિર્ણય કરવા એ તમારૂં કામ છે. જો તમને લાલાજીમાં વિશ્વાસ ન હોય તો મને તેમ કહી દેજો. પણ જો તમે માનતા હો કે લાલાજી પંજાબના શેર છે તો તમે તેમને શેરને સન્તોષ થાય એટલો ભાગ આપજો.

અસહકારીઓના હાથમાં તો કીમીઓ પડ્યો છે. આપણે કોઇની સાથે ઝઘડો કર્યા વિના આપણું કામ કાઢી શકીએ છીએ. આપણે નથી ગુરુદ્વારાનો કબજો લેવાની જરૂર કે નથી કોઈ મસજીદ કે મન્દિરનો કબજો લેવાની જરૂર. આપણે જે વસ્તુ લેવા માગીએ તે મરીને લઈ શકાય છે. જેટલી શેતાનિયત આપણા પ્રતિપક્ષીમાં છે તેટલી મેળવવા બેસીએ તો તો આપણને સો વર્ષ જોઇએ.

## ખાનદાનીની લડત

છેવટે હું પ્રાર્થના કરૂં છું કે ઓરત, મરદ, વકીલ, વિદ્યાર્થી બધાને ઈશ્વર એટલું કહેવાની તાકાત આપો કે 'અમે મરશું, પણ કોઇને મારશું નહિ' જો શાસ્ત્રીઆર કે ચિન્તામણિ તમારી પાસે આવે તો હું ઉમેદ રાખું કે તમે 'શેમ શેમ' ન પોકારતાં તમારી વર્તણૂકથી તેમના મન હરણ કરો. હું તેમનો પૂજારી છું તેઓ માને છે કે સરકારની સાથે રહેવામાં શ્રેય છે. 'હું' માનું છું કે તેઓ ભારે ભૂલ કરે છે. પણ તેઓ પણ માને છે કે હું ભૂલ કરૂં છું એ બધાને હું આપણા બુઝરગ લેખું છું. તેમની સાથે વેર કાઢવું આપણને ન પાલવે. આપણે ખાનદાનીની લડત લડીએ છીએ.

# પંજાબમાં ગાંધીજી

[પૃ. ૯૪પથી ચાલુ]

મારા ગયા પત્રમાં હું રોહતક સુધી પહોંચ્યો હતો. રોહતકથી ગાંધીજી લાહોર આવ્યા. અહીં સભાબંધીનો કાયદો હતો. ગુજરાનવાલામાં ગાંધીજીનું ભાષણ થયું તે હું બીજે આપી ગયો છું. એ જ સભામાં લાલાજી પણ ઘણું જ લાગણીભર્યું બોલ્યા. તેમાંથી નીચે થોડો ભાગ આપું છું:

"હમણાં હમણાં પંજાબની શિક્ષિત પ્રજાનો કેટલોક ભાગ મારાં 'બંદે માતરમ્' ના લેખોથી નારાજ થયો છે. પણ મને કોઇની ખોટી ખુશામત કરવાની આદત નથી. પંજાબમાં આપણા ભાઇઓએ જે નામોશીભરેલું વર્તન કરેલું તે વિષે જાણી હું અમેરિકામાં બહુ શરમાયો હતો. અહીં આવ્યા પછી મારે તેથી વધારે શરમાવું પડ્યું છે હું કદી નહોતો ધારતો કે પંજાબની શિક્ષિત પ્રજા પોતાની ઉપર આટલે સુધી નામોશી લેશે મે એક જ બહાદુર બાઈ જોઇ તે રતનબાઇ. જનરલ ડાયરની ગોળી સામે પોતાના શરીરની રક્ષાને તુચ્છ સમજી તે પોતાના પતિના મૃત શરીરની આગળ જલિયાંવાલા બાગમાં આખી રાત બેઠી રહી ! જો અઢાર અઢાર માઈલ સુધી ફરજીયાત ચાલવાનો કૉલેજના વિદ્યાર્થીઓએ ઈનકાર કર્યો હત તો શું થાત ? થોડાને માર સહન કરવો પડત, કેટલાકને રજા આપવામાં આવત. પણ થોડા વિદ્યાર્થીઓના આત્મભોગથી આખા પંજાબનું માન રહી જાત.

"પંજાબના શિક્ષિતોને હું કહેવા માગું છું કે જો તમે જેને તમારા બુજરગ ગણો છો તેની સાધારણ આજ્ઞાઓ પણ નહિ પાળો તો તેઓ જ્યારે તમારાં મસ્તકો માગશે ત્યારે કેમ કરી આપી શકશો ? મારે શરમથી કબૂલ કરવું પડે છે કે અંગ્રેજી તાલીમે આપણી પ્રાચીન સભ્યતાનો નાશ કર્યો છે. તમારામાં વ્યવસ્થા જરાયે નથી. મને ગાંધીજીની સાથેની મુસાફરીઓમાં ઘણું જોવા મળ્યું. લોકો તેમને રાત્રે નીરાંત નથી આપતા. તેમની મનાઈઓની પણ તમારા ઉપર કંઈ અસર નથી થતી. તેમના આરામની તમને કંઈ ચિન્તા નથી રહેતી. જે સોનાની ચિડિયા પાસે અઢળક સોનું મેળવવાની આશા રાખો છો તેને આવી વર્તણુકથી તો તમે ખોઈ બેસશો

"વિદ્યાર્થીઓ પાસે હું એકે આવેશનું કાર્ય નથી ઇચ્છતો. સેંકડો વિદ્યાર્થીઓએ હડતાળ પાડી અને નોટિસો મોકલી પણ તેઓ બધા પાછા કૉલેજમાં ગયા તમે તોળીને બોલો, પણ બોલો તે પર કાયમ રહો હજી સુધી પંજાબના જુલમો પછી પણ જો તમે કૉલેજ નથી છોડી તો મારા ઉપદેશથી તો શાની જ છોડશો ; માટે હું તો તમને છોડવાની અરજીયે નથી કરતા, કેમકે મારા કરતાં વધારે જબરદસ્ત, વધારે પવિત્ર અને વધારે ધર્માત્મા વ્યક્તિ તમને છોડવાનું કહી ચુકવા છે. પણ હું એટલી ચેતવણી આપું છું કે એક વખત છોડયા પછી ફરીથી સ્વપ્ને પણ જવાનો વિચાર ન કરશો."

તા. ૧૭-૪-૧૯૨૧

"આ કહી લાલાજીએ કૉલેજ છોડનારા વિદ્યાર્થીઓની મદદથી પંજાબ પ્રાન્તિક સમિતિ શું કરી શકશે એ વિગતવાર સમજાવ્યું. પૈસાનું ઉઘરાણું પણ તેટલું જ ભારે થયું. કેટલાક લોકોએ તો પોતાનાં ખીસાં અક્ષરશઃ ઠાલવી આપ્યાં. કશું આપ્યા વિનાનો તો ભાગ્યે જ કોઈ રહ્યો હશે. અર્ધા કલાકની અંદર અઢારસો જેટલા રૂપીઆ, પૈસા અને નોટોથી ગાંધીજીની ચાદર ઉભરાવા લાગી. આટલી નગદ રકમ હજી સુધી કોઈ સભામાં થયેલી મને યાદ નથી.

"તે જ સાંજે નીકળી બીજી સવારે ગાંધીજી તથા લાલાજી રાવળપિંડી પહોંચ્યા. એ શહેર હિન્દી સરકારના એક બડા ફોજી મથક તરીકે મશહૂર છે. સર માઇકલ ઓડવાયરે ફોજની ભરતીમાં વધારેમાં વધારે માણસો આ ભાગમાંથી મેળવેલા. રાવળપિંડીથી પેશાવર અને અફઘાનિસ્તાનની સરહદ પાસે છે. કાશ્મીર પણ અહીં થઇને જ જવાય છે. અહીંનું વર્ણન ગાંધીજી પોતે 'નવજીવન'માં આપી ચુક્યા છે તેથી હું નહિ આપું. અહીં સ્ત્રીઓની તથા પુરુષોની સભામાં મળીને દાગીનાઓ ઉપરાંત ત્રણ હજાર રૂપીયા જેટલી રકમ તથા એક મારવાડી ગૃહસ્થ પાસેથી ૧૦ હજારની રકમ તિલક સ્વરાજ ફાળામાં ભરાઈ." રામાનુજ

## વ્રતઉદ્યાપન*

આજનો દિવસ પવિત્ર ઉપવાસનો છેલ્લો દિવસ છે. શ્રદ્ધાળુ તે દહાડે જરૂર અપવાસ કરે, પ્રાર્થના કરે. મારું હૃદય તો એ જ માગી રહ્યું છે કે પરાધીન દશામાં આ આપણી છેલ્લી તેરમી એપ્રિલ હો. પણ એ કંઇ મારા હાથમાં નથી. ઈશ્વરના હાથમાંયે નથી. સ્વરાજ ઈશ્વર પણ આપે એમ નથી. સ્વરાજ તો આપણે હાથે જ લેવું રહ્યું તે લેવાનો રસ્તો એક જ છે. એ આપણે સમજીએ અને તે પ્રમાણે વરતીએ ત્યારે સ્વરાજ જ છે. આપણે આ વર્ષે જ પરદેશી કાપડનો બહિષ્કાર કરવો છે. તે બહિષ્કાર કરવા સારુ દરેકે પોતાનું શરીર ને ધોવાંની પેટી તપાસી લેવાં. પરદેશી કાપડનો સત્વર ત્યાગ કરવો. બીજા શું કરે છે તેનો ખ્યાલ જ નથી કરવાનો. ઓછામાં ઓછાં કપડાંથી ચલાવવાની ટેવ પાડી નાંખવી અને પોતે રેંટીયો ચલાવવો અને બીજાને ચલાવવાની સલાહ દેવી.

તા. ૧૭-૪-૧૯૨૧

ભૂલવી ન જોઇયે' અમે આપણી પોતાની હાજતો'ફગતા હાજતેમણું 'વધારે પેદા કરી થાઇને તેના જોર ઉપર દુનિયાના દેશોને નીચોવવાની તો કોઇ પણ યોજનાને આપણે દૃઢતાપૂર્વક અભદ્ર અને અસ્પૃશ્ય જ માનવી જોઇયે. પ્રજાના અર્થ ખીતતો ફલાકોનો આપણા ગામડાઓ અને ઝુપડાઓમા યેંગેર કપાસમાથી કાપડ પેદા કરવા પાછળ ઉપયોગ કરી દેશને સમૃદ્ધ કરવામા જ આજે આપણી એકમાત્ર આશા રહી છે આમ હિન્દી પ્રજાના જીવનમા રેટીયાને હું હવા તેમજ 'ખોરાકના જેટલી જ આવશ્યક વસ્તુ ગણુ છુ.

વળી હિન્દુને માટે એ જેટલો આશીર્વાદરૂપ છે તેટલો જ મુસલમાનને માટે પણ છે બલ્કે મુસલમાનોને તો હિન્દુઓના ફગતા પણ વધુ ઉત્સાહથી એ તરફ વળતા જોઉ છુ આના કારણ છે મુસલમાન ઓરત પર નશીન છે. રેટીયો કાતીને ત પોતાના પતિ પરના બોજાને અનાયાસે કઇકે હલકો કરી શકે છે આમ રેટીયો એ જ હિન્દુસ્તાનની પ્રજાના જીવનનું સર્વસામાન્ય તત્ત્વ છે. એ વડે આપણે આજે આખી દુનિયાને જાહેર કરીયે છીયે કે અન્ન અને વસ્ત્ર એ બે બાબતમા તો અમે સંપૂર્ણ સ્વતન્ત્ર અને સ્વાશ્રયી બની રહેવાનો નિશ્ચય જ કર્યો છે મને આશા છે કે જેને જેને મારી આ વાત ગળે ઉતરે તેઓ પોતપોતાના ઘરમા વગરવિલમ્બે રેટીયાની સ્થાપના કરશે અને મે ઉપર સૂચવેલા નમૂનાનો એક એક રાષ્ટ્રીય ધ્વજ પણ ઘરમા વસાવશે

આ ધ્વજ ખાદીનો જ હોય એ કહેવાની તો મને લાગે છે મારે કશી જ જરૂર નથી રહેતી, કારણકે ખાદી જેવા જાડા અને સાદા કાપડને સર્વમાન્ય કરી-મુકીને જ આપણે હિન્દુસ્તાનને કાપડને વિષે પરદેશોની બજારોના પંજામાથી છોડાવી લઇ શકીશુ હું તો હિન્દુસ્તાનના જુદા જુદા ધાર્મિક પન્થો તેમજ સંપ્રદાયોને પણ વીનવુ છુ કે જો તેઓ આ બાબતમા મારી જોડે સહમત હોય તો તેમણે પોતપોતાના સાંપ્રદાયિક ધ્વજમા—દાખલા તરીકે ખિલાફતના ઝુંડામા—ડાબી બાજુના ઉપના ખૂણા પર આ રાષ્ટ્રીય ધ્વજને નાના આકારમા અવશ્ય સ્થાન આપવુ બીજા બધા એમ્સરખા કદના રાષ્ટ્રીય ધ્વજમા સામાન્ય કદના આખા રેટીયાની આકૃતિ સમાવી જોઇયે.

# ६ ટાઈમ્સની ટીકા

મુંબઈના 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'એ 'અસહકારની નિષ્ફળતા' ઉપર એક લેખ લખ્યો છે 'ટાઈમ્સ'ના અભિપ્રાય મુજબ અસહકારના કાર્યક્રમમાં નક્કી કરેલાં ચાર પગથિયાંમાંનું પહેલું સદન્તર નિષ્ફળ નીવડ્યું છે, પણ આજે હું અગાઉનો ગાંધી રહ્યો નથી તેથી મારી હાર કબૂલ કરું એમ નથી.

મારી આંખને તો અસહકારની ક્યાંયે હાર દેખાતી નથી; ઊલટું હું તો જ્યાં ને ત્યાં લોકોમાં વ્યાપી ગયેલી મહાન જાગૃતિને જોઈ જોઈને આશ્ચર્યમાં ગરકાવ થઈ જાઉં છું. હું માનું છું કે ધારાસભાઓ, શાળાકૉલેજો, અદાલતો ઇત્યાદિ જે જે સંસ્થાઓ ઉપર હરકોઈ સરકારની પ્રતિષ્ઠા બંધાયેલી હોય છે તે પ્રતિષ્ઠા તૂટી પડે એટલો પ્રજામત તૈયાર થાય એ નાનીસૂની સફળતા નથી. 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' અસહકારને 'જહન્નમનો સહેલો રસ્તો' સમજે છે. હું માનપૂર્વક જણાવીશ કે હું એને અનેક અન્તરાયો પર જીત મેળવીને મહાપ્રયાસે ચડવાની 'સ્વર્ગની સીડી' સમજું છું. જો માત્ર અંધાધુંધી જ પેદા કરવાની આ પ્રવૃત્તિ હોય તો તો એ ચપટી વગાડવાની વારમાં બની શકે એવી બાબત હતી.

'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' શું કે બીજા ટીકાકારો શું, જે જે કોઈ આ રહસ્ય સમજવાને ઇન્તેજાર હોય તેમણે એ વાત અવશ્ય ધ્યાનમાં લેવી ઘટે કે હું એકલો જ નહિ પણ હિન્દુસ્તાનમાં નાના મોટા એકેએક આગેવાન અત્યારે સુલેહશાન્તિ જાળવવા—જોરજબરાઈ કે અંધાધુંધી ન થવા દેવા કમાલ કરી રહ્યા છે. બધા આગેવાનોને માટે એક પ્રકારનો અભિપ્રાય આપી છૂટવું અને મને એકલાને જુદા વર્ગમાં મુકવો એમાં કંઈ જ હાસલ નથી.

જે ટીકાકારો હજુ પણ અલી બિરાદરોના હેતુઓ તરફ શકની નજરથી જોવાનું છોડતા નથી તેઓ પોતાની જાતને તેમજ આ પ્રવૃત્તિને ભારે અન્યાય કરી રહ્યા છે. અલી બિરાદરોની વાત તો સાવ સીધી અને ચોખ્ખી છે, ચોક્કસ સંજોગોમાં તલવારથી કામ લેવામાં તેઓ અધર્મ નથી માનતા. મૌ. મહમદઅલી ઘણી જગાએ કહે છે કે 'લડાઈ અવશ્ય બૂરી ચીજ છે, પણ એથી પણ બૂરી વસ્તુઓ સંસારમાં છે' હું તો કહું છું કે અલી બિરાદરોના કરતાં વધારે દાના દુશ્મન અંગ્રેજ સરકારને બીજા કોઈ નહિ હોય. ખૂણાની એમની લડાઈ નથી. તેઓ નિખાલસ-

વણે પણ અવિશ્રાન્ત ઉદ્યમપૂર્વક શાન્તિથી પોતાની લડતનો ફડચો કરવા માગે છે. છતાં જો તેમનો તે પ્રયાસ સરકારની અગર તો લોકોની ઉદાસીનતાને લીધે નિષ્ફળ નીવડે તો તે વેળાએ ધર્મચુસ્ત કસ્લામીઓ તરીકે તેમણે તેમના હાથની વાત હોય તેટલે દરજ્જે લડાઇ પણ પોકારવી જ રહી. મારા સાથીઓ મારો કાવે તેવો ઉપયોગ કરી લે છે એવી દલીલ કરવામા આવે છે. એટલો ભોળો હોવાનો હું ઇનકાર કરું છું. મારા સાથીઓ મને છેતરવાને અસમર્થ છે એમ હું સમજુ છું. તેમને હું ઇશ્વરથી ડરનાર, બહાદુર અને ખાનદાન માણસો માનું છું તેમનો સાથ મારે મન કિંમતી લ્હાવા સમાન છે.

મારા પોતાના વલણ વિષે તો મારે એટલું જ કહેવું રહ્યું કે મારો પોતાનો ધર્મ જેમ મને ખુનામરકીના કોઇ પણ લડાઇ કરવા કે કરાવવાના મંજૂરી આપતો નથી, તેમ એ પણ તેટલું જ સાચું છે કે અત્યારે હિન્દુસ્તાનમા પશુબળના દોરથી જે નામર્દાઇની શાન્તિ વર્તી રહી છે તેને મુકાબલે તો એવી ખુનામરકીવાળી લડાઇની સ્થિતિ પણ મારા મનને વ્યાકુળ ન કરી મુકે. અને તેથી જ આ શાન્તિમય અસહકારની લડતમાં અહિંસાને સર્વોપરી રાખવાના બધા પ્રયત્નો કરતો છતો અન્તે આમાં અંધાધુંધી થવાનું જોખમ હોય તો તે જોખમ ખેડીને પણ હું આ લડતમાં ભાગ લઇ રહ્યો છું. અસહકારના ટીકાકારો તેમની દાનત જ હોય તો તો આજ એકેએક કાર્યમા એવી ખુનામરકી કે અંધાધુંધી ન થવા દેવાની જ પ્રબળ ઇચ્છા દેખશે. બાકી અસહકારીઓને તો ટીકાકારો તેમની વૃત્તિને સમજે કે ન સમજે, કે વિપરીત રીતે સમજે, તોપણ પોતાની ધીરજમા અડગ રહ્યે છૂટકો છે. તેમને તો તેમનો ખાંડાની ધાર જેવો કઠણ પન્થ કાપ્યે જ છૂટકો છે.

---

# અવળી સલાહ

સૈયદ રઝાઅલીએ મને ખુલ્લો પત્ર લખીને અસહકાર મુલતવી રાખવાની સલાહ આપી છે. એમની દલીલ એ છે કે નવા વાઇસરાય સાહેબને દેશની સ્થિતિ સમજવાની યોગ્ય તક આપવાને આપણે એમને દેશનું વાતાવરણ શાન્ત કરી આપવું જોઇયે. મારા અભિપ્રાય મુજબ તો ના. વાઇસરાયને હિન્દુસ્તાનની અત્યારની સ્થિતિ સમજવામાં કશો જ અન્તરાય નથી. જે કંઇ ખળભળાટ છે તે કાં તો અમલદાર-વર્ગનો ઉભો કરેલો છે અથવા તો કોઇ કોઇ જગ્યાએ સરકાર તરફથી કામ જ

કંઈ એવી બેહૂદી રીતે લેવામા આવ્યું છે કે ખુનામરકી થાય. મધ્ય પ્રાન્તમાં જ, જુઓને. લોકો તો ત્યાં દારૂની બદીની સામે સાત્વિક કોપથી લડયા છે, ત્યારે સરકાર તે પરાણે તેમની ઉપર લાદવા મથી રહી છે. રાયબરેલીનાં રમખાણો વિષે તો નિયમિત અખબારો ન વાંચતો હોવાથી મને ઝાઝી માહિતી નથી કે હું કશું કહી શકું. મને તો લાગે છે કે મિ. રઝાઅલીએ મને વીનવવા કરતાં જે અધિકારીવર્ગ લોકોને ચીડવીને દેશને ભડકાવી મુકવા મથી રહ્યો છે તેને જ વધુ વીનવવો ઘટે છે.

વળી આખી પ્રજાએ પોતાની પ્રતિનિધિ સંસ્થાઓ મારફત શરૂ કરેલી હીલચાલને રોકનારો હું કોણ ? બીજો પણ કોઇ એક માણસ—એની ઇચ્છા હોય તોપણ—પ્રજાને અટકવાનું કેમ કહી શકે ?

પણ હું તો મિ. રઝાઅલીને એ જ પૂછવા ઇચ્છું છુ કે અસહકારને આમ રોકવાની વાત કરીને એઓ મારી પાસે શું કરાવવા ઇચ્છે છે ? શું એઓ એમ કહેવા માગે છે કે ના. વાઇસરાયને હિન્દુસ્તાનની સ્થિતિ સમજવાનો રસ્તો સરળ કરી આપવાને સારૂ જેમણે પોતાના ખિતાબો છોડયા છે તેમણે એ ખિતાબો થોડા વખતને માટે સરકાર પાસેથી પાછા મંગાવવા ? જે વકીલોએ વકીલાત છોડી છે તેમણે પાછી વકીલાત કરવા માંડવી ? જે વિદ્યાર્થીઓ સરકારી શાળાકૉલેજોમાંથી ઉઠી ગયા છે તેમણે પાછા એ જ શાળાકૉલેજોમા દાખલ થવા જવું ? જેમણે રેંટીયો કાંતવા માંડયા છે તેમણે તે ના. વાઇસરાય હિન્દુસ્તાનની સ્થિતિનો અભ્યાસ કરી લે ત્યાં સુધી ઉંચો મુકવો ? જે સુતારો રેંટીયા ઘડવામાં ગુંથાઈ ગયા છે તેમણે પોતાના રધાવૉસલા જ્યાના ત્યા અટકાવી દેવા. અને જેમણે દારૂનાં પીઠાં ત્યાગ્યાં છે છે તેમણે કલાલ જોડેનો નાતો પાછો ચાલુ કરવો ?

શું મિ. રઝાઅલી ઇચ્છે છે કે આજે જે રાષ્ટ્રીય શાળાકૉલેજો દેશમાં નીકળી છે તેમણે લૉર્ડ રીડિંગને મદદ કરવાને સારૂ હાલ તુરતને માટે પોતાનાં બારણાં બંધ કરવાં ? હકીકત તો એ છે કે મિ. રઝાઅલી અસહકાર પૂરો સમજ્યા જ નથી. એમને એ લક્ષમાં જ નથી આવતું કે અસહકાર એક પ્રકારની સદ્‌વૃત્તિ છે, જે એક વખત કેળવ્યા પછી મરજી માફક નથી ભૂંસી શકાતી. જો અંગ્રેજોને હૈયે હિન્દુસ્તાનનું હિત હશે, જે અંગ્રેજો હિન્દનું લુણ ખાઇ નભે છે તેઓ જો એ લુણને વફાદાર રહેવા માગતા હશે, તો તો તેઓ દેશમાંથી દારૂની જડ કાઢવામાં તેમજ પરદેશી કાપડની—અને એ રીતે અલબત્ત લેંકેશાયરના કાપડની પણ—આયાત

સાવ બંધ પાડવામાં કશું જ અજુગતું નહિ જુએ. હું તો એટલે સુધી કહીશ ખિતાફતનું સંપૂર્ણ રક્ષણ મળી જાય અને પંજાબનો ઘા રૂઝાય ત્યારપછી પણ બંધ પડેલા પીઠાં ફરી ન જ ઉઘડી શકે, તેમ પરદેશી કાપડની વપરાશ પણ પાછી ચાલુ ન જ થઈ શકે.

આશ્ચર્ય જ એ છે કે આ દેશમાં આજ પણ હજુ એવા ખાસા બુદ્ધિમાન અને કેળવાયેલા જાહેર પ્રજાસેવકો પડેલા છે જેમને હજુ પણ એ વાત નથી ઉગી ગઇ કે જ્યાં સુધી આ સરકાર એના મૂળ પાપોનું પ્રાયશ્ચિત્ત લેવા તૈયાર નથી ત્યાં સુધી એને એક પાપમાંથી બીજા પાપમાં જતા જઇને એમ પાપનો પન્થ ખેડયે જ છૂટકો છે. અલબત્ત, દાનત જ હોય તો દારૂની બદી પ્રજામાંથી ધોઇ કાઢવાની તેમજ રેંટીયાનો ઉદ્ધાર કરી તેના પ્રાચીન માહાત્મ્ય અને પવિત્રતાની ફરી એકવાર પ્રાણપ્રતિષ્ઠા કરવાની દેશભર આરંભાયલી આ બે મહાન પ્રાણદાયી પ્રવૃત્તિઓમાં તો સરકાર ઉપલા બે પ્રજાકીય અન્યાયનું પ્રાયશ્ચિત્ત કર્યા પહેલાં પણ પ્રજાની જોડે સહકાર કરી શકે છે. એમ કરીને તો સરકાર ખિલાફત-પંજાબના અન્યાયોની તીવ્રતાને પણ કંઇક ઓછી કરશે. બાકી સરકારને આવો સહકાર કરવાની સુબુદ્ધિ થાય તેમાં પ્રજા તો ખિલાફત અને પંજાબનો ન્યાય મેળવવાની પોતાની શક્તિ એથી વધેલી જ અનુભવે એમાં શંકા નથી. પણ વસ્તુસ્થિતિ તો એ છે કે એ જ કારણસર સરકાર દારૂનિષેધની તેમજ રેંટીયા મારફત હાથવણાટ વધારી પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની પ્રજાએ ઉઠાવેલી આ મહાન પ્રવૃત્તિઓને શાન્તપણે આગળ ધપવા દેવા આજે તૈયાર નથી.

---

# નોંધ

## ભાષા અને વિચાર

ભાષા એ વિચારોને ભાગ્યે જ પૂરી રીતે સમજાવવાનું 'વાહન' બને છે. ઘણી વેળા ભાષા વિચારને ઢાંકે છે. હમેશાં ભાષા એ વિચારોને મર્યાદિત કરે છે. તેમાંયે જ્યારે એકની ભાષાનો બીજો માણસ અનુવાદ કરે છે ત્યારે જે મુશ્કેલીઓ અને અનર્થ કશાં થાય છે તે તો અનુવાદકો અને પત્રકારો જ સમજે. અમારી ઉપર તો તેવી વિટંબણાઓ બહુયે વીતી છે. શ્રી. વામનરાવ જોશીનો સન્દેશો અમે મોટે અક્ષરે મુખપૃષ્ઠ પર છાપ્યો જ્યારે, છાપેલો તરજુમો અમે વાંચ્યો ત્યારે અમને જ શરમ આવી. અમે એ વીર પુરુષને અન્યાય કર્યો એમ લાગ્યું; અથવા અમે વાચકવર્ગને અન્યાય કર્યો. જે વિચારો, જે પદ્ધતિને અમે મહત્ત્વ આપવા ઇચ્છીયે

-હોય તેનો કેમ નહિ આ સન્દેશામાં વિરોધ આવતો હોય નહિ એમ જણાયું અમે જે અનુવાદ આપ્યો છે તે અંગ્રેજીમાંથી શ્રી. વામનરાવનો સન્દેશો અસલ તો મરાઠી છે. જે દોષ અમે અમારા અનુવાદમાં જોઈયે છીયે તે અસલમા તો છે જ નહિ 'આપણી પોતાની શરમ ઉઘાડી પાડવાનું આપણું કામ નથી' એવો વિચાર અમે શ્રી. વામનરાવના મુખમાં મુક્યો છે. આપણી વીરતા તો આપણી શરમ પહેલી ઉઘાડી મુકવામા છે. રા. વામનરાવ પ્રજાની શરમ પોતે વીર બની ઢાકવા માગે છે, તેને છુપાવીને નહિ શરમ છુપાવવાથી તો પ્રજા વીર્યહીન બને, જેમ રોગ ઢાંકવાથી રોગ વધે. એક હિન્દી બીજાને પકડે ને ત્રીજો સજા કરે એમાં તો શરમ છે જ નહિ. એવા પ્રસંગ બને તેમાં શરમ હોઇ શકે. બાકી સ્વરાજ સ્થપાયે ગુન્હેગાર હિન્દીને સિપાહી હિન્દી પકડશે ને હિન્દી ન્યાયધીશ સજા કરશે. તે શરમભર્યું નહિ લાગે, એટલું જ નહિ પણ એ માન્ય હશે ને જણાશે રા. વામનરાવે જે ઉદ્ગારો કાઢયા છે તે આજની પરિસ્થિતિને ઉદ્દેશીને કાઢયા છે એક નિર્દોષ હિન્દીને પાપી પેટને અર્થે નોકરી કરતો હિન્દી સિપાહી પકડે ને તેને તેવો ન્યાયાધીશ સજા કરે એ આપણી શરમને રા. વામનરાવે સૂચવી છે ને ઉઘાડી પાડી છે પણ આ બધો અર્થ અમે અમારા અનુવાદમાં નથી બતાવી શકયા એ અમને દુ:ખ દે છે. છતા એવા દોષો અનિવાર્ય જાણી અમે સન્તુષ્ટ રહીયે છીયે ભાષા અને તેમાયે તરજુમો મનુષ્યના વિચારો બતાવવાનું કેટલું અપૂર્ણ સાધન છે એ અમે જોઇ રહ્યા છીયે. ખરે ! બોલવા કરતા કરવું એ જ ખરૂ ભાષણ છે. કૃત્યોમાં વિચારોનું પ્રતિબિંબ પડે છે તે ભાષણોમાં ક્યાથી હોય? આપણે બધા શ્રી. વામનરાવનાં કૃત્યોનું અનુકરણ કરીયે, તેમના આપભોગમાં, તેમની વીરતામા, તેમની નિર્ભયતામાં, તેમની સાદાઇમાં, તેમના નિરભિમાનમા તેમનો સન્દેશો વાચીયે.

---

# અન્ત્યજ પરિષદ્ *

**સ્વાગત મંડળના પ્રમુખ સાહેબ, ભાઇઓ અને બહેનો,**

આ પરિષદ્ કેટલાયે માસ પહેલાં ભરાવી જોઈતી હતી. અનેક ઉપાધિઓને લીધે એ ન ભરાઇ શકી. એની ઢીલમાં હું પણ કારણભૂત હતો તેની માફી માગું છું.

મને દિલગીરી થાય છે કે જે એક પક્ષને મારે ખાસ કરીને કહેવાનું છે તે પક્ષને હું અહીંઆં જોતો નથી પૂ. બહેન પાસેથી મેં એમ સાંભળ્યું કે અન્ત્યજો બ્હી ગયેલા છે તેથી તેમાંના કેટલાક હાજર રહ્યા નથી, એવી અફવા ઉઠેલી કે જે અહીંઆં આવશે તેને સરકાર પકડી જશે. આવી અનેક પ્રકારની અફવાઓ હિન્દુસ્તાનમાં ઉડ્યાં કરશે. એ કોણ ઉડાડે છે તેની પણ આપણને ખબર નથી. પણ આથી જેઓ અસ્પૃશ્યતાને ધર્મ માને છે

---

* અમદાવાદમાં મળેલી ચોથી અન્ત્યજ પરિષદ્ના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ; તા. ૧૩-૪-૧૯૨૧.

બન્યા. આપણા સંસર્ગથી મુસલમાનને પણ એ દોષ લાગ્યો. હિન્દુમુસલમાન સામ્રાજ્યમાં પારીઆ બન્યા. દક્ષિણ આફ્રિકામાં, પૂર્વ આફ્રિકામાં, કૅનેડામાં હિન્દુ એકલા નહિ પણ મુસલમાન પણ છે, અને એ બધા ભંગી ગણાયા એટલું બધું પાપ અસ્પૃશ્યતામાંથી આવેલું છે.

મને આ સમયે મારી પ્રતિજ્ઞાનું સ્મરણ થાય છે. અસ્પૃશ્યતાને હિન્દુ સમાજ જ્યાં સુધી ઇરાદાપૂર્વક ધર્મ સમજે છે, અસંખ્ય હિન્દુઓ અન્ત્યજોને અડવામાં પાપ છે, એમ માને છે ત્યાં સુધી સ્વરાજ અશક્ય છે. 'યુધિષ્ઠિરે કુતરા વિના સ્વર્ગમાં જવા ના પાડેલી.' એ યુધિષ્ઠિરના વંશજ હિન્દુઓ અન્ત્યજોને મુકીને સ્વરાજ કેમ મેળવી શકે ? જે ગુન્હાને માટે આપણે સલ્તનતને રાક્ષસી માનીયે છીયે એવો કયો ગુન્હો આપણે અન્ત્યજો પ્રત્યે નથી કર્યો ?"

આપણે આપણા ભાઇઓ પછડાયાથી દૂષિત થયા છીયે. આપણે એમને પેટે ચલાવીયે છીયે, આપણે એમની પાસે નાક ઘસાવ્યાં છે, રેલવેમાં આંખ લાલ કરીને એમને ધક્કો મારીયે છીયે, એના કરતાં અંગ્રેજી રાજ્યે શું વધારે કર્યું છે ? ડાયર ઓડવાયર પર જે આરોપ આપણે મુકીયે છીયે તેવા કયા આરોપ બીજી પ્રજા અથવા આપણે આપણી પર ન મુકી શકીયે એમ છે ? એ મેલમાંથી આપણે નીકળી જવું જોઇયે. જ્યાં સુધી એમ ન થાય ત્યાં સુધી સ્વરાજની વાત એ કેવળ વિતંડાવાદ છે. જ્યાં સુધી દુર્બળની રક્ષા ન થાય, એક પણ માણસનું દિલ સ્વરાજવાદીને હાથે દૂભાય ત્યાં સુધી સ્વરાજ નથી મળવાનું એ વિષે મારા મનમાં શંકા નથી. સ્વરાજનો અર્થ જ એ છે કે કોઈ પણ હિન્દુ કે મુસલમાન ઉદ્ધતાઇથી એમ ન માને કે બકરી જેવા હિન્દુ કે મુસલમાનને કચડી નાખીશું. એમ નહિ થાય તો સ્વરાજ મળશે તે જ દિવસે આપણે તેને ખોઈ બેસીશું. અન્ત્યજો જેવા દુર્બળની રક્ષા કરવાને બદલે તેમને કચરવા વગેરેના દોષોને જ્યાં સુધી આપણે કાઢી શકતા નથી ત્યાં સુધી આપણે ઘેટાં કરતાં, પશુ કરતાં પણ નકામું જીવન ગાળીયે છીયે.

પણ મને શ્રદ્ધા છે. હિન્દુસ્તાનમાં ભમતાં મને જણાયું છે કે જે દયા તુલસીદાસ શીખવે છે, જેનો વૈષ્ણવ ધર્મમાં ઉપદેશ થયો છે, જેનાથી ભાગવત નીતરી રહ્યું છે, જેનાથી ગીતાજી ભીંજાઈ રહી છે, તે દયા હિન્દમાં વધતી જ ચાલી છે. અત્યારે પણ ઉલ્કાપાત થઈ રહ્યા છે. અનેક અત્યાચારી હિન્દુ અને મુસલમાનો હજી પડયા છે. છતાં સરવાળો કરતાં હું જોઉં છું કે રહેમ વધી છે, દયા વધી છે, હિન્દુમુસલમાનની વૃત્તિ ઇશ્વર પ્રતિ છે. આપણે સરકારની અદાલતોનો મોહ છોડયો, વકીલાત અને સરકારી શાળાઓની ભ્રમણાનો મોહ છોડયો; એમ અનેક પ્રકારના મોહ છોડી રહ્યા છીયે. મારો અનુભવ મને કહે છે કે જેને આપણે હલકા અને નિરક્ષર ગણીયે છીયે તે જ સાક્ષર છે. આપણા કરતાં તેમનામાં કેળવણી અને ધાર્મિકપણું વધારે છે. અત્યારની પ્રવૃત્તિ પરથી એ જોઇ શકાય છે કે સ્વરાજ એટલે રામરાજ્ય—ધર્મરાજ્ય એવું મનાઇ રહ્યું છે. આ પ્રવૃત્તિને જે તટસ્થપણે જોશે તેને એ માલમ પડી જશે.

અન્ત્યજ ભાઇઓને હું કહું છું કે હિન્દુ સમાજમાં એક વર્ષ પહેલાં આ બાબતમાં જે આઘાત થતો તે આજે નથી એ વિષે નિઃશંક રહેજો. પણ નિઃશંક કોણ રહી શકે ?

જે લાયક હોય તે જ. હિન્દુઓએ તમારા પર અત્યાચાર કર્યો છે. વિવેકાનન્દે આપણને કહ્યું છે કે અન્ત્યજો દબાયેલા નહિ પણ દબાવેલા છે. હિન્દુ સંસાર પણ અન્ત્યજોને ડુબાડીને પોતે ડૂબ્યો છે. નેલોરમાં હું અન્ત્યજ ભાઇઓને મળ્યો હતો. ત્યાં મેં પ્રભુની પ્રાર્થના કરેલી કે હું આવતે જન્મે જન્મું તો અન્ત્યજ જ જન્મું અને તેમને પડતાં દુઃખો અનુભવું. હું બ્રાહ્મણ, વૈશ્ય કે શુદ્ર પણ નહિ પણ અતિશુદ્ર જ જન્મવા ઇચ્છું છું., આજે ૧૩મીને દિવસે મેં આખો દિવસ ઇશ્વરની પ્રાર્થના કરી કે મારાં પુરુષાર્થ, અન્ત્યજની સેવા, હિન્દુપણું અધૂરાં રહ્યાં હોય અને મારે જન્મવાપણું રહે,'તો હું અન્ત્યજ જન્મું. આ જ જન્મે મોક્ષ મેળવવા હું મથી રહ્યો છું. પણ જો તેમાં નિષ્ફળ જાઉં તો જે દોષોને માટે હિન્દુ સંસાર જવાબદાર છે તે પણ મારે કાઢ્યે જ છૂટકો છે. તે બધા દોષો જો આજે ન નીકળે તો હું તમારામાં અવતરીને કઢાવું. પાયખાનું સાફ કરવું એ મને પ્રિય છે. આશ્રમમાં અત્યારે ૧૮ વર્ષનો એક બ્રાહ્મણ બાળક પાયખાનાં સાફ કરવાનું કામ ભંગીને તાલીમ દેવાની ખાતર કરી રહ્યો છે.

હિન્દુ સંસારનો મેલ તમે કાઢી રહ્યા છો એ વાત તમે સમજી લો. તમારામાં પવિત્ર આચારને દાખલ કરો. તમે એવા પવિત્ર બનો કે કોઇને કંઇ કહેવાપણું ન રહે. સાબુ ન મળી શકે તો તમારે ખારો કે માટી વાપરીને કપડાં ધોઇ નાખવાં. શરીર અને કપડાંમાંથી સ્વચ્છતાની સુગંધ આવવી જોઇયે. આ તો ઓછામાં ઓછું છે. બીજાં મોટાં દૂષણો તો કઢાવાં જ જોઇયે. તમે કેટલાક શરાબી બની ગયા છો, જુગાર ખેલી રહ્યા છો. બ્રાહ્મણો પણ જુગાર ખેલે છે, વ્યભિચાર કરે છે, શરાબી હોય છે. પણ એ કંઈ પતિત નથી ગણાતા; જ્યારે અન્ત્યજો પતિત ગણાય છે. અન્ત્યજો પોતાનો ઉદ્ધાર કંઇ હિન્દુ સંસાર પાસે મહેરબાની તરીકે નથી માગતા. હિન્દુ સંસારને ગરજ હોય તો અન્ત્યજોનો સ્પર્શ કરે. મને વિશ્વાસ છે કે ચાર પાંચ મહિનામાં આપણે સાફ થઇ જઇશું. એમ ન થાય તો હું જાણીશ કે જોકે મારા વિચારો સાચા હતા તો પણ મારી ગણતરી ખોટી હતી. હું પાછો કહીશ કે મેં ભૂલ કરી.

તમે હિન્દુપણાનો દાવો કરો છો; તમે ભાગવત પઢી રહ્યા છો માટે તમારા પર જો બીજા હિન્દુ અત્યાચાર કરે તો તેમાં દોષ ધર્મનો નથી, પણ બીજા હિન્દુનો છે. એમાંથી છૂટવા તમારે પોતે શુદ્ધ થવું જોઇશે, શરાબ વગેરે છોડવા પડશે.

વણકરને શું કામ અસ્પૃશ્ય માનતા હશે ? તેઓ ચામડાનો ધંધો કરે છે માટે ? જો કોઇ ચામડાંને માટે પ્રાણીનો વધ કરે કે ગોમાંસ ખાય તો તે અધમ છે. પણ ચામડાંનો ધંધો કંઈ અપવિત્ર નથી. તેના વિના ખેતી ન ચાલે જો તમારે પુરુષાર્થ કરવો હોય, જો તમે સ્વરાજ્યવાદી હો, તમારે તમારો ઉદ્ધાર કરવો હોય તો તમારે સ્વાશ્રયી થવું જોઇશે. મેં મુંબઇમાં સાંભળ્યું કે કેટલાક અન્ત્યજ ભાઇઓ અસહકારની વિરુદ્ધ છે ને અંગ્રેજી સરકાર મારફતે જ પોતાનો ઉદ્ધાર શક્ય માને છે. આ ભ્રમણા મટાડવા સારુ

અન્ત્યજોની ખાસ સભામાં ભાષણ કરવા મને એક ભાઇએ સૂચવ્યું. મેં તેમને કહ્યું કે અન્ત્યજોને એ બાબત સમજાવવાની જરૂર હોય જ નહિ. હિન્દુ ધર્મનો અનાદર કરી કોઈની ખુશામત કરીને તમે તમારો ઉદ્ધાર નહિ કરી શકો. તમારે સ્વાશ્રયી બનવું જોઈએ. તમારો ઉદ્ધાર તમારા હાથમાં છે. તમારૂં સ્વરાજ તે તમારી લાયકાત વધારવામાં રહેલું છે.

આખા હિન્દુસ્તાનમાં હું અન્ત્યજો સાથે નિકટ સંબન્ધમાં આવું છું. હું જોઉં છું કે અન્ત્યજ કોમમાં જે શક્તિ રહેલી છે તે અન્ત્યજવર્ગ પણ નથી જાણતો અને બીજા હિન્દુઓ પણ નથી જાણતા. અન્ત્યજોની બુદ્ધિ કુમારિકાના જેવી નિર્દોષ છે. તમે વણવા, કાંતવા અને પીંજવાનો ધંધો શીખી લેજો. એથી તમારી ગરીબાઇ જશે. જ્યાં સુધી દરદમેશ રેંટીયાનું પૂજન નહિ થાય ત્યાં સુધી લક્ષ્મી આવવાની નથી.

ગોધરામાં કહ્યું હતું તેમ તમને કહું છું કે તમે પોતે જ ઢેડ ઉંચા ને ભંગી નીચા એ ભ્રમણામાં કેમ પડયા છો ? ઢેડ અને ભંગી વચ્ચે કંઈ ફરક નથી. એમનો ધંધો સામાન્ય સમયમાં પણ વકીલાતના જેટલો કે સરકારની સેવા જેટલો જ ખાનદાન છે.

હવે એઠવાડ ન લેશો. એઠવાડ ચોકખો છે એમ કહે તોપણ ન લેશો. દાણા લેજો, પણ સડેલા દાણા ન લેશો. વિનય અને માનપૂર્વક કોરા દાણા આપવામાં આવે તો લેજો. હું સૂચવું છું એટલો પુરુષાર્થ જો તમે કરો તો જેટલા મહિનામાં હું કહું છું તેટલાં દિવસમાં અસ્પૃશ્યતાનો દોષ નીકળી જાય. હિન્દુ સંસાર પાપી નથી પણ અજ્ઞાનમાં પડયો છે. આ જ વરસમાં અસ્પૃશ્યતાનો નાશ થવો જોઈયે. જે બે કારણો માટે હું આજે જીવું છું તે ગાયની રક્ષા અને અન્ત્યજોનો ઉદ્ધાર. એ બે કામ થાય એટલે મારો મોક્ષ છે. ઈશ્વર તમને સહાય થાઓ અને પુરુષાર્થ કરવાનું બળ આપો.

---

# ¶ પંજાબમાં ગાંધીજી

[ પૃ. ૯૮૭ થી ચાલુ ]

### મૌનવાર

બીજે દિવસે ગાંધીજી પાછા લાહોર આવ્યા. સોમવારનો મૌનવાર અહીં જ ગળાયો. આ મૌનવાર અત્યારે ગાંધીજીને ખૂબ બચાવી રહ્યો છે. તે ઘણો જ વેળાસર દાખલ થયો છે એમ કહેવું જોઈયે. 'દર્શન' તેમજ ભાષણથી ગાંધીજીને બચાવવા આ જ એક રામબાણ ઉલાજ નીવડયો છે. જ્યાં જ્યાં લોકો મૌનવારની હકીકત જાણી ગયા છે ત્યાં ત્યાં આ દિવસે તેઓ સમજપૂર્વક પોતાનો દર્શનનો આગ્રહ છોડી દે છે. આમ છતાં એક બોલ સાંભળ્યા કે બોલ્યા વિના કેવળ 'દર્શન'ની તૃપ્તિ ઇચ્છનારા કેટલાક તો ચડી આવે છે જ.

તા. ૧૭-૪-૧૯૨૧

આમ આ મૌનવાર ગાંધીજીને શારીરિક નિવૃત્તિ આપે છે. પણ સાટે માનસિક પ્રવૃત્તિ તે દિવસે બમણી વધે છે. 'યંગ ઇંડિયા' તેમજ 'નવજીવન'નું સંપાદન મુખ્યત્વે ટ્રેનમાં મળતા ફુરસદના વખતમાં થાય છે એ કલ્પના 'નવજીવન'ના સામાન્ય વાચકને કદાચ નહિ હોય. પણ હવે તો મૌનવાર તે કાર્યમાં મોટો ભાગ લેવા લાગ્યો છે.

પણ આ વખતના મૌનવારમાં એકાએક ભારે વિક્ષેપ પડયો. રવિવારે રાત્રે રાવળપિંડીથી નીકળતાં નાનકાના સાહેબમાં ગુજરેલા ભયંકર હત્યાકાંડનો તાર ગાંધીજીને મળ્યો. આથી તેમને ભારે ઉદ્વેગ થઇ પડયો હતો. મૌન છતાં એક શીખ ભાઇને બોલાવી તેમની પાસેથી મળી તેટલી બધી હકીકત તેમણે જાણી લીધી. સાંજે મુલતાન જવાનું હતું તે મુલતવી રહ્યું અને મંગળવારનો દિવસ પણ મળી શકાયું તેટલા શીખ ભાઇઓને મળીને નાનકાનાની વિગતો મેળવવામાં વીત્યો. ૨૬મીએ તો લખનૌ ખિલાફત પરિષદ્‌માં જવાનું હતું. ત્યાં જઇ આવ્યા પછી નાનકાના જવાનું ઠરાવી અમૃતસર તથા લાયલપુર થઈ અમે લખનૌ ગયા. અમૃતસરમાં પણ સભાબંધીની આણ વર્તતી હતી. બાકી સ્વરાજ્ય આશ્રમમાં તો હજારોની ભીડ થઈ જ અને સ્વરાજ્યનું ઉઘરાણું પણ થયુ.

## શ્રીની પરિષદ્

લાયલપુરની સભાઓ સવારના જ ઉકેલાઈ. બપોરે ૩૦ માઇલ ઉપર 'શ્રી' નામે સ્થળે શીખોની એક પરિષદ્ હતી. નાનકાનાના કાંડથી આખી શીખ દુનિયા ઉશ્કેરાયેલી હતી. પરિષદ્‌માં શીખોએ ગાંધીજીની હાજરી ખાસ ઇચ્છેલી, જે ગાંધીજીએ સહર્ષ સ્વીકારી. શ્રીના 'દિવાન' કૉન્ફરન્સમાંના તેમના ભાષણનો સાર જ હું અહીંઆં આપું છું:

"હું કબૂલ કરું છું કે આપણાં પવિત્ર સ્થળોનો કબજો આપણા હાથમાં હોવો જોઇયે. તે કબજો આપણે એક જ દિવસમાં લઈ શકીયે. પણ તે કઈ રીતે? જો એકે માણસ ગુરુદ્વારામાં ન જાય અને અપવિત્ર મહંતોના અપવિત્ર હાથમાં એકે પૈસો ન આપવામાં આવે તો તમે આજે જ તેઓ પાસે તમારું કહ્યું કરાવી શકો. હમણાં જો તમે માનતા હો કે નાનકાના સાહેબના ગુરુદ્વારાનો કબજો તમારા હાથમાં છે તો તમે ભૂલો છો. તે કબજો તો તમને સરકારી ફોજે આપ્યો છે. હું તમારી પાસે સરકારી ફોજ વડે અપાયેલ કબજો નથી ઇચ્છતો. તમને મળેલો કબજો છોડી દો એ મારી કહેવાની મતલબ નથી. પણ જે રીતે એ કબજો તમને મળ્યો એમાં થોડી નામોશી તો લાગે જ છે.

## આ મરવાનો વખત છે

"મને શહીદોને માટે ઘણું દુ:ખ થાય છે. પણ હું જોઉં છું કે આ રુદનનો વખત નથી. આ મરવાનો વખત છે. અત્યારે તો છાતી ઉપર ઘા ખાઇ આપણે સહુ મરી શકીયે એમ ઇચ્છું છું. એવી વીરતા નાનકાના સાહેબના શહીદોએ બતાવી જણાય છે. પણ હું આપણો પણ દોષ જોયા વિના નથી રહી શકતો. આપણને ધમકીથી ગુરુદ્વારાનો કબજો

લેવાનો કશો અધિકાર ન હોય. જો મહંતે લાયલપુરમાં આવીને લછમનસિંહને કતલ કીધા હત તો તેમ કર્યા પછી તે એક ઘડીભર પણ કબજો ન રાખી શકત. પણ નાનકાના સાહેબમાં તો આપણે તેને તક દીધી. ગુરુદ્વારાનો કબજો આપણે ખામોશીથી જ લઇ શકીયે આટલાં વર્ષ સુધી આપણે ચૂપ રહ્યા. શું એક વર્ષ વધુ રહી જવામાં દોષ છે ?"

ગાંધીજીના ભાષણ પછી મૌલાના અબુલ કલામ આઝાદ બોલ્યા મૌલાના સાહેબના ભાષણમાં હમેશા રસ અને અરબી વિદ્વત્તા ભર્યાં હોય છે. આ ભાષણમાં તેમણે હિન્દુસ્તાનને મોટા ગુરુદ્વારાની ઉપમા આપીને શીખોને કહ્યું કે "હિન્દુસ્તાનનો જ કબજો આપણા હાથમાં નથી તે ગુરુદ્વારાનો કબજો આપણે લઇ શકીયે તો નાનકાના જેવા ગુરુદ્વારાનો કબજો લેવો એ તો રમતવાત ગણાય."

## લખનૌ

ત્યાંથી પાછા લાયલપુર આવ્યા અને લખનૌ ગયા અહીં મૌ મહમદઅલીના પ્રમુખપણા નીચે લખનૌ જીલ્લાની ખિલાફત પરિષદ્ હતી. મુસલમાનોમાં અસહકાર હવે ચર્ચાસ્પદ વિષય તરીકે મટી ગયો છે. અહીંઆ ગાંધીજી વકીલો તથા વિદ્યાર્થીઓ વિષે બોલ્યા "વકીલો તેમજ વિદ્યાર્થીઓ વિષે જરૂરી કરવાનું તેટલું આપણે કરી ચુકયા. એ દિશાએ વિશેષ હીલચાલ કરવામાં આપણે જાતે હવે રોકાઇ રહેવાની અગત્ય નથી રહી. જેટલે સુધી આપણે આપણો અવાજ પહોંચાડી શકયા છીયે તેટલાથી હું સન્તુષ્ટ છું જેઓને આપણે મનાવી નથી શકયા તેઓને સ્વેચ્છાએ અસહકાર કરવો હોય તો કરે. વકીલાત કરતા વકીલો તેમજ સરકારી નિશાળે જતા વિદ્યાર્થીઓની પ્રતિષ્ઠા નથી રહી. તેઓમાંના ઘણા પોતે કબુલ કરે છે કે તેઓ ગુન્હો કરે છે. આટલું આપણે માટે બસ છે જેટલે દરજ્જે વકીલોની તેમજ સરકારી નિશાળમાં જનારા વિદ્યાર્થીઓની પ્રતિષ્ઠા ગઈ તેટલે દરજ્જે સરકારની પણ ઓછી થઇ"

## સ્વદેશીપણાનો નમૂનો

આ પરિષદ્‌માં પાશ્ચાત્ય ઢબનો સંપૂર્ણ ત્યાગ થયો હતો. મીઠી ઉર્દુ છોડી અંગ્રેજીમાં બોલવાનું હવે કોઇને સુઝે પણ શાનું ? ઘણા વક્તાઓ અંગ્રેજીની કશી મદદ વિના ઉર્દુ વક્તૃત્વકળાને શિખરે પહોંચાડી શકયા. પરિષદ્‌માં મેજખુરશીનું નામનિશાન નહોતું. બધા દેશી ઢબના ગાદીતકીઆ હતા, જોકે ગાદીના ગલેફ ખાદીના હતા એમ તો હું નથી કહી શકતો પ્રમુખનાં વસ્ત્રો પણ ચોગા સિવાય ખાદીનાં જ હતાં મૌલાના શૌકતઅલી પોતાને માટે ખાસ શીવડાવેલ ભૂરા રંગની ખાદીના પોષાકમાં આવ્યા હતા. પં. મોતીલાલ નેહરુ તો હવે ધોતીઉં અને ખાદીનાં અંગરખા પહેરતા થયા છે! હવે તેઓ શુદ્ધ કાશ્મીરી બ્રાહ્મણ લાગે છે પં. જવાહરલાલ નેહરુ તો આ પોષાકમાં ન્યૂના થઇ ગયા છે. તાળીઓનો પાશ્ચાત્ય રિવાજ પણ અહીં વર્જિત હતો આ પ્રમાણે આ પરિષદ્ સ્વદેશીપણાનો નમૂનો હતો મૌ-અબદુલ બારી સાહેબ આ પ્રસંગે જરા બીમાર હતા.

તા. ૧૭-૪-૧૯૨૧

## નાનકાનાની યાત્રા

બીજી સાંજે પાછા ઉપડી ગાંધીજી સીધા નાનકાના સાહેબ ગયા. મૌ શૌકતઅલી સાથે હતા. સ્ટેશનથી ઉતરી પગપાળા ગુરુદ્વારા ગયા. એ યાત્રાનું વર્ણન તેમજ ખાલસાજીઓને તેઓએ આપેલી સલાહ તેઓ જાતે 'નવજીવન'ને આપી ચુક્યા છે. એટલે તેની પુનરુક્તિ અહીં નહિ કરું.

શીખો આગળ એમણે કહેલું, "દુનિયાના એક ભાગમાં એક નિર્દોષ માણસ માર્યો જાય અને હું જીવતો રહું એ હું સહન નથી કરી શકતો. કેટલાંક દુઃખો હું જે જોઇ રહ્યો છું તેવાં દુઃખનું હું નિવારણ ન કરી શકું ત્યારે મને આપઘાત કરવાનું મન થાય છે. પણ તેમ કરવાથી પાપ થાય એ જાણી હું ધીરજ રાખું છું." શીખોએ ઘણી નમ્રતા અને વિનયથી તેમનાં વચનો સાંભળ્યાં. ગાંધીજીના ભાષણ પછી તેમને ગુરુદ્વારાનો આખો પ્રદેશ બારીકીથી દેખાડવામાં આવ્યો. સાંજે ઉદ્વિગ્ન મને લાહોર પાછા ફર્યા અને બીજે દિવસે મુલતાનનો વાયદો પૂરો કરવા ગયા. મુલતાનમાં વીસેક હજાર રૂપીયાના સ્વરાજ્ય ફાળા માટે વચન મળ્યાં. તા. ૫મીએ સવારે લાહોર પહોંચી તે જ દિવસે બે ત્રણ કલાકમાં શિયાળકોટ જવા ઉપડ્યા.

## શિયાળકોટના સન્ત

આ શહેર અત્યારે પંજાબનું શિરતાજ ગણાવાને લાયક છે. નેતાઓની વધારે પડતી સંખ્યા, તેમની વચ્ચે મતભેદ, દ્વેષ તથા હરિફાઇ, ખરૂ કામ મુકી મહત્ત્વ વગરનાં કાર્યો તરફ વધારે લક્ષ, હિન્દુમુસલમાનો વચ્ચે ઝગડા—આ આપણાં સારામાં સારાં શહેરો વિષેની સામાન્ય ફરીઆદો છે. શિયાળકોટ એ બધા દોષોથી મુક્ત છે. ગાંધીજી ત્યાં એક જ વ્યક્તિ ઉપરની તેમની અસીમ શ્રદ્ધા તથા પ્રેમથી જવા પ્રેરાયા હતા. તે વ્યક્તિ આગા સફદર. શિયાળકોટના લોકો તેમને વિષે કહે છે, 'યે હમારે મહાત્માજી હૈં'. હિન્દુમુસ્લીમ વરૈના સમભાવ ઉપર તેમની આખી પ્રતિષ્ઠા બંધાયેલી છે. આ શહેરમાં એક મોટી હાઈસ્કૂલ અને એક બીજી પ્રાથમિક શાળા રાષ્ટ્રીય કરવામાં આવેલી છે. એ બન્ને મુસલમાન શાળાઓ છે. પણ હવે તેમાં હિન્દુઓને પણ પ્રાથમિક શાળામાં દાખલ કરવામાં આવે છે. વિદ્યાર્થીઓની સંખ્યા ૧૩૦૦ છે અને બીજીની ૮૦૦ છતાં બન્ને શાળાઓએ ગ્રાન્ટો ફગાવી દીધી છે. અહીંથી પાછા લાહોર થઇ ગાંધીજી જલંધર ગયા. જલંધરમાં મ્યુનિસિપાલિટી તરફથી ગાંધીજીને માનપત્ર આપવામાં આવેલું. આ પગલું ઘણી મ્યુનિસિપાલિટીઓ નીડર થઈ હવે સ્વતન્ત્રપણે લેવા લાગી છે. અહીંથી જ મોટરમાં હોશિયારપુર જઇ આવ્યા. ત્યાંથી અંબાલા આવ્યા. લુધિયાના પણ જઇ આવ્યા. દરેકને માત્ર થોડા થોડા કલાક જ આપી શકાયેલા દરેક જગાએ સ્વરાજ્ય ફાળાનું ઉઘરાણું થયું. અંબાલાથી તા. ૮મીની રાત્રે નીકળી તા. ૧૦મીએ ગાંધીજી મુંબઈ આવ્યા અને તે જ દિવસે ત્યાંથી નીકળી ઉપરાઉપર સાત રાત્રિઓ ટ્રેનમાં વીત્યા બાદ બે દિવસના વિશ્રામ માટે આશ્રમ આવ્યા.

રામાનુજ

તા. ૨૪–૪–૧૯૨૧

# ભેદનીતિ

સર વિલિયમ વિન્સેટ દિલ્લી વડી ધારાસભામાં અસહકારની પ્રવૃત્તિને લગતું જે ભાષણ કર્યું તે હરકોઇને દુઃખ પમાડે એવું છે. હું તો એવી જ ઉમેદ રાખી રહ્યો છું કે એમના આતમીદારો વસ્તુસ્થિત વિષે એમને સાવ અંધારામાં રાખતા હશે અને તેથી એ ભાષણ એમની નઠ્ઠાઈ કરતાં એમના અજ્ઞાનને જ વધારે દર્શાવતું હોવું જોઇયે.

ભાષણમાં અથથી તે ઇતિ સુધી સરકારના સખ્તીના ધોરણનો બચાવ કર્યો છે. હકીકતોને મારીમચડીને પોતાને જોઇતી શકલની બનાવવા મણા નથી મુકી. નથી મળી ત્યાં પાયા વગરની ભીંતો ચણી છે. લોકોને સત્ત્વભ્રષ્ટ કરવાનો અને અસહકારીઓના હેતુઓ વિષે ગેરસમજ ફેલાવવાનો જ એમાં પ્રયત્ન છે.

સર વિલિયમનું કહેવું છે કે 'સરકારને અટકાવી પાડવાનો અસહકારીઓનો હેતુ તો જાહેર જ છે અને એ હેતુ બર લાવવાના પ્રયત્નમાં જ્યાં જ્યાં ક્યાંયે પ્રજાકીય અસન્તોષની તેમણે મેર ફૂટતી જોઇ છે ત્યાં ત્યાં પોતાને માર્ગે તેનો ઉપયોગ કરી લેવા તેઓ ચૂક્યા નથી.' હવે ખરૂં જોતાં સર વિલિયમની આ બન્ને વાતો માત્ર અરધી જ સાચી છે. સરકારને અટકાવી પાડવી એને અસહકારના મુખ્ય હેતુ તરીકે કોઇએ ક્યાંયે વર્ણવ્યો નથી. મુખ્ય હેતુ તો છે પ્રજાની આત્મશુદ્ધિ. અલબત્ત, એવી આત્મશુદ્ધિનું સીધું પરિણામ એ આવી શકે કે જે સરકાર અમારા દુર્ગુણો અને દુર્બળતાઓ ઉપર જ નભતી હોય તે અટકી પડે. એ જ પ્રમાણે ગમે તે કારણસરનો પણ જ્યાં ક્યાયે અસન્તોષ જોયો ત્યાં તે અમારે કામે વાંપરી લેતાં અમે આચકો નથી ખાધો એમ કહેવું એ પણ ભયંકર અર્ધસત્ય ઉચ્ચાર્યું કહેવાય. જ્યાં વ્યાજબી કારણસર પ્રજામા અસન્તોષ જોયો ત્યાં તેના ટેકાથી અમારી અસહકારની હિમાયત અમે વધુ મજબૂત કીધી એમાં નવાઇ નથી. પણ ગમે તે કારણસર ફેલાયેલા હરકોઇ અસન્તોષનો પોતાના કાર્યને માટે ઉપયોગ કરી લેવાની લાલચમાં ન પડવા, અસહકારીઓ કડક રીતે ખબરદાર રહ્યા છે. અમારા કાર્યને અમારે પોતાને હાથે નબળું ન થવા દેવાની ખાતર પણ અમે એવો રસ્તો લેતા અચકાઇયે.

આનો દાખલો પણ શોધવા દૂર જવું પડે તેમ નથી. બીજા જ વાક્યમાં સર વિલિયમ કહે છે: 'જ્યા ક્યાયે મજૂરો અને માલીકો વચ્ચે કંઇ ખટરાગ દિખ્યો કે એ અસન્તોષ અને કડવાશને ફૂંકી ફૂંકીને સળગાવવા આ અસહકારીઓના આડતીઆઓ જાણે દોડયા જ છે' આ ખોટી વાત છે, એટલુ જ નહિ પણ આમાં મજૂરો અને માલીકોને અસહકારની સામે ઉઠાડવાની ઉશ્કેરણી પણ રહેલી છે. અસહકારનું તો એ ધોરણ પ્રસિદ્ધ જ છે કે મજૂર અને માલીકો વચ્ચેના ઝગડાઓનો રાજદ્વારી લાભ ન લેવો. અસહકારીઓ જ્યા જ્યા એ બે વર્ગો વચ્ચે પડયા છે ત્યાં ત્યા બન્નેના સરખા હત જોવાનો પ્રયત્ન કર્યો છે. અમારી શુધબુધ અમને છોડી ગઇ હોય તો જ અમે એમ મજૂરો અને માલીકોને એકબીજા સામે લડાવી મારવાનો પ્રયત્ન કરીયે. એમ કરવામા તો સરકારને માલીકો અને મજૂરોને અંદર અંદર એકબીજા જોડે વઢાડી મારવાની અને પરિણામે દેશ ઉપરનો તેમનો પંજો મજબૂત કરવાની અમે આયતી જ તક આપીયે.

ઝરીઆમા જ જુઓ, એક મોટી હડતાળને વધુ ફેલાતી અટકાવનાર એક અસહકારી જ હતો. કલકત્તાની હડતાળમા પણ નરમાશની સલાહ આપનાર અસહકારીઓ જ હતા જ્યા જ્યા હડતાળીઆઓનું પગલું વ્યાજબી હશે, ખાનદાનીને શોભતું હશે, ત્યાં ત્યા તેઓ તેમને સહાય કરવામા પાછી પાની નહિ કરે. જ્યા જ્યા ગેરવ્યાજબી કારણસર હડતાળ પડી હશે ત્યાં ત્યા તેમણે હમેશા મદદ આપવાની ના પાડી છે. સર વિલિયમ કહે છે, "જ્યા બે કોમ વચ્ચે કડવાશ ઉભી થઇ છે ત્યાં આ અસહકારના એલચીઓ તેમની બદસલાહનું ભાતું લઇને પહોંચી જાય છે." સર વિલિયમને ખબર હોવી જોઇયે કે પોતે જૂઠાણું આચરી રહ્યા છે. અંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે અત્યારે થોડી કડવાશ છે ? જલિયાંવાલાની યાદ અહોરાત્ર જાગતી છે. પણ 'આ એલચીઓ' તો જ્યાં અને ત્યાં શાન્તિ અને સુલેહના જ ફિરસ્તાઓ હોવાનું દેખાયું છે. દરેક જગાએ એમણે અવિચારી ટોળાંઓને ઘેલાં બનતાં રોક્યાં છે. અને હું તો એટલે સુધી કહીશ કે અસહકારની વૃત્તિ જો આજ ન વર્તતી હત તો ફાવે તેટલી ડાયર-ઓડવાયરશાહીઓના દોર ચાલ્યા હોત તોપણ અત્યાર સુધીમા કેટલાયે વધુ નિર્દોષનાં લોહી રેડાયા વગર ન રહ્યા હોત.

પણ અસહકારીઓનું સૌથી મોટામા મોટું પાપ જ એ છે કે તેઓ જ જ્યાએ તેમને લાતો મારી તેને સૂભવા ના પાડી રહ્યા છે, અન્યાયો જ્યા સુધી ફરેલા

અન્યાયની ખુલ્લા રાજ્હોમા તોબા ન કરે ત્યા સુધી તેમનો સહકાર કરવા ઇનકાર કરી ગ્યા છે. જોકે એક અપમાંન પામેલી, જખમી પ્રજાનો અંગ્રેજ લોકો પરનો કોપ તેમની ઉપરથી કાઢીને એ અંગ્રેજોનો હાથે ચાલતા રાજયતન્ત્ર ઉપર વાળી દેવા માટે આશીર્વાદના હકદાર તો અસહકારીઓ જ છે.

પણ સર વિલિયમ 'ભેદ કરો અને ભોગવો'ની કુટિલ ભેદનીતિને અણીશુદ્ધ સાગોપાગ ન આચરે તો બીજુ આચરે કોણ? સર વિલિયમ બખાળે છે: "જ્યા જમીનદારો અને કિસાનો વચ્ચે ટંટા ઉઠે છે—સયુક્ત પ્રાન્તોમાં હમણા જ આપણે ન જોયું?—ત્યા પણ આ મેતાનના સાથીઓ અશાન્તિ પ્રવર્તાવવા અને અંધાધુધી મચાવવા દોડી જાય છે." સર વિલિયમે જાણવું જોઇયે કે કિસાનોની હીલચાલ પંડિત જવાહરલાલ નેહરૂની દેખરેખ હેઠળ ચાલી રહી છે અને પંડિત જવાહરલાલજીનો સર્વોપરી હેતુ કિસાનોને સૌથી પહેલી ધીરજ અને શાન્તિ કેળવવાની તાલીમ આપવાનો છે. સર વિલિયમે આ બોલીને જમીનદારોને અસહકારની પ્રવૃત્તિની સામે ઉઠાડવાનો જ ચોખ્ખો પ્રયત્ન કર્યો છે. સદ્‌ભાગ્યે જમીનદારો શું, કિસાનો શું, સૌ કોઈ હવે સમજે છે કે જ્યા સુધી તેમની વાત વ્યાજબી છે ત્યાં સુધી અસહકારીઓ તરફની બીક રાખવાનું તેમને કશુ જ કારણ નથી

સર વિલિયમ આગળ કહે છે: 'આ હીલચાલ દેખીતી જ નાશકારી છે. હું જ્યાં સુધી જોઇ શક્યો છુ ત્યા સુધી એમા પ્રજાના હિતના ચણતરનો કશો મસાલો જ નથી.' કોહી ગયેલા અવયવને કાપી કાઢનાર સર્જનની પ્રવૃત્તિ જેટલે દરજ્જે નાશકારી કહી શકાય તેટલે દરજ્જે આ પ્રવૃત્તિ પણ અલબત્ત નાશકારી છે. પણ સર્જનના નસ્તરમા જેમ રોગીની તદુરસ્તીનું બીજ છૂપાયેલું છે તેમ આ નાશકારી પ્રવૃત્તિમા પણ નિ:સંશય પ્રજાકીય સુધારાનું ચણતર છૂપાયેલું છે. દારૂનિષેધની પ્રવૃત્તિ કેવળ નાશકારી છે શું? આજ જ્યા ત્યા રાષ્ટ્રીય શાળાકૉલેજો ઉભી થઈ રહી છે તે બધી નાશની નિશાનીઓ છે શું? પ્રજામાં ઘેરઘેર જે હજારો રેંટીયા ફરતા થયા છે, તે પ્રજાની આબાદીનું ચણતર નહિ તો, પ્રજાની પાયમાલીની નિશાની છે શું? એનાથી તો પરદેશી સત્તાના પગ ભાગવાના જ; પછી એ સત્તા લેંકેશાયરની હો કે જાપાનની.

શ્રીમંત-સુશિક્ષિત અને આમપ્રજા વચ્ચે ભેદ પડાવવાનો પ્રયત્ન કર્યા પછી પ્રજાની નાદારીના, અરસપરસના કુસંપના અને વિદેશીઓના હુમલાનાં બીહામણાથી ભડકાવી મારીને સર વિલિયમ "બન્ને વર્ગને દિ મૂઢ બનાવી દેવા મથે છે. હિન્દ-

મુસલમાન એકતા શુ એવી મૃદ્દાલ વસ્તુ છે કે અગ્રેજો તેમની તોપતલવારો સમેત હિન્દુસ્તાનનો કિનારો છોડશે તેની ઘડીએ આપણે એકબીજાના ગળા કાપવા બેસી જશુ? શુ સાઠ વરસ પહેલા આપણે આજે છીયે તેના કરતા આપણુ પોતાનુ રક્ષણ કરવાને ઓછા સમર્થ હતા? એટલુ જ નહિ પણ પાશ્ચાત્ય હિસાબે આજે આપણે જેટલા દુર્બળ છીયે તેટલા અગાઉ કદી નહોતા એ શુ સાચુ નથી? હુ અનેક વેળા કહી ગયો છુ કે સ્વરાજની સ્થિતિ જ આપણામા સ્વરક્ષણની તાકાત સૂચવે છે, અને જે પ્રજા પોતાનુ રક્ષણ કરવાને સમર્થ નથી તે તુરતના અને સપૂર્ણ સ્વરાજને માટે પણ પાત્ર ન હોઇ શકે આ એક જ વાક્યથી સર વિલિયમે બ્રિટિશ રાજ્યને અજાણતા પણ યથાર્થપણે વગોવી દીધુ છે અને એ રીતે એ રાજ્યને સુધારવાની, નહિ તો તેનો અન્ત આણવાની અગત્ય સિદ્ધ કરી આપી છે મે સૂચવેલે માર્ગે—એટલે કે આપભોગ અને આત્મબળને રસ્તે—પ્રજામા આજે પોતાનુ રક્ષણ કરી લેવાની તૈયારી છે. સર વિલિયમે સૂચવેલા માર્ગની ગણતરી મુજબ હિન્દુસ્તાનને મળેલા સુધારા હેઠળ તો સો વરસે પણ હિન્દ દુનિયાની પ્રજાઓના સામટા સઘ સામે પોતાનુ રક્ષણ પોતે કરી લેવા જેટલુ શક્તિમાન થાય એવુ નથી. એ હિસાબે તો હિન્દને જકડનાર અને તેનામા નાદારીની લાગણી પેદા કરાવનાર બેડીઓ સુધારા મળતા વધુ જ મજબૂત બની છે. સર વિલિયમે હિન્દુસ્તાનમા કરોડોની મૂડીઓ રોકીને પડેલા અંગ્રેજોના હિત ઉપર અસહકારને લીધે ઝઝૂમી રહેલી પાયમાલી વિષે લાબી પડિતાઇ કરી છે. સર વિલિયમને યાદ દેવડાવવુ જોઇયે કે હિન્દનુ સૌથી મોટુ હિત—એનુ આર્થિક સ્વાવલબન તો આ પરદેશી રાજ્યને કારણે કેદહાડાનુયે પાયમાલ થઇ ચુકયુ છે, અને સર વિલિયમે દોરી આપેલો આ માર્ગ તો આજે હિન્દની નિર્ધનતાને કેવળ વધારે જ.

સર વિલિયમે અસહકારીઓના હેતુઓને કાળા ચીતરવાની જેમ કમાલ કરી છે તેમ તેમની કાર્યપદ્ધતિઓને પણ તેમણે બદશકલ કરવામા મણા નથી મુકી. કેળવાયેલા લોકોને અસહકારમા જોડવાના પ્રયત્નોમા અમે નિષ્ફળ નીવડયા છીયે એ સાચુ નથી. શિક્ષિતવર્ગે અસહકારને આપ્યો છે તે કરતા વધુ પ્રમાણમા જવાબ આપવો જોઇતો હતો એ હુ કબૂલ કરૂ છુ, પણ હુ અવશ્ય કહીશ કે તેમનો બહોળો ભાગ મનથી સપૂર્ણ અસહકારી બની ચુકયો છે, જોકે પ્રત્યક્ષ અસહકારમા પડવા જેટલુ બળ અને તેટલા આપભોગની તાકાત તેમનામા નથી આવી આમવર્ગમા તો અમે આરભથી જ કામ કરવા લાગી ગયા છીયે. એમને જ અમે અમારી

મુખ્ય પૂછ ગણીયે છીયે, કારણકે અન્તે એમને જ સ્વરાજ મેળવવુ રહ્યુ છે સ્વરાજ એકલા શ્રીમન્ત કે ભણેલા વર્ગની જ જોડે નિસબત ધરાવનારી વાત નથી. એ બન્ને વર્ગો સ્વરાજની હરકોઈ યોજના આગળ પોતાના અગત હિતસબન્ધો ગૌણ માનવા ગ્યા અને આમપ્રજામા ઘટતા પ્રમાણમા સયમ અને તાલીમ આવેલા અમે જોઇશુ તે જ ઘડીએ જરૂર જણાશે તો જે સરકારે તેમના કલ્યાણ સામુ કોઇ દહાડો ખરી રીતે જોયુ નથી અને જેણે તેમને હરહમેશ નીચોવ્યા છે અગર એવા નીચોવવાની સામે થવાના જ્યારે જ્યારે પણ કશાયે ચિહ્ન પ્રજાએ બતાવ્યા હશે ત્યારે ત્યારે તેમને કાળો કેર વર્તાવી દાબી દીધા છે, એવી સરકારને કરો આપતા અટકવાની સલાહ આપતા પણ અમે પાછી પાની કરવાના નથી

અસહકારની સામે સરકારની પ્રવૃત્તિને વર્ણવતા તો સર વિલિયમની કુટિલતાને કેવળ ભરતી જ ચડી છે. હિન્દરક્ષણ કાનુનનો તેઓ કોઇને નુકસાન ન કરનારા અને લોકોને ખુનામરકી કરતા વારનારા માણસો સામે ઉપયોગ નથી કરવા માગતા. તેમની સામે તો તેઓ સામાન્ય કાયદાની કલમોનો અસામાન્ય ઉપયોગ માત્ર કરી રહ્યા છે અને આમ કાયદાની મર્યાદામા એવી રીતે નીકળનારા હુકમોની સામે ન થવાના અસહકારીઓના નિશ્ચયથી આયતી જ મળનારી છૂટનો તેઓ ખાસો લાભ લઇ રહ્યા છે। આ ચળવળખોરોને સ્વરાજ આપીને સતોખવા તેઓ તૈયાર નથી, કારણ તેમ કરે તો દેશ આખામા અધાધુધી વ્યાપે ને ? પજાબ અને ખિલાફતના જે બે મહાઅન્યાયોને લીધે આખા દેશભર આવડો અસન્તોષ વ્યાપ્યો અને જે આજે હિન્દના શરીરમા બે જાલીમ વિષ તરીકે કામ કરી રહ્યો છે તે તરફ આખ સરખી ફેરવવાની તેઓ તસ્દી નથી લેતા ખિલાફતના વચનો પળાય અને પજાબનો જખમ રૂઝવવામા આવે તો હિન્દુસ્તાનની ઉપર કઇ ભયાનક આફત ગુજરવાની છે એ તેઓ નથી જણાવતા.

અન્તમા ઇસ્લામ તેમજ હિન્દ માટે સપૂર્ણ ખાનદાનીની લડત લડી રહેલા અલી બીરાદરો ઉપર અશિષ્ટ અને વ્યગપૂર્ણ હુમલો કરીને, તેમજ ' યાકુબહસન નામના એક ગૃહસ્થ ' ઉપર એથી પણ વધુ શિષ્ટાચારશૂન્ય હુમલો કરીને તેમજ તેમની પત્નીની તુર્કી જાતિનો મર્યાદારહિત ઉલ્લેખ કરીને સર વિલિયમે પોતાના આ અસામાન્ય ભાષણના સિખર ઉપર કળશની શોભા ચડાવવા પ્રયત્ન કર્યો છે।

હું આરભે જ કહી ચુકયો છુ કે સર વિલિયમ વિન્સેન્ટનું ભાષણ વાચવુ જ મને દુ:ખદાયી હતું એથી પણ વધુ દુખદાયી મારે માટે તેમના ભાષણની આ ચર્ચા

કરવાનું થઇ પડયું છે. વાચકને હું ખાતરી આપવા ઇચ્છું છું કે ભાષામાં સંયમને હું જાણુતો છતાં આ ભાષણની આગળ મારી સંયમશક્તિને જેવું તેવું તણાવું નથી પડયું. સર વિલિયમે બજાવી બતાવેલી આ મહાન અદ્ભુત કૃતિનો યથાર્થ ચિતાર આપે એવાં સંખ્યાબંધ વિશેષણોને આ લેખમાં મેં પ્રયત્નપૂર્વક વપરાતાં ટાળ્યાં છે. શિવ શિવ !

---

# § સાચી સમજણ

જ્યારે જ્યારે મારા મિત્રોને હું અસહકારની પ્રવૃત્તિના અવળા અર્થ લેતા જોઉં છું ત્યારે ત્યારે મને એક સુપ્રસિદ્ધ અંગ્રેજી ભજનની કડી યાદ આવે છે: 'જ્યારે ધુમસ ઉડી જશે ને વાતાવરણ સ્વચ્છ થશે ત્યારે આપણે એકબીજાને અધિક પીછાનીશું.' એક મિત્રે 'સર્વન્ટ ઑફ ઇન્ડિયા'એ ગઇ તા. ૧૪મીના અંકમાં અસહકાર ઉપર કરેલી ટીકાના કકરા મોકલી આપેલા હમણાં જ મેં જોયા. કાગળ પર કરેલા ઠરાવો અને ઠરાવોના હેતુઓ કાગળ પર સમજાવવામાં પણ શો અર્થ સરે એમ છે ? જોતજોતામાં વરસ પૂરું થશે અને અમારા શબ્દોના કરતાં અમારા કાર્યો જ અસહકારનો અર્થ વધુ સચોટપણે સમજાવશે.

મારે હિસાબે તો અસહકાર કયાયે અટકયો જ નથી, અને જ્યાં સુધી સરકાર ખિલાફત અને પંજાબની સામે કરેલા અપરાધોની તોબા ન કરે અને જ્યાં સુધી હિન્દનું રાજ્યતન્ત્ર પ્રજાના અવાજનો પડઘો ઝીલે એટલું ન પલટાય ત્યાં સુધી અટકવાનો પણ નથી. અલબત્ત, ખિતાબો, અદાલતો, શાળાકૉલેજો અને ધારાસભાઓની ઇન્દ્રજાળમાથી તો પ્રજાને છોડવ્યે જ છૂટકો હતો; અને મને એમ પણ લાગે છે કે આ બાબતોમાં રાષ્ટ્રીય પક્ષે શોભાભર્યો જ જવાબ વાળ્યો છે.

તેમણે ખિતાબો રાખ્યા નથી, વકીલાત ન છોડેલા કોઇ રાષ્ટ્રીય પક્ષના વકીલની અસહકારીઓ વચ્ચે જાહેર પ્રતિષ્ઠા રહી નથી. શાળાકૉલેજોમાંથી છોકરાછોકરીઓ ઉડી ગયાં છે. તેઓ અત્યારે પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી આપવામાં પછાત નથી અને કસોટીનો વખત આવશે ત્યારે પોતાના આત્મબલથી દુનિયાને ચાકત કર્યા વગર રહેવાનાં નથી એ વિષે પણ મારા મનમાં શંકા નથી. જેઓ ધારાસભાઓનો બાહષ્કાર કરી બહાર રહ્યા છે તેઓ પણ — જો જોનારા જોવાની દરકાર કરશે તો જોઈ શકશે — ધારાસભાઓમાં રહીને પ્રજાની જે સેવા ન કરી શકત એવી સેવા બજાવી રહ્યા છે. જે થોડાઓએ ખિતાબો ત્યાગ્યા છે તેમણે ઝાંપો બાંગ્યો છે અને બીજાઓને રસ્તો બતાવ્યો છે. ખમીર - રોટીમાં ફેલાય તેમ આ

બધુ પ્રજામા દેખાતું જાય છે આ ખાસ વર્ગોને લઇયે તો એમનામા હવે ભાષણો દ્વારા અસહકારનો પ્રચાર કરવાની લગીરે જરૂર નથી રહી. જેમણે ખિતાબો છોડયા છે, શાળાકૉલેજો કે અદાલતધારાસભાઓનો ત્યાગ કર્યો છે તેમનું વર્તન અને તેમનું ચારિત્ર્ય જ ત્યાં ભાષણોના કરતા વધુ અસરકારક કામ કરશે. રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ વધતી જ જાય છે વિદ્યાર્થીઓનો શાળાકૉલેજોનો ત્યાગ ચાલુ જ છે. આ બાબતમા અવારનવાર સરકાર તરફથી રજૂ કરવામાં આવતા આકડા સદંતર થાપ ખવડાવનારા હોય છે. હમણા જ કોઇ એક ધારાસભાના સભાસદે શાળાકૉલેજો છોડેલા વિદ્યાર્થીઓની સખ્યા ત્રણ હજારથી ઓછી જણાવ્યાનું મને યાદ છે! આમા જે હજારો વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય સંસ્થામા ફેરવાઇ ગયેલી સંસ્થાઓમાં ભણી રહ્યા છે તેનો કશો જ હિસાબ ગણવામા નથી આવ્યો દેખાતો. વકીલાત છોડનાર વકીલોની સખ્યા પણ ધીમે ધીમે વધતી જ જાય છે. ગંતૂર જીલ્લાના ૨૮ અને ધારવાડના ૧૦ વકીલોએ વકીલાત છોડયાની ખબરો તાજી છે. ખિતાબો પણ હજુ છોડાતા જાય છે, અને બીકણુ તેમજ સાવધ લોકો પણ જેમ જેમ આ પ્રવૃત્તિ એ પ્રજાનો ગંભીર ધર્મવૃત્તિભર્યો પ્રયત્ન છે અને તે વૃત્તિ પ્રજામાં દિવસે દિવસે ઘર કરતી જાય છે એ સમજશે તેમ તેમ પોતાના ખિતાબો છોડશે.

મને તો લાગે છે કે દક્ષિણ આફ્રિકામાં જે જે કંઈ બન્યું તે બધું અહીંની લડતમા પણ બને તો નવાઇ નહિ. તેમ ન બને તો જ કંઇક નવાઇ લાગે. દક્ષિણ આફ્રિકાની લડત એકમતે પસાર થયેલા ઠરાવના પાયા ઉપર શરૂ થયેલી. જ્યારે પહેલી ઝુંબેશ જામી ત્યારે મોટો ભાગ મોળો પડયો. માત્ર ૧૫૦ જણ જેલના ઉમેદવાર બનવા સારૂ બાકી રહ્યા. પછી વચમાં માંડવાળની વાત ચાલી. વળી ભગાણુ પડયું. વળી પાછી લડત જામી. અમે થોડા સિવાય કોઇને લાગતું નહોતું કે આ આગળીને ટેરવે ગણાય એટલા લડવૈયાઓનો સાથ દેવા આણીને વખતે કોઈ નીકળી આવે. બસ, લડતનો છેલ્લો અંક ગોળ જેલના જાત્રાળુ સ્ત્રીપુરુષોથી થયો. પણ લડતનો આરંભ થયો ન થયો એટલામાં એકાએક શું થયું? જોતજોતામાં આખી હિન્દી કોમ સમુદ્રનો જુવાળ ઉઠે તેમ ઉઠી. કશી યોજના વગર, કશા પ્રયાસ વગર કે તજવીજ વગર, લગભગ ચાળીસ હજાર હિન્દીઓએ જેલ માગી. લગભગ દસ હજાર તો જેલ પ્રત્યક્ષ પામ્યા પણ ખરા. પરિણામ આવ્યું તે દુનિયા જાણે છે. હિન્દી કોમની તે ઘડીની બધી માગણીઓ પૂરી કરવામાં આવી. આપભોગની કડક તાલીમના ફળ રૂપે એક વગરલોહીની ક્રાન્તિ બનવા પામી.

તા. ૨૪-૪-૧૯૨૧

હિન્દની પ્રજા એથી ઓછું કરશે એમ માનવાની હું ના પાડું છું લૉર્ડ કૅનિંગના શબ્દો યાદ કરીએ તો હિન્દના આ સ્વચ્છ આકાશમાં હાથના અંગૂઠા જેવડું વાદળું ક્ષિતિજ ઉપર દેખાય, પણ એ કઇ વેળાએ દશે દિશાઓને ઘેરી વળીને ટૂટી પડશે એ કોણ કહી શકશે ? આખું હિન્દુસ્તાન અસહકારની પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ કાર્યથી ભળવા ક્યારે તૈયાર થશે એ હું નથી કહી શકતો પણ એટલું હું અવશ્ય કહીશ કે જે શિક્ષિતવર્ગોને મહાસભાએ પ્રવૃત્તિમાં ભળવા આમન્ત્રણ કર્યું છે તે વર્ગો એક દિવસ—અને કદાચ આ જ વરસ દરમિયાન—અવશ્ય જવાબ વાળશે અને તે પણ હિન્દુસ્તાનના નામને શોભાવે એવી રીતે.

પણ આમ બનો યા ન બનો, પ્રજાની પ્રગતિને કોઇ પણ એક વ્યક્તિ કે વર્ગ ન જ રોકી શકે. અજાણ કારીગરો, સ્ત્રીઓ, રસ્તે ચાલનાર મજૂર સૌ કોઇ આ પ્રવૃત્તિમાં ભાગ લઇ રહ્યા છે શિક્ષિતવર્ગને કરેલા આમન્ત્રણે આ આમવર્ગને રસ્તો કરી આપ્યો છે. બકરાં અને મેંઢાં જુદાં પાડવાં જરૂરી હતાં જ. શિક્ષિતવર્ગોની પણ કસોટી થઈ જવાની જરૂર હતી. આરંભ પણ એ શિક્ષિતવર્ગોને હાથે અને તેમની મારફત થવો જરૂરી હતો. અસહકારની પ્રવૃત્તિ ઇશ્વરકૃપાથી અત્યાર સુધી સ્વાભાવિક માર્ગે જ ધપ્યે ગઇ છે.

સ્વદેશીની પ્રવૃત્તિ પણ એના ઉગ્રમાં ઉગ્ર અને સર્વવ્યાપક સ્વરૂપમાં આવ્યે જ છૂટકો હતો અને તે બરાબર યોગ્ય વખતે આવી પહોંચી છે. અસહકારના કાર્યક્રમના એક જરૂરી અંગ તરીકે એ પ્રથમથી જ હતી અને અત્યારે પણ છે. મારે હિસાબે તો અસહકારના કાર્યક્રમનો એ સૌથી સલામતીભર્યો અને અસહકારની સફળતાને સારુ સૌથી ખાતરીલાયક વિભાગ છે. અત્યારના શુદ્ધ સ્વરૂપમાં એ અત્યાર અગાઉ આટલા જોરથી ઉપાડી શકાય એમ નહોતું. પ્રજાના મનમાં રેંટીયામાં છૂપાયેલું સત્ય ઊગી જવું જરૂરી હતું. એના અન્તરમાં ઘર કરી બેઠેલા જૂના વહેમ અને કુશંકાઓ ભૂંસાવા જરૂરી હતા એકલા બ્રિટિશ માલનો બહિષ્કાર અગર તો જાતે પેદા કર્યા વિના બધા પરદેશી માલનો એકેનો બહિષ્કાર કરવાના ખ્યાલમાં રહેલી નિરર્થકતા પ્રજાને ગળે ઉતરવી જરૂરી હતી. સ્વદેશી કાપડનો ઉપયોગ ત્યાગ્યાથી પ્રજાએ પોતાની સ્વાધીનતા ખોઇ અને ફરી એકવાર હાથકંતામણ અને હાથવણાટને અપનાવવાથી એ સ્વાધીનતા ઘેર કરી શકાય એ વાત પ્રજાને સમજવી બાકી હતી અને એ પણ સમજવું બાકી હતું કે જે ઘડીએ એણે અજાણતાં પણ હાથે કાતવાનું અને વણવાનું છોડ્યું તે જ ઘડીથી તેની રસવૃત્તિ મારી

ાઇ. એને સૂઝવું બાકી હતું કે લશ્કરી ખરચોના ગોષણના કરતા પણ આ રંગણુ ધધો ખોઇ બેસવાથી જ હિન્દુસ્તાન વધુ શોષાયું છે, વધુ નિષ્પ્રાણ બન્યુ છે અને દુષ્કાળ હિન્દુસ્તાનનો રોજનો પરોણો બની રહ્યો છે. રેટીયામાં શ્રદ્ધાવાળા માણસો દરેક પ્રાન્તમા આગળ આવવા બાકી હતા અને લોકોમા પણ ખાદી પ્રત્યે પ્રીતિભાવ અને મમતા પેદા થવા બાકી હતા.

આ બધુ હવે થયુ છે. એક કરોડ સ્ત્રીપુરુષ અને એક કરોડ રૂપીયા આ રાષ્ટ્રીય ધર્મની નવેસર સ્થાપના કરવા જરૂરી છે. પાચ પદર રેટીયાનો આ સવાલ નથી; આ તો હિન્દુસ્તાનના ૬ કરોડ ઘરોમાના દરેકમા રેટીયા ચાલુ કરવાનો સવાલ છે. હિન્દને જોઇતું બધુ કાપડ પેદા કરવાનો અને તે આખા દેશભર સર્વ જગાએ પહોચાડવાનો આ સવાલ છે. જો હિન્દુસ્તાન ૩૦મી જૂન પહેલા એક કરોડ રૂપીયા, એક કરોડ કાતનારા સ્ત્રીપુરુષ આપી શકે અને ૨૦ લાખ ઘરમા રેટીયા ચાલુ કરાવી શકે તો સ્વરાજને માટે એ પચાણું ટકા તૈયાર થઇ ગયુ સમજવુ. કારણકે એ પ્રયત્ન જ પ્રજામા કોઇ પણ પ્રજાને સદાચારી, મહાન, સ્વાશ્રયી અને સન્તોષી બનાવનારો એકેએક સદ્ગુણ પેદા કરશે જ્યારે પ્રજા પોતાના શુદ્ધ મગજીઆત પ્રયાસથી પરદેશી કાપડનો બહિષ્કાર પાર ઉતારશે તે દિવસે તે સ્વરાજને માટે તૈયાર જ હશે. તે દિવસે હુ વચન આપુ છુ કે હિન્દુસ્તાનમાં પડેલી લશ્કરી છાવણીઓ અને દારૂગોળા તેમજ હથિયારોથી ભરેલા લશ્કરી કિલ્લાઓ હિન્દુસ્તાની બાળકોને ગેડીદડે રમવાની નિર્દોષ જગાઓ માત્ર બની રહેશે. તે દિવસે અંગ્રેજો અને આપણી વચ્ચેનો સબન્ધ સોળે આના શુદ્ધ અને નિર્મળ હશે. તે દિવસે લૅન્કેશાયરના વેપારીઓનો મત હિન્દુસ્તાનનું રજ આહત કરી શકશે નહિ. અંગ્રેજો પણ આ દેશમા મરજી હશે તો મિત્રો તરીકે, બરોબરીઆ તરીકે હિન્દનુ હિત કરવાનો અને હિન્દને મદદ કરવાનો એકમાત્ર શુભ હેતુ હૈયે ધરીને રહેતા હશે અસહકાર અંગ્રેજોને ખાનદાનીની રીતે આપણી જોડે સહકાર કરવા નોતરનારી અથવા તો આપણા દેશમાથી રૂખસદ લેવા વીનવનારી પ્રવૃત્તિ છે એ આપણા નાતાને શુદ્ધ પાયા ઉપર ગોઠવવા અને આપણા સ્વમાનને અને નોભાને છાજે એ ઢબે એ નાતાને નક્કી કરવા ઉઠાવવામા આવેલી પ્રવૃત્તિ છે

પણ તમને ફાવે તે નામ આ પ્રવૃત્તિને તમે આપો જોઇયે તો એને 'સ્વદેશી –દારૂનિષેધ'ની ચળવળ કહો, માની લો કે આટલા મોહનાનો બધો જ પ્રયાસ ફોકટ નીવડ્યો છે તો એ દૃષ્ટિ ઘડીભર સ્વીકારી લઇને પણ સરકારને તેમજ મૉડરેટ

મિત્રાને આખા દેશભર રેંટીયા ચાલુ કરાવવાના અને દારૂ પીવાને ગુન્હો કરી મુકવાના પ્રજાના આજના પ્રયત્નમાં ખરા દિલથી ભળી જવા હું નોતરૂ છુ. બેમાથી એકે પક્ષે આ બે પ્રવૃત્તિઓના પરિણામની ચર્ચા કરવામા વખત ગાળવામા સાર નથી. ફળથી ઝાડની કિંમત અંકાશે.

---

# કેટલીક શંકાઓ

પારસીઓ પ્રત્યેના માગ, કાગળથી ઠીક ચર્ચા ઉત્પન્ન થયેલી છે. ભાઇ જી. કે. નરીમાને ખુલ્લો પત્ર લખ્યો છે. તે બીજાં છાપામા છપાઇ ચુકયો છે. આ ચર્ચામાં રસ લેનારે તે વાચેલો હોવો જોઇયે. તેથી તે 'નવજીવન'મા નથી છાપતો. ભાઇ નરીમાને જણાવેલા વિચારો માનને પાત્ર છે ને તેમા ઉઠાવેલી શંકાઓ બીજા પારસી ભાઇબહેનોને પણ થતી હશે. તેથી તેનો જવાબ દેવાનો હું પ્રયત્ન કરૂ છું.

પારસીઓએ અસહકારમાં ન જોડાવાના કારણો ભાઇ નરીમાને નીચે પ્રમાણે આપ્યા છે :

૧. અગ્રેજો વિના હજુ કેટલાંક વર્ષ સુધી આપણને ચાલે તેમ નથી

૨. પારસીઓ જોડાય તેના પહેલા ઘણા હિન્દુઓને અસહકારમા જોડવાનો મારે પ્રયત્ન કરવો જોઇયે.

૩. રેટીયાથી સ્વરાજ મેળવવું મૃગજળ જેવું છે.

૪. જ્યા પંડિત મદનમોહન માલવીયાજી, શાસ્ત્રીઆર, સર દિનશા વાચ્છા, ઇત્યાદિ અસહકારનો વિરોધ કરે છે ત્યાં સામાન્ય પારસી શુ કરે?

૫. ખિલાફતને હું સમજી શકતો નથી અથવા હિન્દુ અને મુસલમાન ધર્મ વચ્ચેનો અનિવાર્ય વિરોધ ઢાકવા માગું છું.

૬. પંજાબ વિષેના મારા વિચારોમા અતિશયોક્તિ છે. જુઓ લાલા હરકિશનલાલનો દાખલો.

૭. અહિંસાનો મારો ઉપદેશ હાસ્યજનક છે, તે કેવળ જૈનને જ માન્ય છે; ને તે પ્રમાણે વર્તનારે આપઘાત જ કરવો જોઇયે. વળી મારી પ્રવૃત્તિ હડતાળાદિનો હિંસા જ કરાવી રહ્યાં છે.

૮. દારૂનિષેધ ઠીક છે, પણ અફીણ વગેરે છોડવા પ્રથમ પ્રયત્ન કરવો જોઇયે. વળી વધારે ભારે વસ્તુ તો ગોવધનિષેધ છે. તેમાં મેં કેટલો હિસ્સો આપ્યો છે?'

### પહેલી શંકાનો જવાબ

અંગ્રેજો વિના આપણને કેટલોક કાળ ન ચાલી શકે એવો એવો ખ્યાલ એ જ આપણી દુર્દશા ને તેમાંથી આપણે નીકળવું એ સ્વરાજ. અંગ્રેજો આવ્યા પહેલાં આપણી શી માઠી દશા હતી? ને તેઓ જશે કે તુરત આપણે લડવા બેસી જઇશું એમ માનવું એ આપણને નામોશી પહોંચાડનારૂ છે. પણ ધારો કે તે ભય ખરો હોય તોયે આપણે અરસપરસ ઝગડાનું જોખમ વહોરીને પણ અંગ્રેજી સરદારીમાંથી મુક્તિ મેળવવી જ જોઇયે.

### બીજીનો જવાબ

પારસીઓ જોડાય તે પહેલાં ઘણા હિન્દુઓને મારે અસહકારમાં જોડવાનો પ્રયત્ન કરવો જોઇયે, એ કથન પણ આપણી દુર્બળતા સૂચવે છે. પારસી અને હિન્દુ બન્ને હિન્દી છે. બન્નેમાંના જેઓ સમજે તેમનો હિન્દુસ્તાન પ્રત્યેનો ધર્મ એક જ છે. વળી હિન્દુ તો ઘણા જોડાઇ ગયા છે ને બાકીનાને જોડવાનો પ્રયત્ન ચાલુ જ છે. એકે હિન્દુ ન જોડાય અગર તો પારસી વહેલા સમજે તોપણ તેઓએ અસહકારમાં જોડાવું જોઇયે. જે સમજી ગયો છે તે બીજાની રાહ ન જુએ.

### ત્રીજીનો જવાબ

રેંટીયે સ્વરાજ એ જેને મૃગતૃષ્ણા જેવું લાગે તેને અસહકાર ન જ રુચે, એ મારે કબૂલ કરવું જ જોઇયે. ધીમે ધીમે હિન્દુસ્તાન સમજતું થયું છે ને હજુ વધારે સમજશે એવો મારો વિશ્વાસ છે. જે ધર્મ છોડ્યાથી આપણે ભીખારી બન્યા છીયે તે ધર્મનો સ્વીકાર કરવાથી જ આપણે તવંગર બનીયે એ મને તો મૃગતૃષ્ણા ન જ લાગે. રેંટીયો સહજ ધર્મ છે એ તો હવે દિવસે દિવસે અનુભવ પૂરવાર કરતો જાય છે. બે હજાર કે બસેં વર્ષ પહેલાંની સ્થિતિએ પહોંચવામાં હું પાપ માનતો નથી. આપણે ભૂલથી, જબરદસ્તીથી કે કાળને વશ થઇ અમુક સારી ટેવો છોડી હોય તો પાછી ગ્રહણ કરીયે તેમાં આપણી વિવેકબુદ્ધિનો પ્રયોગ રહ્યો છે.

### ચોથીનો જવાબ

પંડિતજી અને બીજા મહાન નેતાઓ આ યુદ્ધમાં નથી એ ખરેખર ખેદકારક છે. પણ જ્યારે નેતાઓ વચ્ચે મતભેદ રહે ત્યારે પ્રજાએ પોતાની પસંદગી કરવી

રહી છે. બધા એક મતના ન થાય ત્યાં લગી કંઇ જ ન કરવું એવો મત પ્રજા રાખે તો પ્રજાની પ્રગતિ કદી ન જ થાય. સ્વરાજમાં સહુએ પોતપોતાની પસંદગી કરવી પડશે.

## પાંચમીનો જવાબ

ખિલાફતને હું ન સમજું એ બને, જોકે મેં યથાશક્તિ અભ્યાસ તો કર્યો જ છે. મુસલમાન અને હિન્દુ ધર્મ વચ્ચે અનિવાર્ય વિરોધ છે એમ હું માનતો નથી. જો હોય તો તેનો અર્થ એમ થયો કે હિન્દુમુસલમાને તો હમેશના દુશ્મન રહેવું રહ્યું. માણસજાતે હમેશાં અરસપરસ દુશ્મન રહેવું જોઇયે એમ હું માનતો નથી. ખલીફાએ દસ વર્ષમાં એક વખત ધર્મને ખાતર યુદ્ધ કરવું જ જોઇયે એવો નિયમ હું જાણતો નથી. ક્રુઝેડ પછી ધર્મને ખાતર યુદ્ધ થયું મેં જાણ્યું નથી. આફ્રિકામાં મેં કંઇ એવું નથી જોયું કે જેથી જઝીરત-ઉલ-અરબનો કબજો મુસલમાનોનો ન હોવો જોઇયે એવું મને સૂઝે.

## છઠ્ઠીનો જવાબ

પંજાબ વિષેના મારા વિચારોમાં અતિશયોક્તિ નથી એમ હું જાણું છું. લાલા હરકિશનલાલ પોતે જો સરકારની સાથે જોડાઈ ગયા છે તો મારે સારૂ અસહકાર કરવાનું વધારે કારણ છે. લાલા હરકિશનલાલ જેવાને પણ પંજાબની નામોશીનું દરદ એટલું ઓછું હોય તો આપણે પૂરણી કરવા સારૂ પણ અસહકાર કરવો યોગ્ય જણાય છે.

## સાતમીનો જવાબ

અહિંસાનો મારો ઉપદેશ હાસ્યજનક લાગે. તેમાં હિન્દુ ધર્મ રહેલો છે. તેના જ વત્તાઓછા પાલનમાં બધા ધર્મની જડ છે. જેટલી દયા તેટલો જ ધર્મ છે. દયાની સીમા ન હોય. હદ બાંધવી એ મારૂં કામ નથી. હદ પોતપોતાની સહુ બાંધી લે છે. વૈષ્ણવ ધર્મમાં અહિંસા પ્રધાન છે. જૈન ગ્રન્થોમાં તેનો સવિશેષ વિચાર છે એ મને માન્ય છે. પણ અહિંસાનો ઇજારો જૈન કે બીજા કોઈ મતને નથી. અહિંસા એ સર્વવ્યાપક, અચલિત નિયમ છે. જૈન દર્શનમાં અપવાસાદિના નિયમો છે તેને આત્મઘાતના પોષક કહેવા એ જૈન દર્શનને ન સમજવા જેવું મને લાગે છે. પણ અહિંસાના અન્તિમ લક્ષણની ચર્ચાની અહીં જરૂર જ નથી. તેનો સ્વીકાર ન કરાય તોયે અત્યારે આપણું કર્તવ્ય શાન્તિપૂર્વક—સહન કરીને જ યુદ્ધ કરવાનું છે એ સહુને સ્વીકાર્યા વિના ન જ ચાલે.

ભાઈ નરીમાને અહિંસાનું અન્તિમ લક્ષણ હસી કાઢયું છે ને બીજી તરફ મારી પ્રવૃત્તિને હિંસાજનક ગણી છે એ સૂચવે છે કે અહિંસાના તત્ત્વને તેમ પીછાન્યું નથી. અસહકારના ઉપદેશથી વેર વધે છે, હડતાળથી લોકોને નુકસા પહોંચે છે તે હિંસા છે એમ જ ભાઈ નરીમાન સૂચવતા લાગે છે. અહિંસાનો સુ એ છે કે ઘાતકીનું ઘાતકીપણું જાણતાં છતાં તેના પ્રત્યે દ્વેષ ન કરવો. પંજાબન અત્યાચાર કે ખિલાફતનો દગો લોકોથી છૂપાવીને હું લોકોને દ્વેષરહિત નથી બના શકતો. લોકોને એ હત્યાકાંડનું જ્ઞાન કરાવતા છતાં શાન્ત રાખવા એ મારું કર્ત છે. હડતાળ વગેરેથી કેટલાકને દુઃખ થાય તે હિંસા નથી. પોતાનું કર્તવ્ય કર બીજાને દુઃખ થાય તેને સારૂ કરનાર જવાબદાર નથી. અફીણની દુકાને ન જવા અફીણ વેચનારને નુકસાન થાય તેનો દોષ મને ન લાગે. તેથી થતું દુઃખ અફીણ વેચનારને પણ કલ્યાણકારક છે. અસહકારનો અર્થ એ છે કે પાપીને પાપ કર્મમા મદદ ન દેવી ને જ્યા સુધી તે પશ્ચાત્તાપ ન કરે ત્યા સુધી તેની મદદ તેનું દાન ન લેવાં.

### આફીમીનો જવાબ

ભાઇ નરીમાન એમ માનતા લાગે છે કે અફીણ વગેરેનો નિષેધ નથી ચાલ રહ્યો, બધાં વ્યસનો છોડાવવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. દારૂના પીઠા પાસે માણસે જતા લજવાય છે તેથી તેનો પહેરો થઇ શકે છે. વળી કેટલાક પારસી ભાઇએ દારૂનો વેપાર કરે છે તેથી મારી તેમને વિનન્તિ છે કે તેઓ એ વેપારને છોડે અફીણના વેપારીને પણ હું વીનવી રહ્યો છું. પણ અફીણનું વ્યસન ન છૂટે તોયે દારૂ છૂટી શકે તો છોડવું એમ હું તો દલીલ કરૂં.

ભાઇ નરીમાને ઘણા મુદ્દા કાઢયા છે. મારી પ્રાર્થના એવી છે કે ભલે તેએ ખિલાફત, પંજાબ વગેરે બાબતમા વિરોધ કરે, છતા તેમણે દારૂનિષેધનો સ્વતંત્રતાએ વિચાર કરીને નિષેધ કરવા યોગ્ય લાગે તો તેમાં મદદ કરવા પારસીઓને પ્રેરવ જોઇયે. આ આત્મશુદ્ધિની લડતમા જે ભાગ જેને પસંદ પડે તે ભાગ પૂરતી પણ તે મદદ કરે તો પ્રજાને તેટલો લાભ પહોંચે.

દારૂનિષેધ હું કરી રહ્યો છું; ગોવધને સારૂ શું કરૂં છું, તેને મેં કેટલો વખત આપ્યો છે એ ભાઈ નરીમાનનું છેલ્લું તીર છે. તે મર્મભાગે પહોચ્યું છે. ગોવધથ , જેવા ચુસ્ત હિન્દુને કેટલું દરદ થાય તેનો ભાઇ નરીમાનને ખ્યાલ કે આવી શકે? ગોવધ થાય છે ત્યા લગી મારો પોતાનો વધ થાય છે એમ મ

લાગ્યાં કરે છે. ગાયને છોડવવા મારો નિરન્તર પ્રયત્ન છે. જો મેં અત્યારે ઇસ્લામને બચાવવા મારો પ્રાણ અર્પ્યો છે તો તે ગાયને બચાવવા સારૂ. હું મુસલમાનોની જોડે વેપાર કરવા નથી ઇચ્છતો, તેથી હું ગોવધની વાત નથી કરતો. મારી પ્રાર્થના ઇશ્વર પ્રત્યે છે. મારૂં હૃદય તે જ જાણે છે. ખાનદાનીનો બદલો ઇશ્વર ખાનદાનીથી જ આપે છે. ઇસ્લામને બચાવતાં હું ગાયને બચાવી જ લઇશ એવી માન્યતાથી હું ખિલાફતને સારૂ મારો પ્રાણ આપું તેમાં ગાયનો બચાવ આવી જાય છે એવો મારો વિશ્વાસ છે. જ્યા સુધી હું મુસલમાનોનો પ્રેમ ન મેળવી શકું ત્યાં સુધી અંગ્રેજોને હાથેથી ગાયને ન બચાવી શકું. મારો સર્વ પ્રયત્ન ગોવધ અટકાવવા સારૂ છે એમ ભાઈ નરીમાનને માની લેવા વીનવું છું. જે ગાયને બચાવવા ખાતર પ્રાણ હોમવા તૈયાર નથી તે હિન્દુ નથી. જ્યાં સુધી હિન્દુસ્તાનનો શુદ્ધ બચાવ હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તી તરફથી નથી થતો ત્યા લગી હિન્દુ નામના જ છે. પણ હું ગાયને બચાવવાની ખાતર મુસલમાનને અથવા તો ખ્રિસ્તીને ન મારૂં પણ તેના રક્ષણ અર્થે હું મરૂં, એ મને મારો અહિંસાધર્મ શીખવે છે. ઇશ્વરના દરબારમા શુદ્ધ બલિદાન જ કામ આવે છે. હું શુદ્ધ થવા પ્રયત્ન કરી રહ્યો છું. તે શુદ્ધિમા જોડાવા બીજા હિન્દુઓને અને હિન્દુસ્તાનના બધાં સંતાનોને વીનવી રહ્યો છું. ભાઇ નરીમાનને પણ ગોવધ દુઃખ દે છે. તેમને હું આ આત્મશુદ્ધિના યજ્ઞમા જોડાવા નોનરૂં છું.

---

# ગુજરાતના અનુભવો

મને એટલા બધા અનુભવો થયા કરે છે કે તે બધાનો ઉતારો કરવા જેટલો વખત નથી રહી શકતો. તેથી મારે ઘણુયે મુકી દેવું પડે છે. કાર્ય કરનારાઓનો લોભ મારી પાસેથી જેટલું થોડા કાળમા મેળવી શકાય તેટલું મેળવી લેવાનો હોઈ, મને તેઓ લખવાની એકાન્ત કે શાન્તિ રહેવા જ દેતા નથી. તેઓની કંજુસાઇનો પાર નથી. મને પણ સેવાનો લોભ જેટલી થઇ શકે એટલી કરી લેવી, જેટલું સમજાવાય તેટલું સમજાવી દેવું, એટલે મારા બધા અનુભવો હું વાંચનાર આગળ નથી મુકી શકતો.

આણંદ, રાસ, બોરસદ, હાલોલ, કાલોલ, વેજલપુર, ગોધરા, સુરત, ઓરપાડ, રાંદેર—એટલી જગ્યાઓમા હું આ લખતા સુધી ફરી ચુક્યો છું દરેક જગ્યાએ લોકોના ઉત્સાહનો પાર નથી. દરેક જગ્યાએ સ્ત્રીપુરુષોએ મોટી સંખ્યામાં હાજરી

આપી છે. દરેક જગ્યાએ રેંટીયાપ્રવૃત્તિ વધેલી જોઇ. લગભગ દરેક જગ્યાએ લોકોએ તિલક સ્વરાજ ફંડમાં નાણાં આપ્યાં છે.

## એક વિધવાનું દાન

આણંદમાં એક વિધવા બહેને પોતાની પાસે સોનાની પચીસેક તોલાની પાટ હતી તે જ આપી દીધી. આ દાન એક વિધવા બાઇને સારૂં ઘણું કહેવાય. મેં તે બાઇનું નામ પૂછ્યું. તેમણે નામ આપવાની ના પાડી. ધર્મ અર્થે આપેલા પૈસા વિષે નામઠામ કેવાં ? વધારે પૂછવાની મારી હિમ્મત ન ચાલી.

## શરતી દાન

ગોધરામાં મિસિસ કોઠાવાલા રિવાજ મુજબ સભામાં આવ્યાં. તેમણે મને કહ્યું, 'તમારૂં બધું કામ મને પસંદ પડે છે, પણ તમારો અસહકાર મને પસંદ નથી. તમે લૉર્ડ રીડિંગને તો જરૂર તક આપો.'

મેં કહ્યું, 'હું તો અવશ્ય બધાને તક આપવા માગું છું. ઇન્સાફ કરે એટલે સહકાર જ છે. તમે જ તેમને સમજાવો કે પશ્ચાત્તાપ કરે, કરેલા ગુન્હાની હિન્દની માફી માગે ને ઇન્સાફ કરે. એટલે કંઇ તકરાર રહે જ નહિ.'

'તમે મને કહો કે તમે તક આપશો. તમે તેમને લખશો કે જો તે ઇન્સાફ આપે તો તમે અસહકાર છોડશો ?'

મેં કહ્યું, 'તક મળ્યે હું જરૂર લખીશ. પણ લૉર્ડ રીડિંગ એટલું જાણે છે.'

આ ભલી બહેને આવી શરત સાથે પચાસ રૂપીયા આપ્યા બધી બહેનો એવી જ શરત કરી એટલા રૂપીયા આપે તોયે કરોડ રૂપીયા તુરત થઇ શકે એમ હું માનું છું.

## વ્યવસ્થા

બધી જગ્યાએ વધતી જતી વ્યવસ્થા હું અનુભવી રહ્યો છું. પણ સુરતમાં વધારેમાં વધારે જોઇ. જ્યાં જાઓ ત્યાં લોકોને પ્રથમથી જ સમજાવવામાં આવેલું હોવાથી ઓછા અવાજથી, ઓછી ધાંધલથી કાર્ય થઇ શકતું હતું. લોકોને પ્રથમથી જ ચેતવણી અપાયેલી હોવાથી પૈસા પણ એકઠા થઇ રહેલા હતા. સુરતની બહેનોએ હીરાની વીંટી પણ દાનમાં આપી.

તા. ૨૪-૮-૧૯૨૧

## રાંદેરનો અનુભવ

સુરતમાં મ્યુનિસિપાલિટીએ માનપત્ર આપ્યું, ત્યારે રાંદેરની મ્યુનિસિપાલિટીએ ના પાડી એમ જણાયું. જુવાનીઆ હિન્દુમુસલમાને તેમ છતાં માનપત્ર આપવાની હિંમત કરી, એક શહેરીઓનું ને બીજું ખિલાફતનું. રસ્તા પણ શણગારેલા હતા છતાં હું જોઇ શક્યો કે ત્યાંના આગેવાનો તો દૂર જ રહેલા. છેક બાળકોથી બતાવાય તેટલો ઉત્સાહ તેઓએ બતાવેલો. મેં ફાંફાં ઘણાયે માર્યા, પણ રાંદેરમાં આવી સ્થિતિમાં હું પૈસા નજીવા જ એકઠા કરી શક્યો. એક મુસલમાન ભાઈએ મારા હાથમાં પાંચ રૂપીયાની નોટ મુકી, એક બહેને પાંચ રૂપીયા આપ્યા ને દરરોજ બે કલાક રેંટીયો ચલાવવાની ને હવે પછી પરદેશી કાપડ ન પહેરવાની પ્રતિજ્ઞા કરી. રાંદેરના જેવો લૂખો અનુભવ તો મારી આખી મુસાફરીમાં ક્યાંયે નથી થયો.

જુવાનવર્ગને નાસીપાસ ન થવા મારી ભલામણ છે. તેઓએ માનપત્રની પેરવીઓ છોડી દેવી, ઉઘરાણું કરવા જરૂર મથવું. ત્યાગ, મહેનત, નમ્ર જુવાન બહુ કરી શકશે. મધ્યમવર્ગ તેઓને પૈસા આપશે. અશ્રદ્ધાળુને શ્રદ્ધા આવશે. જુવાન વર્ગના—મુસલમાન અને હિન્દુ—પુષ્કળ કામ એકસંપથી—એકદિલથી કરી રહ્યા છે એ મોટામાં મોટી આશાની નિશાની છે.

## બે ખામી

હજુ લોકોને સ્વદેશીની પૂરી સમજ કે ચીવટ નથી એમ જોઉં છું. અત્યારે શણગારોમાં પરદેશી કાપડ, પરદેશી કાગળો વપરાવા ચાલુ છે. જો પરદેશી કાપડનો બહિષ્કાર આ જ વર્ષે કરવો હોય તો આપણે દરેક બાબતમાં વિચાર કરવો જોઇશે. ઝીણામાં ઝીણી બાબતમાં પણ ધ્યાન દેવું જોઇશે. ધર્મ સમજીને પરદેશી કાપડને તિલાંજલિ દેવામાં આવે ત્યારે જ આપણે આ મહાન છતાં સહેલું કાર્ય કરી શકવાના છીએ. તેમાં ઢીલ પણ ન થવી જોઇએ. સમજુને સારુ આપણી મીલનો માલ પણ પરદેશી જ છે. હમેશાં આપણે આપણી મીલના માલને અને પરદેશીને ઓળખી શકવાના નથી. જેઓને સ્વદેશીનો સન્દેશો જ મળ્યો નથી એવા ગરીબોને સારૂ મીલનો માલ હોવો જોઇએ. ખરી સ્વદેશી એ જ કે જેમાં રૂ ઉપરની બધી ક્રિયા તે તે ગામ કે શહેરમાં થયેલી હોય. જો શહેરમાં આ પ્રમાણે થાય એ શહેરની આબાદી વધવાની અને એ શહેર પોતાની સ્વતન્ત્રતા મેળવી લેવાનું. આવી સ્થિતિ લાવવાને સારૂ લોકોએ ખૂબ ધ્યાન દઈને પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની જરૂર છે.

બીજી બાબી હજુ ફુલોના હાર આપવાનો શોખ નથી જતો એ છે. ફુલોના હાર આપવાથી હું કશો ફાયદો નથી જોતો. અસંખ્ય નકામા જાય છે. અત્યારે આપણી પાસે એમ ફેંકી દેવાના પૈસા જ નથી. હાર માત્ર સૂતરના જ હોય. સૂતરની ઉપર અનેક કળા કરીને હાર બનાવી શકાય; સૂતરને અનેક રીતે ગુંથી શકાય. સૂતરની ઝીણી સાકળીઓ કરી શકાય. કેવળ એમ ને એમ ઝીણું સૂતર કાંતી તેની આટીનો હાર આપવો એમા બહુ પ્રેમ અને વિચાર છે. જેને સૂતરના હાર મળે એ તેનો સદુપયોગ કરી શકે છે. એવો સમય આવી રહ્યો છે કે જ્યારે સૂતરના હાર ગરીબોને આપી દીધા હશે તો તેઓ તેનો ઉપયોગ કરી લેશે. પુષ્પમાળાનો ઉપયોગ કોઇને નથી, અને નકામા ફુલો બગાડવા એ તો નુકસાન જ ગણાય.

## 'કામ, કામ ને કામ

જો આપણે આ જ વર્ષમાં સ્વરાજ લેવું હોય તો આપણે માત્ર કામમા જ રોકાઇ જવું જોઇયે. તમાશા, સરઘસો વગેરે જેટલે દરજ્જે લોકોમા ચૈતન્ય રેહવાને સારૂ જોઇયે તેટલે દરજ્જે ઠીક છે. પણ જ્યા ચૈતન્ય આવી ગયું છે ત્યા તો મૂંગે મ્હોડે કામ જ કરવાનું છે. હમેશા પૈસા એકઠા કરવા, હમેશાં સૂતર કાંતવું, રેંટીયા નવા તૈયાર કરાવવા, જે ઘરમા ન હોય ત્યાં દાખલ કરવા, ખાદી સંઘરવી, જેઓએ ઉપયોગ શરૂ ન કર્યો હોય તેમને વીનવવા; દારૂનિષેધના કામમા ઉત્સાહીને પરોવવા. આમ કોઇ ને કોઇ સ્વરાજના કાર્યમા જ પોતે રોકાઇ પ્રજાને પરોવવી જોઇયે.

---

# નોંધ

## 'નવજીવન'ની ભાષા

એક પારસી બહેને, એક પારસી ભાઇએ અને બીજાઓએ 'નવજીવન'ની ભાષા ઉપર ટીકા મોકલી છે. 'નવજીવન'ની ભાષા સાદી રાખવા હમેશાં પ્રયત્ન થાય છે. હું માનું છું કે 'નવજીવન'નું ક્ષેત્ર ભાષા સુધારવાનું કે તેમાં કઠિન શબ્દો દાખલ કરવાનું નથી, પણ સાદામાં સાદી, વધુમાં વધુ માણસો સમજી શકે તેવી ભાષામાં વિચારોનો પ્રચાર કરવાનું છે. એમ છતાં બધા લેખકો એ જ ઉદ્દેશથી નથી લખતા. બધાને પોતપોતાના શબ્દો વાપરવાની ટેવ પડે છે. તેથી હમેશાં સાદી ભાષા 'નવજીવન'માં નથી વપરાતી એ હું પણ જોઉં છું. ઇરાદાપૂર્વક ભાષા કઠણ કરવાનો પ્રયત્ન નથી હોતો એટલી હું ટીકાકારોને ખાતરી

આપવા ઈચ્છુ છુ ઇરાદો તો સાવા સાદી રાખવાનો જ રહેશે. ટીકાકારોનો ટીકાને સારૂ આભાર માનું છુ. સંસ્કૃત શબ્દો ઓછા વપરાય એવો પ્રયત્ન જરૂર કરીશ. મને ખબર છે કે ઘણા મુસલમાન ભાઇઓ ને પારસીઓ 'નવજીવન' વાંચે છે ઘણી બહેનો જે અઘરા શબ્દો ન સમજે તેવી વાંચે છે. તેમને સારૂ 'નવજીવન'નું વાચન સહેલું કરવું મારો ધર્મ સમજું છુ.

---

તા. ૧–૫–૧૯૨૧

# ગુજરાતીઓને–

મહાન સિન્ધુ નદીના તટ પર સવારના પહોરમા એક ઝાડ તળે હું એકાન્તમા બેઠો છું. ઝાડોમાં પક્ષીઓ ગુંજરવ કરી રહ્યા છે. બે ત્રણ સ્વયંસેવકો સિવાય કોઇ નજરે નથી આવતું. દૂરથી કોટરીનો પૂલ એક તરફ નજરે પડે છે. બીજી તરફ પાણી સિવાય કંઇ જ જોતો નથી. સામે કાંઠે ઝાડો અને છૂટાછવાયા ઘરો જોઉં છું. નદીમા બે ચાર નાનાં હોડકા કામ વિનાના સામે કાંઠે પડયા છે. મધુર પવન ચાલી રહ્યો છે ને તે પવનને લઇને પાણી ધીમુ ધીમુ ઉછળતું મંદ ગાન કર્યા કરે છે. તડકાથી પાણી અને રેતી સુવર્ણ સમા દીપી રહ્યા છે. પ્રેમના પાશથી સિન્ધી ભાઇઓએ મને ચોમેરથી બાધી લીધો છે

આજ સોમવારનો દિવસ છે એટલે મારે સારૂ તેઓએ એકાન્ત ને શીતળ સ્થાન શોધી મને ત્યા મુકયો છે. મને કોઇ કહે છે કે મેં બહુ ત્યાગ કર્યો છે ત્યારે હસવું આવે છે. જે સુખ, શાન્તિ અને આનન્દ હું અનુભવી રહ્યો છું તે ભાગ્યે કોઇ ચક્રવતીને મળતા હોય. મારી માન્યતા છે કે ચક્રવર્તીને એ શાન્તિ સંભવે જ નહિ. રાજપાટનો બોજો જ તેને કચરી નાખે. મન એ જ બન્ધ અને મોક્ષનું કારણ છે એનો હું પૂર્ણ અનુભવ લઈ રહ્યો છું.

આ પ્રેમની સાથે હુ ગુજરાતનો તાજો પ્રેમ સરખાવું છું ત્યારે મને એમ જ જણાય છે કે મને તો બન્ને સરખા છે. જ્યા જાઉં ત્યાં હું કેમ જાણે ગુજરાત જેટલો જ પ્રેમ અનુભવતો હોઉ નહિ! કેમકે હું સિન્ધને પણ મારો જ દેશ માની શકું છુ, સિન્ધીના સુખદુઃખમાં પણ તેટલો જ ભાગ લઇ શકું છું. સિન્ધને ભોગે ગુજરાતનો લાભ સ્વપ્ને પણ નથી ઇચ્છતો. પણ ગુજરાતના દોષો સિન્ધ ન ગ્રહણ કરે એવી કાળજી મારો દેશપ્રેમ અને મારો ધર્મ મારી પાસે રખાવે છે. જેમ

ગુજરાતને અર્થે સિન્ધને નુકસાન પહોંચે એ હું કદી પસંદ ન કરૂં તેમ જ મને પરદેશને વિષે રહે છે. પરદેશને નુકસાન પહોચાડીને હું હિન્દુસ્તાનને લાભ પહોચાડવાનો દોષ ન કરૂં. આ ભાવનાને જ હું ખરૂં સ્વદેશાભિમાન માનું છું.

પણ મારૂં સ્વદેશાભિમાન જેટલું વિશાળ છે તેટલું જ સંકુચિત છે. આખી દુનિયાના કલ્યાણને વળગવામા મને રસ આવતો જ નથી. મને તો મારા દેશના કલ્યાણમા જ રસ આવે છે. દેશના ભલામા હું જગતનું ભલું જોઉં છું. મારો વર્ણાશ્રમધર્મ મને શીખવે છે કે હું યૂરોપમા જન્મવાને બદલે ભારતવર્ષમા જન્મ્યો એમા કંઇક અર્થ હોવો જોઇયે. પ્રત્યેક માણસ દેવાદાર જન્મે છે. તેનુ લેણું હોય તો તેનું તેને ભાન પણ નથી હોતું, ન હોવું જોઇયે. જે વેપારી પોતાનું ઉધાર ખાતું તપાસી લે છે તેને જમે પાસાની ફીકર જ નથી કરવી પડતી. જે પોતાની ફરજ શીખે છે તેને તેના હક પોતાની મેળે જ મળી રહે છે.

મારૂં સ્વદેશાભિમાન મારા દેશની ફરજ શી છે, તે તરફ જ મારૂં ધ્યાન ખેંચે છે. મારૂં ગુજરાતી તરીકેનું અભિમાન ગુજરાતીની હિન્દુસ્તાન પ્રત્યે શી ફરજ છે તે જ સૂચવે છે. જો આ વિચાર ખરો હોય, જો ગુજરાતી ભાઇબહેનો તે કબૂલ રાખતાં હોય તો ગુજરાતીઓને પોતાની ફરજ તો જાણમાં જ છે.

ગુજરાત એકનું આ જ વર્ષમા સ્વરાજ મેળવી શકે છે. દરેક માણસ પોતપોતાનુ સ્વરાજ મેળવી શકે છે. ગુજરાતનું દરેક ગામ પોતાનું સ્વરાજ મેળવી શકે છે. ને સહુ પોતપોતાનું મેળવતા હિન્દસ્વરાજ મેળવવામાં પોતાનો પૂરો ફાળો ભરી દે છે.

જેઓ પોતાને ભાગે આવતું જ આપીને બેસશે તે કંજુસ ગણાશે. સ્વરાજની શરત એ છે કે સહુ પોતાને ભાગે પડતું આપે એ બસ નથી, પણ સહુ પોતાનાથી બનતું આપે એ બસ છે. જ્યારે સહુ સર્વનો બોજો ઉપાડવા તૈયાર થાય ત્યારે જ બધાનો બોજો ફાળે પડતો વહેંચાઇ જાય, કેમકે સહુની શક્તિ સરખી નથી હોતી. અને આવી સ્થિતિમાં સહુ હિસાબે આવતું જ કરીને બેસી રહે તો ગરીબ કચરાઇ જાય ને શાહુકાર કચરી નાખે.

હિન્દુસ્તાનની વસ્તી બત્રીસ કરોડની છે. એક કરોડ રૂપીયા આપવા—એકઠા કરવા—એટલે જણ દીઠ બે પૈસા આપવા. જો કરોડપતિ બે જ પૈસા આપીને બેસી રહે તો કંગાળની વતી, બાળકોની વતી, લૂલાંપાંગળાંની વતી, ડાંડની વતી કોણ આપે?

સીધો હિસાબ જ એ છે કે કરોડપતિએ બધો બોજો ઉપાડવાની વૃત્તિ રાખવી. જેને ચણું મળ્યું તે ઘણું આપે

હિસાબ ગણવાની આ રીત પ્રમાણે ગુજરાતે પોતાનો હિસાબ કરવો જોઇયે. ગુજરાત દસ લાખ રૂપીયા ગુજરાતમા જ એકઠા કરે તો તે વધારે પડતું નથી જ. આ ગણતરીમાથી હું બહાર વસતા ગુજરાતીઓને અલગ રાખું છું. બંગાળામા વસતા ગુજરાતીઓ ભલે ગુજરાતને ધન મોકલે, પણ તેમણે બંગાળને પોતાનો ફાળો આપવો જ જોઇયે. મદ્રાસમા વસતા ગુજરાતીઓએ મદ્રાસની સેવા કરવી જ જોઇયે. જ્યાથી ગુજરાતીઓ ધન મેળવે ત્યા તેમણે પોતાની કમાણીનો સારો ભાગ ખરચવો એ તેમની ને હિન્દુસ્તાનની સભ્યતાને શોભા છે. આ પ્રમાણે વિચાર કરીને જ હું ગુજરાતને સારૂ દસ લાખ રૂપીયા ગણુ છું.

આ ગણતરીમા મેં મુબઇને પણ અલગ ગણ્યુ છે. મુબઇમા વસનારા ગુજરાતીઓએ મુંબઇમાં ભારે ફાળો આપવો જ રહ્યો છે. મુંબઈ માટેની મારી આશાને વિષે હુ હવે પછી લખવા ધારૂં છું. અત્યારે તો ગુજરાતમા વસતા ગુજરાતીઓમાથી દસ લાખની ગણતરી કરી રહ્યો .

આટલી રકમ કે એથી વધારે કે ઓછી એકઠી કરવાનુ વહેવારૂ પગલું એ છે કે દરેક જીલ્લાના ને દરેક દેશી રાજ્યના કામદારોએ યથાશક્તિ ફાળાનો બોજો માથે ઉપાડી લેવો.

એ જ પ્રમાણે મહાસભાના સભાસદોનુ છે. જ્યા વધારે જાગૃતિ ત્યા વધારે સભાસદોની આશા હોવી જોઇયે. સુરત નડિયાદ જેવા ભારે જાગૃત શહેર પોતાનો માત્ર હિસાબે આવતો ફાળો જ ભરીને સન્તુષ્ટ રહે તો હાથ આવેલી બાજી ખોઈ બેસીયે. જે ગામોમાં ભારે જાગૃતિ થયેલી છે ત્યાને સારૂ તો હુ જરૂર એવી આશા રાખું કે ત્યાના દરેક ૨૧ વર્ષની ઉપરનાં સ્ત્રી, પુરુષ, ઢેડ, ભંગી, હિન્દુ, મુસલમાન, મહાસભાને ચોપડે ચડે. જો કોઇ ગરીબ માણસ પાસે ચાર આના ન હોય તો તેનો પડોશી તેને તેટલા પૈસા આપે ને નામ નોધાવે.

જે હિસાબ નામનો તે દામનો છે, તે જ રેંટીયાનો છે. જ્યાં વધારે કાર્યદક્ષતા, વધારે સમજ, ત્યા વધારે રેંટીયા દાખલ થવા જ જોઇયે. એમ એકબીજાને પૂરી સહાય કરવાથી જ આપણે જૂન માસ સુધીમાં આપણી નાનકડી, સરળ ને બધાને સમજી શકાય એવી યોજના અમલમાં મુકી શકશું.

જોકે યોજના સહેલી છે, છતા આપણે આળસમા રહીયે તો જરાયે પાર પડે તેવી નથી. બધા કાર્ય કરનારા પ્રામાણિકપણે હમેશા યથાશક્તિ કામ કરે તો જ યોજના પાર પડે. આ યોજના આપણી પરીક્ષા છે, કસોટી છે, સ્વરાજની લાયકાત મેળવવાની પ્રાથમિક કેળવણી છે. પણ તે કેળવણી આપણને એટલે લગી પહોચાડે છે કે જો આપણે આ પરીક્ષામા પસાર થઇયે તો બાકીની કેળવણીને સારૂ ભાગ્યે જ ત્રણ માસ જોઇયે કેમકે આ પરીક્ષા આપણને આત્મવિશ્વાસ, હિમ્મત ને બળ આપનારી છે.

ગુજરાત પોતાનો ધર્મ પૂરેપૂરો બજાવે એવી મારી ઉમેદ છે.

ગુજરાતની બહેનોમા આવેલી જાગૃતિથી હુ ચકિત થયો છુ તેઓના હાથમા બહુ સત્તા છે. સ્વરાજ મેળવવાની યોજનામા બહેનોનો ભાગ મરદોના જેટલો જ બલ્કે તેથી વધારે છે. બહેનો પોતાનો ભાગ પૂરો ભજવીને પોતાના, ગુજરાતના ને હિન્દના કીર્તિ ને ધર્મ ઉજ્જ્વળ કરો એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના

---

# મારી નોંધ

## હડતાળોનુ સોંઘારત

હડતાળોનો રાફડો ફાટયો જણાય છે તેમાયે કરાચીએ હદ વાળી છે એક માસમા પાચ હડતાળો કોઇ જેલ જાય તો હડતાળ, કોઇ જેલમાથી છૂટે તોરે હડતાળ, ગવર્નર આવતાયે હડતાળ! આમ હડતાળો પાળવાથી હડતાળની કિમત તદ્દન જતી રહે છે મારે મન હડતાળ એક પવિત્ર અને બળવાન સાધન છે. ક્યારે ધાર્મિક પ્રસગે હડતાળ હોય, અથવા પ્રજાની લાગણી ઘણી તીવ્ર હોય ત્યારે તે દર્શાવવા હડતાળ પળાય દરેક પ્રસગને ધાર્મિક સમજી અથવા દરેક વખતે લાગણી તીવ્ર બનાવી હડતાળ પાળીયે તો ધાર્મિકતાનો ને લાગણીની તીવ્રતાનો આક હલકો જ થાય સત્યાગ્રહ સપ્તાહની હડતાળ વિના ચો ન જ ચલાવી શકાય એવુ મને ન જણાયુ હત તો હુ આ હડતાળના સોઘારતની મોસમમા તેનો ભાવ વધારે ઉતારવામા સાધનભૂત ન જ થાત મારી ઉમેદ છે કે હિન્દુસ્તાનમાં દરેક જગ્યાએ હવે હડતાળ જવલ્લે જ પાળવામા આવશે સારામા સારો ઉપાય એ છે કે મહાસભા અને ખિલાફત કમિટીએ મસલત કરી જાહેરનામુ ન કાઢયું હોય ત્યા લગી હડતાળ પાળવી જ નહિ

તા. ૧-૫-૧૯૨૧

## જેલ મહેલ

વળી કોઈ જેલ જાય ત્યારે હડતાળ પાળવી એ તો આપણી નબળાઇની નિશાની છે. જેલો તો આપણે ભરી દેવી છે. હજારો જેલ જાય ત્યારે જ છૂટકારો થવાનો સંભવ છે. જુલમી રાજ્ય તળે સારા માણસને સારુ જેલ એ જ ઘણે ભાગે પવિત્ર સ્થળ છે. જેલ એ આપણી સ્વતન્ત્રતાનું સ્થળ છે. કેવળ નિર્દોષ માણસો જ્યારે જેલમાં ઘણી સંખ્યામાં જશે ત્યારે સ્વરાજ નજીક જ સમજવું. આ રાજ્યની અંદર જેલને જો આપણે આપણું સ્વાભાવિક ઘર બનાવવા માગતા હોઇયે તો તેવે પ્રસંગે હડતાળનો કશો અર્થ જ નથી રહેતો. જ્યારે આપણે ખરેખર જેલનો ભય છોડયો હશે ત્યારે સરકાર જેલમાં મોકલવાનું ભૂલી જશે. જ્યારે આપણે ઘોર અત્યાચારોને પણ હસતે મ્હોડે સહન કરશું છતાં પેટે નહિ ચાલીયે, 'યુનિયન જૅક'ની પરાણે સલામી નહિ કરીયે, નાસો નહિ ઘસડીયે ને ડાયરશાહીની સામે ઉભા રહી ગોળીઓના ઘા પીઠે નહિ પણ છાતીમાં ઝીલશું તે જ દહાડે સ્વરાજ છે; કેમકે એમાં ખરી વીરતા છે, એ જ ક્ષત્રિયતા છે. ક્ષત્રિયતા કેળવવા સારુ પુષ્ટ શરીરની જરૂર નથી, પણ મજબૂત, નીડર દીલની જરૂર છે. ક્રૂરતા, કઠોરતા એ ક્ષત્રિયતાનો ગુણ નથી, પણ સહનશીલતા, ક્ષમા, દયા, ઉદારતા, અપલાયનમ્ (યુદ્ધમાંથી ન નાસવું) અને ગોળીના વરસાદ વરસતા હોય ત્યારે પણ અડગ રહી નિર્ભયપણે ઉભા રહેવાની શક્તિમાં ક્ષત્રિયતા છે. શુદ્ધ ક્ષત્રિય મારતો નથી, પણ પ્રહાર પોતાની ઉપર ઝીલે છે. નાનકાનાનો મહન્ત ક્ષત્રિય ન ગણાય; તે ખુની ગણાય. લછમનસિંહ ને દલીપસિંહ શુદ્ધ ક્ષત્રિય હતા. આ ક્ષત્રિયતા એક દુર્બળ અપંગ બાળકમાંયે હોઇ શકે શાન્તિમય અસહકાર એ ક્ષત્રિયતાનો ગુણ કેળવવાનું સાધન છે. ઇમામ હુસેન અને હસન ક્ષત્રિય હતા. તેઓની ઉપર જુલમ કરનાર જાલીમ હતો. બાળ પ્રલ્હાદ ક્ષત્રિય હતા. હિરણ્યકશિપુ રાક્ષસ હતો. ક્ષત્રિયતા અન્ય વર્ણોમાં હોય જ નહિ એવો વર્ણાશ્રમનો અર્થ નથી. ચારે વર્ણમાં તે ગુણ હોવો જોઇયે, પણ ક્ષત્રિયજાતિમા તે પ્રધાનપદ ભોગવે અને તે ગુણ કેળવવાનો તેનો ખાસ ધંધો રહ્યો પણ જે ક્ષત્રિયકુળમાં જન્મી પોતાનું પશુબળ નિર્બળ ઉપર વાપરે તે ક્ષત્રિય નહિ પણ અક્ષત્રિય, રાક્ષસ કહેવાય. હિન્દમાંથી ક્ષત્રિયવટનો લગભગ લોપ થયો છે, તેને ફરી કેળવવી એ શાન્તિમય અસહકારનો હેતુ છે.

## અસભ્યતા

કરાચીમાં જે પત્રિકા ના. ગવર્નરની મુલાકાતને વખતે છાપવામાં આવી હતી તે મને મળી છે. તેમાં આ વાકયો છેઃ 'સવારને રોજ ગવર્નર આવવાનો છે; તેના સાધસમાં સામેલ થાઓ નહિ. પૂજ્ય ગૉન્ધીસનું ફરમાન છે કે હમણાની સરકાર સાથે કોઇ પણ હિન્દવાસીએ સામેલ થવું નહિ. સોમવાર ને ૨૧મી તારીખને રોજ હડતાળ કરી સરકારને બતાવી આપો કે અમારે સ્વરાજ જોઇયે છે. જમો કામધંધો બંધ કરી પ્રાર્થના કરો કે આપણને એક વર્ષની અંદર સ્વરાજ જોઇયે છે.' અસહકારી અસભ્ય ન થાય. હોદ્દાને

જે માન આપણે હવે પછી પણ આપવા માગીયે છીયે તે માનના શબ્દો આપણે ન જ છોડીયે. આપણને મુંબઇના ગવર્નરની જાત સામે કે એના હોદ્દા સામે અસહકાર નથી. આપણો અસહકાર આખી રાજ્યનીતિની સાથે છે. જ્યારે અમુક સૂબો પોતાનો સૂબો જોવા આવે ત્યારે તેની સામે આપણને કંઈ ખાસ કહેવાનું ન હોય તોપણ આપણે હડતાળ પાળીયે એ નિરર્થક છે; તેને વિષે તોછડાપણે લખીયે તે અસભ્યતા છે. આપણે જલિયાંવાલા બાગની કતલ ચલાવનારને પણ તેને પૂરે નામે ઓળખીયે છીયે; 'જનરલ' ડાયર કહેતાં ક્ષોભ નથી પામતા, પામવાનું કારણ નથી. ભાષાની રૂઢ સભ્યતા છોડે તે અસહકારી પોતાના શાન્તિના નિયમનો ભંગ કરે છે.

## બતાવવું કોને ?

મહાસભાનો હુકમ દરેક પ્રસંગે હડતાળ પાડવાનો નથી. છતાં ઉપરના જાહેરનામામાં આભાસ એવો અપાયો છે કે મહાસભાનો તેવો હુકમ છે. હડતાળ પાળી આપણે સરકારને શું બતાવવું હોય ? આપણે તો સ્વરાજ આપણી શક્તિ વડે મેળવવું છે. આપણે હડતાળો પાળીને શક્તિ મેળવી શકીયે તો જરૂર પાળીયે. આ પ્રસંગે તો જાહેરનામું જ સૂચવે છે કે આપણી હડતાળ સરકારને કંઈક બતાવવાની હતી. સરકારને બતાવવાનું આપણને ઓછામાં ઓછું છે. અથવા જે બતાવવાનું છે તે તો આપણું સંગીન કાર્ય. તે શું છે એ મહાસભાએ સૂચવ્યું છે.

## મારી પ્રાર્થના

અન્ત્યજ પરિષદ્‌ને સમયે મેં જે પ્રાર્થના કરી તે વિષે લખતાં એક સજ્જન લખે છે કે તેનું રહસ્ય તે નથી સમજી શકેલ. મારૂં ભાષણ બરોબર છપાયેલું છે કે નહિ તે હું નથી જાણતો. મારી પ્રાર્થના આ છેઃ મને મોક્ષ જ પ્રિય છે. મારો બધો પ્રયાસ આ જન્મારે મોક્ષ મેળવવાનો છે. હું અસહકારની ગંભીર ચળવળમાં પણ તે જ કારણે પડયો છું. છતાં જો હું મારો મનોરથ આ જન્મે ન સાધી શકું ને આપણે અસ્પૃશ્યતાના પાપમાંથી હજુયે મુક્ત ન થયા હોઇયે તો હું પ્રભુ પાસે બીજો જન્મ અન્ત્યજને ઘેર ઇચ્છું કે જેથી હું તેમનાં દુઃખોનો પૂરો અનુભવ લઉં ને તે ઓછાં કરવા સારે તપશ્ચર્યા કરૂં. હું માનું છું કે જે દયાધર્મ હું વૈષ્ણવ તરીકે શીખ્યો છું, જેનું પાન મેં તુલસીરામાયણમાંથી કર્યું છે તે મને એ જ પ્રાર્થના શીખવે છે. અન્ત્યજોની ઉપર હિન્દુ ધર્મને નામે થતો અત્યાચાર મને અસહ્ય છે, દરેક હિન્દુને તે અસહ્ય હોવો જોઇયે.

તા. ૧-૫-૧૯૨૧

# ગાંધીજી ગુજરાતમાં

## જૂનો જીલ્લો

સાબરમતીથી તા. ૧૫મી ને શુક્રવારે નીકળ્યા. બોરસદ જવા માટે ખંભાત લાઇનમાં જવું પડે એટલે આણંદ સ્ટેશને થોડો વખત મળ્યો. તે દરમિયાન આણંદમાં એક જાહેર સભા કરી. તેનો અનુભવ ગાંધીજીએ પોતે આપ્યો છે. ત્યાંથી બોરસદ થઇ અમે અથડાતા કૂટાતા રાસ ગયા કારણ ગાડાને રસ્તે અમે મોટર લઈ ગયા હતા. રાસની આ ગાંધીજીની પહેલી મુલાકાત ન હતી. ખેડા જીલ્લાની સત્યાગ્રહની લડતમાં આ રાસ ગામે બહુ આગળ પડતો ભાગ લીધો હતો. તે વખતે ગાંધીજી બેએક વાર ત્યાં ગયેલા. સત્યાગ્રહની લડત પૂરી થયા પછી જ્યારે ગાંધીજીએ સૈન્યભરતીનું કામ ઉપાડ્યું ત્યારે રાસ ગામ તરફથી ઘણી આશા રાખીને તેઓ ત્યાં ફરી ગયેલા, પણ તે વખતે તેમને ત્યાંથી નિરાશ થઇ પાછા જવું પડેલું. આ પ્રસંગને ઉદ્દેશીને તેઓ બોલ્યા તે ટાંકવા જેવું છે :

### ખાનદાનીની તાકાત

"સરકારને તેની મુશ્કેલીને વખતે મદદ આપવાની મેં પ્રજાને એક વખત સલાહ આપી હતી, સલ્તનતની નીચે આપણે હક્કો મેળવવા હોય તો આપણે આપણી ફરજ પહેલી અદા કરવી જોઇયે એમ મેં કહ્યું હતું. અને તેથી ખેડા જીલ્લાની લડત પૂરી થઇ કે તરત લોકોને સૈન્યમાં ભરતી થવા સમજાવવા હું આવ્યો હતો. હું સિપાહીગીરી કરવા તૈયાર થયો હતો. તે માટે મને અત્યારે જરાયે પશ્ચાત્તાપ થતો નથી. તેથી તો હું કોમને ફાયદો જ થયેલો જોઉં છું. સિપાહીગીરી કરવાના આપણા ઠરાવથી આપણે આપણી ખાનદાની બતાવી. તે માટે મને દિલગીરી નથી થતી. દિલગીરી માત્ર એટલી જ થાય છે કે ખેડા જીલ્લાના હિમ્મતવાન અને દૃઢ પાટીદારો તથા ઠાકોરો પાસે હું જ્યારે ચાલ્યો ગયો ત્યારે સિપાહી બનવા માટે થોડા જ તૈયાર હતા. તેનું કારણ સરકાર તરફની તેમની ઈતરાજી કે અણવિશ્વાસ ન હતું, પણ તમારી ઓછી હિમ્મત એ હતું. તમે મરવા તૈયાર નહોતા. તમને કોઇને સારૂ કે સરકારને સારૂ મરવું નહોતું ગમતું. પરન્તુ અત્યારે તો યુગ બદલાયો છે. હું અત્યારે સરકારની સામો થયો છું, એ સરકારની સિપાહીગીરી કરવામાં હું અધર્મ સમજું છું, તેના પ્રત્યે મને સંપૂર્ણ અવિશ્વાસ આવી ગયો છે. તે વખતે હું આ સરકારને રાક્ષસી નહોતો કહેતો, પણ આજે હું આ રાજ્યને રાક્ષસી રાજ્ય અથવા રાવણરાજ્ય કહું છું. જે અનન્ય ભક્તિથી હું ખેડા જીલ્લામાં પેદલ ઘૂમી રહ્યો હતો અને મારી તાકાત સરકાર માટે ખર્ચતો હતો તે જ મારી તાકાત—મારી ખાનદાનીમાં મેળવેલી તાકાત—હું અત્યારે તે સરકાર સામે વાપરી રહ્યો છું, કારણ જે સત્ય હોય તે કરવું તેનું જ નામ સત્યાગ્રહ છે."

## તાલીમની કરામત

રાસમા સભા પૂરી થયા બાદ તિલક સ્વરાજ ફાળા માટે ઉઘરાણું થયુ તે લઈ અમે તરત બોરસદ પાછા વળ્યા. ગાંધીજી બોરસદમાં તે રાત ગાળશે એમ ધારી ત્યાંના લોકોએ પણ સભાઓ ગોઠવી હતી, પરન્તુ રાતે જ ગોધરા પહોચવું એમ નક્કી કરેલું એટલે એક જ સભામાં બધું પતવી નાંખવાનું કર્યું. રાસ જતી વખતે બોરસદથી પસાર થયેલા તે વખતે રસ્તા ઉપર લોકોને ફક્ષણા કરવાની ઠીક વ્યવસ્થા જોવામાં આવી ન હતી. વળી સભામાં પણ બરાબર શાન્તિ અને વ્યવસ્થા ન હતી ગાંધીજીએ તેને ઉદ્દેશીને કહ્યું:

"બોરસદમાં હું પહેલાં (ખેડા જીલ્લાની લડત વખતે) આવ્યો ત્યારે મને સફળતા નહોતી મળી, પણ હવે બોરસદમાં જાગૃતિ આવી છે. જાગૃતિની પહેલી નિશાની એ છે કે આપણામાં સભાઓ ચલાવવાની, સરઘસોની વ્યવસ્થા રાખવાની શક્તિ આવે. તેને સારૂ તાલીમ જોઇયે. અગ્નિ અથવા પાણીના ધોધનો કાઇ કરામા કર્યા વિના જેમ ઉપયોગ ન થાય તેમ તાલીમ વિનાની જાગૃતિ પણ નકામી છે. જાગૃતિની પ્રથમ શરત એ છે કે જ્યા જે વખતે હોઇયે તે સ્થળ અને સમયનો ધર્મ આપણે સમજી લઇયે"

## હાલોલ પરિષદ્

રાત્રે બાર વાગે અમે ગોધરા પહોચ્યા અને બીજે દિવસે હાલોલમાં તાલુકા પરિષદ્
૨૮ હતી તે માટે સવારે હાલોલ જવા નીકળ્યા. ગાધીજી આ પરિષદ્ના પ્રમુખ હતા. હાલોલની વ્યવસ્થા બોરસદ અને રાસને મુકાબલે સારી ગણાય. સ્વાગત મંડળના પ્રમુખનું ભાષણ બહુ જ ટુંકું હતું. દોઢ કે બે મિનિટ ચાલ્યું હશે. એ પણ સારૂ જ ગણાય, કારણ વાદયુગ ગયો છે એની એ નિશાનીરૂપ હતું. પરિષદ્ના પ્રમુખને ચાંદ આપવાનો શિરસ્તો છે, પરન્તુ ગાધીજી જેવાને ચાદ આપવા કરતા ભિક્ષાની કોથળી આપવી એ ત્યાંના વ્યવસ્થાપકોએ દુરસ્ત ધાર્યું.

## ભેટમાં ભૂલ

કોથળી આપવાનો વિચાર તો સારો જ ગણાય, પણ કેવી કોથળી આપવી જોઈયે એ જોવામાં વ્યવસ્થાપકો ચાતરી ગયા. ખાસી સુરતની સાટીનની એક કોથળી તૈયાર કરાવી હતી તે ઉપર રેંટીયાનું ચિત્ર તથા સ્વરાજ એવા અક્ષરો કસબથી ભરેલા હતા. અંદરનું અસ્તર જ ખાદીનું હોવાનું કહેવામાં આવ્યું હતુ પણ તેય મીલના સૂતરના વણાટનું નીકળ્યું ! તેના ઉપર ટીકા કરતાં ગાધીજીએ જણાવ્યુ.

"મને તો ખાદીના શણગાર, ખાદીની જ ભેટ અને ખાદીના ચાંદ હોય પરન્તુ જે વસ્તુ મને આપવામા આવી છે તે સ્વરાજની નિશાની નથી. આપણને આજે જ સ્વરાજ નથી મળતું તેનું કારણ આમાં જોઈ શકાય છે. પોતાને એક ખેડુત તરીકે, એક વણકર તરીકે અને અત્યારે એક ભંગી તરીકે ઓળખાવતા માણસને તમે પ્રમુખ નીમ્યો છે, અને તેને આપી છે આવી કોથળી ! તેમા નથી કાગળીઆનો ભાર, નથી ચાંદીનો ભાર કે નથી

સોનાનો ભાર. તમે તો મને ખાદી કોથળી આપી છે. અને તેમાં વિશેષ ગુન્હો તો એ છે કે તેની તમામ વસ્તુ પરદેશી છે." સભામાંથી એક ભાઈએ તે સ્વદેશી છે એવો બચાવ કર્યો તેના જવાબમાં ગાંધીજીએ જણાવ્યું: "તેનો રંગ પરદેશી છે, તેનું સૂતર પરદેશી છે, રેશમનો ધાગો પરદેશી છે. પછી સ્વદેશી શું છે ? હું સ્વદેશીનો નાયક હોવાનો દાવો કરું છું, એટલે તેની પરીક્ષા કરવાનો ગુણ મારામાં હોવો જોઇયે મારી સ્વદેશીની વ્યાખ્યા તો એવી સુન્દર છે કે તેમાં આપણને કોઈ જ પછાડી ન શકે. હાલોલનું સ્વદેશી એટલે હાલોલમાં જ બનેલું હિન્દુસ્થાનના બાકીના ભાગનું હાલોલને હરામ હોવું જોઈએ. આપણે સહુએ સ્વાશ્રયી બનવવાનું છે, સહુએ સર્વોપરી બનવાનો પ્રયત્ન કરવાનો છે. આપણે એકબીજા સાથે આ બાબતમાં વધારે ને વધારે એકથી હરિફાઈ કરશું ત્યારે આપણને સ્વરાજ મળશે એ જ સ્વરાજની ચાવી છે."

## મહેમાનગતમાં વિવેક

શહેરમાં કરેલા શણગાર વિષે બોલતાં તેમણે જણાવ્યું:

"આ શહેરના શણગાર મારાથી સહ્યા નથી જતા. શણગારમાં એક તસુ પણ પરદેશી કાપડ ન હોવું જોઇયે તેને બદલે અહીં તો ઠેર ઠેર પરદેશી કાપડો લટકાવેલાં છે.' બધી ધ્વજપતાકાઓ પરદેશી છે. તેના રંગ બધા પરદેશી છે માટે આ શણગારને ચીંથરા સમાન 'સમજજો.' આપણે શણગાર તો મહેમાનને ખાતર કરીએ છીયે, તો પછી વિવેકની ખાતર, મારી મર્યાદાની ખાતર પણ મને જે ગમે તે તમારે કરવું જોઇતું હતું. દરેક વસ્તુ સમજીને વિચારપૂર્વક કરશું તો જ સ્વરાજ આગળ આવશે. અહીં સ્વયંસેવકો ફરતા દેખાય છે તેમણે જીનનાં અંગ્રેજી ઢબનાં કોટપાટલુન પહેર્યાં છે. સ્વરાજના સ્વયંસેવકો પાસે જીન કેવું? તમે નવી ખાદીનું ખર્ચ ન કરી શકતા હો તો તમારા આ જીનને બદલે ખાદી આપવા હું તૈયાર છું. મારી પાસેથી ખાદી કેમ લેવાય એમ તમને લાગતુ હોય તો હું તો તમને લંગોટ પહેરીને સ્વયંસેવા કરવાનું કહેવા તૈયાર છું. અંગ્રેજ જેવાં વસ્ત્રો પહેરીને જ સેવા થઇ શકે એવું નથી ; લોકો ઉપર તમારે પ્રેમથી, સદ્વર્તનથી અસર પાડવાની છે. જો વિલાયતી પાટલુનથી લોકો ઉપર અસર પાડવાની હોય તો તેનો ત્યાગ કરો. સ્વરાજ મેળવવા નીકળેલો હિન્દી તરીકેના આપણા મરતબા ખાતર પણ એ પોષાકનો ત્યાગ કરવો જોઇયે. હું તો સ્વયંસેવકોને દરરોજ બે કલાક રેંટીયો ચલાવવાની સલાહ આપું. તમારા કાંતેલા સૂતરનાં કપડાં વણાવીને તમે પહેરો ત્યારે જ તમે સાચા સ્વયંસેવક બનો."

## નિર્દોષતા કેળવો

સ્વદેશી સંબન્ધે વિશેષ બોલતાં તેઓએ જણાવ્યું હતું:

આપણી સ્વરાજની સેનામાં જેટલું કામ બાળકબાળકીઓ કરશે તેટલું પુરૂષો નથી કરી શકવાના. તેમનામાં ધતીંગ, પાખંડ, મદ ભરેલાં છે. તે જાય તો આજે જ સ્વરાજ છે. વયે મોટા હોવા છતાં આપણામાં નિર્દોષતા હોવી જોઈએ, મૌ. શૌકતઅલીના જેવી. એ

માણુસનું મન બાળક જેટલું સ્વચ્છ, કોમળ છે. તે કોઇનું બૂરૂ નથી ઇચ્છતા. તેમને ડર માત્ર ઈશ્વરનો, ખુદાનો છે. તેમની પાસેથી નિર્દોષતા શીખો. મેં નિર્દોષતા અભ્યાસથી કેળવી છે. મેં કાંકરે કાંકરે પાળ બાંધી છે. મારે સરોવર ટીપે ટીપે ભરાવવું છે, છતાં તે અધૂરૂં છે. મૌ. શૌકતઅલીએ તો અનેક મોજશોખ ભોગવ્યા છતાં તેનામાં તાકાત છે કે તે અત્યારે શૂળીએ ચઢી શકે. ખાદી એ મારો તો ભોગવિલાસ છે. રેશમ મારે શરીરે અડકાવવું એ મારા શરીર ઉપર અત્યાચાર કરવા સમાન છે, જ્યારે મખમલ અને રેશમ શૌકતઅલીને તો બહુ પસંદ છે. છતાં તે જ્યારે ખાદી પહેરે ત્યારે ચમત્કાર સમજવો જોઈએ. તેમણે ઇસ્લામ ખાતર ફકીરી ગ્રહણ કરી છે."

## ખેડૂત બાદશાહ

તાલુકા પરિષદ્‌માં સાત આઠ હજાર માણુસ આવ્યાં હશે, પરન્તુ મોટો ખેડૂતવર્ગ તો બહાર જ રહ્યો હતો. તેમને માટે સાંજે ખાસ સભા રાખી હતી. ખેડૂતોને દારૂ, તાડી, ભાંગ, અફીણ વગેરે વ્યસનો છોડવાનો, અન્ત્યજોને અસ્પૃશ્ય નહિ માનવાનો, ચોરી લૂંટ વગેરે છોડવાનો તથા સ્વદેશીનો સન્દેશો ગાંધીજીએ સંભળાવ્યો. તેમાંથી થોડું જ ઉતારવાનો લોભ રાખીશ:

"તમારે તો ખાતર લઇને ધાન ઉગાડવાનુ રહ્યું. પછી તમે ભંગીઓનો કેમ તિરસ્કાર કરી શકો? આપણે સત્યયુગ દુનિયામા લાવવો છે. તે કાંઈ આકાશમાંથી પડવાનો નથી. આપણે આપણાં સત્કર્મોથી તે મેળવવાનો છે. તે માટે બધાં ખરાબ વ્યસનો છોડવાં જોઇયે દારૂ, તાડી, ગાંજો, અફીણ એવી વસ્તુનું સેવન કરીને જે માણુસ ભાન ભૂલે તે ખેતર જેવી અમૂલ્ય વસ્તુ કેમ સંભાળી શકે? તમે તો જમીનનું રક્ષણ કરનારા છો, દુનિયાને અન્ન પૂરૂં પાડનારા છો. હમણાં હું સરકારને માટે લૂંટારા, રાક્ષસ એવાં વિશેષણ વાપરૂં છું, પણ તમેં ખેડૂતો જ પ્રજાને લૂંટો તો તમને કેવા કહેવા? તમે તમારી ખાનદાની છોડી દો, વીરતા છોડી દો, સચ્ચાઈ છોડી દો અને જગતના તાત કહેવાતા તમે પ્રજાને પીડો એ તો દરીઆમાં આગના જેવું થયું. વકીલાત અપ્રિય થઇ પડવાથી પોતાને ખેડૂત, વણકર અને ભંગી ગણુનાર મારા જેવાને પછી ક્યાં જવું? પણ મારો વિશ્વાસ છે કે તમે સારા છો, અને તેથી જ હું ખેડૂત બન્યો છું. ખેડૂતનો વકીલ મોત છે. ખેડૂત મોતને માથા તળે રાખીને સૂનારો છે. એને કોણ ડરાવી શકનારૂં હતું? તમે તો બાદશાહ છો, અને બાદશાહ રહો એ જ મારી માગણી છે. જે બાદશાહ પ્રજાને લૂંટે છે તે પાપી છે. માટે તમે સદાચરણી થાઓ.

"આ ગાંધી ખેડૂતનો બીજા ખેડૂતોને જઇને સન્દેશો દેજો કે તેણે ચોરી કરવા ના કહી છે, જુગાર રમવા ના કહી છે. તમારે તો અનાજ પકાવીને વાજબી દામે તે વેચવાનું છે. તમે ઓછે દામે ન આપો, પણ કંજુસ વાણીઆની પેઠે અનાજના ભાવ ચઢાવવાનો પણ ખેડૂતનો ધર્મ નથી. એથી બચશો તો જ તમને બરકત દેખાશે.

"તમારે વેઠ કરવાની નથી. તમે તે ખેતરની વેઠ કરશો કે સરકારની અને તુચ્છાં અમલદારોની વેઠ કરશો? કહેજો તેમને કે અમે વેઠીઆ નથી, અમે તો ખેડૂત છીએ.

"તમે નિર્વ્યસની થાઓ, સંયમી થાઓ. સવારે ઉઠીને પ્રભુનું નામ લઈ પછી કામે ચડવું. સાંજે હળ છોડયા પછી ગાળો માંડવી કે ગાળોનાં ગીત ગાવાં એ બરાબર નથી. રાતે ભજન ગાઓ, હરિકીર્તન કરો. અત્યારે વરસાદ નથી વરસતો, કારણ રાજા પાપી બન્યો છે, પ્રજા પાપી બની છે. ઇશ્વર આપણો સમૂળો નાશ નથી કરતો, કારણ તેને આપણી વધુ પરીક્ષા કરવી છે. માટે સદાચારી બનો, વ્યસનો છોડો, ભજનકીર્તન કરો, પછી જોશો કે માગ્યા મેહ વરસશે."

## શ્રી. વલ્લભભાઈ પટેલ

ગુજરાતની આખી મુસાફરીમાં શ્રી વલ્લભભાઈ ગાંધીજીની સાથે જ હતા. ગાંધીજીને દર્શન માટે લોકો બહુ હેરાન કરતા તે ઉપર ટીકા કરતાં તેમણે જણાવ્યું:

"આપણા હિન્દુસ્તાનના લોકોને એ વાતનો શોખ છે. બધા લોકો દર્શનના ભોગી છે અને કથા સાંભળવાના રસીઆ છે, પણ એટલાથી આપણો ઉદ્ધાર થવાનો નથી. કેવળ દર્શન એ તો ફાંફાં છે. ઇશ્વર એવો ભોળો નથી કે માત્ર દર્શનથી આપણો ઉદ્ધાર કરે. તે જ પ્રમાણે ભાષણ સાંભળીએ અને તે ત્યાં જ ખંખેરી નાંખીને જઇએ તોપણ કાંઈ વળવાનું નથી. આપણે કામ કરતા થઈ જવાનું છે. અત્યારે જે દશા પ્રજા ભોગવે છે તે પોતાનાં કર્મનું જ ફળ છે. માટે કર્તવ્ય કર્મ કરતા થઇ જાઓ. આ જમાનો કર્મનો છે અને કર્મ કરીને જ આપણે તેને બદલી શકીશું."

## કાલોલ અને અન્ત્યજો

ડાકોરથી રવિવારે સવારે વેજલપુર થઇને કાલોલ ગયાં. કાલોલમાં જાહેર સભામાં અન્ત્યજો ન આવે અને તેમની સભા એક બીજે સ્થળે અલગ ભરવી એવી ગોઠવણ કરી રાખી હતી. ગાંધીજીને તો આ વાત માથાનો ઘા થઇ પડી. વ્યવસ્થાપકોએ કહ્યું કે અન્ત્યજોની બાબતમાં આગ્રહ કરીશું તો મહાજન છેડાઈ પડશે અને આજે જ નહિ પણ પછીથી પણ અમે ગામમાં કંઈ કામ કરી શકીશું નહિ. ગાંધીજીએ મહાજન સાથે દલીલ કરી અને તેઓએ થોડીક આનાકાની કર્યા પછી તેમની વાત સ્વીકારી. ગામલોકની જાહેર સભામાં કેટલાક અન્ત્યજો આવ્યા અને પછી એકલા અન્ત્યજોની સભા પણ જે મંડપમાં જાહેર સભા હતી તેમાં જ રાખવાનું ઠરાવ્યું. પણ દૂરના રહેઠાણથી તેઓ આવે એટલો વખત ન હોવાથી તેમના વાસમાં જ જઈને ગાંધીજી તેમને મળી આવ્યા.

## ગોધરાના અન્ત્યજો

કાલોલથી સાંજે ગોધરા જવા નીકળ્યા. બીજે દિવસે ગાંધીજીનો મૌનવાર હતો. કાલોલથી નીકળ્યા ત્યારથી જ મૌન શરૂ થઇ ગયું. ગોધરામાં અમે અન્ત્યજ શાળા—અથવા વધારે ખરૂં કહીએ તો ભંગીની શાળામાં ઉતર્યાં હતા. કારણ ભંગીનાં છોકરાં એ શાળામાં

આવે તેથી ઢેડનાં છોકરાં તેમાં નથી આવતાં ! ભંગીઓને આપણાથી અળગા રાખીને આપણે તેમની કેવી ખાનાખરાબી કરી છે તેનું અમને અહીં ભાન થયું ગાંધીજીનું તો મૌન હતું એટલે વલ્લભભાઇ તથા હું ભંગી વિદ્યાર્થીઓ સાથે વાતે વળગ્યા. બીડી તો લગભગ દરેક છોકરો પીયે જ, પણ દારૂ જેણે ન ચાખ્યો હોય એવા પણ વીસ છોકરાના વર્ગમાંથી અમને બે જ મળ્યા. માંસ તો બધા જ છોકરાઓને ખાવું પડે, અને તેય હલાલ કરેલું નહિ પણ મડદાલ. માંસ ખાવાની છોકરાઓ ના પાડે તો તેમને તેમનાં માબાપ મારે. એકેક છોકરાએ ભૂખ્યા રહેવાનો અખતરો ચલાવેલો, પણ રોજ ભૂખ્યાયે કેમ રહેવાય ? બીજું ખાવાનું તે પણ એઠવાડ. સાંજે આ લોક માગવા નીકળે તે ભીખ માગીને રાતે દસ સાડાદસ વાગ્યે ઘેર આવે ત્યારે છોકરાઓને વાળુ કરવાનું મળે, અને ઘેર રહે તેટલી ઘડી દારૂ પીને પુરુષો અને કેટલીક સ્ત્રીઓ મહોલ્લામાં આવી હોય તેમની ગાળાગાળી સાંભળવાની. હિન્દુ સમાજના જ એક અગત્યના અંગની આ દશા છે. સમાજશરીરનો આ સડો આપણે કાઢીયે નહિ ત્યાં સુધી આપણી ઉન્નતિ કેમ થાય ?

સોમવારે સાંજે મૌન છોડયા પછી ગાંધીજી ત્યાંનું રાષ્ટ્રીય વિનયમન્દિર જોવા ગયા અને ત્યાંથી ભંગીઓનો એક વાસ જોવા ગયા. વાસના મ્હોં આગળ જ ગામમાંથી કચરાની ગાડીઓ એ લોકો ભરી લાવે તેના મોટા ઢગલા પડેલા પાણીને માટે એક કૂવો—જેને કૂવાનું નામ પણ ન અપાય, કારણ તે કૂવો ન હતો પણ એક મોટો ખાડો જ ખોદેલો હતો—તેમાં ઉતરી વાડકે વાડકે અથવા પવાલે પવાલે પાણી ભરવાનું અને બીજે કે ત્રીજે ઉપરની માટીથી પૂરાઇ જાય એટલે ફરીથી ખોદવો પડે. અમને કહેવામાં આવ્યું કે આ વાસમાં તો આટલો પણ કૂવો છે, પણ બીજા વાસવાળા ભંગીઓને તો નદીએથી પાણી લાવવું પડે અથવા કોઇને પૈસા આપીને ઘડો બે ઘડા પાણી લેવું પડે ! ગોધરાની નદીમાં વળી પાણી ન મળે એટલે વીરડા ખોદીને તેમાંથી પાણી કાઢે. જે સમાજની તેઓ અનન્ય સેવા કરે છે તે સમાજ તેમને પોતાનું પાણી પણ ન વાપરવા દે પછી ચોકખા તે તેઓ શી રીતે રહી શકે? આ બધું જોઇને ગાંધીજીનું હૃદય ચચળી રહ્યું હતું. એટલે ગોધરાના ભાષણમાં અન્ત્યજોને સંબન્ધે જ તેઓ વધારે બોલ્યા. તેમણે ભાષણ શરૂ કરતાં જ જણાવ્યું:

**અસાધ્ય રોગ**

" આપણે આ સલ્તનતના, સામ્રાજ્યના, સરકારના ભંગી જેવા થઈ રહ્યાં છીયે તેનું મુખ્ય કારણ એ જ છે કે આપણા વૈષ્ણવો, શૈવો, પોતાને ચુસ્ત સનાતની હિન્દુ કહેવડાવનારાઓ ભંગીઓ તરફ પશુની રીતે વર્તે છે, તેમના ઉપર સિતમ ગુજારે છે. ભંગીઓ આપણા સહોદર છે, સગા ભાઇઓ છે. તેમની આપણે સેવા લઇયે છીયે અને પેટપૂરતો પગાર, પણ નથી આપતા એટલે તેમને એઠવાડમાંથી નિર્વાહ ચલાવવો પડે છે, સડેલું માંસ ખાવું પડે છે. સેવાનો વિચાર કરતાં મને લાગે છે કે વકીલ, ડાક્ટર કે કલેક્ટર ભંગી કરતાં સમાજની જરાયે વધારે સેવા કરતા નથી. તેમના કરતાં તો ભંગીની સેવા ક્યાંયે ચઢી જાય. ભંગી પોતાની સેવા કરવી મુકી દે તો સમાજની શી દશા થાય ? આપણા ઉપર

દુઃખ આવી પડયું છે તે આપણે અન્ત્યજો તરફ કરેલા પાપનો બદલો છે. આપણા પાપનું દુઃખ મુસલમાનો પણ આપણી સાથે રહ્યા એટલે તેમને ભોગવવું પડે છે. ભંગીઓને અડવામાં કેટલાક હિન્દુઓ શાસ્ત્રનો બાધ લાવે છે. પણ હું કહું છું કે કોઈ શાસ્ત્ર ભંગીઓને અડવું એ પાપ છે એમ કહેતું હોય તો તે અશાસ્ત્ર છે. શાસ્ત્ર એવું હોઇ જ નં શકે કે જે અક્કલની બહાર હોય, જે સત્ય ન હોય. બાકી શાસ્ત્રના અર્થ તો ગમે તેવા થઇ શકે. આપણે શાસ્ત્રને નામે શું નથી કરતા ? શાસ્ત્રને નામે બાવાઓ ભાંગ પીયે છે અને ગાંજો ફુંકે છે, શાસ્ત્રને નામે દેવીભક્તો માંસમદિરાનું સેવન કરે છે, શાસ્ત્રને નામે અનેક માણસો વ્યભિચાર કરે છે, શાસ્ત્રને નામે મદ્રાસ ઇલાકામાં કુમળી બાળાઓને વેશ્યાઓ બનાવવામાં આવે છે. આના કરતાં શાસ્ત્રનો બીજો શો અનર્થ હોઇ શકે ? હું મને પોતાને ચુસ્ત વૈષ્ણવ માનું છું, હું વર્ણાશ્રમધર્મને માનનારો છું. પણ હું કહું છું કે ભંગીને સ્પર્શ કરવામાં અભડાવું એ તો વર્ણાશ્રમધર્મની અતિશયતા છે, તેની ઉપર ચડેલો મેલ છે. ”

અપૂર્ણ ] નરહરિ પરીખ

---

તા. ૫-૫-૧૯૨૧

# પારસીઓની આશા કેમ રાખું છું ?

પારસીઓ જ્યારથી હિન્દુસ્તાનમાં વસ્યા છે ત્યારની જ તેઓએ પોતે હિન્દુઓ સાથે કરેલી શરતો ખાનદાનીપૂર્વક પાળી છે.

જ્યારે મુંબઇમાં બધા મૂંગા હતા ત્યારે પારસીઓએ મુંબઇનું મ્હોં ખોલ્યું.

પારસીઓએ ગુજરાતની સેવા કરી છે તે હમેશાં યાદ રહેશે.

ખબરદાર, મલબારી જેવા પારસીઓએ ગુજરાતી ભાષાની પણ સેવા કંઇ ઓછી કરી નથી.

પારસીઓએ કદી ધર્મનો ઝગડો કર્યો જ નથી અને પોતાનો ધર્મ સ્વતન્ત્રપણે પાળી શક્યા છે તેથી તેમણે પૂર્ણ સન્તોષ માન્યો છે.

પારસી સખાવતને તો કોઇની સખાવત જગતમાં પહોંચતી જ નથી.

પારસીમાં સારૂં જોવાની ને ઝીલવાની શક્તિ ઓછી નથી.

પારસી જેટલી નાની છતાં તેટલી જ પ્રખ્યાતિ પામેલી બીજી એકે કોમ દુનિયામાં નથી. તે ઉપરથી હું અનુમાન કરૂં છું કે તેમનાં ધર્મશાસ્ત્રો ઉંચી કોટિનાં છે; તે સરળ છે, બચ્ચું પણ સમજી શકે તેવાં છે.

પણ જો પારસી કોમ પોતાની પ્રાચીન મહત્તાની ચૂડી ઉપર નભવા ને ઝૂલવા ઇચ્છે તો મોટી ભૂલ કરે.

જેમ બીજાઓ તેમજ પારસી અત્યારે પશ્ચિમના ઝેરી પવનમા સપડાયા છે. તેમણે પ્રાચીન સાદગીનો ત્યાગ કરવો શરૂ કર્યો છે તેમનામા મોજશોખ વધતા જાય છે. કોમની પાસે પુષ્કળ પૈસો હોવાથી કંઇક બેદરકારી આવી જણાય છે નાની કોમ જેમ નીતિને પગલે ચાલતા તુરત ચડી શકે તેમ જ જો અનીતિનું પગલુ ભરે તો તુરત પડે પણ. ને જો પડે તો તેનો નાશ થતા વાર ન જ લાગે.

મારા પિતાની પાસે એક પારસી ગૃહસ્થ આવતા. તેમનો સમ્બન્ધ ઘણો નિકટ
૪ હતો હુ તે વેળા બાળક હતો. એદલજી શેઠને કેમ ભૂલું? જ્યારે મારા પિતાને મળવા આવે ત્યારે સાદાઈની જ વાત કરે તેમની પોતાની સાદાઈનો પાર ન હતો તેમને રાજકોટના બાજી ઠાકોર સાથે પણ સંબન્ધ હતો, તેમને પણ નકામા ખર્ચ સામે કે ડોળ સામે વાત કરતા એદલજી શેઠ અચકાય નહિ જેવી તેમની સાદાઈ તેવી જ તેમની હિમ્મત હતી ને તેવી જ તેમની ખાનદાની હતી. ત્યારથી હું સમજતો આવ્યો છુ કે પારસી કોમ ધારે તો ઘણું કરી શકે, ઘણું આપી શકે. મારો વિશ્વાસ છે કે પારસી કોમ આ ઝેરી પવનમાથી બચી જશે, તેનુ સાહસ, તેનો ધર્મ તેને બચાવશે. હિન્દુસ્તાનમા હિન્દુસ્તાનના વતની તરીકે જેવી સેવા પહેલા કરી છે તેવી કરશે એમ મારો ભરોસો છે ઇશ્વર તેમને વિવેક, સદ્બુદ્ધિ ને હિમ્મત બક્ષો આ ધર્મયુદ્ધમા પારસીનો ભાગ તે ભાગ હો, તેમની ખાનદાની હિન્દુસ્તાનથી ભૂલાય તેમ નથી

---

## એક પારસી બહેનનું ઇનામ

જાપાનના રાજનગર યોકોહામાથી એક બહેન મહેરબાઈ ભેસાનીઆએ અતિ પ્રેમાળ કાગળ લખ્યો છે તે કેટલોક વખત મારી સાથે જ પડી રહ્યો. આને સારુ તે બહેનની હુ માફી માગું છુ. એ કાગળ કેટલીક મુદત પછી મે વાચ્યો પછી છાપવો કે નહિ એ વિચારમા ને બીજા વ્યવસાયમા રહી હું નિશ્ચય ન કરી શક્યો

ઇનામ કાઢવાથી સારા રાષ્ટ્રીય ગીત મળી શકે કે નહિ એ વિચારવા જેવુ મને લાગ્યુ છતા છેવટે એ નિર્ણય ઉપર આવ્યો કે અતિ શુદ્ધ ભાવના વાળો એક બહેનનો કાગળ મારે ન છાપવો એ યોગ્ય નહિ. તે બહેને વિચારેલું ઇનામ જાહેર

ન કરવું એ પણ મને ઠીક ન લાગ્યુ. તેથી તે કાગળ નીચે આપુ છુ. તેમાનો કેટલોક ભાગ મને જ લગતો હતો તે કાઢી નાખ્યો છે. કેટલાંક શબ્દો જ સુધાર્યા છે ને અંગ્રેજી ફકરાઓનો તરજુમો કર્યો છે. બાકીનો કાગળ જેવો ને તેવો જ આપું છુ. દૂર બેઠેલી એક બહેન આટલો રસ આ ધર્મયુદ્ધમાં લે છે એ હર્ષ પામવા યોગ્ય છે.

ઇનામની લાલચે તો નહિ પણ એક બહેને આટલે દૂરથી ઇચ્છા કરી છે એ ઇચ્છાને માન આપવા ખાતર કોઇને સરસ્વતી દેવી પ્રેરે ને ગુજરાતના કવિઓ પ્રયત્ન કરશે તો હું આભારી થઇશ. બધા કાવ્યો છેવટે ૩૦મી જૂન સુધીમા મળી જવા જોઇયે. એક જ વિષયને લગતું મારે કાવ્ય હશે તો બધું ઇનામ એક જ કવિને જશે. જો એકે કાવ્ય અમુક શ્રેણીનું નહિ હોય તો ઇનામ આપવામાં નહિ આવે. પરીક્ષકનું નામ હવે પછી જાહેર કરીશ.

## શ્રીમતી મહેરબાઇનો કાગળ

"આપનું 'નવજીવન' સાત સાગર ઓળંગતુ મારે માટે પ્રેમ, શીખ, હામ અને રંજના સંદેશા ચાલુ લાવે છે, પણ મારે અફસોસ સાથ લખવુ પડે છે કે 'જુનાજીવન' ને આપણા હીંદી ભાઇઓ એવી ચુસ્તતાથી ચાહે છે કે 'નવજીવન' પર આડી નજર કરવી એબી તેઓને મન 'જુનાજીવન' ને બેવફા થવા બરાબર છે.

આપના 'નવજીવન' મા તમો દિવાળી વિષે વેપારી ભાઇઓને સુચના આપો છો તે અતરે કેટલી મોંઘી આવી તેનો ખ્યાલ કરે છું ત્યારે અફસોસ છુટે છે. અતરે હીંદી પહેડીએ ફુલપાન લાઇટ પછવાડે ૫૦૦૦ થી ૬૦૦૦ યનનો ધુમાડો ઉરાડયો છે.

અસહકાર હાસ્યમનકનું પગરણુ ઓળંગી ગયુ છે એ ખુશખબરથી ઘણીક ફીકરો ટળી ગઇ છે જ્યારે ઘણીક આંખ સામુ તરી આવે છે અને તેનો હું ગંભીરાઇથી વીચાર કરતી હતી તેટલા સહકારીઓનો મેનીફેસ્ટો નજરે પડયો અને બાઇબલ સાભરી આવ્યું

મોઝીસ જ્યારે ઇસરાયલોને ઇજીપ્તની ગુલામગીરીમાથી ખુદાઇ બસારતે છોડવવા મથે છે ત્યારે ગુલામગીરીમા જમાનોથી દબાયલા એ બીચારાઓ પણ ઇજીપસીઅન લશ્કરને પૂઠ આવતુ જોઇને મોઝીસને એમજ કહે છે

'અમે આ જંગલમા મરી ફીટીયે તેના કરતા તો ઇજીપ્તની સરકારની ગુલામી કરીયે એ વધારે સારૂ છે !!!'

ગુલામગીરીમાં મળતા શાતી અને એસઆરામનો મોહ છોડી કાંટાં અને સ્કુલો વગરના જંગલી દીંદમા ભટકવું એઓને કેમ ગમે ? એ પશ્ચીમની મોહીનીને વશ થવાને મોઝીસના જેવો કીરતારપરનો વિશ્વાસ હવાંથીજ હોય ?

મોઝીસે કહેલું:

"જીહોવા (ઇશ્વર) તમારે ખાતર ઝુઝસે. તમે શાંત રહેજો."

ઇશ્વરની સાહ્ય વગર આપણા જેવા એવા બળવાન બળ અને ઇચ્છા છતાં મહાન કાર્યો કદી થયા નથી તો પછી સત્યતા અને ઇનસાફની આ લડતનું પોલીટીક સ્વરૂપને ધર્મનાં સ્વરૂપમાં ફેરવી નાખવાને હરકત શું છે ?

ખુદા અને ધર્મના નામ પર મરવાવાવાળી હિંદની પ્રજાને આ પશ્ચિમનો નવો વાયુ કંઇ ધ્યાનમાં આવવાનો છે ? વળી ભાષણો સાંભળીને ઘર ગયા પછી પોલીટીક્સની ઉત્તેજના કેટલીકવાર ટકી રહેસે ?

ધર્મ અને દેશ ભક્તીના ગાયનો એઓની જીંદગીમાં આનંદ અને મીઠાસ લાવી શકે એમ ધારી અને નવજીવનમા પણ તમોએ અનેકવાર મેળાવડાઓમાં થતી ગડબડ લોકપ્રીય ગાયનોથી અટકાવી શકાય એવી સુચના કીધી હતી તે ધ્યાનમાં લઇ આ સાથ ૨૨૫) રૂ. ની હુંડી બીડું છુ નીચલી સરતોએ દર રૂ. ૭૫) નાં ત્રણ ઇનામ આપવાનું 'નવજીવન'માં પ્રગટ કરવાને જો તમે એકમત થસો તો હું ખુસી થઇસ. પણ જો એ રકમ બીજા વધારે ઉપયોગી કામ માટે આપ વાપરી શકો એમ હોય તો મારા જીવને વધારે ખુસાલી થસે.

ગીત ૧લું—ખુદાની સ્તુતી બનતાં સુધી દરેક ધર્મનાં ખુદાનાં નામો આમેજ કરવાં;

બાઈબલ, અવસ્તા, ગીતા અને કુરાનની સાહદતોથી ખુદા સદા ઇન્સાફ અને સત્યતાની પક્ષમાં લડનારને સાહ્ય થાય છે તે બતાવવું;

ધર્મને આધારે આ હીંદના કટોકટીના વખતમાં હીંદપુત્રને અપીલ,

ખુદાની લહેરમાં જાનનીસાર કરવા તઈઆર થયલી પ્રજાની ભગવાનને સાહ્યતા માટે અપીલ;

એ બાબદો આપવી જોઇએ.

ગીત ૨જું—લોકમાન્યની જીંદગી પરથી મળતો બોધ, અને હિંદપ્રજા હાલ એ મરહુમ રૂસીનેજ પગલે ચાલવા જાનસદકે કરવા બી તઇઆર થસે એવો હીંદી પ્રજા તરફથી લોકમાન્યને સંદેશો;

ગીત ૩જું—સહકારીઓની અરજુના સાથ સરખામણી અને અરજુનાને સંબોધીને કીષ્ણએ કહેલા શબ્દોમાં સહકારીઓને અપીલ

'તારા હૃદયનું દૌર્બલ્ય

છોડીને હે પરંતપ ! ઉઠ '

મારાં અશુદ્ધ અને કંગાલ ગુજરાતી માટે તમારૂં દયાળું જીગર રૂઠા નહી મગર મોટા મનથીજ જોશો એવી આસા છે. હીંદી બની અંગ્રેજી લખવા કરતાં જેવું તેવું પણ ગુજરાતીજ લખેલ આપને પ્રીય થઇ પડેસે એવી આસાથી લખ્યું છે

તા. ૫-૫-૧૯૨૧

અને છેલ્લે હજારો માઈલ દૂરથી પણ મારા હજારો નમસ્કાર. અલ્લાહો અકબર! બંદેમાતરમ ! હિન્દુ મુસલમાન પારસીની જય! તમારી સત્યતા અને ઇનસાફની લડતની જય! ખુદા હાફેઝ!

મહેરબાઈ ફ. ભેસાનીઆ

---

# નવસારીના પારસીઓ આગળ

**બહેનો અને ભાઇઓ,**

નવસારીમાં આ મારી પહેલી મુલાકાત નથી. સને ૧૯૧૫ની સાલમાં હું ઘૂમતો હતો ત્યારે એક દિવસ અહીં આવી ગયેલો. પરન્તુ તે સમય જુદો હતો અને આજનો[1] સમય જુદો છે. બન્નેમાં બહુ મોટો ભેદ છે. આજે તો નવો યુગ વર્તી રહ્યો છે. એ યુગની પ્રવૃત્તિનું કેવું પરિણામ આવશે તથા જગતની અંદર આપણી કેવી કસોટી થશે તે તો ઇશ્વર જાણે. આપણે ધારીએ ગમે તે, પણ તે પાર પાડવું કે નહિ એ ઇશ્વરના હાથની બાજી છે. તેથી જ કહેવાય છે કે માણસ ધારે ગમે તેટલું પણ કરનારો તો ઇશ્વર છે.

### ધર્મરાજ્ય કે અધર્મરાજ્ય

મારા જેવો માણસ પ્રજામાં દેખાતા જુસ્સાથી, પ્રજાની પ્રતિજ્ઞાઓથી ભોળવાઈ જઈ વિશ્વાસ રાખે કે એક વર્ષની અંદર ધર્મરાજ્ય સ્થાપશે, સ્વરાજ્ય સ્થપાશે; પણ કોને ખબર છે કે આપણે જે સ્થાપીશું તે ધર્મરાજ્ય હશે કે અધર્મરાજ્ય હશે? આપણું સ્વરાજ્ય તે રાક્ષસી રાજ્ય હશે કે રામરાજ્ય હશે તે અત્યારે કોને ખબર છે? પરન્તુ મારો આત્મા તો સાક્ષી પૂરે છે કે આપણી ગતિ ધર્મ તરફ છે. હિસાબ કાઢતાં એવો જવાબ આવે છે કે છેલ્લા પાંચ અથવા છ મહિનામાં જે વેગથી આપણે કામ કર્યું છે તે જ વેગથી કામ કરીશું તો બાકીના છ મહિનામાં જરૂર ધર્મરાજ્ય સ્થાપી શકીશું.

### મહારાજા ગાયકવાડની હદમાં

મને ભાન છે કે અત્યારે હું બ્રિટિશ હદમાં નથી. હું મહારાજા ગાયકવાડની હદમાં બેઠો રહીને બોલું છું. પણ હું જે ટીકાઓ કરવાનો છું તે સામાન્ય છે. મારું કાર્ય બ્રિટિશ અને દેશી બન્ને રાજ્યને સારુ સરખું છે. બન્ને જગાએ ધાર્મિક ભાવના દાખલ કરવી, બન્ને જગાએથી મેલ હોય તે કાઢી નાંખવો એ તો ઈષ્ટ જ છે.

[1] પરન્તુ બ્રિટિશ હદમાં મારે જે કેટલીક ટીકાઓ કરવી પડે છે, કેટલાંક કાર્યો કરવાની સલાહ આપવી પડે છે તે હું જાણું છું કે અહીં પ્રસ્તુત ન હોય. એટલે મારે જે સામાન્યપણે કહેવાનું છે તે જ કહીશ.

## પારસીઓનું ધામ

નવસારી આવવાનો મારો હેતુ ખાસ કરીને તો પારસીઓના આ મથકમાં આવીને પારસી બહેનો અને ભાઈઓનાં દર્શન કરું અને તેમને બે શબ્દ કહું એ છે. નવસારી પારસીઓનું મોટું મથક છે. મુંબઈ પારસીઓનું મથક છે. પણ મુંબઈ એકલા પારસીઓનું નહિ કહેવાય મુંબઈ તો અંગ્રેજીમાં જેને 'કૉસ્મૉપોલિટન' કહે છે એવું શહેર છે. મુંબઈ જગન્નાથપુરી જેવું છે, જોકે જગન્નાથપુરી તો તે પવિત્ર હોય તો જ તેને કહી શકાય; અને હું મુંબઈને પવિત્ર માનવા તૈયાર નથી. પારસીઓનું ખરું ધામ નવસારી જ છે.

## પારસીઓ પ્રત્યે મારું ઋણ

મહુર્મ દાદાભાઈ નવરોજીની આ જન્મભૂમિ છે. હું તેમના ઘરમાં જઈ આવ્યો મારે માટે તો એ યાત્રાનું સ્થાન છે. પણ તેમના ઉપરાંત મારો સંબંધ પારસી બહેનો અને ભાઈઓ સાથે કેટલો નિકટ છે તે મેં મારા પારસી પ્રત્યેના જાહેર પત્રમાં થોડું જણાવ્યું છે. તેમાંયે મેં મારાં બધાં સુન્દર સ્મરણો નથી આપ્યાં. તેને માટે તેમાં જગા ન હતી. તેમનાં સ્મરણો એવાં સુન્દર છે અને તેમની સાથેનો મારો સંબંધ એવો નિકટ છે કે હું તેમના ઋણ નીચે—કરજ નીચે છું. મેં એ મારું કરજ ભરવા એ કાગળ લખ્યો હતો. જે પ્રેમ પારસીઓએ મારા ઉપર હિન્દુસ્તાનમાં, વિલાયતમાં, દક્ષિણ આફ્રિકામાં, ઝાંઝીબારમાં, એડનમાં બતાવેલો છે એ હું વિસરી શકું એમ નથી. મારા પોતા વિષે હું એટલું તો ખાતરીથી કહું છું કે હું નગુણો નથી. મારા ઉપર કરેલા ઉપકારની હું કિંમત આંકી શકું છું, અને તેથી જ આ જંગી પ્રવૃત્તિ ચાલી રહી છે તેમાં પારસીઓ અલગ રહે તો અથવા તટસ્થ રહે તોપણ મને દુઃખ થાય.

મને પારસીઓને વિષે પ્રેમ છે, તેમની શક્તિને વિષે માન છે, તેમની બુદ્ધિનો મને અનુભવ છે, તેમની કાર્યદક્ષતાનું મને જ્ઞાન છે. તે ઉપરથી હું માનું છું કે આ પ્રવૃત્તિથી તેઓ મુક્ત ન રહી શકે. પારસીઓ આ પ્રવૃત્તિથી અલગ રહે અથવા અસહકારી ન થાય તો મને જરૂર દુઃખ થાય

## પારસીઓનાં સાહસ અને ઉદારતા

પારસીઓમાં વણિકવૃત્તિ છે. આખી દુનિયાના વ્યાપારીઓમાં કોઈથી વ્યાપારની દક્ષિણામાં તેઓ ઉતરે એમ નથી. પારસી કોમ ભારે સાહસી છે. એંશી હજાર અથવા લાખ માણસની તમારી કોમની કીર્તિ આખા જગતમાં તમારા સાહસથી ફેલાયલી છે. તમે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તમારી બુદ્ધિ અને શક્તિનો ચમત્કાર તમે દાખવ્યો છે. ઉદારતામાં પારસી કોમનો કોઈ મુકાબલો કરી શકે એમ નથી. પારસી કોમે જેટલું ધન જગતના ભલા ખાતર આપ્યું છે તેટલું બીજા કોઈએ નથી આપ્યું. ઍન્ડ્રુઝ મૅગ્રે આખા 'જગતની કોમોના સખાવતના આંકડા કાઢી બતાવી આપ્યું છે કે વસ્તીના પ્રમાણમાં પારસીઓની સખાવત

સહુથી વધે એમ છે. હિન્દુ કોમે બહુ આપ્યું છે," પણ હિન્દુ કોમ તો મહાસાગર છે અને તેમની સખાવત એ મહાસાગરમાં બિન્દુ સમાન ગણાય. મુસલમાનોએ પણ સખાવતો કરેલી છે, ખ્રિસ્તીઓની સખાવતો પણ પ્રસિદ્ધ છે; છતાં કાંઇ પણ સરખામણી યહુદીઓની સખાવત સાથે જ થઈ શકે એમ છે, અને તેમાં પારસીઓ ચડે છે. વળી પારસીઓની સખાવતો સહુને માટે છે. એવી કોમ જો પોતાની શક્તિનો સદુપયોગ કરે તો દુનિયાનું ભલું જ કરી શકે.

## હિન્દ સાથેનું સગપણ

પણ હિન્દુસ્તાન સાથે તો તેમનો ખાસ સંબંધ છે. હિન્દુસ્તાને પારસીઓને કટોકટીને વખતે સંઘર્યા છે. તેથી હિન્દે કાંઇ ખોયું નથી. તેમને સ્થાન આપીને હિન્દુ કોમે અને હિન્દુસ્તાને લાભ જ ઉઠાવ્યો છે. પારસીઓએ પણ લાભ ઉઠાવ્યો છે. હિન્દુસ્તાનમાં હિન્દી કહેવડાવીને તેઓ અભિમાન લઇ શકે છે. પારસીઓએ અહીં આવીને લીધું છે અને દીધું છે. મેં તેમની તરફથી મોટી આશાઓ રાખી છે. તેઓ આ નવા યુગની પ્રવૃત્તિમાં તેમની ઉદારતાથી થોડો ફાળો નહિ આપે એવી મારી ખાતરી છે. હું તેમની પાસેથી માત્ર પૈસાની અથવા બુદ્ધિની મદદનો ફાળો નથી માગતો. તે ફાળો તો તેઓ આપશે જ; પણ હું તો તેમની ખરા દિલની લાગણીનો ફાળો માગું છું, ધાર્મિક લાગણીનો ફાળો માગું છું. તમે જે પયગમ્બરને માનો છો તેના ફરમાનને યાદ કરો. મેં તમારાં ધર્મપુસ્તકો ગુજરાતીમાં તથા અંગ્રેજીમાં મળી શકે એટલાં વાંચ્યાં છે. હું વેદ કે ઉપનિષદ્ વાંચતો હોઉં અથવા ગીતાજી વાંચતો હોઉં એમ મને લાગેલું છે. કેટલાક પારસી લેખકોએ જરથોસ્તનાં કથનોની ઉપનિષદ્ સાથે સરખામણી કરેલી છે. જરથોસ્તનાં ફરમાનોમાં અને બીજા ધર્મનાં ફરમાનોમાં ઘણું સરખાપણું છે. તેથી મારી ખાતરી છે કે પારસીઓ ધાર્મિક ફાળો દેશે.

## બુદ્ધિવાદથી જગત નહિ ચાલે

જગત કાંઈ બુદ્ધિથી ચાલતું નથી, હૃદયથી ચાલે છે. આ જગતમાં બુદ્ધિ રાજ્ય નહિ કરે પણ આત્મા રાજ્ય કરશે. આત્મા રાજ્ય કરશે એટલે સદાચાર રાજ્ય કરશે. અત્યારે સદાચાર નથી એમ હું નથી કહેવા માગતો, પણ અહીં હું સદાચાર ખાસ અર્થમાં વાપરું છું. સદાચાર એટલે ધર્માચાર.

## પૂર્વ અને પશ્ચિમનો મુકાબલો

ઇરાન પૂર્વનો મુલક છે. અત્યારે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે મુકાબલો ચાલી રહ્યો છે. પશ્ચિમમાંથી આપણા ઉપર ભારે વંટોળીઆનો ધસારો આવ્યો છે. આપણે કાં તો તેમાં ઘસડાઇયે, કાં તો દૃઢતાથી સામે થઈ આપણે તેને પાછો વાળીયે. એ વંટોળીઆનું નામ છે જડવાદ, અથવા પૈસાને પરમેશ્વર માનવાનો વાદ. આપણે એની સામે નહિ થઇએ અને નકલ કરવામાં ફસાઈશું તો જડવાદી બનીશું. પૈસાને પરમેશ્વર માનીશું તો નાશ પામીશું.

## પારસીઓને ચેતવણી

તમારી આટલી સ્તુતિ કર્યા પછી મને લાગે છે કે તમને ચેતવણીના બે બોલ કહેવાની મારી ફરજ છે. તમારી કોમ અંગ્રેજી સસ્તુતરથી છેતરાઈને કદાચ પશ્ચિમના વાયુમાં ઘસડાઈ જાય તો તે અસંભવિત નથી. પારસીઓની માદરી જબાન ગુજરાતી છે. તેમની વસ્તી મુખ્યત્વે ગુજરાતમા છે એટલે તેઓ ગુજરાતી જ છે. છતાં એક પારસી બહેને મને થોડા દિવસ ઉપર લખ્યું છે કે અમારા પારસી ભાઇઓ પોતાને અંગ્રેજી નથી આવડતું એમ કહેવામાં મોટાઈ માને છે. ગુજરાતી હું ભૂલી ગયો છું એમ કહેવામાં મોટાઇ માને છે. એટલું જ નહિ પણ અંગ્રેજી ઢબો વગેરે માટે તેઓ ખાસ ચોકસાઈ રાખવામાં ઘણો કાળ ગુમાવે છે. કેટલીક પારસી બહેનો મને આ કામમાં બહુ મદદ કરે છે. તેમને હું ગુજરાતીમા લખવાનું કહું છું ત્યારે તેઓ મારાથી શરમાય છે અને કહે છે કે અમે ગુજરાતીમાં નથી લખી શકતી. આ કોમની દીન દશા સૂચવે છે

## અંગ્રેજી ભાષા

અંગ્રેજી ભાષા આજકાલનો વાયુ છે. મારો તેના પ્રત્યે તિરસ્કાર નથી. પણ એ ભાષા શીખવી એ જુદી વસ્તુ છે અને તેને માદરી જબાન બનાવવી એ જુદી વસ્તુ છે. રાજકારણી ભાષા અથવા વ્યાપારની ભાષા ઉપરાંત અંગ્રેજીનું બીજું સ્થાન નથી પણ પારસીઓ જો તેને પોતાની માદરી જબાન કરે તો તેમનું અને હિન્દુસ્તાનનું દુર્ભાગ્ય છે. જો તમો તેને વળગશો તો પશ્ચિમના ગુલામ થઇને જ રહેશો, તમારા પ્રાચીન પયગમ્બરનું ચમત્કારી શિક્ષણ ભૂલશો.

## યૂરોપ જીસસને ભૂલ્યું છે

યૂરોપની પ્રજાઓ ખ્રિસ્તી કહેવાય છે, પણ ખ્રિસ્તનું ફરમાન તેઓ ભૂલ્યા છે ભલે તેઓ બાઇબલ વાંચે, ભલે હિબ્રુનો અભ્યાસ કરે, પણ તેના ફરમાનો પ્રમાણે તેઓ આચરણ કરતા નથી. પશ્ચિમનો વાયુ જીસસનાં ફરમાનોનો વિરોધી છે. તેઓ જીસસને પણ ભૂલ્યા છે

## પારસીઓને સન્દેશો

પારસી ભાઇઓને આ મારો સન્દેશો છે. અહીં ઘણા પારસીઓ ન આવ્યા હોય તો જે આવ્યા છે તેમને મારી વિનન્તિ છે કે આવતી કાલે મારો આ સન્દેશો તેઓ ઘેરઘેર પહોચાડે: તમે ઓછા જેટલા છો તેથી તમારે ક્ષોભ પામવાનું કારણ નથી સંખ્યા મહત્ત્વની વસ્તુ નથી ગુણ સંખ્યામા નથી, પણ માણસાઇમા છે, બહાદુરીમાં છે, હિમ્મતમા છે પચાસ હજાર ખોટા સીક્કા હશે તો તેની કાઇ કિંમત નથી પણ એક ખરા સીક્કાની કિંમત એવે તેટલા ખોટા સીક્કાથી વધારે છે. માટે જો પારસીઓ ખરા સીક્કા હોય તો તેઓ દુનિયાને પોતાનો હિસાબ આપી શકે છે. તેમની પાસેથી હું આશા રાખું છુ કે તેઓ ખરા સીક્કા નીવડશે.

તા. ૫-૫-૧૯૨૧

તમે પશ્ચિમના પવનમાં ચસડાશો, મોજશોખના ભીખારી બનશો, એશઆરામમાં મશગુલ થશો, પૈસાના પૂજારી બનશો તો ખુદાઇને ભૂલશો; અને જો જરથોસ્તના ઉપદેશને ભૂલશો તો જે વસ્તુ માટે તમે પંકાયા છો તે ખોશો, મણિને ખોઇને કાંકરા લઇ બેસશો."

પારસીઓમાં ઘણા લખપતિઓ થઇ ગયા છે. તેઓ આટઆટલું કમાયા છતાં સાદાઇને તેમણે નહોતી છોડી, તેમણે તેમનાં હૃદય સાફ રાખ્યાં હતાં, તેઓ ખુદાને નહોતા ભૂલ્યા. પરન્તુ આધુનિક જમાનાનાં પારસી બહેનો અને ભાઇઓને વિષે મને કાંઇક શંકા થાય છે. મને ભય રહે છે કે રખેને તેઓ યૂરોપની મોહિનીમાં લુબ્ધ થઇ પ્રાચીન વારસો ખોઇ બેસે.

### શરાબખાનાં તોડો

મેં તમને બહુ કહ્યું. અત્યારે તમે આખા અસહકારમાં દાખલ ન થાઓ તો કંઈ નહિ, પણ એક વસ્તુમાં હું તમારી ખાસ મદદ માગું છું. શરાબખાનામાંથી પૈસા કમાવાનો વિચાર તમે છોડી દો તો તમારો મોટો ઉપકાર થશે. એકલા પારસીઓ જ શરાબખાનાં ચલાવે છે એમ નથી. હિન્દુ પણ ચલાવે છે, અનાવલા બ્રાહ્મણો પણ ચલાવે છે, મુસલમાનો પણ તેમાં પડેલા છે. પંજાબમાં બહાદુર ગુરુ ગોવિન્દસિંહના અનુયાયી શીખ લોકોના હાથમાં પણ દારૂનાં કારખાનાં છે. તે સહુને હું વીનવી રહ્યો છું. પણ પારસી કોમ નાની હોઇ તેમને માટે આ કામ કરવું સહેલું છે. હિન્દુસ્તાનમાં ઠેરઠેકાણે પારસી ભાઇઓના હાથમાં શરાબખાનાં છે. સ્વરાજનું પહેલું કામ એ છે કે દેશમાં શરાબખાનાં ન હોય, દારૂ ગાળવાનાં મોટાં કારખાનાં ન હોય. કોઇ કોઈ જગ્યાએ દવાને માટે દારૂનાં નાનાં કારખાનાં ભલે હોય. પણ તે અફીણ કે સોમલની જેમ રહે. સોમલની દુકાનો ઠેકઠેકાણે નથી હોતી. તે મેળવવું અઘરું છે છતાં કેમિસ્ટની દુકાને તે મળી શકે છે. તેમ દારૂ પણ મળવો અઘરો હોવો જોઇયે.

### પારસી બહેનો અને સ્વદેશી

હું સ્વદેશીની જંગી ચળવળમાં પારસીઓની મદદ માગું છું. તમે જાણીને રાજી થશો કે એક પારસી બહેને શુદ્ધ સ્વદેશી ચાળીસ સાડીઓનો ઑર્ડર આપ્યો છે. મદ્રાસમાં હાથના કાંતેલા સુતરની ઝીણી સાડીઓ વણાઇ શકે છે. પારસી બહેનોને થોડો શોખ પણ જોઇયે તો તેમને પોસાય એવી સાડીઓ બેઝવાડામાં બની શકે છે.

કેટલીક પારસી બહેનોએ સ્વદેશી ધારણ કર્યું છે. પરન્તુ હું તો લોભી રહ્યો, કંજુસ રહ્યો. એટલે એ નાની આખી કોમમાં ઉજ્જ્વળતા જોવામાં ન આવે ત્યાં સુધી મને આનન્દ ન થાય. તમે રેશમી વસ્ત્રમાં શોભા માનો છો, પણ તમે પોતાને અને હિન્દુસ્તાનને ખરેખર તો ખાદી પહેરીને જ શોભાવી શકશો. ઘણા હિન્દુઓ હજી ખાદી નથી પહેરતા, મુસલમાનો નથી પહેરતા. પણ બીજાનો દાખલો તમે ન લેજો. બીજા ભૂલા થાય તેથી આપણે ભૂલા થવાની જરૂર નથી. તમારી કોમ કરોડો હિન્દુમુસલમાનને દાખલો આપી

શકે છે. જ્યારે સુરતના એક હાથવણાટના કારખાનામાં હું ગયો ત્યારે મને આનંદ થયો કે એક પારસી ભાઈ સ્વદેશીમાં કાંઇક મદદ આપી રહ્યા છે. પણ હું તેટલાથી રાજી થાઉં એમ નથી. તમે તમારા દરેક ઘરમાં રેંટીયાને સ્થાન આપો. તમે પારસી બહેનો ઘણું બારીક કાંતી શકો એમ છો. તમે તમારી સ્ત્રીઓ માટે બારીક સૂતર કાંતો છો. એ તમારી શક્તિ હિન્દુસ્તાનને અર્પણ કરો.

---

# ૧ ગાંધીજી ગુજરાતમાં

[ પૃ. ૧૦૩૩થી ચાલુ ]

### ઝીણા ઝીણા અવિવેક

ગોધરાથી રાતે પંજાબ મેલમાં નીકળી મંગળવારે સવારે સુરત પહોંચ્યા. ખેડા અને પંચમહાલ જીલ્લાને મુકાબલે સુરતની વ્યવસ્થા બહુ ભારે ગણાય. સ્વયંસેવકોની તાલીમ સારી હતી. શણગારમાં જોકે શુદ્ધ સ્વદેશીના શણગાર તો ન જ હતા છતાં ગાંડાઈ નહોતી દેખાતી. અહીં મને કાલોલના શણગારની એક મૂર્ખાઇ યાદ આવે છે. કાલોલમાં લોકોએ જુદી જુદી વસ્તુઓનાં તોરણ બાંધેલાં. તેમાં એક જણે સીગારની સીગારેટની ડબ્બીઓનું જ તોરણ કરેલું! અને મૂર્ખાઈની હદ તો ત્યાં વળી કે કાલોલના કોઈ કવિએ દુર્વ્યસનોની અટકાયત નબન્વે કઇ કાવ્યસંગ્રહ છપાવેલો તેની જાહેરખબર બરાબર આ તોરણ નીચે! જેને માન આપવા સારુ આપણે આટલા ઉલટભેર ઉછળીયે છીએ તેને શું ગમશે શું નહિ તેનો પણ વિચાર કરવા આપણે રોકાતા નથી! સુરતની પણ આટલી સુન્દર વ્યવસ્થા હોવા છતાં તેમાં એક શરતચૂક તો અમારું ધ્યાન ખેંચી જ રહી હતી. સ્થળે સ્થળે ગાંધીજીને માન આપવાની ગોઠવણો હતી, તેમાં કેટલીક જગાએ વિલાયતી વાજાં પણ રાખેલાં હતાં. અને તેમાંનાં ઘણાંખરાં 'ગૉડ સેવ ધ કિંગ' જ વગાડી રહ્યાં હતાં! છેક ઝીણી ઝીણી બાબતોમાં પણ કેટલું પરદેશી તત્ત્વ આપણામાં ઘુસી ગયું છે તેનો આ પૂરાવો છે અને તે કાઢવા સારુ આપણે કેટલા જાગતા રહેવાની જરૂર છે તેનો એ ખ્યાલ આપે છે.

### સુરત મ્યુનિસિપાલિટીનું માનપત્ર

સુરતમાં ઉતર્યા કે તરત મ્યુનિસિપાલિટી તરફના માનપત્રના મેળાવડામાં મ્યુનિસિપલ હૉલમાં જવાનું હતું. ગાંધીજીને આપવાનું માનપત્ર સુન્દર ત્રાંબાના પતરા ઉપર કોતરેલું અને ધાતુદાર ખોખામાં ગોઠવેલું હતું. પતરાની એક બાજુએ રેંટીયાનું ચિત્ર હતું અને બીજી બાજુએ બુદ્ધ ભગવાનનું ચિત્ર હતું. શરૂઆત 'अक्रोधेन जिने क्रोधम्' વાળા પ્રખ્યાત શ્લોકથી કરવામાં આવી હતી. માનપત્રનો જવાબ વાળતાં ગાંધીજીએ જણાવ્યું:

તા. ૫-૫-૧૯૨૧

"મારે કહેવું જોઈએ કે જેમ પૌષ્ટિક પદાર્થ દરેક માણસ ખાઈ કે હજમ નથી કરી શકતો તેમ જ મારે માટે વાપરેલાં પૌષ્ટિક વિશેષણો હું હજમ કરી શકું કે નહિ તેની મને ખબર નથી પડતી. કોઈક દિવસ તેને માટે લાયક થાઉં ખરો. મારો એ દિશામાં પ્રયત્ન છે. હું પ્રયત્ન કરી રહ્યો છું કે ક્રોધને અક્રોધથી જીતું, અસત્યને સત્યથી જીતું અને એમ કરતો કરતો મરી જાઉં. પણ અત્યારે તો તમે વાપર્યાં છે તે વિશેષણોનો મારે માટે ઉપયોગ ન થઈ શકે. આ વિશેષણો સાંભળીને હું બેદરકાર બનું કે ઉદ્ધત થાઉં અને એમ માની લઉં કે પ્રજાએ મને એવો કહ્યો એટલે હું લાયક થઈ ગયો તો તે જ દિવસથી મારો અધઃપાત શરૂ થાય. મારો પુરુષાર્થ મારી નમ્રતામાં છે, મર્યાદાનું ઉલ્લંઘન ન કરવામાં છે. આટલી જાગૃતિ રાખીને હું મારું કાર્ય કરું તો જ મારે સારુ અને હિન્દુસ્તાનને માટે કુશળ છે.

### હળવો અસહકાર

"તમે મને માનપત્ર આપો છો એ દેશની ચમત્કારી જાગૃતિ સૂચવે છે. એનો અર્થ એ જ છે કે મ્યુનિસિપાલિટી પોતાનો હોદ્દો સમજી છે. મ્યુનિસિપાલિટીઓ મારફત દેશનું ઘણું કાર્ય કરવાની મેં આશા રાખી છે છતાં જે મહાસભાના ઠરાવોમાં મ્યુનિસિપાલિટીને અસહકારમાં નથી મેળવી તેનું કારણ એ જ છે તેમાં સરકારનો ગન્ધ છે, સ્પર્શ છે, પણ અત્યારે આપણી પાસે તો એક વસ્તુ પણ એવી નથી જેમાં સહકારનો સ્પર્શ ન હોય. એક ઘઉંનો દાણો ખાવામાં પણ સહકાર છે. અત્યારે આપણે તો એક બાળક પણ સમજી શકે એવો અસહકાર કરીએ છીએ. જો આપણે તીવ્ર અસહકાર કરી શકીએ તો એ વસ્તુ તો એવી ચમત્કારી છે કે એક દિવસમાં સ્વરાજ મેળવી શકીએ. પણ મેં તો દેશ જીરવી શકે તેટલો જ હળવો અસહકાર દેશ આગળ મુક્યો છે અને તેમાં દરેક મ્યુનિસિપાલિટી ભળી શકે છે. દેશની દરેક મ્યુનિસિપાલિટી આ વસ્તુ સમજી જાય અને પોતાની શક્તિ પ્રમાણે કાર્યની રચના કરી લે તો તે મારફત સ્વરાજ સહેજે મેળવી શકાય એમ છે.

### પરમથીયે પરમ પુરુષાર્થ

"મ્યુનિસિપાલિટી શું કરી શકે તે બાબત મારે એટલું જ કહેવાનું છે કે મહાસભાની સલાહ પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કરવાનું તમે જે વચન આપ્યું છે તે પાળો. અસ્પૃશ્યતાને દૂર કરવા માટે કમર કસીને તૈયાર થાઓ. રેંટીયાને મુકીને આ વાત મેં પહેલી કરી. રેંટીયા એ આપણો પરમ પુરુષાર્થ છે, પરન્તુ અસ્પૃશ્યતાની ગન્ધ પણ ન રહેવા દેવી એ તો હિંદુઓને માટે પરમથીયે પરમ પુરુષાર્થ છે. રેંટીયાપ્રવૃત્તિમાં કાર્ય કરવાનું છે, જ્યારે આમાં તો ભાવના જ બદલવાની છે

### પીઠ ઉપરનું પાઠું

"કાલે રાતે ગોધરામાં હું ભંગીવાડામાં ગયો હતો. ત્યાંની સ્થિતિ જોઈ મારું હૃદય બળવા લાગ્યું જે વસ્તુ નરી આંખે દેખી શકાય એવી છે તે હિન્દુઓ તેમની ચીબી આંખે

પણ કેમ નથી જોઈ શકતા, તેમની પીઠ ઉપર પાઠુ પડ્યું છે તેની તેમને કેમ ખબર નથી પડતી એ મને નવાઈ લાગે છે.

"તમે શહેરનો કચરો કાઢવા, લોકનું આરોગ્ય સંભાળવા, બાળકોને કેળવણી આપવા, રોગ અટકાવવા નીમાયલા છો. આ કામ ભંગીઓનો તમે ઉદ્ધાર કરશો તો જ તમારાથી બની શકશે. ઇંગ્લંડે બેલ્જીયમ જેવાં નાનાં રાજ્યોને માટે લડાઈ ઉપાડવાનું બહાનું બતાવી જેમ પોતાનો સ્વાર્થ સાધ્યો તેમ આપણે પણ આપણાં ખીસાં ભરવાનો વિચાર રાખીશુ તો આપણા સ્વરાજનો કાંઇ અર્થ નથી.

"આ સરકારને હું રાક્ષસી શુ કામ કહું છું? તેણે નબળાના રક્ષણ માટે તલવાર નહોતી ખેંચી, પણ તેના ભક્ષણ માટે ખેંચી હતી. આપણા સ્વરાજ્યમાં અથવા ધર્મરાજ્યમાં તો નબળાની સેવા કરવાની જ ભાવના રહેશે. આપણે શીતળતામય શુદ્ધ સ્વરાજ્ય મેળવવા તપશ્ચર્યા કરીયે ત્યારે જ ખરા સ્વરાજ્યવાદી કહેવાઇયે.

## ભંગીવાડા આપણે રહેવા લાયક કરો

"એટલે ભંગીઓનો ઉદ્ધાર એ તમારૂં પ્રથમ કર્તવ્ય છે. તેમનો વાસ સ્વચ્છ હોવો જોઇયે, તેમના ઘર સાફ હોવાં જોઇયે, તેમને માટે પાણીની સગવડ હોવી જોઇયે. હું હવે મને ભંગી તરીકે ઓળખાવું છું. હું તો ભંગીવાડામા રહેવામાં મોજ માણનારો રહ્યો. એ મારો ખરો વિલાસ છે. તેમનાં બાળકોને રમાડવામાં મારો આનન્દ છે. એટલે મારા જેવો માણસ ભંગીવાડામાં રહી શકે, સ્વાસ્થ્યના નિયમો જાળવી શકે એવી તેની સ્થિતિ ન થાય ત્યાં સુધી મ્યુનિસિપાલિટીએ પોતાની ફરજ બજાવી ન ગણાય."

## સુવર્ણમય યોજના

૨૨૧ ત્યારપછી રેંટીયા અને રાષ્ટ્રીય શાળા વિષે બોલતાં તેમણે જણાવ્યું હતુ કે "રાષ્ટ્રીય શાળા એટલે રેંટીયાશાળા એમ જ આપણે અત્યારે સમજવું જોઇયે 'કારણ કેળવણી તો એવી હોવી જોઇયે કે જેથી આપણને પોષણ મળે, આપણે સ્વતંત્ર થઇયે, તેજસ્વી બનીયે કેળવણીના સંબન્ધમાં મારી ભૂલ હવે હું સુધારૂં છું. જેવી સરકાર કેળવણી આપે છે તેવી જ આપણે આપવા પ્રયત્ન કરીશું તો આપણે પછડાઈ પડીશું આપણે તો જો આપણી પ્રજામાં શક્તિ રેડવા ઇચ્છતા હોઇયે તો રેંટીયો એ જ એક રામબાણ છે. રેંટીયો એ કેળવણીને માટે સુવર્ણમય યોજના છે. શાળામાં તમે રેંટીયો દાખલ કર્યો એટલે શાળા સારૂ તમારે ભિક્ષા નહિ માગવી પડે."

ત્યારપછી મ્યુનિસિપાલિટીના કામદારો, નોકરો તથા શિક્ષકોને પગાર સામું ન જોતાં પ્રામાણિકપણે પોતાના કાર્યો કરી તે રીતે સ્વરાજ ફાળામાં મદદ કરવાનો બોધ આપ્યો

### સ્ત્રીઓનો ઉત્સાહ

સુરતમાં બપોરે પ્રાન્તિક સમિતિની સભા હતી અને ત્યારપછી સ્ત્રીઓની સભા હતી. સ્ત્રીઓની સભામાં બંગડીઓ અને વીંટીઓનો વરસાદ વરસ્યો. એક બાઇએ આવીને કહ્યું કે મારા બે છોકરા છે તેમને આજથી હું દેશસેવામાં અર્પણ કરીશ. સુરતમાં શ્રીમતી સરોજિની નાયડુ અમારી સાથે જોડાયાં હતાં.

સ્ત્રીઓની સભા પછી અમે ઓરપાડ અને રાંદેર જઈ આવ્યા. ઓરપાડની સભા લગભગ ચાર વાગ્યે થઇ હતી. લોકોને તડકામાં જ બેસવાનું હતું અને ગામપરગામથી ઘણા લોક આવ્યા હતા છતાં શાન્તિ અદ્ભુત જળવાઈ હતી અને સ્વરાજ ફાળામાં ઉઘરાણું પણ ઠીક થયું હતું. રાંદેરના લૂખા અનુભવ વિષે ગાંધીજી લખી ચુક્યા છે.

### વાવટા પર માનપત્ર

રાતે સુરતમાં તિલક મેદાનમાં જાહેરસભા હતી. લગભગ ૨૦ થી ૨૫ હજાર માણસ હશે. પણ વ્યવસ્થા એટલી સુન્દર હતી કે બધા સારી રીતે સાંભળી શકે વચમાં વ્યાખ્યાન માટે માંચડો ઉભો કરવામાં આવ્યો હતો અને ચોતરફ જવા આવવાના રસ્તા રાખેલા હતા. સ્વયંસેવકો પોતાનાં નાકાં બરાબર સાચવીને ઉભેલા હતા આ સભામાં સુરતના સ્વયંસેવક સૈન્ય તરફથી ગાંધીજીને એક માનપત્ર એનાયત કરવામાં આવ્યું. માનપત્ર એક વાવટામાં ગોઠવવામાં આવેલું હતું. સ્વયંસેવક સૈન્યના સેનાપતિ માનપત્ર લઇને વાંચવા ઉભા થયા કે રંગબેરંગી સાટીન અને કસબી ભરતકામનો વાવટો જોઈ મારા મનમાં તો તુરત જ થયું કે હાલોલની કોર્યણીવાળી દશા આ વાવટાની થનારી છે. પરન્તુ વાવટો નજીક લઇને જોયો ત્યારે તેમાં અર્થ રહેલો લાગ્યો. સુતરમાં જેટલી જાતનું સ્વદેશી યા પરદેશી ધાગાનું કપડું બને છે તેના નમૂના સુશોભિત રીતે ગોઠવી તેનો આ વાવટો બનાવેલો હતો અને વચમાં માનપત્ર ખાસા જાડા ખાદીના કટકા ઉપર છપાવેલું હતું ! પોતાના ભાષણમાં ગાંધીજીએ આ માનપત્રનો યોગ્ય ઉત્તર વાળ્યો અને સેનાપતિના તથા સૈનિકના ધર્મ સમજાવી સ્વયંસેવકોને બોધ દીધો. તિલક સ્વરાજ ફાળાની ભિક્ષામાં પણ સુરતી લાલાઓએ ઠીક ઉદારતા બતાવી જણાય. તેમણે સત્યાગ્રહ સપ્તાહમાં ઉઘરાણાનું કામ કર્યું હતું છતાં સુરતમાંથી આઠ નવ હજાર રૂપીયા સ્ત્રીઓની સભામાં તથા આ જાહેર સભામાં થઈને થયા હશે.

### વલસાડ—પારડી

૨૦મીની સવારે વલસાડ ગયા. ત્યાંની મ્યુનિસિપાલિટી તરફથી પણ ગાંધીજીને માનપત્ર આપવામાં આવ્યું. બપોરે પારડી ગયા. વલસાડમાં મૌલાના શૌકતઅલી અમારી સાથે હતા.

### સ્વરાજ્ય અને પારસી કોમનું હિત

વલસાડની જાહેર સભામાં એક પારસી ભાઇએ વલસાડની પારસી કોમ તરફથી કહ્યું કે 'આ સ્વરાજની લડતમાં પારસીઓ હિન્દુમુસલમાનની સાથે જ છે. પરન્તુ સ્વરાજમાં

પારસી કોમનું હિત સચવાશે કે કેમ એનો વિચાર કરવામાં જ પારસીઓ રહેજ વિલંબ કરે છે.' આના જવાબમાં ગાંધીજી બોલ્યા કે

"આ પારસી ભાઈએ મધુર ગુજરાતીમાં જે શબ્દો કહ્યા તે યાદ રાખવા જેવા છે હિન્દુમુસલમાનની એકતાનો અર્થ એ જ છે કે હિન્દુસ્તાનની એકેએક નાનીમોટી કોમ પોતપોતાના સ્વધર્મનું પાલન કરતી છતી સ્વતન્ત્રતાપૂર્વક રહી શકે. હિન્દુમુસલમાનની એકતામાં ત્રીસ કરોડ માનવજાતિનું બળ રહેલું છે. પણ યુરોપની મોટી પ્રજાઓ નાની પ્રજાઓને બચાવવાને બહાને તેમને ગળી જાય એવો જો અર્થ થતો હોય તો બાવન વર્ષની ઉમ્મરે હું આમ રખડવા ન નીકળું. મારે નથી જોઈતું રાજ્ય કે નથી જોઈતા વૈભવ. મેં તે પેટ ભરીને માણી લીધા છે મારો આત્મા તો મને કહે છે કે હિન્દુસ્તાનમાં નાનામાં નાની કોમ પણ નિર્ભયતાથી રહી શકે એવી મારી પ્રવૃત્તિ છે. પારસી, શીખ, યહુદી, ખ્રિસ્તી, કોઈને રંજાડી ન શકાય, એક અબળા ઉપર પણ કુદૃષ્ટિ ન થઈ શકે એ સ્વરાજનો અર્થ છે. એ સ્વરાજ કોઈ આપવાનું નથી. એ નથી ઉપરથી પડવાનું કે નથી નીચેથી ભભૂકીયે ઉઠવાનું, આપણે તે સ્થાપવાનું છે. પારસી ભાઈઓને વખત લેવાનો અધિકાર છે. એ કોમ શું કરે છે તે તેઓ ભલે થોડો વખત જુએ; પણ મારા મનમાં તો ખાતરી થઇ છે કે તેઓ નિર્ભય છે. એટલે જ મેં તેમને આ સ્વરાજના યજ્ઞમાં બલિદાન દેવા બોલાવ્યા છે."

પારડીની સભામાં ગાંધીજીએ હિન્દુમુસલમાને દિલ સાફ કરી એક થવાની જરૂર ઉપર ખાસ ભાર મુક્યો હતો.

મૌ. શૌકતઅલીએ તેમના ભાઇ મહમદઅલીના વચનો ટાંકી જણાવ્યું હતું કે "અંગ્રેજ સરકાર પાસે ત્રણ ચાર માઇલ સુધી ગોળો ફેંકી શકાય એવી તોપો છે. પણ આપણા મહાત્માજીએ તો એવી તોપ શોધી કાઢી છે કે પારડીમાં તમારા ઓરડામાં બેઠાં તે ચલાવો અને તેનો ગોળો સાત હજાર ગાઉ દૂર પડેલાં મેંચેસ્ટર અને લેંકેશાયરના મીલ-માલીકોને લાગે."

હિન્દુમુસલમાનની એકતા વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે

"દુસ્મનો હિન્દુમુસલમાનમાં ભેદ પાડવા માગે છે. હિન્દુઓને સમજાવે છે કે ખિલાફતનું પતી જશે એટલે મુસલમાનો તમને દગો દેશે પરન્તુ હું મારા હિન્દુ ભાઈઓને એટલું જ કહું છું કે જે હિન્દુ બિનશરતે અમારા ધર્મ માટે પોતાનું માથું આપવા તૈયાર થયો છે, જે હિન્દુ અમારી કોમ ઉપર મહોબ્બત વર્ષાવી રહ્યો છે અને જે હિન્દુ અમને માલયા સાઠ ગણે છે, તેને દગો દઈયે એટલા નાપાક અમે નથી જ."

વલસાડથી બીજે દિવસે ચીખલી અને બીલીમોરા થઇ અમે નવસારી ઉતર્યા. સ્ટેશનથી ઉતરીને તરત જલાલપુર જઇ આવ્યા ત્યાંથી આવી નવસારીમાં સ્ત્રીઓની જાહેર સભા કરી, સ્વ. દાદાભાઇના ઘરની જાત્રા કરી, અને ત્યાંથી સીસોદરા ગયા.

તા. ૫-૫-૧૯૨૧

### સીસોદરાના શણગાર.

સીસોદરા ગામ સુરત જીલ્લામાં સહુથી વધારે ઉત્સાહી ગણાય છે. આ ગામના વખાણ અમે અગાઉથી ખૂબ સાંભળ્યાં હતાં અને નજરે જોયું ત્યારે તે વખાણ અમને ઓછાં જ લાગ્યાં. આ ગામના શણગારમાં ગાંધીજી જેવા કટ્ટા સ્વદેશી પણ ખામી કાઢી શકે તેમ ન હતું. કેવળ વિશુદ્ધ ખાદી અને વનસ્પતિના શણગાર હતા, છતાં સૌન્દર્યમાં બીજા કોઇ ગામથી ઉતરે તેવા નહોતા. ખાદીનાં કપડાંને વિધવિધ રીતે બાંધીને તેની જુદા જુદા ઘાટની ઝાલરો બનાવેલી હતી. કેળના થાંભલા તથા નાળિયેરીની મોટી મોટી ડાળોની સુન્દર કમાનો બનાવેલી હતી અને તેનાં સ્થળે સ્થળે સૂતરના હાર જુદી જુદી રીતે ગુંથીને ગોઠવેલા હતા !

### ૫૦ મણ સૂતરનો પહાડ !

આ ગામમાં તેમજ આસપાસનાં ગામોમાં રેંટીયાપ્રવૃત્તિ પણ ધમધોકાર ચાલે છે. અમને એક ઓરડો બતાવવામાં આવ્યો. ત્યાં લગભગ પચાસેક મણ સૂતરનો પહાડ પડેલો હતો ! અહીં વણકરો પણ સારી સંખ્યામાં છે અને તેઓ સુરત જીલ્લામાં હોશિયાર ગણાય છે, એટલે સૂતરની વણવાની વ્યવસ્થા ગામમાં જ થાય છે. પણ આ બધાનેય ભૂલાવે એવો એક બનાવ તો સીસોદરાની જાહેર સભામાં બન્યો. અન્ત્યજ સ્ત્રીપુરુષો સભામાં બીજાઓથી જરા છેટે ઉભાં રહેલાં હતા માંચડા આગળ સારા સારા માણસોને બેસવાની જગા રાખેલી તે જરા ખાલી હતી. શ્રી વલ્લભભાઈની નજર પેલાં અન્ત્યજો ઉપર પડી. તેમણે ગાંધીજીને વાત કરી અને તેમણે તો સહુને બોલાવીને પેલી આગળની જગાઓ પર બેસાડયાં ! સભામાંથી કોઇ ઉઠીને ચાલ્યું ન ગયું, એટલું જ નહિ પણ કોઇ સ્ત્રી કે પુરુષના ચહેરા ઉપર નાખુશીનું ચિહ્ન પણ ન જણાયું. શ્રી. વલ્લભભાઇએ તો આ વાત પાકી કરવા પોતાના ભાષણ દરમિયાન જેઓ અન્ત્યજોનો સ્પર્શ કરવા રાજી હોય તેમના હાથ ઉંચા કરાવ્યા. ત્યાં તો ગણ્યા ગણાય નહિ એટલા ઉંચા થયા ! ગાંધીજીનું સીસોદરાનું ભાષણ મુખ્યત્વે અન્ત્યજોનો સ્પર્શ કરવા વિષે જ થયું. તેમણે જણાવ્યું કે

### ધર્મ સમજીને કર્મ કરો

"આજે તમે તમારા સહોદર ભાઇઓને તમારી વચ્ચે સ્થાન આપીને પવિત્ર થયા છો, પરન્તુ એ પવિત્રતા હમેશને માટે રાખજો. દુઝણી ગાયને પાટુ ક્યાં મારીયે એમ ધારી મારી સેવા લેવા માટે, મને રાજી કરવા માટે આ તમે ન કરશો, પણ ધર્મ સમજીને કરજો. હું જે કંઇ સેવા કરૂં છું તે ધર્મ સમજીને જ કરૂં છું. માટે તમારી પાસેથી એ સેવાનો બદલો નથી લેઇતો. ધર્મને બદલા સાથે સંબન્ધ નથી. એને તો ઇશ્વર સાથે સંબન્ધ છે. મારે પ્રજાનો પગાર નથી જોઇતો. પગાર અને બદલો મને ઇશ્વર આપશે. હિન્દુ ધર્મ તો શીખવે છે કે માણસ જે કંઈ કરે તે કૃષ્ણાર્પણ કરે તો જ તેની સેવા ફળે. માટે આજે તમે અન્ત્યજોને અડવાનું જે પુણ્યકાર્ય કર્યું છે તે મારી સેવાના બદલા તરીકે કર્યું હોય

તો તેમાં તમારૂ કે મારૂ ભલું નથી થવાનું, પણ જ્ઞાનપૂર્વક કર્યું હશે તો જ તે શોભશે." શ્રી. વલ્લભભાઇએ તો બોરપાડમાંથી વિલાયતી ટોપીઓની હોળી દરેક સભામાં કરાવવાનું શરૂ કરી દીધેલું અને આ સભામાં તો તે હોળી મોટામાં મોટી થઇ. અહીં તિલક સ્વરાજ ફાળો પણ બીજાં ગામોના પ્રમાણમાં વધારે થયો હતો. આ બધી પ્રવૃત્તિ એટલા જ જોરથી કાયમ રાખવાની હતી. શ્રી વલ્લભભાઇએ જણાવ્યું કે

## સ્વરાજ્યની મજૂરી!

"આપણને મહાત્માજી કે બીજા કોઇ સ્વરાજ અપાવી નાખવાના નથી. તેમને તમે પૈસા કરી આપ્યા તે ઠીક છે, પણ એમ ન માનતા કે ગાંધીજી ઠીક સ્વરાજ ઉપાડી લાવવા સારૂ મજૂર મળ્યા છે, તેમને ચાર પૈસા આપી છૂટયા એટલે પરવાર્યા! એમ ગાંધીજીને મજૂરી આપીને છૂટી ગયે સ્વરાજ નથી મળવાનું. સ્વરાજનો જે રસ્તો ગાંધીજીએ તમને સમજાવી છે તે જીવતોડ મહેનત કરીને પાળશો તો જ તમને સ્વરાજ મળશે."

રાતે અમે નવસારી પાછા આવ્યા. નવસારી તો પારસીઓનું મોટામાં મોટું મથક ગણું, એટલે ત્યાંનું ભાષણ વિશેષે પારસીઓને ઉદ્દેશીને જ હતું. તે આજે બીજે છપાયું છે.* અહીં તો હિન્દુને ઉદ્દેશીને તેઓએ એ ભાષણમાં જે કહ્યું હતું તેટલો જ ભાગ ઉતારીશ:

## હિન્દુઓની મોક્ષભૂમિ

"તમારો તો આ જ એક દેશ છે. આ દેશ છોડીને બીજા કોઈ દેશમાં તમે જગા તમે તમારી કરી શકો એમ નથી. આપણા શાસ્ત્રોમાં તો કહ્યું છે કે હિન્દુઓ માટે આ ભારતવર્ષને છોડીને બીજું મોક્ષ મેળવવાનું એક પણ સ્થાન નથી. તમારે સારૂ તો સદ્ગુણોને કેળવવાનું અને તમારા સદ્ગુણો દર્શાવવાનું આ જ સ્થાન છે. તમે હિન્દુસ્થાનને ઉજ્જવળ બનાવો, વીર પુરૂષોની ભૂમિ બનાવો.

## ફળિયે ફળિયે થર્મોપિલી

"હિન્દુઓના આ જગતના ઇતિહાસમાંના કાળા વિષે હું શું કહું? આપણો ઇતિહાસ ગૌરવવાળો છે. પરન્તુ આપણે આપણા પ્રાચીન વારસા ઉપર જ જીવીશું તો હારીશું. આપણા પૂર્વજો જેવા હતા તેવા આપણે થઇને બતાવવું જોઇએ. આપણા ઋષિમુનિઓએ આપણા ધર્મને બચાવવા સારૂ પોતાના અંગેઅંગના ટુકડા થવા દીધેલા છે. ટૉડ આપણને કહે છે કે 'યૂરોપમાં તો એક થર્મોપિલી છે, પરન્તુ હિન્દુસ્તાનમાં તો ફળિયે ફળિયે થર્મોપિલી જોવામાં આવે છે.' હિન્દુસ્તાનમાં કેવા વીર પુરૂષો થઇ ગયા એને સારૂ હું તમને ઇતિહાસ શું બતાવું? હું તો તમને આટલું જ કહું છું કે હૃદય ઉપર હાથ મૂકી તમે તપાસી લો કે એ વીરતા અત્યારે આપણામાં છે?"

---

* 'નવસારી પારસીઓના આગજ'—પૃ. ૧૦૩૭

## નિઃસ્વાર્થ લોભ

નવસારીથી ૨૨મીએ સવારે બારડોલી પહોંચ્યા. અહીં પણ ઉત્સાહ સારો હતો. અમારા ઉતારા આગળ મોટું ચોગાન હતું અને ત્યાં લોક એકઠા થઈ ગયેલા તે ગાંધીજીના દર્શન વિના વેરાય જ નહિ. ઉપરે કઠેરામાં આવી દર્શન આપી વેરાઈ જવાનું તેમને સમજાવ્યું. પણ આમાંથી સ્ત્રીઓને સમજાવી શકાય તેમ ન હતું. તેમને તો દર્શન સાથે ગાંધીજીને ભેટ પણ ધરવી હતી. ગુજરાત કરતાં બીજા પ્રાન્તોમાં ગાંધીજી પ્રત્યે ભક્તિભાવ વિશેષ છે એવો મને ભ્રમ થયેલો, પણ સુરત જીલ્લામાં ગાંધીજી પ્રત્યે જે ભાવ જોયો તે ઉપરથી તો મારા મનને એમ જ થયું કે ગુજરાતનો આ એક જીલ્લો તો ભક્તિભાવમાં બીજા પ્રાન્તો કરતાં કોઈ પણ વાતે ઉતરે એમ નથી. ભેટની વાત આવી એટલે ગાંધીજી પણ ના કેમ પાડે ? તેમને કાગળપત્ર લખવાનું કેટલુંક કામ કરી લેવું હતું એટલે તેમના ખંડમાં થોડી સ્ત્રીઓ આવે અને તે જાય એટલે બીજી દાખલ થાય એમ શાન્તિથી સહુ આવીને દર્શન કરી જાય એવી ગોઠવણ રાખી. તેમની ગાદી આગળ ભેટ મુકવા માટે એક મોટો થાળ મુકી દીધો. આમ એકેક કલાક ચાલ્યું અને ત્રાંબાનાણું, રૂપાનાણું તથા ઘરેણાંઓથી થાળ છલકાવા માંડ્યો. પણ અન્તે તો પ્રવાસના શ્રમથી બહુ થાકેલા એટલે ગાંધીજી ઉપર નિદ્રાદેવીએ અમલ ચલાવવા માંડ્યો. અમે કહ્યું કે હવે સ્ત્રીઓને આવવાનું બંધ કરીયે, પણ ગાંધીજીને તો પેલી ભેટનો લોભ લાગેલો તેઓ કહે કે 'એ બહેનો અહીં આવીને ચુપચુપ ચાલી જાય છે તેમાં શી હરકત છે ? તેઓ આવશે તોપણ હું તો નિરાતે ઉંઘી શકીશ. તેઓ અહીં ઘોંઘાટ ન કરે એટલી જરા તેમને સૂચના આપજો.'*

આ નિઃસ્વાર્થ લોભ સ્વરાજની લોભી પ્રજાને વ્હાલો થઈ પડયો છે. લોકો ગાંધીજીને મૂર્તિમાન સ્વરાજ માનવા લાગ્યા છે અને તેમના દર્શનમાં સ્વરાજની આ મહાન પ્રવૃત્તિનાં દર્શન કરી તેઓ પોતાને કૃતાર્થ થયેલા માને છે.

બારડોલીની જાહેર સભા ત્રણ વાગે ખરા તાપમાં હતી ! લોકોને તડકામાં જ બેસવાનું હતુ એટલે ગાંધીજીએ પોતાનું ભાષણ ટુંકમાં પતવી નાંખ્યુ.

ત્યાંથી રાતે સુરત થઈ ગાંધીજી સિન્ધ જવા ઉપડ્યા. આમ એક અઠવાડિયાની અંદર ગાંધીજીએ ગુજરાતનાં લગભગ ૧૯ ગામની મુલાકાત લીધી અને તિલક સ્વરાજ ફાળામાં લગભગ પચીસ હજાર ઉપર રૂપીયા એકઠા કર્યા. દાગીના તો જુદા.

અપૂર્ણ ]

નરહરિ પરીખ

તા. ૮-૫-૧૯૨૧

# માલેગાંવનો ગુન્હો

માલેગાવના અસહકારીઓએ જે પાપ કર્યા જણાય છે તેનાથી દરેક અસહકારીને લજ્જિત થવાનુ કારણ છે. માલેગાવના લોકોએ પોતાનો ધર્મ છોડ્યો, કર્મ છોડ્યું ને દેશને અને લડતને ભારે નુકસાન પહોચાડ્યું છે આપણે શાહુકાર—ખાનદાન હોવાનો દાવો ન કરીયે ને ગુન્હા કરીયે એ એક વાત છે, ને ખાનદાન હોવાનો દાવો કરીને ગુન્હા કરીયે તે બીજી વાત છે. કાળામા કાગુ નથી દેખાતું પણ દૂધમા કાગુ તુરત દેખાય; તેમ જ જ્યારે આપણે ચોકખા હોવાનો દાવો કરીને મેલા થઇયે ત્યારે આપણી ઉપર જગત થુ કે. 'આપણે તો ધર્મયુદ્ધમા મચ્યા છીયે,' 'આપણે શાન્તિથી જ કામ કરવું છે,' 'આપણે જાતે જ મરવું છે, આપણે કોઇને મારવા નથી,' આવી આવી પ્રતિજ્ઞાઓ કરીને પછી આપણે મારીયે તો આપણે જગતને, પોતાને અને પરમેશ્વરને છેતરીયે માલેગાવના લોકોએ આવું જ કર્યું જણાય છે.

આ અકાર્યથી લડતને જરૂર ધક્કો પહોચ્યો છે. સ્વરાજ તેથી મોડુ તો થશે જ. કોણ જાણે છે કે આપણે મહિનામાસમાયે સ્વરાજ લઇને ન બેસીયે ? આપણે શરૂ કર્યું ત્યારે જે વેગ હતો તેના કરતા અત્યારે આપણો વેગ એટલો બધો વધ્યો છે કે આપણે કયારે પોતાનુ પાછું લેવાની શકિત મેળવીયે તેનું માપ કોઇથી કઢાય જ નહિ. પણ આપણે ભૂલો કરીયે તેટલુ મોડું તો થાય જ, એટલું એક બાળક પણ કહી શકે હિસાબ કરનારને ભૂલે ત્યાથી ફરી ગણવું પડે છે. તેમ આપણે પણ કરવું રહ્યું.

આપણી પ્રતિજ્ઞા એવી છે કે અમલદારો આપણને ગમે તેટલા ગુસ્સામા લાવે તોપણ આપણે તો સામે થવું જ નથી. આપણે માર ખાશુ પણ સામો હાથ ઉપાડશું નહિ તેમ નમશુ પણ નહિ. એમ છતા માલેગાવના અસહકારીઓએ એક સબ-ઇન્સ્પેક્ટર તથા બીજાઓને ઘાતકી રીતે મારી નાખ્યા જણાય છે.

કેટલાક અસહકારીઓએ કાયદાનો ભંગ કર્યો; તેમને સજા થઇ—તેમણે સજા વહોરી લીધી, તેમ છતા તેઓને લોકોએ બળાત્કારે છોડવ્યા. આમ કંઇ ખિલાફતનો બચાવ થાય નહિ, સ્વરાજ મળે નહિ.

અસહકારનું મુખ્ય ને મોટું પદ શાન્તિ—અહિંસા—અમન છે. જેઓ શાન્તિનો ભંગ કરે છે તેઓ જ ખરા સહકારી છે. વિનીત પક્ષની મદદના કરતાં અશાન્તિ કરનારાની જ સરકારને વધુ મદદ મળે છે. એ ચાર અમલદારોને ગુમાવીને જો અસહકારને તોડી શકે તો સરકાર તેટલા અમલદારોને રહેંજે જતા કરે તેમ છે.

હું ઘણી વેળા લખી ચુકયો છું કે શાન્તિ વિના સ્વરાજ કે ખિલાફતનો ફેંસલો અસંભવિત છે. વકીલ વકીલાત ન છોડે, વિદ્યાર્થીઓ નિશાળ ન છોડે, બીજા લોક પોતપોતાને લગતો અસહકાર ન કરે તો ચાલે. પણ કોઇ શાન્તિનો ભંગ કરે તે તો ન જ ચાલે. હિન્દુમુસલમાનની મિત્રતા, શાન્તિ અને સ્વદેશી એટલે રેંટીયો એ ત્રણ તો અનિવાર્ય શરતો છે, પણ તેમાંયે શાન્તિ મુખ્ય વસ્તુ છે. રજાઆબરૂ માણસ ખાદી ન પહેરનારા રહે છતાં ઘણા પહેરતા થઇ જાય તોપણ ચાલે, થોડા હિન્દુમુસલમાન વઢે તે પણ સહન કરી શકાય; પણ શાન્તિનો તો એક માણસ પણ ભંગ કરીને ખુનખરાબી કરે તે અસહ્ય છે, તેથી દેશને ભારે નુકસાન થાય જ. શાન્તિની શરત એવી સખત છે.

પણ આખા હિન્દુસ્તાનને સારૂ કોણ જવાબદાર થઈ શકે ? આ સવાલમાં આપણી નિર્માલ્યતા છે. જો લોકો લૂંટફાટ કરે તો જેમ સરકારમાં તેને દબાવવાની શક્તિ છે તેમ લોકોને અશાન્તિ કરતા અટકાવવાની શક્તિ મેળવવામાં જ સ્વરાજનો સંભવ રહ્યો છે. આપણામા લોકો પર શાન્તિ જાળવવા જેટલી અસર ઉપજાવવાની શક્તિ ન હોય તો આપણે સ્વરાજનો ખ્યાલ જ છોડવો જોઇયે લોકોની ઉપર આપણે અસર પાડી શકીયે છીયે એ શ્રદ્ધા ઉપર જ આપણી લડતનું આખું ચણતર છે. જો આપણે લોકોને શાન્તિ જાળવવાનું ન શીખવી શકીયે તો આપણે કબૂલ કરવું જ પડે કે આપણે સ્વરાજ મેળવવા લાયક નથી બન્યા તેથી સર્વ સ્વયંસેવકોએ આ વાત ઉપર પૂરો ભાર મુકવાની જરૂર છે.

શરાબી ભલે શરાબ ન છોડે, ખિતાબી ભલે ખિતાબને વળગી રહે, અમલદાર ભલે ઉદ્ધતાઇ વાપરે, સિપાહી ભલે આપણને મારે, તેમ છતાં આપણે મૂંગે મ્હોંડે એ બધું સહન કરીયે અને શાન્તિ ન છોડીયે.

ત્યારે આપણે શું કરીયે ? માલેગાંવને સારૂ આપણે શું પ્રાયશ્ચિત્ત કરીયે ? પ્રથમ તો માલેગાંવના ગુન્હેગારોને શોધી કાઢીને તેઓને સમજાવીયે કે જેઓએ ગુન્હો કર્યો છે તેઓએ તે કબૂલ કરવો ને ઇરાદાપૂર્વક ફાંસીએ ચડવું. આપણે દરેકે

આપણી જબાન ઉપર કાબુ મેળવવો ને બીજાની પાસે મેળવાવવો. આપણે તીખા ભાષણો છોડવાં; દરેક પ્રસંગે સભાઓ કરવાની અને હડતાળો પાળવાની આદત છોડવી; સરકારના દોષોનો જ વિચાર કરવાને બદલે આપણા દોષો જોતા—આપણી નબળાઇઓ તપાસતા શીખવું ને તે કાઢવાના ઉપાયો યોજવા. પંડિત અરજુનલાલ શેઠી પકડાયા. લોકોનાં ટોળા એકઠાં થયાં ને ધાંધલ મચાવી. આને હું નામર્દાઇનું લક્ષણ ગણું છું. તેઓ જેલમાં જવા માગતા નથી; તેઓ શેઠીજીને જેલમાં જવા દેવા ઇચ્છતા નથી; તેથી જ્યારે જ્યારે કોઇ પકડાય ત્યારે માત્ર ધાધલ કરી મુકવામાં જ તેઓ મહત્ત્વ સમજતા જણાય છે. જો શેઠીજીના જેલ જવાથી ખરેખર શૌર્ય ચડ્યું હોય તો લોકો પોતાનુ કર્તવ્ય વધારે સમજે, પોતાને કરવાનો અસહકાર પૂરો કરે ને સ્વરાજ મેળવીને બેસી જાય. પોતે દુર્વ્યસનો છોડે, પોતે પરદેશી કાપડ પહેરતા હોય તે ફેંકી દે, રેંટીયો ચલાવતા ન હોય તો ચલાવવાનું શરૂ કરી દે. શેઠીજી પકડાતા જેઓએ ધાધલ મચાવી તેમાના કેટલા શરાબી હતા, કેટલા પરદેશી કપડાં પહેરનારા હતા, કેટલા રેંટીયા ચલાવનારા હતા એ જાણવા જેવું છે. બાપના જીવતાં જે પુત્ર બાપના સદ્‌ગુણોની નકલ ઓછી કરતો હોય તોપણ બાપ મર્યે તો સંપૂર્ણતાએ તેમ કરે તે સપૂત છે; નહિ કે જે ખૂબ રોકકળ કરી મુકે અથવા ખૂબ ન્યાતવરા કરવામા મચી જાય. ધાધલ કરવાથી, શેઠીજીને ધાધલથી છોડવવાથી, સ્વરાજ મળે તેમ નથી. તેથી તો સ્વરાજ મળતાં કંઇક ઢીલ જ થશે. પણ આપણું કર્તવ્ય કરવામાં આપણે વધારે તેજ બનશું તો સ્વરાજ વહેલું મળશે જ અને આપણે શેઠીજીને પણ આપણી વચ્ચે વહેલા પાછા વધાવવાની તાકાત મેળવીશુ. એટલે માલેગાંવનું એક પ્રાયશ્ચિત્ત તો એ જ છે કે આપણે પોતે આપણા મન પર, આપણા ગુસ્સા પર વધારે કાબુ મેળવી લેવો, આપણે વ્યસન છોડવાં અને રેંટીયો ચલાવતા ને કેવળ ખાદી પહેરતા થઇ જવું.

---

# ૧ ગાંધીજી ગુજરાતમાં

[ પૃ. ૧૦૪૯થી ચાલુ ]

## દયાધર્મ

સિન્ધમાંથી પાછા ફર્યા બાદ ગઈ તા. ૪થીએ ગાંધીજીએ કપડવંજ, કઠલાલ તથા નડિયાદની મુલાકાત લીધી. અમદાવાદના સ્ટેશને જ એક નોંધવા જેવો કિસ્સો બન્યો. એક અપંગ બાવો રતલામથી અમદાવાદ આવેલો. તેનું શરીર કેવળ હાડપિંજર હતું અને તેના હાથપગ અશક્તિથી જુદા થઇ ગયેલા હતા. તે રાત્રે અમદાવાદ આવ્યો હતો અને પોર્ટરોએ ગાડીમાંથી ઉપાડી તેને સ્ટેશનના પ્લૅટફોર્મ ઉપર મુકી દીધેલો. આખી રાત ત્યાં જ પડયો રહ્યો ! સવારે કેટલાયે મુસાફરો ત્યાં થઇ પસાર થઈ ગયા અને કેટલાય રેલવેના કામદારોએ આ બાવાને જોયો, પણ કોઇનું તેના પર ધ્યાન ન ખેંચાયું. તે બાવાના સદ્‌ભાગ્યે ગાંધીજી પોતાના નિયમ વિરુદ્ધ તે દિવસે ગાડી ઉપડવાના વખત કરતા ૫ મિનિટ વહેલા સ્ટેશન ઉપર આવ્યા. તેમણે આ બાવાને જોયો અને તેમનું દયાળુ હૃદય દુઃખી થયું. તેમણે પોતાના પીવાના દૂધમાંથી તેને દૂધ પીવડાવવાનું કહ્યું અને મહીપતરામના અનાથાશ્રમમાં મોકલવાની વ્યવસ્થા કરી. આ કિસ્સો છે તો નાનો, પણ ગાંધીજીના જ શબ્દોમાં કહીયે તો આપણા દેશમાંથી દયાનો લોપ થયો છે તેનો સ્પષ્ટ સૂચક છે.

## કપડવંજ

કપડવંજ અમે સાડાદસ વાગ્યે પહોંચ્યા. કપડવંજના જાહેર જીવનના આત્મા ભાઇ હરિભાઇ ગાંધીજીની સાથે પ્રવાસમાં કેટલોક વખત રહેલા હોઇ પ્રવાસની વિટંબણાઓથી માહિતગાર હતા એટલે ગાંધીજીને ઉતરવાની તથા ત્યાં તેમને શાન્તિ આપવાની તેમણે કાળજીપૂર્વક વ્યવસ્થા કરી હતી.' પરન્તુ અવ્યવસ્થિત સરઘસનો ત્રાસ ગાંધીજીને નસીબેથી ટળી શકે એવી વ્યવસ્થા તો ભાગ્યે જ જોવામાં આવે છે.

કપડવંજ ગુજરાતમાં બહુ જૂનું શહેર છે. તેનું નામ સૂચવે છે તેમ કાપડના વણાટનું તે મોટું મથક હતું અને ત્યાં બહુ ઝીણું સૂતર કંતાતું તેની પાઘડીઓ વહોરા લોક વણતા. ગામમાં ગાંધીજીને આવકાર આપવા માટે જે સ્વદેશી અને વિદેશી વસ્તુઓના શણગાર કર્યા હતા તેમાં એક દરવાજો સૂતરથી શણગારેલો હતો. અમને કહેવામાં આવ્યું કે આ સૂતર પચાસ વર્ષ પહેલાનું કંતાયેલું એક ઘરમાંથી મળી આવેલું હતું ! અમે તે તપાસ્યું. મીલના સૂતરને આંટે એવું તે હતું.

આરામ લીધા પછી કપડવંજનો કાર્યક્રમ શરૂ થયો. પ્રથમ મસજીદમાં જવાનું હતું. હમણાં મૌ. શૌકતઅલી ગાંધીજીની સાથે ફરી શકતા નથી, પરન્તુ તેમને બદલે તેમના સગા અને મુરાદાબાદના અસહકારી બૅરિસ્ટર મૌ. મોઆઝમઅલી સાથે ફરે છે. મસજીદમાં તેમને મુકીને ગાંધીજી સ્ત્રીઓની સભામાં ગયા.

## સ્ત્રીઓ તરફનો સત્કાર

ત્યાં ગાંધીજીની બેઠક આગળ પીળેલા ચોખાના સાથીઆ પૂર્યા હતા અને સુન્દર દીવીઓમાં ઘીના દીવા બળી રહ્યા હતા. કેટલીક બહેનોએ ગાંધીજીનું પૂજન કર્યું અને એક બાળાએ ગાંધીજીને સોનાની રાખડી બાંધી. સ્ત્રીઓમાં ઉત્સાહ ભારે હતો, પણ નવો ઉત્સાહ એટલે અશાન્તિ વધી હતી. સ્વરાજ અથવા રામરાજની બધી શરતો ગાંધીજીએ તેમને સમજાવી અને પવિત્ર થવાનો ઉપદેશ કર્યો. રેંટીયો ચલાવવાનું સમજાવતાં કહ્યુ:

"જેમ આપણે ઘરમાંથી ચૂલો કાઢી નાંખીયે તો આપણા ગૃહસ્થાશ્રમ ઉપર પાણી ફરી વળે અને સ્ત્રીઓ વંઠી જાય તેજ પ્રમાણે રેંટીયા વિના પણ વંઠી જવાય."

પછી તિલક સ્વરાજ ફંડ માટે માગણી કરી અને તેનો જવાબ સ્ત્રીઓએ સારો વાળ્યો બધું મળીને લગભગ પાંચસો રૂપીયા ઉઘરાણું થયું, તથા દાગીનામાં બંગડીઓ, વીંટીઓ, અછોડા વગેરે ઠીક મળ્યાં.

પછી ત્યાંની વણાટશાળા જોઇ અને ત્યાંની જાહેર સભામાં ગયા. હજાર માણસોની સંખ્યા અને તિલક સ્વરાજ ફાળામાં ઉઘરાણાની રકમને લોકોની 'સ્વરાજપિપાસાનું' માપ ગણીયે તો કપડવંજના પુરૂષોની સભા કરતાં સ્ત્રીઓની સભા બહુ ચડી જાય. કપડવંજની વહોરા કોમ વેપારમાં ચતુર અને સાહસી છે તેઓ કેટલાક કારણસર સભામાં પ્રથમથી જ હાજર ન હતા. એટલે તેમની ગેરહાજરી માટે દિલગીરી દર્શાવીને તેમને સંબોધીને ગાંધીજીએ જણાવ્યું:

## વહોરા કોમને ઉપદેશ

વહોરા કોમે પણ સ્વરાજની અને હિન્દુસ્તાનની સેવા કરવાની છે તેમનો ખિલાફતના કામમાં હિસ્સો છે. સ્વરાજના કામમાં ધનિકોની પૂરેપૂરી સેવા લેવા હું ઇચ્છું છું તેઓ બહારથી ખૂબ ધન કમાઇ લાવે છે. તેમને લાજમ છે કે તેઓ તેમના પૂરા હિસ્સાનું દાન તિલક સ્વરાજ ફાળામાં આપે. 'દાન' શબ્દની રૂઢિ પડી ગઈ છે તેથી હું 'દાન' શબ્દ વાપરૂં છું, બાકી એ પ્રયોગ તો ખોટો છે. કારણ તિલક સ્વરાજ ફાળામાં આપવું એ તો વેપાર છે, સ્વરાજનો સોદો છે, તિલક મહારાજ પ્રત્યેની ફરજ છે સોદામાં આપેલું અથવા ફરજ અદા કરવા જે અપાય તે દાન ન ગણાય."

## ઇશ્વર આપણને સજા કરી રહ્યો છે"

અન્ત્યજો સંબન્ધી તેઓ બોલ્યા:

"આપણી પ્રજા ગોરા ચ્હેરાના માણસ આગળ ડરે છે, તેમ ભંગીઓ આપણાથી ડરે છે. જ્યાં સુધી આપણે તેમને માટે ગોરા ચ્હેરાના બન્યા છીયે ત્યાં સુધી સ્વરાજને રામરામ સમજવા. આપણે તેમને ભંગી માનીને દૂર રાખીયે છીયે તો, આખી દુનિયા

આપણને ભંગી માનીને અડવા દેતી નથી. આફ્રિકાથી આવેલા કોઈને પૂછો કે ત્યાં દારૂ પીનારો, વેશ્યાગમન કરનારો, જુગાર ખેલનારો ગોરો તમારાથી અભડાય છે કે નહિ? રેલવેમાં, ટ્રામમાં, ફૂટપાથ ઉપર ગોરાની સાથે આપણાથી ન ચલાય, જે જગાએ ગોરા વેપાર કરતા હોય ત્યાં આપણાથી વેપાર ન થાય, જ્યાંથી તે રોટી લેતા હોય ત્યાંથી આપણાથી રોટી ન લઈ શકાય. બધે આમ નથી થતું એ હું કબૂલ કરું છું. હું અંગ્રેજોને અન્યાય કરું એવો નથી. મારે તેમની સાથે અદાવત નથી. પણ મેં ઘણી જગાએ જોયેલું છે કે જ્યાં ગોરા રહે, સૂવે, પાણી પીએ અથવા ખાય ત્યાં આપણને રહેવાની રજા નથી. પરન્તુ ગોરાઓ તો તેમનું શરીર અભડાવાની બીકથી આરોગ્યને બહાને આપણને દૂર રાખે છે. આત્મા અભડાશે એવું તેઓ નથી માનતા. પણ આપણે તો અન્ત્યજને અડવાથી આપણો આત્મા અભડાશે; આપણને ઈશ્વર સજા કરશે એમ જ માનતા થઈ ગયા છીએ! ઈશ્વર તો અત્યારે જ આપણને સજા કરી રહ્યો છે. દુકાળો, સંકટ, કૉલેરા, મરકી, રાજ્યના અત્યાચાર એ બધા કરતા વધારે કઈ સજા હોય? માટે હું હિન્દુ સમાજને વીનવીને કહું છું કે હિન્દુપણું અસ્પૃશ્યતાને પોષવામાં નથી પણ તે દોષ ટાળવામાં છે.”

જાહેર સભામાં પાછળથી વહોરાઓ આવ્યા હતા અને તેમણે બધા એકઠા મળી વિચાર કરી તેમની કોમ તરફથી સ્વરાજ ફાળામાં મદદ આપવાનું વચન આપ્યું હતું. પછી ભંગી-વાડામાં થઈ ગાંધીજી કઠલાલ જવા ઉપડી ગયા હતા.

### કઠલાલ

કઠલાલમાં ખેડા જીલ્લાની મહેસૂલની લડતના વખતના પોતાના સુન્દર સ્મરણો વિષે, તેની તરફથી પોતે બહુ મોટી આશા રાખેલી તે વિષે તથા હાલમાં કઠલાલમાં ચાલી રહેલા પક્ષાપક્ષી અને કંકાસને લીધે પોતાને કેટલું દુઃખ થાય છે તે વિષે કહી ગાંધીજીએ લોકોને સ્વરાજની શરતો સમજાવી હતી. સ્ત્રીઓને ઉદ્દેશીને તેમણે જે ઉદ્‌ગારો કાઢ્યા હતા તે ટાંકવા જેવા છે:

### સ્ત્રીઓ જ ધર્મરક્ષક

“ધર્મ સાચવવો એ નથી બ્રાહ્મણોના હાથમાં કે નથી પુરુષોના હાથમાં. એ તો સ્ત્રીઓના જ હાથમાં છે. સમાજનો પાયો ગૃહ છે અને ધર્મ ગૃહમાં કેળવવાનો છે. ગૃહની સુવાસ આખા સમાજમાં ફેલાશે. કોઈ શહેરમાં ગમે તેટલો ધમધોકાર વેપાર ચાલતો હોય, ગમે તેટલી આબાદી દેખાતી હોય, પણ ત્યાં જો ગૃહ સારાં ન હોય તો એ શહેર સારું નથી એમ હું તુરત કહું. સ્ત્રીઓ જ ગૃહની દેવતાઓ છે. એ જો ધર્મ ન પાળે તો પ્રજાનું સત્યાનાશ વળી જાય. યાદવકુળનો શ્રીકૃષ્ણે સંહાર કર્યો હતો તેનું કારણ એ જ હતું કે યાદવ સ્ત્રીઓ વ્યભિચારિણી થઈ ગઈ હતી, તેઓ તેમનો ધર્મ ભૂલી હતી. માટે તમને હું પવિત્ર થઈને ધર્મનું પાલન કરવાનું કહું છું અને તમે પવિત્ર થઈને બને અને બો.

તા. ૮-૫-૧૯૪૨

રાહતઅલીને એટલે હિન્દુ અને મુસલમાનોને આ સ્વરાજની, ધર્મની લડતમાં બળ મળે એવો આશીર્વાદ આપો એ માગું છું.”

રાતે ૮॥ વાગે નડિયાદ જવા નીકળ્યા. નડિયાદથી રાતની ગાડીમાં નંદરબાર તરફ જવાનું હતું, પણ રસ્તામાં મોટર ખોટકી પડી એટલે મધરાત પછી નડિયાદ પહોંચ્યા ત્યાં જ રહેવું પડ્યું. બીજે દિવસે સવારે નડિયાદમાં સ્ટેશન બહારના ચોગાનમાં જાહેર સભા થઈ. સભા માત્ર જ દસ મિનિટ ચાલી હશે, કારણ જે ગાડીમાં ગાંધીજીને જવાનું હતું તે સ્ટેશનમાં આવી ઊભી હતી. આ થોડીક મિનિટોમાં ગાંધીજીએ લોકોને ટૂંકામાં જ રાત-દહાડો મચી જવાનો ઉપદેશ કર્યો

નરહરિ પરીખ

તા. ૫-૪-૧૯૨૧

## § સરકારની સંકડામણ

મારી નાગપુરની મુલાકાત દરમિયાન મને ડૉ. ચોળકર ઉપર જે ભાષણને માટે કામ ચાલ્યું છે તે વાચવા મળ્યુ પોલીસના માણસના હાથનો રિપોર્ટ છતા આ ભાષણ સાવ નિર્દોષ છે. ના. વાઇસરૉયના શબ્દોમા કહીયે તો તે 'વિશેષણો વગરનું' છે. આખું ભાષણ પહેલેથી છેલ્લે સુધી રીતસર દલીલો વાળું છે.

પણ 'પ્રજાસત્તાક રાજ્યતન્ત્ર'ની એમા ચર્ચા કરવામા આવી છે એ ભારે દોષ એમાં રહેલો છે! જો આને ગુન્હો ગણવામાં આવે તો મહાસભાના લગભગ એકેએક અનુયાયીને ગુન્હેગાર ગણવો રહ્યો. કારણ સંપૂર્ણ સ્વતન્ત્રતા વગર પોતાના જન્મસિદ્ધ હકો પામવાની તેને આશા ન જણાય તો પ્રજાસત્તાક રાજ્યતન્ત્ર સ્થાપવાનો વિચાર તેમજ તજવીજ કરતાં તે અચકાશે નહિ.

હકીકત તો એ છે કે મધ્ય પ્રાન્તમા તેમજ બીજે દારૂનિષેધની હીલચાલની અસર થવા લાગી છે અને સરકાર હવે તેને બરદાસ કરી શકે એમ નથી. શ્રીયુત

ભગવાનદીનજી જેમને લોકો મહાત્મા કહીને બોલાવે છે તેઓ નાગપુરના દિનપ્રતિદિન ખીલતા જતા અસહયોગ આશ્રમના માનવંતા આચાર્ય છે. તેઓ સરસ વક્તા અને કાર્યકર્તા છે. આબકારીના રક્ષણ ખાતર એમને મ્હોડે તાળું દેવાનો સરકારનો ધર્મ (!) રહ્યો. મધ્યપ્રાન્તો અને બીજે ચાલી રહેલી પકડાપકડી અને કેસોનો બીજો અર્થ હું કરી જ શકતો નથી. જેઓ પીઠાવાળાઓને અગર પીઠામાં જનારાઓને મારફાડ કરવા લોકોને ઉશ્કેરે અગર જાતે તેમને મારફાડ કરે તેમની પર અલબત્ત કામ ચલાવો; પણ આટલે દહાડે આજે ઉઠીને રાજદ્રોહની કલમો હેઠળ લોકો પર કામ ચલાવવાનું કંઇ કારણ? જવાબ સ્પષ્ટ છે. દારૂનિષેધની આ હીલચાલમાં જોખમદાર માણસોને હાથે કોઇ પણ જાતના જોરજબરાઇ થતા નથી. બેજવાબદાર લોકોને હાથે ક્યાંક થતાં છમકલાં એક ક્ષણમાં અટકાવી શકાય એમ હોય છે. પણ સરકારને એ ક્યાં જોઇયે છે? એને તો દારૂઅફીણની ઉપજ ડૂબવા બેઠી છે તેની બળતરા ઉઠી છે. અને તેથી આ આખ ફાટતું અટકાવવાને વ્યાજબી કે ગેરવ્યાજબી ગમે તેવા પગલા લેવા તેણે નિશ્ચય કર્યો છે,

આ ચિકિત્સા જો ખરી હોય તો તેનો ઉપાય પણ સાવ સહેલો છે. કાર્યકર્તાઓ પર કામ ચલાવવાનું લુલુંલંગડું બહાનું પણ આપણે સરકારને ન મળવા દેવું. ચાલુ રાજ્યતન્ત્રની સામે અપ્રીતિ પેદા કરવી એટલો જ જો રાજદ્રોહનો અર્થ હોય તો તેવી અપ્રીતિ કરવી એ અત્યારે પુણ્ય છે એ દરેક હિન્દીનો કર્તવ્યધર્મ છે પણ આ ધર્મનો પ્રજાને ઉપદેશ કરવાની આજે જરૂર નથી ચાલુ રાજ્યતન્ત્રને માટે પ્રજામાં કોઇ પણ જાતનો પ્રેમ છે જ નહિ. ખિતાબદારો ખિતાબો રાખી રહ્યા છે તે તેમને એ ગમે છે એટલા સારૂ નહિ, પણ તેમનામાં પોતાના ધનવૈભવ ખોવાનું જોખમ ખેડવા જેટલી હિમ્મત નથી એટલા માટે. મને એકથી વધુ એવા દાખલાઓની ખબર છે જેમાં જાગીદારોને તેઓ સરકારના આશ્રિત રહેવું છોડી દે તો તેમની જાગીરો જપ્ત થવાની ધમકી મળેલી છે. બીજા પણ અનેક એવા લોકોને હું જાણું છું જેઓ પોતાના રોજગારને ધક્કો પહોંચવાની બીકથી જ પોતાના ખિતાબો અગર સરકારી માનપાનને પકડી રહ્યા છે; આટલે સુધી સરકારનો દોર અસર કરે છે. પણ આ વર્ગના લોકો સુદ્ધાં જે રાજ્યતન્ત્રની હેઠળ પોતાને બે પાંચ લાખ રૂપીયા મળવા છતાં બીજી બાજુએ દેશના કરોડો રૂપીયા કશા વળતર વગર દેશની બહાર તણાઇ જાય છે એ રાજ્યતન્ત્રને દફનાયેલું જોઇ રાજી જ થાય એ વિષે મારા મનને શંકા નથી.

તા. ૫-૪-૧૯૨૧

તેથી જ હું ફરીફરીને કહું છું કે આ રાજ્યની સામે અપ્રીતિ ફેલાવવાના કાર્યમાં રોકાવાની આપણે જરૂર નથી. પ્રજાની આંખ આગળ અત્યારે આ રાજ્યતન્ત્ર જેટલું કાળું છે તેથી વધારે કાળું આપણે ચિતરી શકવાના જ નથી. આપણે તો એ રાજ્યતન્ત્રને દફનાવવાનો રસ્તો જ લોકોના હાથમાં મુકી છૂટવું જોઇયે. એ રસ્તો આત્મશુદ્ધિનો છે. જ્યારે દારૂ ન પીવાને અગર તો રેંટીયો કાંતવાને ગુન્હો ગણવાનું જાહેર કરવાની સરકારને ફરજ પડે એવી સ્થિતિમાં આપણે તેને લાવી મુકીશું ત્યારે જ સરકાર પૈરી સંકડામણમાં આવશે. આપણે સમજી જવું જોઇયે કે જ્યાં સુધી આપણે ચાલુ રાજ્યતન્ત્રથી અંજાઇને અગર તો અંજાવાનો દેખાવ કરીને અથવા તો તેને સખ્ત ચલાવવાને નામનું પણ બહાનું આપીને તેને પ્રતિષ્ઠા પહેરાવીયે છીયે ત્યાં સુધી જ એ નભી શકે છે.

પણ આપણી હીલચાલની અસર થતી જાય છે તેમ તેમ સરકારને સંકડામણ પણ લાગવા માંડે એ દેખીતું છે. જુદા જુદા પ્રાન્તોમા નવા નવા સખ્તીનાં પગલાં લેવાવાનું ચાલુ છે. બિહાર સરકારે તેમાં પહેલ કરી છે. હવે સંયુક્ત પ્રાન્તની સરકારે પણ અસહકારની પ્રવૃત્તિને 'ક્રાન્તિકારક' તરીકે જાહેર કરી છે ! આટલા દિવસ સુધી 'ક્રાન્તિ' શબ્દથી ખુનામરકીનો અર્થ સૂચવાતો, અને એ અર્થમાં જામેલી સત્તાઓ તરફથી તેની હમેશાં નાલેશી થતી આવી છે. પણ અસહકારની પ્રવૃત્તિને 'ક્રાન્તિકારક' કહીયે તોપણ એ હથિયાર અને ખુનામરકીની ક્રાન્તિ નથી. એ સ્વાભાવિક ઉન્નતિની ક્રાન્તિ છે, એ લોહી વગરની ક્રાન્તિ છે. આ પ્રવૃત્તિ વિચારનો પલટો છે, અન્તરપલટ છે. અસહકાર આત્મશુદ્ધિની ક્રિયા છે અને તેથી માણસના વિચારોમાં તે અલબત્ત ક્રાન્તિ કરી મુકનાર વસ્તુ છે. તેથી તેને દાબી દેવાનો પ્રયત્ન એ જબરાઇથી સહકાર કરાવવા સમાન છે.

આમ આ પ્રવૃત્તિનો નાશ કરવાના હુકમો બીજા શબ્દોમા રેંટીયા શરૂ કરવાની કે દારૂનિષેધની પ્રવૃત્તિને દાબી દેવા અગર તો તેમા દખલ દેવાના અને એ રીતે દંગાતોફાનનો જુસ્સો ઉશ્કેરવાના હુકમો જ ગણાશે. કારણકે, આડકતરી રીતે પણ લોકોને પરદેશી કપડાં પહેરવા કે દારૂનાં પીઠાંને આશ્રય આપવાની ફરજ પાડવાનો પ્રયત્ન તેમના જુસ્સાને ઉકાળવાનો જ. પણ આપણી જીત તો આપણે આટલી હદ સુધીની જબરાઈ તેમજ જુસ્સાની સામે પણ સામો હાથ ન ઉગામતાં જ્યારે આપણી શાન્તિ ડગવા નહિ દઇયે ત્યારે જ છે. આપણી ખામોશીથી જ આપણે સરકારના પાગલપણાને જમીનદોસ્ત કરવું જોઇયે. આપણે ઘડી ન ભૂલવું

જોઇયે કે પશુબળ જેટલું તેને તાબે થવાથી પોષાય છે તેટલું જ તેની સામે સામું પશુબળ વાપર્યાથી પણ પોષાય છે. તેથી એકેએક કાર્યકર્તાને મારી આગ્રહભરી સલાહ છે કે તેમણે આ સરકાર વિષે ભાષણ કરવું કે બોલવું પણ છોડી દઈ અને માત્ર એની બુરાઈ જોઇ લઇ સહકાર દ્વારા તેની આણ માનવાનું જ છોડી દેવું અને એવા અસહકાર દ્વારા આ બૂરા રાજ્યતન્ત્રને સાવ નોખું પાડી એકાકી કરી મુકવું.

પણ અસહકારની પ્રવૃત્તિ સામેની આ ઝુંબેશમાં બિહાર પ્રાન્ત બીજા બધાને પાછળ મુકે એમ છે. નવા નવા જાપના અને સખ્તીના પ્રયોગો શોધવામાં બિહાર સરકારને કોઇ આટી શકે તેમ નથી. ત્યાંની સરકારે હવે મ્યુનિસિપલ કાઉન્સિલરો અને નોકરોને પણ અસહકારની બાબતમાં જાપતાના હુકમો કાઢ્યા છે ! તેમને અસહકારી સભાઓમાં ભાગ લેવાની મનાઇ કરવામાં આવી છે. સરકારનો ઠરાવ મેં જાતે નથી વાંચ્યો, પણ મને કહેવામાં આવ્યું છે કે એવી જ એની મતબલ છે. જો આ ખરૂં હોય તો મ્યુનિસિપલ કાઉન્સિલરોને તેમજ નોકરોને મારી એવી સલાહ છે કે તેમણે બિહાર સરકારના આ હુકમની સંપૂર્ણ ઉપેક્ષા કરવી અને સરકારને મ્યુનિસિપાલિટીઓને વીખેરી નાખવા આહ્વાન કરવું. મતદારોએ પણ તેમનામાં પાણી હોય તો એના એ કાઉન્સિલરોને ફરી ફરી ચુંટી મોકલવા અને સરકારને કાં તો આખા મ્યુનિસિપલ રાજ્યતન્ત્રને બંધ કરી દેવા અને નહિ તો ઉપલો ઉદ્ધત ઠરાવ પાછો એંચી લેવા ફરજ પાડવી.

હિન્દી સરકારે તેના પહેલા ઠરાવમાં જે વલણ જાહેર કરેલું હતું તે યોગ્ય હતું. તેમા પ્રત્યક્ષ ખુનામરકી ન થાય અને અસહકારીઓ અહિંસાની મર્યાદાઓ પાળે ત્યાં સુધી તેમના બોલવા અને વિચારો ફેલાવવાની આડે ન આવવાની સરકારે પ્રતિજ્ઞા કરી હતી. પણ મેં તો તે જ વેળાએ સરકારની આ પ્રતિજ્ઞા વિષે મારો અણવિશ્વાસ જાહેર કર્યો હતો. એ ઠરાવ ઘડનારાઓએ કેવળ ઉદાસીનતા રાખીને અગર તો ચાલવા દઇને આ પ્રવૃત્તિને અનાયાસે મરી રહેલી જોવાની ઉમેદ રાખી હતી. પણ એણે તો ઉલટું જોર કરવા માંડ્યું અને સરકારી સંસ્થાઓની પ્રતિષ્ઠા તોડી પાડીને, પરદેશી કાપડનો બહિષ્કાર જમાવીને અને દારૂની આવક ઉપર કાપ મુકીને ખરેખર અસરકારક થવા માંડ્યું. તે જ ઘડીએ સરકારને સાચો ફાચકો પડ્યો અને તેને સખ્તીની શરૂઆત કરી દઇ આ પ્રવૃત્તિનો ફેલાવો અટકાવવાનાં પગલાં લેવાં માંડ્યા. અને આ તો હજી સરકાર રમત કરી રહી છે. ખરી સખ્તી તો હજી હવે ચાલવાની છે એ સમજી આપણે તેને માટે તૈયાર રહેવું જોઇયે. શાન્તિને વળગી

-તા. ૫-૪-૧૯૨૨

રહી આત્મશુદ્ધિનો આપણો પ્રયત્ન ચાલુ રાખવાનો આપણો નિશ્ચય, જેવો ને તેવો અચળ અને અડગ રહેવો જોઇયે. આપણે ઓડવાયરશાહીના કાળા કેર વર્તેલા જોવા પડશે અને એ આગમાં થઇને અણીશુદ્ધ બહાર નીકળી સીતાજીની પેઠે જ આપણે પણ હિન્દુસ્તાન પ્રત્યેની આપણી એકનિષ્ઠ ભક્તિ—આપણી વફાદારી સિદ્ધ કરી આપવી પડશે.

---

# વિચારમય જીવન

મારી મુસાફરીઓમાં કડવા અને મીઠા એમ બન્ને અનુભવો થયાં કરે છે. મધ્યપ્રાન્તની મુસાફરી લાંબા કાળને સારુ મને યાદ રહેશે. વર્ધા સત્તરમીએ સવારે પહોંચ્યા. તે જ દહાડે મોટરથી આર્વી અને આષ્ટિ જવાનું હતું. પન્થ લગભગ ૫૦ માઇલનો હતો. બપોરના એક વાગે નીકળી રાતના દસ વાગે પાછા વર્ધા પહોંચવાનું હતું. પણ ઇશ્વરે જુદું જ ધાર્યું હતું. જતાં રસ્તામાં મોટર ખોટકી. આષ્ટિ તો મુસીબતે પહોંચ્યા. પાછા ફરતાં બીજી મોટર પણ તૂટી, ને આ વેળા એવી જગ્યાએ કે જ્યાં કશી મદદ ન મળી શકે. છેવટે એક ગામડા નજીક પહોંચ્યા. ત્યાંથી ગાડામાં જવાનું ઠર્યું. રાતના એક વાગે ગાડાની મુસાફરી શરૂ થઇ. હું થાક્યો હતો, ઉંઘ પણ ભરાઇ હતી. મને શી દરકાર કે બળદ કેવા છે, તેનો હાંકનારો કેવો છે એ જોઉં ? ઉંઘમાંયે હું એટલું સાંભળી શકતો હતો કે બળદ ઘોડાવેગે જતા હતા. વળી વચમાં જરા ધીમા ચાલે. પણ મોટે ભાગે દોડતા જ હતા. બળદ દોડે એ કોને ન ગમે ? મેં વિચાર્યું, "ઠીક છે; આપણે વહેલા ઘેર પહોંચશું. આ તરફના બળદ સારા હશે."

સવાર પડી—જાગ્યો. મેં જોયું તો હાંકનારના પરોણામાં તો આર હતી ને તે આર વારંવાર બળદની પૂંઠમાં ભોંકીને તેનાથી તે પ્રાણીઓને દોડાવતો હતો. બળદ આ ત્રાસથી રસ્તામાં શેરી રહ્યા હતા.

આ દશ્ય જોઇ મારી દીન દશા જો વાંચનાર કલ્પી શકતો હોય તો કલ્પી લે. તે જ ક્ષણે ગાડામાંથી ઉતરી જવાની ઇચ્છા થઇ. મોટરની મુસાફરી આના કરતાં તો હજારગણી સારી એમ થયું. વળી મેં વિચાર્યું કે મોટરના કારખાનામાં મોટર બનાવનાર અંગ્રેજ અમેરિકનની શી વલે થતી હશે એ કોણ જાણે ? બળદગાડીમાં બેસવું એ મોટરમાં બેસવા કરતાં થોડું પાપ નહિ હોય ? આમ મનની સાથે ઘાટ ઘડ્યે

જતો હતો ને બળદનો ત્રાસ જોયાં કરતો હતો. એએક મિનિટ તો સહન કર્યું. પછી બળદના માલીકની પાસેથી પરોણો માગ્યો. તેણે તે આપી દીધો.

તે સમજ્યો. મને તે ઓળખતો ન હતો. મને 'બાવાજી' નામથી બોલાવતો હતો. 'મહાત્માજી' કરતાં 'બાવાજી' મને વધારે પ્રિય લાગ્યું. મારા પોશાક પરથી તેણે મને 'બાવો' માન્યો. 'બાવાજી'નો પોશાક પહેરવો સહેલ છે. 'બાવાજી'ના ગુણ મેળવવા દોહલા છે. છતાં હિન્દુસ્તાનના ભોળા લોક તો પહેરવેશની સાદાઇથી સદાય ભોળવાયા છે ને ભોળવાયે જશે.

મેં ગાડીવાનને લાકડીને બુઠે છેડેથી વાપરવા ભલામણ કરીને લાકડી પાછી આપી. બળદને દોડાવવાની કંઇ જરૂર નથી, કલાક મોડો પહોંચું તેની તેણે ફીકર ન કરવી એમ કહ્યું. તેને મેં આર કાઢી નાંખવા વીનવ્યો. તેણે તેમ કરવાનું વચન આપ્યું. તે પાળશે કે નહિ તે જુદો સવાલ છે.

આ બનાવની મારા મન ઉપર ઠીક અસર થઇ. આપણું જીવન કેવું વિચારશૂન્ય ને દયાશૂન્ય છે એ મેં જોયું. આપણા દરેક કૃત્યમાં વિચાર અને દયા હોવાં જ જોઇયે, અને જ્યાં વધારે દુર્બળતા, નિરાધારતા, વધારે અવાચકતા છે ત્યાં વધારે દયા હોવી જોઇયે એમ સ્પષ્ટ લાગ્યું. આપણે આપણી જાત—માણસજાત ઉપર દયા ખાઇયે છીયે તેમાં નવાઇ નથી. તે તો ખાવી જ જોઇયે. પણ કંગાળ દુકાળીઆં મનુષ્યો કરતાં પણ પશુ વધારે નિરાધાર, દુઃખી ને અવાચક નથી? દુકાળીઆં તો દુઃખથી પીડાય ત્યારે આપણી સામે લડે પણ ખરાં; પણ બળદ શું કરે? તે તો ન બોલી શકે, ન બંડ કરી શકે.

મને પાઠ્ય પુસ્તકોમાંનો પશુસંવાદ યાદ આવ્યો. તેમાંનું રહસ્ય તદ્દન સાચું લાગ્યું. આપણું જીવન કેવું વિચારશૂન્ય? મેં વિચાર્યું હોત તો બળદની ને હાંકનારની પરીક્ષા લીધી હોત ને લાકડીની આર મુસાફરીને આરંભે જ ખેંચાવી લીધી હોત.

જો ગાડીવાને વિચાર કર્યો હોત તો તે પોતાના વાંસામાં કોઇ આર ભોંકે તો કેવું લાગે એ જાણી લેત ને પરોણામાં આર ન રાખત, બળદને મારીને ન દોડાવત.

હું વિચારતો જાઉં છું તેમ તેમ સ્વરાજની શરતો 'વધતી' જાય છે. આપણે
13 આત્મશુદ્ધિ કરી સ્વરાજ્ય મેળવવું હોય તો આપણી શુદ્ધિની મર્યાદા ક્યાં બાંધશું? આપણા ભંગી ભાઇને આપણે માજાયા ભાઇની જેમ ગણશું ત્યાં હદ આવી જશે? આપણાં પશુ ભાઇબહેનોનું શું? તેમના જીવમાં ને આપણા જીવમાં કેટલો તફાવત

હશે ? આપણે આહારે, સ્પર્શે, સુખદુઃખ અનુભવીયે છીયે તેમ તેને પણ છે. આપણે બહુ તો તેના મોટા ભાઇ હોઇયે. તે સિવાય વધારે શું હોઈ શકે ?

આપણે બીજાને તેની ફરજ અદા કરવાનું કહીયે છીયે: ન કરે તો ચીડાઇયે છીયે; 'ડાયરને ફાંસીએ ચડાવો' એમ પોકાર કરીયે છીયે. પશુની આપણી સામેની ફરીઆદ સાંભળનાર આપણે વિષે શું વિચારતો હશે ?

આપણે હિન્દુ ગૌરક્ષાને પ્રાણરક્ષા સમાન ગણનારા; ગાયને બચાવવા મુસલમાન સાથે વેર બાંધનારા; બળદને આર ભોંકીને ચલાવીયે, બળદ ઉપર ન લાદવા જેટલો ભાર લાદીયે, તેને ઓછામાં ઓછું ખાવાનું આપીયે, ગાયની પાસેથી લોહી નીતરે ત્યાં લગી દૂધ લઇયે, તેને ફુંકીને દૂધ ખેંચીયે. આપણો મુસલમાનને ગાય ન મારવાનું કહેવાનો શો અધિકાર ? મુસલમાન ગાયને ખોરાક સારૂ મારવામાં પાપ નથી માનતા. હિન્દુ બળદને આર મારવામાં પાપ નથી એમ કંઇ દાવો કરી શકશે ? આપણે તો જાણીબુજીને પાપ કરીયે છીયે. અજાણ્યે થયેલા પાપની માફી ઇશ્વર આપે છે એમ કહેવાય છે. અજાણ્યે થયેલા દોષોનું જ પ્રાયશ્ચિત્ત હોય, જાણી જોઇને પાપ કરીને પછી પ્રાયશ્ચિત્ત લેવા નીકળ્યાથી કંઇ શુદ્ધિ મેળવાય ?

એટલે વિચાર કરીયે તો આપણે જોઇશું કે સ્વરાજ મેળવવા સારૂ આત્મશુદ્ધિ મેળવવાની હદ જ નથી. જેમ વહેલી શુદ્ધિ તેમ વહેલું સ્વરાજ.

સ્વરાજ એટલે ધર્મરાજ. જો ચાલુ રાજ્યનીતિ બદલી બીજી એવી જ રાજ્યનીતિ દાખલ કરીયે તો તે સ્વરાજમાં નહિ ખપે, તે વડે લોકકલ્યાણ નહિ થાય. જેમ સ્વરાજની શરતો છે તેમ સ્વરાજની નિશાનીઓ પણ રહેલી છે. મારા નડિયાદના ભાષણમાં મેં સ્વરાજની નિશાનીઓનો ઇશારો કર્યો હતો. કોઇ વેળા તે એક લેખમાં ટાંકી જઇશ.

દરમિયાન આટલું તો આપણે સમજી લેવું જ જોઇએ કે આપણો આત્મશુદ્ધિનો દાવો ખરો હોય તો આપણે આપણું વર્તન સુધાર્યે જ જવું જોઇશે કીડીથી માંડી કુંજર સુધી સૌના હકો તપાસી આપણે તે આપવા જોઇશે. એમ કર્યે આપણા હકો આપણને જગત વગરમાગ્યે આપશે એ વિષે કોઇએ શંકા જ ન રાખવી.'

આ રાજ્યને—આ રાજ્યનીતિને રાક્ષસી રાજ્ય, રાક્ષસી રાજ્યનીતિ આપણે ગણીયે તે પહેલાં આપણે જાતે તેવી નીતિમાંથી નીકળી જવું જોઇશે. જેવા નીકળ્યા તેવી જ તે નીતિ બંધ થશે. તેથી જ હું કહી રહ્યો છું કે આપણે સાત મહિનામાં

સ્વરાજ મેળવી શકીયે છીયે. કેમકે જે કરવું છે તે આપણે જ કરવું રહ્યું છે ને તે કાર્ય માત્ર વિચારના પરિવર્તનનું જ છે. આપણે આપણા ખ્યાલો બદલી દઈયે તો તે પ્રમાણે વર્તનમાં ફેરફાર કરવો ક્ષણમાત્રની વાર છે.

હું ઉમેદ રાખું છું કે કોઈ વાચનાર એવો આરોપ નહિ મુકે કે હું દહાડે દહાડે સ્વરાજની શરતો વધારતો જાઉં છું. વિચારી વાંચનાર સમજશે કે હું સ્વરાજની શરતો હળવી ને સહેલી બતાવી રહ્યો છું.

આપણે યા તો વધારે રાક્ષસી બનીને આ રાક્ષસી નીતિને રોકવી રહી અથવા તો રાક્ષસી નીતિથી અલગ રહી તેને મટાડવી રહી. પાપ, અન્યાય કોઇ કાળે સ્વતન્ત્રપણે નભી શકતા જ નથી. તેને હમેશા ઓથ જોઇયે. તેથી જ સવ ધર્મનું શિક્ષણ છે કે પાપની સાથે અસહકાર કરવો એ પરમ ધર્મ છે. પણ જો તેમ કરીને આપણે પાપનીતિ દૂર કરવી હોય તો આપણે દરેક ક્ષણે વિચાર કરીને આપણા જીવનને પાપમાંથી બચાવી લેવું એટલે પાપી નીતિ એની મેળે પડી ભાગશે.

---

# અસ્પૃશ્યતા વિષે શંકા

અસ્પૃશ્યતાનો વિષય એવો છે કે તે બાબત અનેક માણસોને અનેક પ્રકારની શંકાઓ આવ્યા કરે છે. કોઇ એક રીતે તો કોઇ બીજી રીતે તેનો બચાવ કરવા મથી રહ્યા છે. આમ દરેક ઘર ઘાલી ગયેલા રિવાજોને વિષે બને છે. કોઇ રિવાજો તેની સામે વિરોધ થયા વિના તુરત નથી દૂર થઇ શક્યા. શરાબ ઇત્યાદિ પીવાની ટેવનો પણ બચાવ થતો આપણે જોઇયે છીયે. કેટલાક તો શરાબ પીવાનો ધર્મ પણ માનનાર પડ્યા છે! ત્યા પછી અસ્પૃશ્યતાની તો વાત જ શી? નીચેના ત્રણ પ્રશ્નોનો જવાબ આપવાની એક મિત્રે સૂચના કરી છે:

૧. ભંગી ચમારનો ધંધો જ મેલો છે ને જેનો તે ધંધો થઇ પડે છે તેની ઉપર તેની એવી સૂક્ષ્મ અસર થાય છે કે ભલે તે હમેશાં નાહીને સાફ થાય તોપણ તેનું હાડ જ મેલુ થઇ ગયેલું હોય છે. એટલે તેનો સ્પર્શ સર્વથા વર્જ્ય હોવો જોઇયે.

૨. દાક્તર ઇત્યાદિ જે મેલાં કામ કરે છે તેવો ધંધો કંઈ ભંગીનો નથી. તેઓ નિરન્તર તેવું કામ કરતા નથી ને કરે છે ત્યારે તેઓ તેવું કામ કરીને સાફ થઇ જાય છે.

તા: ૫-૪-૧૯૨૧

૩. ઢેડભંગી જ્યાં સુધી પોતાનો ધંધો જ ન મેલે ત્યાં લગી તેને અડાય જ નહિ.

ઉપલી દલીલો કંઇક નવા પ્રકારની છે. એક પક્ષ એમ કહે છે કે 'અસ્પૃશ્ય' જો ન્હાતાધોતા થઇ જાય તો પછી કંઈ કહેવા જેવું નથી રહેતું. હવે ઉપરની દલીલ કરનાર પક્ષ કહે છે કે ભંગીના હાડમાં જ મેલ પેસી ગયો છે તેથી આપણે તેને ગમે તેટલો ધોઇએ તોપણ તેનો સ્પર્શ ન કરી શકાય.

બન્ને પક્ષની ભૂલ હું તો ચોખ્ખી જોઇ શકું છું. આપણને ભંગી વગેરેને ન અડવાની ટેવ પડી છે. વળી તેને ધર્મનું રૂપ અપાયુ.છે. એટલે હવે તેઓને અડકવાની ઇચ્છા નથી થતી; તેથી ગમે તે પ્રકારે આપણી આદતનું સમર્થન કરવું આપણને ગમે છે. મારી અલ્પ મતિ પ્રમાણે તો ભંગીને જે મેલ ચડે છે તે મેલ શારીરિક છે અને તે મેલ તુરત દૂર કરી શકાય છે. પણ જેઓને અસત્ય, પાખંડ ઇત્યાદિનો મેલ ચડે છે તે એવો સૂક્ષ્મ હોય છે કે તેને કાઢવો જ મુશ્કેલ પડે છે. જો કોઇને અસ્પૃશ્ય ગણી શકાય તો તે અસત્ય અને પાખંડ રૂપી મેલથી ભરેલા લોકો છે. પણ તેઓને અસ્પૃશ્ય ગણવાની તો આપણી હિમ્મત જ નથી ચાલતી, કેમકે આપણા બધામાં એવો મેલ થોડેઘણે અંશે રહેલો જ છે. આપણે જો તેવું કરવા બેસીયે તો જગતના કાજી બન્યા જેવું થાય ને આપણે પોતે અસ્પૃશ્ય થઇ જઇયે. આ ખરી મલિનતાને સારૂ આપણી પાસે ધીરજ અને પોતાની આન્તરિક સ્વચ્છતા સિવાય બીજો ઉપાય નથી. પણ ભંગીની મલિનતા તો હાડ નથી ઘાલતી, એટલું જ નહિ પણ તેનો તો ઉપાય સહેલો છે. તેઓને આપણે આપણા કરીયે એટલે તેઓ જરૂર સાફ થઈ રહેવાના.

દાકતરનો ધંધો મેલું ચુંથવાનો નિરન્તરનો જ છે. તેઓને જો ચોવીસે કલાક વાઢકાપનું કામ મળે તો કંઇ તે કરવા તે ઇનકાર નહિ. કરે વળી તેઓ પણ પોતાની આજીવિકાને અર્થે પોતાનો મેલ ચુંથવાનો ધંધો કરે છે. છતાં તે કાર્યને આપણે પરોપકારી ગણીયે છીયે ને દાક્તરને માન આપીયે છીયે. મારી દલીલ એવી છે કે દાકતરનો ધંધો તો માત્ર દરદીને ઉપકારક છે, પણ ભંગીનો ધંધો આખા જગતને ઉપકારક હોઇ દાકતરના ધંધા કરતાં પણ વધારે આવશ્યક ને પવિત્ર છે. દાક્તરો પોતાનો ધંધો છોડે તો દરદીઓનો નાશ થાય, પણ જો ભંગીનું કાર્ય બંધ થાય તો, તો જગતનો નાશ થાય. તેથી આવશ્યક પ્રવૃત્તિ કરનારને અપવિત્ર માની તેમને તરછોડવા એમાં ઘણું પાપ છે એમ માનવું જરાયે અયોગ્ય ન ગણાવું જોઇયે.

ભંગીચમારનો ધંધો છોડવાની પ્રવૃત્તિ કરવી એ તો જગતને ભારે હાનિકારક કાર્ય માનું છું.

આપણી પાસે ઉપાય એક જ રહેલો છે. જેમ દાક્તરના ધંધાને આપણે પવિત્ર માન્યો છે તેમ ભંગીચમારના ધંધાને પવિત્ર માનવો. આપણે તેમને સારા રહેવા પ્રેરવા, તેમને દૂર કાઢવાને બદલે આપણી નજીક રાખવા ને તેમની સેવા કરવી. આપણે પાયખાનાં ચોખ્ખાં રાખવાની ટેવ પાડવી ને આપણે પોતે પણ તે સાફ કરવાની જરૂર જણાય ત્યારે સાફ કરવા તૈયાર થવું ને સાફ કરતાં શીખવું. જ્યારે આપણે ભંગીના ધંધાની પવિત્રતાને સમજતા થઇશું ત્યારે આપણાં પાયખાનાં જે આજે નરકની ખાણરૂપ છે તે આપણા રસોડાં કે આપણી બેઠકના જેવાં સ્વચ્છ હશે. મારી દૃઢ માન્યતા છે કે ભંગીને અને તેના ધંધાને તુચ્છ ગણીને આપણે અનેક રોગોને સ્થાન આપ્યું છે. બ્રાહ્મણનાં ઘર ભંગીના ઘરો કરતાં મેં મેલાં જોયાં છે. ભંગીના ઘરની પાસે પાયખાનું હોતું નથી તેથી તે સ્વચ્છ લાગે છે. આપણાં પાયખાનાંની ગંદકીથી ને આપણી તે વિષેની ખરી આદતોથી આપણામાં મરકી, કૉલેરા આદિ રોગો આવે છે ત્યારે ત્વરાથી ફેલાય છે એવી ઘણા વિદ્વાન દાક્તરોની માન્યતા છે. મેં તો એ વાત ખાસ અનુભવી છે. આપણા પાયખાનાને આપણે એવી સ્થિતિમાં મુકી શકીયે છીયે કે તેને સાફ કરવામાં જરાયે સૂગ ન આવે, ને તેમાં જ્યારે પ્રવેશ કરીયે ત્યારે તે સ્વચ્છ ને દુર્ગન્ધ વિનાનાં જોવામા આવે. અસ્પૃશ્યતાના પાપથી આપણે સામ્રાજ્યના અસ્પૃશ્ય ભંગી બન્યા છીયે, એટલું જ નહિ પણ તે પાપને અંગે આપણે રોગોના ભોગી પણ બન્યા છીયે ને આપણા શરીર નિસ્તેજ ને દુર્બળ બન્યાં છે. આપણા પાયખાનાં ઇત્યાદિના રિવાજોથી હવા ઉપર કેવી ખરાબ અસર થાય છે ને ખરાબ હવાની અસર શરીર ઉપર કેટલી ખરાબ થાય છે એનો આપણને ખ્યાલ જ નથી. એ વિષયને હું નવરાશે ચર્ચવા ઇચ્છું છું.

મને કંઇ મલિનતા ઉપર મોહ નથી, ભંગી ઉપર પણ મોહ નથી. મને અતિશયોક્તિની ટેવ નથી. હું હિન્દુ શાસ્ત્રોને માનનારો છું, હિન્દુ ધર્મનો અભિમાની છું. મારું સત્ય મને નિર્મોહ રાખે છે ને શાસ્ત્રને નામે ચાલતી બધી વસ્તુના અન્ધ સ્વીકારથી બચાવે છે. હું જેમ જેમ નમ્રપણે વિચાર કરું છું તેમ તેમ મને ભાસે છે કે જેવી ડાયરશાહી સામ્રાજ્યે ચલાવી, તેવી ડાયરશાહી હિન્દુ ધર્મને નામે હિન્દુઓએ ભંગી ઇત્યાદિ જાતિઓ ઉપર ચલાવી છે. જેમ સામ્રાજ્યની ડાયરશાહીને હું શેતાનિયત

કહું છું તેવી જ શેતાનિયત હું અસ્પૃશ્યતાને ગણું છું. તે દોષમાંથી હિન્દુ ધર્મને મુક્ત કરવા હું મથી રહ્યો છું, ને તે માટે વધારે કઠિન તપશ્ચર્યાને સારુ મને લાયક બનાવવા પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું.

---

# મારી નોંધ

## ધોળામાં કાળું

એક મિત્ર સ્વદેશીને લગતી ચળવળનો લાભ લઇ કેંક લોકો અપ્રામાણિકપણું ચલાવી રહ્યા છે તેઓના દાખલા આપી લખે છે: 'હું તો દેશમાં પ્રથમ પ્રામાણિકપણું અને પછી સ્વદેશીનો પ્રચાર ઇચ્છું છું.' આ વિચાર નિર્મળ છે, પણ તેમાં એકાન્તવાદ છે. જૈન દર્શનમાંથી હું ઘણું જાણવા જેવું શીખ્યો છું તેમાંનો એક અનેકાન્તવાદ છે. એકાન્તે એકે વાત બરોબર નથી હોતી. દરેક વસ્તુને બે પક્ષ છે. 'હું તો પ્રામાણિકપણું પ્રથમ ઇચ્છું' એમાં એકાન્તવાદ આવી જાય છે. એ વાત તો સદાય ઇચ્છવા જેવી છે. પણ પ્રામાણિકપણું ન આવે ત્યાં લગી સ્વદેશીનો પ્રચાર ઇચ્છવા જતાં સ્વદેશી અને પ્રામાણિકપણું બન્ને ગુમાવવાનો અવસર આવે. સત્ય કે એવા બીજા ગુણો મનુષ્યમાં સ્વતન્ત્રતાએ નથી ઘડાતા કંઇક પણ કાર્ય કરતાં જ ઘડાય છે. હિન્દુસ્તાન લાયક બને ત્યારે જ સ્વરાજ ભોગવે એમ કહીને રાજ્યકર્તાએ આજ લગી સ્વરાજને અટકાવી રાખ્યું ને આપણે અટકાવવા દીધું. હિન્દુસ્તાન તો ક્યારનું લાયક છે. જો હિન્દુસ્તાનમાં પૂર્ણતા હોત તો હિન્દુસ્તાન ગુલામ ન જ થાત. પણ સ્વરાજ ભોગવતાં જ સ્વરાજની લાયકાત આવે છે. તે જ રીતે સ્વદેશી ચલાવતાં જ પ્રામાણિકપણું આવશે. સ્વદેશી પ્રામાણિકતા વિના નહિ જ ચાલી શકે એ વિચાર શુદ્ધ છે ને અનેકાન્તવાદનો વિરોધી નથી. તેમ માનવાથી બન્ને વસ્તુ સાથે ચાલી શકે છે. પ્રામાણિકતા વિના એકે વસ્તુ ન જ ચાલી શકે એવો દૃઢ વિશ્વાસ રાખવાથી તે ગુણને વધારી શકાય ને દરેક સારી પ્રવૃત્તિ ચલાવતાં ક્ષોભ ન થાય. મારી માન્યતા તો એવી છે કે જો સ્વદેશીનો આપણે મોહમાં ફસાઈ ત્યાગ ન કર્યો હત તો આજે જે સ્થિતિ આપણે ભોગવીયે છીયે, જે અસત્ય આપણામાં દાખલ થયું છે, તે ન જ થાત. સ્વદેશીનો પ્રચાર એટલે સત્યનો, સ્વધર્મનો ને સ્વરાજનો પ્રચાર છે એવી મારી ખાતરી છે. તેથી દેશમાં ચાલતી મન્દતાથી ન હારતાં સ્વદેશીના શ્રદ્ધાળુને મારી ભલામણ છે કે તેઓએ સ્વદેશીનો પ્રચાર વધાર્યો જ કરવો. સ્વદેશી ચલાવતાં, રેંટીયો દાખલ કરતાં, ખાદી પહેરતાં પહેરાવતાં સત્યનો પદાર્થપાઠ અપાય છે.

## અપ્રામાણિકતા

આ મિત્ર જે દાખલાઓ ટાંકે છે તે ખાદીના વ્યાપાર વિષે અને રેંટીયાના પૈસા વિષે છે. તે લખે છે કે ખાદી વેચનાર કાં તો ખાદી હાથના કાંતેલા સૂતરની કહી મીલના

સુતરની વેચે છે અથવા તો ખરી ખાદી ઉપર ભારે નફો ચડાવે છે. રેંટીયા વેચનારા ગમે તેવા રેંટીયાની ઉપર ગમે તેવું દામ લે છે. આ બન્ને દોષો હું પણ અનુભવી રહ્યો છું પ્રત્યેક પ્રવૃત્તિને અંગે ધૂતારા હોય જ છે. તેઓને પહોંચી વળવામાં નવી પ્રવૃત્તિના ચાલકોની કાર્યદક્ષતાની પરીક્ષા આવી જાય છે અને તેની ઉપર જ પ્રત્યેક પ્રવૃત્તિની સફળતાનો આધાર રહ્યો છે. ખાદીનું વધારે દામ લેવાય છે એ લાંબો વખત નહિ ચાલે, કેમકે ખાદી જેમ વધારે ઉત્પન્ન થશે તેમ તેના વેચનારા હરિફાઇ કરીને દામ ઓછું કરશે ખોટી ખાદી વેચાયા કરે છે તેને પહોંચી વળવું મુશ્કેલ છે. શુદ્ધ ખાદી આંકવાનો પ્રયત્ન હું કરી રહ્યો છું. તે આંકવાનું સાધન મેળવી રહ્યો છું પરીક્ષા કરનારા ચોકશીઓ તુરત મળવા મુશ્કેલ છે, કેમકે હાથના સુતરની પારખ વણાઇ ગયા પછી કરવી સાવ સહેલી નથી. દરમિયાન સહુએ પોતાને ભરોસો હોય તેવી જ જગ્યાએથી ખાદી લેવાનો નિશ્ચય કરવો તેમ છતા છેતરાઇ જવાશે તો પાપ છેતરનારને હોય, છેતરાનારને કદી ન હોય. એવું કપટ ચાલતાં છતા લોકોમા ખાદીનો પ્રેમ વધશે, ખાદીથી ભડક ભાગશે, ખાદી ખાનદાનનો પોષાક ગણાશે, એ ફાયદો તો દેશને થશે જ.

## રેંટીયાની પરખ

ખરાબ રેંટીયા વેચાય છે તેમાં ભય રહેલો છે ખરો. કેમકે જે ન કંતાય એવા અથવા ઘણુ ઓછુ કંતાય એવા અગર તો તુરત તૂટી જાય એવા રેંટીયા વેચાય તો રેંટીયાનો અણગમો ફેલાવાનો સંભવ બહુ રહ્યો છે પણ મારી ઉમેદ છે કે આનો ઉપાય થોડી મુદતમા થઇ શકશે. રેંટીયાના અખતરા ચાલી રહ્યા છે. રેંટીયા જાણનાર જેમ વધતા જશે તેમ તેમ ખરાબ રેંટીયા વેચાતા બંધ થઇ જશે. જેમ સોનાની કસોટી કાઢવાને ધર્મનો કાંટો મુબાઇમાં રહે છે તેમ રેંટીયાને સારૂ પણ જો કંઈ કસોટી કાઢી શકાય તો કાઢવી એ હું વિચારી રહ્યો છું. દરેક સારી વસ્તુઓનો પ્રચાર એમ જ વધે છે. જેમ ટાઈપરાઈટર, શીવવાના સંચા આદિને વિષે આપણે જાણી શકીયે છીયે તેમ જ રેંટીયાનું પણ આપણે થોડી મુદતમાં કરી શકીશું. એવી મારી ઉમેદ છે. રેંટીયાની ઉપર લોકોનો વિશ્વાસ એટલો બધો વધતો જાય છે કે હું માનું છુ કે થોડા સમયમા સારા, મજબુત ને સસ્તા રેંટીયા આપણા હિન્દુસ્તાનની બજારોમાં જોઈશું. દરમિયાન જ્યાં જ્યા રેંટીયાની પ્રવૃત્તિ ચાલી રહી છે ત્યા ત્યાં કાર્યવાહકો પોતે રેંટીયા સારા કોને કહેવા ને નઠારા કોને કહેવા તે જાણી લે તો વધારે સારૂ આટલી પરીક્ષા તો હુ અહીં જ લખી નાંખું.

૧ રેંટીયાનું ચક્ર અવાજ વિના ને અટકયા વિના ચાલવું જોઇયે.

૨. રેંટીયાનો દરેક ભાગ મજબૂત જોડેલો હોવો જોઇયે.

૩. ચક્રને ચલાવવાનો હાથો ખસી જાય એવા ન હોવો જોઇયે.

૪. રેંટીયાની ત્રાક અવાજ વિના ફરવી જોઇયે. આમ થવા સારૂ ચમરખાં ઘાસનાં કે ચામડાનાં હોવાં જોઇયે.

૫. . રેંટીયા વડે એક કલાકે સારા કાંતનારને હાથે ઓછામાં ઓછું અઢી તોલા સુતર નીકળવું જોઇયે: છઠ્ઠી શરત ન પાળે એટલે કે એક કલાક સુધી જે રેંટીયા એ રીતે ન ચલાવી શકાયો હોય તે રેંટીયા પાસ ન જ કરવા જોઇયે.'

## સુતાર સ્વયંસેવક

આપણામાં કેવળ વિદ્યાર્થીઓને જ સ્વયંસેવક બનાવવાની રૂઢિ પડી ગઇ છે. તેને બદલે બધા સારા યુવકોને સ્વયંસેવક મંડળમાં જોડવાની પ્રથા પાડવાની જરૂર છે એમ હું પહેલાં લખી ગયો છું. જો આપણે પ્રજાની પ્રવૃત્તિઓ ખૂબ ચલાવવી જ હોય તો આપણે ઘણા કારીગરોને પણ પ્રજાકીય કાર્યમાં યોજવા જોઇયે. સુતારો, લુહારો વગેરે જ્યારે પ્રજાહિતને સારૂ કામ કરતા થઇ જશે ત્યારે આપણે સોંઘા ને સારા રેંટીયા પણ કરી શકશું. આજે તો આપણી દશા એવી કંગાલ છે કે જો કાંતવાને આપણે તૈયાર થઇયે છીયે તો તુરત અને સારા રેંટીયા બનાવી આપે એવા સુતાર મળતા નથી. સુતાર મળે છે તો ત્રાક બનાવનાર લુહાર નથી મળતા. લુહાર સુતાર મળે છે તો પ્રામાણિક ને સ્વદેશપ્રેમી પીંજારા નથી મળતા. પણ જો આપણી પાસે સ્વરાજને સારૂ કામ કરનારા લુહાર, સુતાર, પીંજારા વગેરેનાં મંડળો હોય તો આપણે પ્રજાને ઘણે આગળ ચડાવી શકીયે આ કામ કેટલું સહેલું છે તે એક સુતાર ભાઇના કાગળ ઉપરથી જણાઈ આવે છે. તે લખે છે: "સ્વામીનારાયણનું મન્દિર મફત બાંધી અપાયા વિષે આપે લેખમાં જે લખ્યું છે તે બરોબર છે. સ્વરાજમન્દિર બાંધવામાં જે કારીગરોની જરૂર પડે તે અમારી તરફથી પૂરા પાડવા જોઈયે. તે માટે કે મોટી શાળાઓ બાંધવી પડે તે માટે ઈસ્ટીમેટ કરી જેટલા સુતારનું કામ પડે તેટલા અમે અમારી નાત મળીને વહેંચાઈ જશું. મહિના મહિનાના વારા કરીને પગાર નહિ લેતાં દેશને વાસ્તે મદદ કરીશું." આ લખનાર મિસ્ત્રી જેવા ઘણા દેશમાં હોવા જોઇયે કે જેને આપણે સ્વદેશના કાર્યમાં પરોવીયે તો સ્હેજે પરોવી શકાય અને સ્વરાજનું મન્દિર ચણનારા કારીગરોનાં મંડળો ઠેર ઠેર ઉભાં થાય

---

# મધ્ય પ્રાન્તમાં ગાંધીજી

[ પૃ. ૬૫૮ થી ચાલુ ]

### ઉમરાવતી

નાગપુરથી ગાંધીજીને ઉમરાવતી જવાનું હતું. ઉમરાવતી વરાડની પુરાણી રાજધાની નાગપુર રેલવેની મુખ્ય લાઇનથી છ માઇલ પડખે આવેલું છે અને બડનેરા જંકશનથી ત્યાં રેલવેની એક શાખા જાય છે. ઉમરાવતીનું ગાંધીજીને ઘણા દિવસનું આમન્ત્રણ હતું વળી ઉમરાવતી ગાંધીજીના પ્રિય સાથી સ્વર્ગસ્થ ભાઇ ચાંદવાડકર પટવર્ધનનું ગામ તેથી પણ ગાંધીજીને મન ઉમરાવતી જવું યાત્રા સમાન હતું. અહીંઆ પણ સારી વ્યવસ્થા ન જોવામાં આવી. સ્ટેશન

ઉપરથી જ સ્વયંસેવકોને હાથે અમારો કેટલોક સામાન ગોટે ચડી ગયો તે બે કલાકે પત્તો લાગ્યો. અહીં પણ સ્ત્રીઓની અને પુરુષોની એમ જુદી જુદી બે સભાઓ થઇ. તિલક સ્વરાજ ફંડમાં નાણાં અને ઘરેણાં પણ ઠીક મળ્યાં.

## સ્વ. ભાઈ ચાદવાડકર પટવર્ધન

પુરુષોની સભામાં પંદરેક હજાર લોકો હશે. ગાંધીજીના ભાષણમાં સૌ પહેલું સ્મરણ તો અલબત્ત ભાઇ ચાદવાડકર પટવર્ધનનુંજ હતુઃ "ભાઇ ચાદવાડકરે પોતાનું સર્વસ્વ દેશને અર્પણ કર્યું હતું. મહાસભા, લીગ ઈત્યાદિ પ્રજાકીય સંઘો આપણી પાસેથી આજે જે જે કંઈ માગી રહ્યા છે તે બધી વસ્તુઓ તેમનામાં હતી. આપણે તેમના જેવા હોત તો આજ સ્વરાજ મળી ચુક્યું હોત. એક કાળે તેઓ હિન્દમાં સ્વરાજ્ય સ્થાપવાને સારુ અશાન્ત ઉપાયોની જરૂર માનનારા હતા, પણ પાછળથી તેમના વિચાર બદલાયા હતા. તે પાકા સત્યાગ્રહી બન્યા હતા અને મહાસભા તથા લીગના કાર્યક્રમમાં જ હિન્દુસ્તાનનું શ્રેય છે એવી એમની દૃઢ શ્રદ્ધા હતી."

## દાદાસાહેબ ખાપર્ડે

અસહકારના શાન્તિમય સ્વરૂપ ઉપર ભાર મુકતાં તેમણે જણાવ્યું કે "મહાસભાના ઠરાવથી આપણે હરહાલતમાં શાન્તિ જાળવવાને બંધાયેલા છીયે. શાન્તિ જાળવવાની આપણી શક્તિને વિષે આપણને તેમજ અંગ્રેજોને બન્નેને શક છે. બંદુક તલવારથી દબાઇને નહિ ધર્મવૃત્તિને અનુસરીને આપણે શાન્તિ જાળવીયે છીયે એ આપણે બતાવી આપવું જોઇયે. દાદાસાહેબ ખાપર્ડે સાથે મારે પહેલેથી મતભેદ છે. એમનો એક રસ્તો છે, મારો બીજો છે. હું માનું છું કે જે રસ્તે તે જવા માગે છે તે રસ્તે સ્વરાજ ન મળે. છતાં હું તેમને ગાળ ન દઉં. તેમના માણસને કુવા પર પાણી ભરવા ન દેવું એમાં મહાસભાની આજ્ઞાનો ભંગ છે. કોઈ માણસ આપણો વિરોધી હોય અને તે છતાં તે એકલો હોય તોપણ આપણા તરફથી એ સાવ નિર્ભય રહે એવું જ એના તરફ આપણું વર્તન હોવું જોઇયે. અલબત્ત, દાદાસાહેબ ખાપર્ડેની પાસે ધારાસભા વગેરેમાં આપણે સેવા ન લઇયે, પણ કરીયે તો ખરા. તે માંદા પડે તો તેની સેવા કરીયે. લૉર્ડ ચેમ્સફર્ડ માંદા પડે તો તેમની પણ સેવા કરીયે; પણ તેમના ખિતાબ જરૂર ન સ્વીકારીયે.

## શરાબની કમાણી

"આપણી લડત આત્મશુદ્ધિની છે. આત્મશુદ્ધિ શું છે? દારૂ વગેરેનો ઉપયોગ કરનારાઓએ તે વસ્તુઓનો ત્યાગ કરવો જોઇયે. આ વસ્તુઓમાથી સરકારને સત્તર કરોડ રૂપીયા મળે છે. એટલે તે બંધ થતા હોય ત્યાં સરકાર આપણને સુખે ન બેસવા દે એ દેખીતુ છે. શરાબમાંથી થતી કમાણીમાંથી આપણાં બાળકોને કેળવણી મળતી હોય તે આપણને ન ખપવી જોઇયે. સ્વરાજ્યમાં શરાબની કમાણી તો આપણને હરામ હોવી જોઇયે. તે વિના આપણે કેળવણી આપી શકીયે છીયે એવી મારી ખાતરી છે. ડૉ. ગોડબોલેનું ભાષણ હું

નાંખી ગયો છું. મૅજિસ્ટ્રેટ તેને ઈન્સાફ કે ગેરઈન્સાફ ગમે તે કરે પણ હું એટલું તો ચોક્ખું કહું છું કે મહાસભામાં ખુલ્લી રીતે ન ચર્ચાયું હોય એવું એમાં તેમણે કશું જ નથી કહ્યું. 'રીપબ્લિક' (પ્રજાસત્તાક રાજ્ય) એ શબ્દ તેમણે વાપર્યો છે. પણ રીપબ્લિક એ જન્મસિદ્ધ હક છે. હિન્દ તો અનાદિકાળથી ગ્રામ્ય રીપબ્લિક ભોગવતું હતું. બિહારની સરકાર પંચાયતને તોડવા મથી રહી છે. સરકારની કોર્ટમાં જ ઇન્સાફ મળે એમ માનવું ભ્રમ છે. આપણને જનરલ ડાયર કે સર માઈકલ ઓડવાયર સામે ઈન્સાફ મળ્યો છે? હું સાક્ષી છું કે ઇન્સાફને બદલે ગેરઈન્સાફ મળ્યો છે. પણ તમે ડૉ. ચોળકરને માટે દિલગીર ન થતા. તેમને મુબારકબાદી આપો. તમે દારૂ પીવાની ટેવવાળાઓને વીનવી સમજાવી દારૂ છોડવાનું કહો પીઠાવાળાને દારૂ ન વેચવા વીનવો, ઇજારો લેવા ઇચ્છનારને તેમ ન કરવા વીનવો. પણ ક્યાંયે જબરદસ્તી ન કરતા. સરકારને વિષે 'શયતાન' શબ્દ પણ તમે ન વાપરો. પંજાબ વિષે પણ રોષ ન કરો. એ ટીકા કરવાનું મને એકલાને સોંપો. શરાબ બંધ કરાવવાનો તમે પ્રયત્ન કરો પણ તેમા કોઇની નિન્દા ન કરો, ગાળો ન દો. આજ સખ્ત શબ્દોનો જમાનો ચાલ્યો ગયો છે. હવે તો કામ કરવાનો વખત આવ્યો છે. આપણે બોલવા માટે કેદ જઇયે તેના કરતાં કાર્ય કર્યાને સારૂ જઇયે—ભલે દારૂ ન પીવો એને સરકાર પાપ ગણે—ત્યારે સરકારનું પોગળ તદન ખુલ્લું થઇ જશે, ત્યારે તે એની મેળે નાશ પામશે."

## ખાદીમાં મગરૂરી

પછી ગાંધીજીએ વ્યભિચાર, ચોરી, જૂઠાણું વગેરે આપણી વચ્ચેથી નિર્મૂળ કરવાનું કહ્યું, અને સ્વદેશીધર્મની આવશ્યકતા ઉપર બોલતા હકીમ અજમલખાનજી વગેરે અત્યન્ત બારીક વૈભવી કપડાં પહેનારા પણ આજ સ્વદેશીધર્મનું રહસ્ય સમજી હોંશથી ખાદી પહેરે છે અને તેમાં મગરૂરી માની રહ્યા છે તેમનું અનુકરણ કરવા કહ્યું. છેવટે અસ્પૃશ્યતાના પાપમાંથી છૂટવા તેમજ બ્રાહ્મણ અબ્રાહ્મણના ઝગડામાં ન ફસાવા માટે ભાર મુકીને વિવેચન કર્યું અને 'તિલક સ્વરાજ ફાળા' માટે ભિક્ષા પણ માગી. થોડી જ વારમાં સારી રકમ જમા થઇ. આ પછી કાર્યવાહકોની સભા હતી તે પૂરી થતાં રાતના બાર વાગ્યા. તે જ રાત્રે જબલપુર જવાને માટે અમારે નાગપુર છોડવાનું હતું એટલે તા. ૩૦મીની સવારે તો અમે પાછા નાગપુર પહોંચ્યા.

## સિવની—જબલપુર

વખત બચાવવા અને અનુકૂળ વખતે પહોંચવા માટે અમારે અહીંથી ટ્રેનને બદલે મોટરમાં જબલપુર જવાનું હતું. એકસો પાંસઠ માઇલનો પાધરોદોર રસ્તો છે. રસ્તા પરનાં ગામડાંઓને તો ખબર પડી જ જાય અને દર જગાએ લોકોનાં ટોળાં હાજર જ હોય! મધ્ય પ્રાન્તમાં ગરીબાઇ બહુ છે, તેમાંય આ વખતે દુષ્કાળે પોતાનો પંજો તેના ઉપર નાંખ્યો છે. અરધે રસ્તે સિવનીમાં એક કલાક રોકાવાનું હતું. અસહકારની લડતમાં સિવની ઐતિહાસિક સ્થળ બન્યું છે. શ્રી. હરપ્રસાદજી(?) મધ્ય પ્રાન્તના એક પ્રતિષ્ઠિત આગેવાન

છે. તે અસહકારને અંગે અહીં વ્યાખ્યાન દેવા ગયા હતા તે પછી તેમને પકડવામાં આવ્યા હતા. સિવની ગામ નાનકડું છે ને ૨ હજારની વસ્તી છે. વસ્તીમાં દક્ષિણી, હિન્દી અને મારવાડી લોકો છે. દક્ષિણીનું પ્રમાણ સ્હેજ વધારે હશે. અહીં પ્રથમ સ્ત્રીઓની સભા હતી. ગામના પ્રમાણમાં સ્ત્રીઓ ઘણી એકઠી થઈ કહેવાય. 'તિલક સ્વરાજ ફંડ'માં પણ સારી રીતે પૈસા તથા દાગીના ભરાયા. આ સભા પછી જાહેર સભા થઇ. લોકો સખત ગરમીમાં ખુલ્લા બેઠા હતા તેમાં તેમનો ઉત્સાહ અપૂર્વ હતો. ભાષણમાં ભગવાનદીનજીના ઉત્સાહનો ઉલ્લેખ કરવા ગાંધીજી ચૂકયા નહિ: "ભગવાનદીનજી અહીં ભાષણ કરવા આવ્યા ને પકડાયા તેથી મને અહીં રોકાવાની વિશેષ ઇચ્છા થઇ. બીનગુન્હેગારને સરકાર પકડે તે આપણી જીતની ચોક્કસ નિશાની છે. આવી રીતે પકડાવામાં આપણે આનન્દ અને લ્હાવો માનવાં જોઇયે."

## ગટરનું પાણી

દારૂનો ત્યાગ કરવાનું સમજાવતાં ગાંધીજીએ કહ્યુ કે "દારૂ પીવા કરતાં ગટરનું પાણી પીવું બહેતર છે. ગટરનું પાણી ગંદું છે, તેનાથી રોગ થાય એટલુ જ; પણ દારૂથી તો આત્મા મલિન થાય છે." પછી આ હીલચાલ આત્મશુદ્ધિની કેવી રીતે છે અને એવી પ્રજાકીય શુદ્ધિને માટે આપણે આજે શું શું કરવું જોઇયે તે સમજાવ્યા બાદ 'તિલક સ્વરાજ ફંડ'નું ઉઘરાણું ચાલ્યુ, તેને જવાબ પણ સારો મળ્યો. અહીંથી પરબારા જબલપુર જવા નીકળ્યા. રસ્તામાં બે ચાર ગામડાંમાંથી પસાર થતાં ત્યાં લોકો ભેળા થયા હતા, તેઓએ બહુ ભારે વ્યવસ્થા રાખી હતી એમ અમે જોયું. એક જગ્યાએ તો ભાઇઓ તથા બહેનો અત્યન્ત શાન્તિપૂર્વક ગોઠવાઇને બેઠાં હતાં. અને ગાંધીજી આવ્યા ત્યાથી ગયા ત્યાં સુધી તે જ વ્યવસ્થા તથા શાન્તિ રહ્યાં હતાં. આટલી વ્યવસ્થા અને શાન્તિ આખા દેશમાં દરેક જગ્યાએ સ્વાભાવિક થઈ જાય તો સ્વરાજ બહુ સહેલું થઈ પડે. જબલપુર સાંજે પાચ વાગ્યે પહોચ્યા. આ શહેર નર્મદાને કિનારે આવેલું છે. રાત્રે આઠ વાગ્યે વિરાટ જાહેર સભા હતી. એક મોટા મેદાનમાં પચાસથી સાઠેક હજાર માણસો મળ્યાં હશે! સ્ત્રીઓની સંખ્યા ત્રણ હજાર જેટલી હતી. અહીં સ્ત્રીઓને સ્વરાજના ફાળામા ઘરેણાં આપવાનો શોખ હોય તેમ દેખાતું હતું. બીજે દિવસે બપોરે સ્ત્રીઓની ખાસ સભા મળી હતી તેમાં પણ પુષ્કળ દાગીનો ભેટ કરવામાં આવ્યો.

મ૦

---

તા. ૧૦-૪-૧૯૨૧

# નોંધ

## § નવા વાઇસરાય

નવા વાઇસરાય લૉર્ડ રીડિંગ પ્રત્યે અસહકારીઓનું કર્તવ્ય ખુલ્લું છે. એમને આવકાર આપવાને મળનારા મેળાવડાઓમાં જેમ આપણે ભાગ ન લઇયે તેમ તેવા આવકારની સામે પણ આપણે ન જ થઇયે. તેવા આવકારને વખોડી કાઢનારા કોઈ મેળાવડા થવા દોય તો

તેમાં પણ આપણે આગે ન વધીએ. અંગ્રેજો જોડે આપણે કશું વ્યક્તિગત વેર નથી. અધિકારીઓની સામે પણ આપણે કશું અંગત વેર નથી. એઓ જે તન્ત્રને ચલાવી રહ્યા છે તે રાજ્યતન્ત્રને આપણે નાબૂદ કરવા ઇચ્છા છીએ, અને તે તો આપણે કર્યે જ છૂટકો છે. કારણ એ રોમેરોમ સેતાનિયતથી ભરેલું છે. અમલદારોમાં પણ ડાયર ઓડવાયર જેવા એમણે હિન્દુસ્તાનનું અનિષ્ટ કર્યું છે અને એમણે તેનું નિમક હરામ કીધું છે, તેનાઓનો આપણે દ્વેષ કરી શકીએ. લૉર્ડ રીડિંગને તો આ અમૂલ્ય તક મળી છે એમ કહી શકાય. એ પ્રતિભાશાળી જાતિમાં જન્મેલા છે; 'અન્ત્યજ' એ શી વસ્તુ છે અને એના અન્તરની લાગણીઓ કેવી હોય એ તેઓ જાણે છે. જો અસહકારીઓની લડતને તેઓ નિર્વિકાર મનથી તપાસી જોશે અને પછી જો તેઓ તેમની માગણીની હિમાયત કરવામાં નિષ્ફળ નીવડશે તો તેમને પોતાને જ અસહકારી થવું રહ્યું. જ્યાં સુધી સરકાર તરફથી પશ્ચાત્તાપ નથી ત્યાં સુધી તેઓ અસહકારીઓને 'ગઈ ગુજરી વિસરવા'ની વાત કેમ કરી શકશે ? તેમ મુસલમાનોને પણ તેમની ન્યાય્ય માગણીઓ છોડી દેવાનું અગર તો હિન્દુઓને પોતાના ભાઈઓને દગો દેવાનું પણ તેમનાથી ન જ કહી શકાય. છેલ્લી રહી સ્વરાજની વાત. એમાં પણ વાઈસરાય સાહેબથી પ્રજાને એનો જન્મસિદ્ધ હક મેળવવાની વાત હૅન્ડેસાયરની ખાતર કે બીજા કોઈની પણ ખાતર મુલતવી રાખવાનું કહી શકાય એમ નથી.

આમ ના૰ લૉર્ડ રીડિંગને ચારેમેરથી હિન્દી માગણીઓને લગભગ સાવ પ્રતિકૂળ અને વિરોધી એવા અધિકારી વાતાવરણ વચ્ચે માથું ઉંચું રાખી રહેવું આગે ભારે તો પડવાનું જ છે. અસહકારીઓએ એ મુશ્કેલીઓમાં વધારો કરવાની જરાયે જરૂર નથી. અસહકારીઓને તો એઓ નામદાર પોતા તરફથી હિન્દુસ્તાનનું વધારેમાં વધારે શુભ કરવા ધારે છે એમ જ માનીને ચાલી લેવું છાજે. તેઓ કશું પ્રત્યક્ષ કરી સકશે કે કેમ એ અકાયદો સવાલ છે. તેમ તેઓ તેવું કશું કરી નાખશે એમ માની લઈ આશાના કિલ્લા બાંધવાની સામે પણ અસહકારીઓને ચેતવું ઘટે. આ આપણી આખી લડત જ સ્વાશ્રય અને સ્વાવલંબનની છે. આપણી અભિવૃદ્ધિને માટે જોઈતું વાતાવરણ તેમજ ખાતરપાણી પણ આપણે જ પેદા લેવાં કરી રહ્યા છે. એ સાધનોમાં નમૂનેદાર ખાનદાનીથી આપણા કાર્યમાં હરકોઇ સ્ત્રી કે પુરુષની શુભેચ્છા અને સહાનુભૂતિ આપણે મેળવી લેવી એ પણ આવી જાય છે.

---

# મારી ઑરિસ્સાની મુસાફરી

ગોપબન્ધુ દાસ

જ્યારે ઓરિસ્સામાં દુકાળ હતો ત્યારે જોકે ઓરિસ્સાનું દારિદ્ર હું સમજી શક્યો હતો તોપણ મારી માન્યતા એવી રહેલી છે કે ચંપારણના જેટલા કંગાલ થોડા ક્યાંયે નહિ હોય. પણ મને ખાત્રી છે કે ઓરિસ્સા ચઢી જાય છે. હકીકત એટલી છે કે ચંપારણમાં જમીના

માલીકાનાં દુઃખથી પીડાઇ લોકો ભીખારી થયા હતા, અને ઓરિસ્સામાં જે દુઃખ છે તે કુદરતના કોપથી થયેલું છે. કાં તો અનાવૃષ્ટિથી ધાન્ય ન પાકે અથવા તો અતિવૃષ્ટિ થઈ રેલ આવે ને પાક તેમજ ઘરો ધોવાઇ જાય. તેથી ઓરિસ્સામાં તો સદાય દુકાળ જેવું હોય છે.

આ કંગાલ દેશમાં અત્યારે ખરા નેતા ગોપબન્ધુ દાસ છે, જેમણે રા. અમૃતલાલ ઠક્કરને દુષ્કાળ વેળાએ પૂરી મદદ દીધી હતી. ગોપબન્ધુ બાબુ વકીલ થયા, થોડાં વર્ષ વકીલાત કરી પણ છેવટે છોડી દીધી ને પોતાનું સર્વસ્વ દેશસેવામાં અર્પ્યું. તેમણે પુરીથી છ૮ બાર માઈલ દૂર આવેલ સખીગોપાલમાં એક નિશાળ કાઢી.

## કુંજશાળા

તેમાં ઉદ્યોગ ને ભણતર બન્ને શીખવવામાં આવે છે. તે શાળા સરકારમાન્ય કરવામાં આવી હતી, પણ અસહકારના ઠરાવ પછી ગોપબન્ધુ બાબુએ સરકારનો કાબુ કાઢી નાખ્યો. કેટલાક બાળકો તેથી ગયા ને કેટલાક બીજા તેમાં આવ્યા. એ નિશાળ સારુ ગોપબન્ધુ બાબુ જાતે ભિક્ષા માગી દ્રવ્ય એકઠું કરે છે. આ શાળા લગભગ વીસ એકરે હરિયાળી કુંજેથી ઉભરાઇ જતી જગ્યામાં આવેલી છે. બાળકોને શિક્ષણ ઝાડોની છાયામાં ખુલ્લા મેદાનમાં દેવામાં આવે છે. ઉદ્યોગમાં સુતારી કામ મુખ્ય છે. હવે કાંતવાનું ને વણવાનું દાખલ કરવામાં આવ્યું છે. ગોપબન્ધુ બાબુ બિહાર ધારાસભાના સભાસદ હતા તેથી ગવર્નર આદિ મોટા માણસોને નોતરતા. તેઓની ટીકા બધી નિશાળને વખાણનારી જોઈ.

## સેવાસમાજ

ગોપબન્ધુ બાબુએ એક સેવાસમાજ કાઢી છે. તેમાં કેટલાક વકીલો અને બીજા વિદ્વાન્ ગૃહસ્થો જોડાયા છે. આમાના ઘણા અસહકાર શરૂ થયો ત્યારથી દરમાસે માત્ર દસ બાર રૂપીયા જેટલી રકમ ઉપર નિર્વાહ કરે છે. મૂઠી ચાવલની ભિક્ષા માગે છે, તે ઉપરથી હાલ સ્વરાજ આશ્રમ પણ સ્થપાયો છે. આ સભ્યો અને નિશાળના બાળકોનો ખોરાક મુખ્યત્વે કરીને ભાત, દાળ, તેલ ને મળે ત્યારે છટાક ઘી અથવા શાક હોય છે. તેઓનું માસિક ખર્ચ સાતથી આઠ રૂપીયા આવે છે. પહેલાં થોડું ઘી લેતા, પણ અસહકાર પછી તે બંધ કર્યું છે. આટલું કષ્ટ સ્વેચ્છાએ સહન કરીને હિન્દુસ્તાનમાં જીવતી બીજી કોઇ સમાજ ભાગ્યે જ હશે. મેં જ્યારે પૂછ્યું કે આવા નબળા ખોરાકની અસર શરીર ઉપર નહિ થાય? ત્યારે ગોપબન્ધુ બાબુએ જવાબ આપ્યો કે સ્વરાજ અર્થે આટલું દુઃખ સહન ન કરીએ? ને ચૂપ રહો. જ્યારે વિટંબણા માથે આવી પડે છે ત્યારે કોણ જાણે ક્યાંથી ઇશ્વર તે સહન કરવાની શક્તિ આપી દે છે.

## જગન્નાથ

ગોપબન્ધુ બાબુની નિશાળની યાત્રા કરી અમે જગન્નાથપુરી પહોંચ્યા. પુરી દરીઆના કિનારા ઉપર આવેલું હોવાથી ત્યાં હવાની લહેર આવ્યાં કરે છે. પણ તેથી લોકો એમ

નહિ માનવું કે હરામા પુરી ડુમસ, પોરબંદર, વેરાવળ કરતાં જરાયે ચઢી જાય છે. 'બંગાળીનો ચાહુકાર કમાઇ ખાય' જેમ બંગાળીઓએ અને સરકારે તેને આરોગ્ય ભુવન ઠરાવી નામાંકિત કરી મુક્યુ છે ત્યારથી બંગાળીઓ દર વર્ષે આરોગ્ય ચોરી જાય છે ને અંધારૂ જગન્નાથ માને છે કે તેઓ જગન્નાથના દર્શન કરી પંડાઓને દક્ષિણા આપી પુણ્ય લૂંટી જાય છે જગન્નાથનાં દર્શન કરવા હું ગયો ત્યારે મારા મનમાં અનેક વિચારો આવ્યા. મન્દિર પ્રાચીન છે, ભવ્ય છે ટોચ ઉપર સુદર્શન ચક્ર ઝગી રહ્યું છે ને તેની ઉપર ધજા ફરકે છે મન્દિરને ઉંચું બાંધવામાં આવ્યુ છે. મૂર્તિઓ નારાયણ અને લક્ષ્મીની છે મૂર્તિઓ કદે મોટી હોઇ ભયાનક લાગે છે જ્યાં મૂર્તિ બિરાજે છે ત્યાં ઘોર અંધારૂ છે નથી હવા કે નથી અજવાળુ. એક કે બે ઝાંખા દીવા હોય છે

## પરદેશી વાઘા

મૂર્તિને વાઘા પહેરાવવામાં આવે છે તે પરદેશી છે ! આટલું અધેર, આટલું અવિચારી જીવન કેમ ? મૂર્તિના વાઘાને સારૂ તો અસંખ્ય કુમારિકાઓ પ્રેમપૂર્વક ઝીણું સૂતર કાંતતી ને તેને વણકરો પ્રેમપૂર્વક વણતા બીજાં વસ્ત્રો અપવિત્ર ગણાતાં હવે પંડાઓ કેમ પાખંડી અને પરદેશી થઇ ગયા એ વિચારમાં હું ગરકાવ થઈ ગયો જેમ બીજી જગ્યાએ તેમ અહીં પણ પંડાઓનો ત્રાસ પુષ્કળ છે ભાવિક માયાળુઓને તેઓ લૂંટે છે. જગન્નાથજી આ બધા અત્યાચારના સાક્ષી થઇ કેમ બેસી રહે છે ? 'જેવા પૂજારી તેવા દેવ' એ કહેણુ યાદ આવ્યું નિરાધાર ઇશ્વર કઇ થોડા અત્યાચારોનો સાક્ષી નથી બનતો ! તેણે તો કર્મનો કાયદો ઘડીને હાથ ધોઈ નાખ્યા છે તો પછી જગન્નાથજીનો શો દોષ ?

## હ્રદયવેદક દેખાવ

અનેક જાતુગાલેય વસ્તુઓ મને બતાવવામાં આવે છે તેમ મને દુકાળીઆના દર્શન પણ કરાવવામાં આવ્યાં હતા આ હાડપિંજર માત્ર રહેલા, માથેરનાથ વિનાનાં સેંકડો સ્ત્રીપુરુષો બાળબાળાઓને જોઇ હું બહુ દુખી થયો, હ્રદય વેધાયુ જો આમ દુકાળીઆને અનાજ ન મળે ને તેઓ ભૂખે મરે તો સ્વરાજ મળો વા ન મળો તેનો શો અર્થ ? સ્વરાજ તો એ જ કહેવાશે કે જેમાં એક પણ માણસ વગરવાંકે ને પરાણે ભૂખ્યું કે નાગું નહિ રહે.

## અનાથાશ્રય

આ મન્વ ગોખતો હું પુરીની પોલીસના મુખી લાલા અમીચંદે કાઢેલું અનાથાશ્રમ જોવા ચાલ્યો અહીં દુકાળીઆને એકઠાં કરવામાં આવ્યાં છે ને તેઓને સગડી તેમજ પગ-લુગડીયા કરવાનું ને કાંતવાવણવાનુ શીખવવામાં આવે છે કાંતવાવણવાનું તો સ્વદેશીની ને અસહકારની વૃત્તિ પછી દાખલ કરવામાં આવ્યું છે આ ઉપરથી હું જોઇ શક્યો કે

ફંડામણ એ દુષ્કાળનું નિવારણ છે એ વાક્ય જરાયે ખોટું નથી. નેતાઓની સાથે મેં આ બાબત વાત કરી અને પુરી દુષ્કાળ ફંડમાથી જે રૂપીયા બચ્યા છે તેનો ઉપયોગ દુષ્કાળપીડિત લોકોના ઘરમાં રેંટીયા દાખલ કરવા અર્થે કરવાનો ઠરાવ કરવામા આવ્યો.

---

તા. ૧૪-૪-૧૯૨૧

# § દારૂગોળો

એક કરોડ રૂપીયા સ્વરાજ ફાળા માટે, એક કરોડ સભાસદ રાષ્ટ્રીય મહાસભા માટે અને વીસ લાખ રેંટીયા હિન્દુસ્તાનની આબરૂ ઢાકવા માટે—હિન્દના સાત કરોડ ભૂખ્યાને અન્નભેગા કરવા માટે— આ બેઝવાડાની બેઠકમાં પસાર થયેલા મહાસમિતિના ઠરાવને શ્રીયુત ચિત્તરંજન દાસે સ્વરાજની લડતના 'દારૂગોળા' તરીકે વર્ણવ્યો હતો. આ વર્ણનમા અતિશયોક્તિ છે એમ ન કહી શકાય. મહાસમિતિએ પ્રજા સમક્ષ રજુ કરેલો આ કાર્યક્રમ બહુ ભારે કે ગુંચવાડાભર્યો છે એમ પણ નહિ કહી શકાય. આપભોગ પણ ખરૂં જોતાં એમા ઝાઝો નથી. માત્ર યોજનાની, નિશ્ચયની અને ઉદ્યોગની જ જરૂર છે. મહાસભાના ૨૧ પ્રાન્તો છે અને દરેક પ્રાન્તમાં મહાસભાનો આ કાર્યક્રમ ઉપાડી લઇ તેને પાર પાડવાના કામમાં આખા પ્રાન્તને પરોવી દે એવા કાર્યકર્તાઓ પણ પડેલા છે. તેથી મારી તો આગ્રહભરી સલાહ છે કે તેમણે દરેકે સભાસદો નોંધવાના, સ્વરાજ ફાળો ઉઘરાવવાના અને રેંટીયા ચાલુ કરવાના કામમા વગરવિલંબે પરોવાઇ જવું.

એક દિવસ ગુમાવ્યો અત્યારે આપણને પોસાય તેમ નથી એ વાત સતત આપણી આંખ આગળ રહેવી જરૂરી છે. આપણા પ્રાન્તમાંના ઉમ્મરે પહોંચેલ દરેક આપુરુષ પાસે આપણે પહોંચી જવું જોઇયે અને તેમને મહાસભામાં જોડાવાની તક કરી આપવી જોઇયે. આપણે તો સમજણાં છોકરાછોકરીઓને પણ દરેકને સ્વરાજ ફાળામા ભરવાનો રસ્તો કરી આપવો જોઇયે અને દરેકે દરેક કુટુંબમા રેંટીયાનો પ્રાણદાયી સન્દેશો પહોંચાડી દેવો જોઇયે. ગરીબમાં ગરીબ પ્રાન્તને પણ આ કાર્યક્રમનો પોતાનો હિસ્સો પૂરો કરવામાં અંદેશો આણવાનું કારણ નથી. મારા ધારવા મુજબ હિન્દુસ્તાનમાં ઓરિસ્સા પ્રાન્ત સૌથી ગરીબ છે ત્યાંના કાર્યકર્તાઓ જોડે મારે જ્યારે આ કાર્યક્રમ ઉપાડી લેવા વિષે વાત થઇ ત્યારે તેઓએ વગરઆનાકાની-એ પોતાનો હિસ્સો આપવા હા પાડી.

અને કેમ ન પાડે ? પ્રત્યક્ષ જગન્નાથ તેમની વચ્ચે બિરાજતા હોય ત્યાંના કાર્યકર્તાઓની શ્રદ્ધાને શા સારૂ સીમા હોય ? તેમની નિર્ધનતાને નવાં પૂર આવે અને તેમની સ્થિતિ સાવ નાદાર થઇ જાય એમ માનીયે તોપણ આખરે જગન્નાથજીના જાત્રાળુ પાસેથી ભિક્ષા માગીને—જગન્નાથજીના તાલેવંત મહંતો અને પંડાઓ પાસેથી ભિક્ષા ઉઘરાવીને પણ તેઓ સ્હેજે પોતાનો હિસ્સો આપી છૂટે. એ મહંતો અને પંડાઓ પણ એમને ઘટતી રીતે સમજાવવામાં આવે તો રાજીખુશીથી ફાળો આપ્યા વિના ન રહે બાકી આપણી શ્રદ્ધા તો શ્રીમંતોના પૈસાનાં પૂરના કરતાં ગરીબોએ આપેલા એક એક પૈસામાં જ વધુ હોવી જોઇયે. સખીગોપાલના હજારો સાવ નિર્ધન લોકોને પોતાના ગજવામાંનો પૈ પૈસો ખાલી કરી આપતાં મેં જોયાં ત્યારથી જે શ્રદ્ધા અને આશા મારામાં આવી છે તે વર્ણવી જાય એમ નથી. બિહારીઓએ તો મૂઠી ભિક્ષા માગવી શરૂ કરી દીધી છે! આવી મૂઠી અનાજની ભિક્ષા પણ જો વ્યવસ્થાપૂર્વક ઉઘરાવાય અને વપરાય તો એક કરોડ રૂપીયા એકઠા કરવામાં કશીયે અડચણ આવે નહિ.

હું તો એટલે સુધી સૂચવું કે દરેક પ્રાન્તના કાર્યકર્તાઓએ પોતપોતાને ત્યાંના કારીગરવર્ગના મુખીઓની જોડે નિર્મળમાં નિર્મળ પ્રેમ અને સેવાનો નાતો બાંધી દેવો સુતાર, લુહાર, ધોબી, કડીયા, ભંગી, મોચી, ચમાર—સૌ કોઇને આપણે આપણી પ્રવૃત્તિમાં રસ લેતા કરી મુકવા જોઇયે. સ્વરાજની અગત્ય કંઇ તેમને નિશાળે બેસાડીને શીખવવી પડે એમ નથી. સ્વરાજ જોડે રેંટીયાનો સંબન્ધ તો તેઓ સાનમાં સમજી જાય એમ છે. આપણાં હજુ આજે પણ હયાતી ભોગવતાં ન્યાતબંધારણો—જે આપણાં સાચાં મહાજનો છે—દ્વારા આપણે એકેએક ન્યાતને અને પ્રત્યેક સ્ત્રીપુરુષને સહેલાઇથી પહોંચી શકીયે છીયે.

વળી એ પણ આપણે યાદ રાખવાનું છે કે આ પૈસો તેમજ માણસો આપણે આપણી લડતનો ખરો દારૂગોળો—રેંટીયા બનાવવા અને વહેંચવાને સારૂ જોઇયે છીયે. એ દારૂગોળાની મદદથી આપણે આજ વરસે અને બને તો આવતા જુલાઈ માસની આખર પહેલાં પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરી દેખાડવો જોઇયે. એક કરોડ રૂપીયા અને વીસ લાખ રેંટીયા—આટલા દારૂગોળાની મહાસભાની ઓછામાં ઓછી માગણી છે. ગયા ડિસેમ્બરની ૩૧મી પહેલાં જે રેંટીયા દેશમાં ચાલુ હતા તે ગણવાના નથી. જાડું સૂતર માથાદીઠ ૬ રતલ આપણે વરસે દહાડે જોઇયે એ હિસાબે આપણે હિન્દુસ્તાનને સ્વતન્ત્ર કરવાને સારૂ ૧૮૦ કરોડ રતલ

સૂતર પેદા કરવું રહ્યું. આટલું કાપડ એક વરસમા પેદા કરવા વરસમા ઓછામા ઓછા ત્રણસેં દિવસ ફરનારા એક કરોડ વીસ લાખ રેટીયા જોઇયે. દરરોજના અચ્છેરને હિસાબે વરસે દહાડે ૧૫૦ રતલ સૂતર આપે. મહાસભાએ તો જૂન આખર સુધીમા માત્ર ૨૦ લાખ રેટીયા ચાલુ કરવાની માગણી કરી છે આ માગણીના મૂળમા એ શ્રદ્ધા અવશ્ય રહેલી છે કે આ ત્રણ મહિનામાં વીસ લાખ રેટીયા ચાલુ કરીને પ્રજા જે ચેતન પ્રાપ્ત કરશે તે તેને હાથે પછીના ત્રણ મહિનામા સહેજે બીજા વીસ લાખ ચાલુ કરાવ્યા વગર રહેશે નહિ. હિન્દુસ્તાનમા અત્યારે છ છ માણસવાળા પાચ કરોડ કુટુંબો હશે. તેમાના માત્ર વીસ લાખ કુટુંબોને જ રેટીયાનો રસ ચડાવવાની અત્યારે વાત છે.

અત્યારે ઠેકઠેકાણે જે કોઇ કાર્યકર્તાઓ પ્રજાનું કાર્ય કરી રહ્યા છે તેમનામા રેટીયાને વિષે મારામા છે તેટલી શ્રદ્ધા હોય તો તેઓ વગરવિલબે કાતતા શીખી લેશે સારા નરસા રેટીયાની પરીક્ષા પણ જાણી લેશે. સારા રેટીયાના મુખ્ય લક્ષણો હું 'નવજીવન'મા આપી ચુકયો છુ. એ જેમા ન હોય તેવા રેટીયા કયાયે ચાલુ ન કરવાની તેમણે સંભાળ લેવી ઘટે. અલબત, કાર્યકર્તાઓએ પોતે પરદેશી કાપડનો સંપૂર્ણ ત્યાગ નહિ કર્યો હોય ત્યા સુધી તો તેઓ પ્રજા ઉપર કશી જ અસર નાખી શકે એ કહેવાની તો કશી જરૂર જ નથી રહેતી. આપણે જાતે આ જ ક્ષણે સર્વ પ્રકારના પરદેશી કાપડનો સંપૂર્ણ ત્યાગ કરી દાખલો બેસાડવા તૈયાર ન હોઇયે તો તો આપણે આ વરસે કોઇ કાળે પરદેશી કાપડનો હિંદુસ્તાનમા સંપૂર્ણ બહિષ્કાર કરી શકવાના નથી એથી ઉલટું આટલું આ એક જ કાર્ય જો આપણે સચ્ચાઇપૂર્વક ઉદ્યમમા લાગી જઇને શોભાવી દેખાડશું તો, એ એક જ આપણામા અદ્ભુત આશા, શ્રદ્ધા અને હિમ્મત પૂરશે.

---

## ગુજરાનવાલાનું વ્યાખ્યાન*

ભાઇઓ અને બહેનો,

તમે સ્વરાજ માગો છો, ખિલાફત અને પંજાબ વિષે ન્યાય મેળવવા માગો છો. તેની પહેલી શરત અમન—શાન્તિ છે. આપણું તર્ક મવાલાત બાઅમન હોવું જોઇયે આપણી

---

* લાહોરમા સભાબંધીનો કાયદો હોવાથી ગુજરાનવાલામા મળેલી જંગી સભા સમક્ષ આપેલુ ભાષણ, તા ૧૯-૩-૧૯૨૧ (આ ભાષણ સાભળવાને લાહોરના લોકોની ત્રણ ટ્રેનો ખીચોખીચ લદાઇને આવી હતી)

પાસે બે ચોખ્ખા રસ્તા છે. એક તલવારનો અને બીજો તલવારને મ્યાનમા રાખવાનો હિન્દુઓ, મુસલમાનો અને શીખોએ આપણને કહી દીધુ છે કે આપણી માગણી બીજે જ રસ્તે મળી શકશે ગુસ્સાથી, મારપીટ કરવાથી કે દગાથી નહિ મળે હું તમારા સહુમાં યાકુબહસન જેવા થવાની તાકાદ ઇચ્છું છું યાકુબહસન સાહેબ હમણાં જ વિલાયતથી પરણીને આવ્યા છે કાલિકટમા તેમણે એક મોટો જલસો ભરવાની તૈયારીઓ કરી હતી જલસો ભરવાનો વખત થયો હતો તે જ વખતે માજિસ્ટ્રેટે તેમના ઉપર મનાઇનો હુકમ કાઢ્યો યાકુબહસન સાહેબે વિચાર્યું કે જો તેઓ છેલ્લી ઘડીએ જલસામા જતા અટકશે તો લોકો ઉશ્કેરાઈ જઈ તોફાન કરી મૂકશે તેઓ તરત જ હુકમનો અનાદર કરી ત્યા ગયા પરિણામે તેઓને પકડવામા આવ્યા અને સરકારે તેમને માફી માગવા કહ્યું પણ તેમ કરવા તેમણે ઇનકાર કર્યો અને જેલમા ગયા આવી સામાન્ય ફરજ બજાવવાની શક્તિ આપણા સહુમા હોવી જોઇયે આપણને જે જોઇતુ હોય તે માટે જેલ જવાની આપણી તૈયારી હોવી જોઇયે

## હસતાં હસતાં મરી જાઓ

વિદ્યાર્થીઓ પ્રત્યે હું કહું છું કે તમે તમારા ગુસ્સાને કાબુમા રાખો તમે કોઈની પાસે પરાણે એકે કામ ન કરાવો તમને જો લાગે કે કૉલેજમા રહેવામા હીણપત છે તો આજે જ કૉલેજ છોડો પણ બીજા કોઇના ઉપર બળાત્કાર ન કરો બીજાઓને સમજાવવાનુ કામ વાલાજીનું છે અસહકારમા તાલીમ રહેલી છે તાલીમથી આપણી તાકાત વધે છે જે ભૂલો કરે તે પોતાની તાકાત ખોઇ બેસે છે તમે તમારા કામથી, તમારી તાકાતથી, તમારી બહાદુરીથી તમારા કરતાં નબળા લોકો ઉપર અસર પાડો

વિદ્યાર્થીઓને જેણે ૨૧ દિવસ સુધી અઢાર માઇલ સખત તાપમા ચલાવ્યા તેનો જુલમ હુ જલિયાંવાલા બાગની કતલ કરતા વધારે ભયંકર માનુ છું મને જો કોઈ ગોળી મારે તો હું તેને ભૂલી જાઉં પણ જો કોઇ જોરજુલમથી મારી પાસે યુનિયન જૅકને સલામી કરાવે તો હું મારી બારેમા બારે નામોશી થયેલી માનુ જલિયાંવાલા બાગમા મરેલા માણસો શહીદ થયા, જ્યારે પેટ ઉપર ચાલનારા અને નાક ઘસનારા લોકોએ આખા હિન્દુસ્તાનને લજવ્યુ હિન્દુઓ, શીખો, પઠાણો! તમે ફરીથી એ રીતે હિંદનું અપમાન ન થવા દેતા સંભવ છે કે ફરીથી માર્શલ લૉ આવે તે વખતે હું ઉમેદ રાખીશ કે એકે છોકરો કે એકે છોકરી પોતાની ઇચ્છા વિરુદ્ધ યુનિયન જૅકની સલામી કરનાર નહિ હોય, એકે હિન્દુ, મુસલમાન કે શીખની પીઠ ઉપર ગોળીના ઘા નહિ લાગે કોઈના મારથી ભય પામીને નાસવું એનું નામ સત્યાગ્રહ નથી. ખરો સત્યાગ્રહી ગોળીની સામે બેધડક ઉભો રહી મરી જાય છે આ સ્વરાજની શરત છે આટલી તાકાત તમારામા હોય તો સ્વરાજ તમારા હાથમા છે જો તમને કોઈ મારવા આવે તો તમે હસતા હસતા મરી જાઓ એનુ નામ 'રૂહાની તાકાત'—આત્મબળ છે

### ગંદી અદાલતો

હું વકીલોને કહું છું કે તમે ગંદી અદાલતોનો બહિષ્કાર કરો. બીજા પ્રાન્તના વકીલો આવે તો હું મજાક પણ કરી શકું, પણ પંજાબનો એકે વકીલ કેમ હજી અદાલતોમાં ટકી શકે છે એ મારી સમજની બહાર છે. જે અદાલતોમાં લાલા હરકીશનલાલ જેવા તમારા નિર્દોષ નેતાઓને કાળા પાણીની સજા થઇ શકતી હોય તેનો કારભાર જ્યાં સુધી તમારા હાથમાં ન આવે ત્યાં સુધી તમે તેમાં ઘડીભર પણ કેમ પગ રાખી શકો? શું પાપી પેટને માટે સલ્તનતની ગુલામી કરવાની જરૂર હોય? એમ હોય તો સ્વરાજ અસંભવિત છે.

### ખરૂં અર્થશાસ્ત્ર

મારી બીજી શરત પણ ઘણી સાધારણ છે. આપણે હિન્દમાં મળી શકે તે જ વસ્ત્ર પહેરવાં અથવા વસ્ત્ર વિના ચલાવવું. મા પોતાના બાળકને રોગમાંથી મુક્ત કરવા હિન્દુસ્તાનને એક છેડેથી બીજા છેડા સુધી ફરી વળવાની તાકાત ધરાવે છે. ત્યારે શું આખા હિન્દુસ્તાનને રોગમાંથી મુક્ત કરવા માટે આપણે સ્વદેશીની સાધારણ શરત પાળવા અશક્ત હોઇશું? સૂતર કાંતવામાં દરેક સ્ત્રી, પુરુષ, બાળકે થોડા કલાક આપવા એ સહેલી વાત છે. હું નથી માનતો કે પંજાબના છોકરાઓ બીજા પ્રાન્તના છોકરાઓ કરતાં ઓછા બહાદુર છે. હું આશા રાખું છું કે તેઓ મને એમ નહિ કહે કે કાતવું એ તો ઓરતોનો ધંધો છે. મદરેસામાંથી નીકળી જવું એ તમારી પહેલી ફરજ છે. નીકળીને શું કરવું એ ત્યારપછી વિચારજો હું તો તમને નિશાળો કે કૉલેજો છોડયા પછી રેંટીયો લેવાની સલાહ આપી શકું. તેથી તમે એવા પ્રચારક બનશો કે તમારા પછીની દુનિયા પણ તેને ઉપાડી લેશે. હું કપડાં વણવામાં કે કાંતવામાં કોઇ જાતની નામર્દી નથી જોતો. જે મને કહે કે તેમા નામર્દી છે તે જાણતા નથી કે મર્દાનગી શેમા છે. જે પુરુષ વીશીમાં કામ કરે છે તે રસોઈ કરવાના કારણથી નામર્દ નથી બનતો. એક જમાનામાં હું હજારો લોકોને જમાડતો હતો ત્યારે હું મર્દમાં લેખાવા વધારે લાયક હતો. ખરૂ અર્થશાસ્ત્ર રેંટીયામા છે, જે તમને રમેશચન્દ્ર દત્ત, મિલ કે રાધાકમલ મુકરજી કદી નહિ આપી શકે હિન્દની આર્થિક સ્વતન્ત્રતાની આ ચાવી છે.

### માબાપ જોડે અંગ્રેજી

હું ઘણા પંજાબી વિદ્યાર્થીઓના પરિચયમા આવ્યો છું. જ્યારે તમે તમારાં માબાપોને અંગ્રેજીમાં કાગળ લખો છો ત્યારે મારી આંખમાંથી દુઃખનાં લોહી વહે છે. તમે જો પરાઈ ભાષા મારફતે સ્વરાજ લેવા માગો તો તે અસંભવિત છે. તમે એક વર્ષ માટે બીજો બધો અભ્યાસ છોડી દઇ હિન્દી શીખી લો એમ હું ઇચ્છું છું. તમે કહેશો કે અમારા ઘરનો ગુજારો કેમ ચાલશે? હું પૂછું છું, "શું તમે કુલી અને પટેટા બાફીને પેટ નહિ ભરી શકો?" દરેક હિન્દી દીઠ સરેરાશ વાર્ષિક આવક રૂ. ૨૬ છે. અમેરિકામાં ૪૯ પાઉંડ છે! આ સ્થિતિમાં આપણને

તેના જેટલું ખરચ રાખવાનો શો અધિકાર? આપણા ત્રણ કરોડ ભાઈઓ અને બહેનોને એક જ વખત ખાવાનું સાંપડે છે. ઘીછાંટા કે અથાણાં તો તેમને જોવા નથી મળતાં. તેમનાં બાળકો દૂધ વિના ઝૂરે છે (અને મરે છે.) વિદ્યાર્થીઓને એવા આશય તો ન જ હોય. કંગાલિયત સ્વીકારવી એ તેઓનો ધર્મ છે.

### તિલક મહારાજનું શ્રાદ્ધ

એક શરત રહે છે. જે તિલક મહારાજને તમે સહુ પૂજો છો તેમના નામ પાછળ તમે સહુ પોતપોતાની શક્તિ પ્રમાણે સ્વરાજને ખાતર દ્રવ્યનું દાન કરશો એમ હું આશા રાખું છું. સ્વરાજ એ તિલક મહારાજનો મહામન્ત્ર હતો. તે સ્વરાજ હિન્દને માટે લેવું એ તિલક મહારાજનું શ્રાદ્ધ છે. પંજાબની પ્રવૃત્તિ માટે લાલાજીને એક લાખ રૂપિયાની જરૂર છે. તે વરદ પૂરા પાડવા એ તમારી સહુની ફરજ છે. પણ ભીખારીને પાઈ ફેંકીએ તેમ લાલાજીને પૈસા આપીને તમે સ્વરાજ નહિ મેળવો. તમારે સહુએ સોદાગર થવું જોઈએ. ઝવેરી જેમ ભારે હીરાની તેવી જ ભારે રકમ આપે છે તેમ જ સ્વરાજરૂપી હીરા માટે તમારે પણ ભારે રકમો આપવી જોઈએ. આજે પહેલી વખત હું જરા દુભાયો છું. જ્યાં જાઉં છું ત્યાં બૈરાઓ મને પૈસાથી ભરી મુકે છે પણ આજની સ્ત્રીઓની સભામાં મેં કંજુસાઈ જોઈ. હું સ્ત્રીઓનો આશીર્વાદ માગું છું પણ તેમની ઉદારતા મારફતે, કંજુસાઈ મારફતે નહિ. જેઓ સ્વરાજનું કાર્ય કરી રહ્યા છે તેને નિર્ણય કરવા એ તમારું કામ છે. જો તમને લાલાજીમાં વિશ્વાસ ન હોય તો મને તેમ કહી દેજો પણ જો તમે માનતા હો કે લાલાજી પંજાબના શેર છે તો તમે તેમને શેરને સન્તોષ થાય એટલો ભાગ આપજો.

અસહકારીઓના હાથમાં તો કીમીઓ પડ્યો છે. આપણે કોઈની સાથે ઝઘડો કર્યા વિના આપણું કામ કાઢી શકીએ છીએ. આપણે નથી ગુરુદ્વારાનો કબજો લેવાની જરૂર કે નથી કોઈ મસજીદ કે મન્દિરનો કબજો લેવાની જરૂર. આપણે જે વસ્તુ લેવા માગીએ તે મરીને લઈ શકીએ છીએ. જેટલી શેતાનિયત આપણા પ્રતિપક્ષીમાં છે તેટલી મેળવવા બેસીએ તો તો આપણુને સો વર્ષ જોઈએ.

### ખાનદાનીની લડત

છેવટે હું પ્રાર્થના કરું છું કે ઓરત, મરદ, વકીલ, વિદ્યાર્થી બધાને ઈશ્વર એટલું કહેવાની તાકાત આપો કે 'અમે મરશું, પણ કોઈને મારશું નહિ' જો શાસ્ત્રીઆર કે ચિન્તામણિ તમારી પાસે આવે તો હું ઉમેદ રાખું કે તમે 'શેમ શેમ' ન પોકારતાં તમારી વર્તણુંકથી તેમનાં મન હરણ કરો. હું તેમનો પૂજારી છું તેઓ માને છે કે સરકારની સાથે રહેવામાં શ્રેય છે. હું માનું છું કે તેઓ ભારે ભૂલ કરે છે પણ તેઓ પણ માને છે કે હું ભૂલ કરું છું એ બધાને હું આપણા જુનરમ લેખું છું. તેમની સાથે વેર કરવું આપણને ન પાલવે. આપણે ખાનદાનીની લડત લડીએ છીએ.

---

# ૧. પંજાબમાં ગાંધીજી

[પૃ. ૬૪૫થી ચાલુ]

મારા ગયા પત્રમાં હું રોહતક સુધી પહોંચ્યો હતો. રોહતકથી ગાંધીજી લાહોર આવ્યા. અહીં સભાબંધીનો કાયદો હતો. ગુજરાનવાલામાં ગાંધીજીનું ભાષણ થયું તે હું બીજે આપી ગયો છું. એ જ સભામાં લાલાજી પણ ઘણું જ લાગણીભર્યું બોલ્યા. તેમાંથી નીચે થોડો ભાગ આપું છું:

"હમણાં હમણાં પંજાબની શિક્ષિત પ્રજાનો કેટલોક ભાગ મારા 'બંદે માતરમ્' ના લેખોથી નારાજ થયો છે. પણ મને કોઈની ખોટી ખુશામત કરવાની આદત નથી. પંજાબમાં આપણા ભાઈઓએ જે નામોશીભરેલું વર્તન કરેલું તે વિષે જાણી હું અમેરિકામાં બહુ શરમાયો હતો. અહીં આવ્યા પછી મારે તેથી વધારે શરમાવું પડયું છે. હું કદી નહોતો ધારતો કે પંજાબની શિક્ષિત પ્રજા પોતાની ઉપર આટલે સુધી નામોશી લેશે. મેં એક જ બહાદુર બાઈ જોઈ તે રતનબાઈ. જનરલ ડાયરની ગોળી સામે પોતાના શરીરની રક્ષાને તુચ્છ સમજી તે પોતાના પતિના મૃત શરીરની આગળ જલિયાંવાલા બાગમાં આખી રાત બેઠી રહી! જો અઢાર અઢાર માઈલ સુધી ફરજિયાત ચાલવાનો કૉલેજના વિદ્યાર્થીઓએ ઈનકાર કર્યો હત તો શું થાત? થોડાને માર સહન કરવો પડત, કેટલાકને રજા આપવામાં આવત. પણ થોડા વિદ્યાર્થીઓના આત્મભોગથી આખા પંજાબનું માન રહી જાત.

"પંજાબના શિક્ષિતોને હું કહેવા માગું છું કે જો તમે જેને તમારા બુજરગ ગણો છો તેની સાધારણ આજ્ઞાઓ પણ નહિ પાળો તો તેઓ જ્યારે તમારાં મસ્તકો માગશે ત્યારે કેમ કરી આપી શકશો? મારે શરમથી કબૂલ કરવું પડે છે કે અંગ્રેજી તાલીમે આપણી પ્રાચીન સભ્યતાનો નાશ કર્યો છે. તમારામાં વ્યવસ્થા જરાયે નથી. મને ગાંધીજીની સાથેની મુસાફરીઓમાં ઘણું જોવા મળ્યું. લોકો તેમને રાત્રે નીરાંત નથી આપતા. તેમની મનાઈઓની પણ તમારા ઉપર કંઈ અસર નથી થતી. તેમના આરામની તમને કંઈ ચિન્તા નથી રહેતી. જે સોનાની ચિડિયા પાસે અઢળક સોનું મેળવવાની આશા રાખો છો તેને આવી વર્તણૂકથી તો તમે ખોઈ બેસશો.

"વિદ્યાર્થીઓ પાસે હું એક આવેશનું કાર્ય નથી ઇચ્છતો. સેંકડો વિદ્યાર્થીઓએ હડતાળ પાડી અને નોટિસો મોકલી પણ તેઓ બધા પાછા કૉલેજમાં ગયા, તમે તોફાને ચડો. પણ બોલો તે પર કાયમ રહો. હજી સુધી પંજાબના જખમો પછી પણ જો તમે

તા. ૧૭-૪-૧૯૨૧

આ પછી લાલાજીએ કૉલેજ છોડનારા વિદ્યાર્થીઓની મદદથી પંજાબ પ્રાન્તિક સમિતિ શું કરી શકશે એ વિગતવાર સમજાવ્યું. પૈસાનું ઉઘરાણું પણ તેટલું જ સારું થયું. કેટલાક લોકોએ તો પોતાના ખીસા અક્ષરશઃ ઠાલવી આપ્યા. કશું આપ્યા વિનાનો તો ભાગ્યે જ કોઈ રહ્યો હશે. અર્ધા કલાકની અંદર અઢારસો જેટલા રૂપીયા, પૈસા અને નોટોથી ગાંધીજીની ચાદર ઉભરાવા લાગી. આટલી નગદ રકમ હજી સુધી કોઇ સભામાં થયેલી મને યાદ નથી.

તે જ સાંજે નીકળી બીજી સવારે ગાંધીજી તથા લાલાજી રાવળપિંડી પહોંચ્યા.* એ શહેર હિન્દી સરકારના એક બડા ફોજી મથક તરીકે મશહુર છે. સર માઇકલ ઓડવાયરે ફોજની ભરતીમાં વધારેમાં વધારે માણસો આ ભાગમાંથી મેળવેલા. રાવળપિંડીથી પેશાવર અને અફઘાનિસ્તાનની સરહદ પાસે છે. કાશ્મીર પણ અહીં થઇને જ જવાય છે. અહીંનું વર્ણન ગાંધીજી પોતે 'નવજીવન'માં આપી ચુક્યા છે તેથી હું નહિ આપું. અહીં સ્ત્રીઓની તથા પુરુષોની સભામાં મળીને દાગીનાઓ ઉપરાંત ત્રણ હજાર રૂપીયા જેટલી રકમ તથા એક મારવાડી ગૃહસ્થ પાસેથી ૧૦ હજારની રકમ તિલક સ્વરાજ ફાળામાં ભરાઈ. રામાનુજ

---

વ્રતઉદ્યાપન×

આજના દિવસ પવિત્ર સપ્તાહનો છેલ્લો દિવસ છે. શ્રદ્ધાળુ તે દહાડે જરૂર અપવાસ કરે, પ્રાર્થના કરે. મારું હૃદય તો એ જ માગી રહ્યું છે કે પરાધીન દશામાં આ આપણી છેલ્લી તેરમી એપ્રિલ હો. પણ એ કંઇ મારા હાથમાં નથી. ઈશ્વરના હાથમાંયે નથી. સ્વરાજ ઈશ્વર પણ આપે એમ નથી. સ્વરાજ તો આપણે હાથે જ લેવું રહ્યું. તે લેવાનો રસ્તો એક જ છે એ આપણે સમજીયે અને તે પ્રમાણે વરતીયે ત્યારે સ્વરાજ જ છે. આપણે આ વર્ષે જ પરદેશી કાપડનો બહિષ્કાર કરવો છે. તે બહિષ્કાર કરવા સારુ દરેકે પોતાનું શરીર ને પોતાની પેટી તપાસી લેવા. પરદેશી કાપડનો સત્વર ત્યાગ કરવો. બીજા શું કરે છે તેનો ખ્યાલ જ નથી કરવાનો. ઓછામાં ઓછા કપડાથી ચલાવવાની ટેવ પાડી નાખવી અને પોતે રેંટીયો ચલાવવો અને બીજાને ચલાવવાની સલાહ દેવી

---

તા. ૧૭-૪-૧૯૨૧

## § રાષ્ટ્રીય ધ્વજ

એકેએક રાષ્ટ્રને પોતાનું રાષ્ટ્રીય નિશાન—રાષ્ટ્રીય ધ્વજ—જોઇયે. દુનિયાના ઇતિહાસમાં પોતાના રાષ્ટ્રના ધ્વજને ફરકતો રાખવા, તેની ઇજ્જતને આંચ ન લાગવા દેવા લાખો લોકોએ તોપતલવારો સામે પોતાના પ્રાણ ન્યોછાવર કર્યા છે. એ એક જાતની એવી મૂર્તિપૂજા છે કે જેને માનવસમાજમાંથી કાઢી નાખવી પાપ ગણાય.

---

* 'રાવળપિંડીની બહેનો'—પૃ ૯૯૨

× સત્યાગ્રહ સપ્તાહને છેલ્લે દિવસે બહાર પડેલો સન્દેશો; તા. ૧૩-૪-૧૯૨૧

કારણ ધ્વજ એ ભાવનાનું પ્રતીક છે. 'યુનિયન જૅક' ફરકતાંની સાથે જે અંગ્રેજના હૃદયમાં જે જે કંઈ ભાવનાઓ સ્ફુરી ઊઠે છે તેનું માપ કાઢવું કઠણ છે. 'ભગવો ઝુંડો' પર દૃષ્ટિ જતાંની વાર મરાઠાઓનો આખો મહારાષ્ટ્રધર્મ, માવળાઓનાં આત્મયજ્ઞ અને શિવાજીનું સ્વાર્પણ કોઈ પણ મરાઠાની નજર સન્મુખ ઊભું રહે છે ચાંદ અને તારો ઇસ્લામના કોઈ પણ અનુયાયીમાં રહેલાં બારેમાં બારે શૌર્યપરાક્રમ બહાર આણવાને બસ છે.

આ વસ્તુ સમજી લઈએ તો આપણે માટે પણ એક રાષ્ટ્રીય પતાકાની જરૂર સહેલાઈથી સમજી શકાય છે. હિન્દીઓનો—હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી અને બીજા જે જે કોઈએ હિન્દને પોતાનું વતન કરી માન્યું છે તે બધાનો —સામાન્ય એવો એક રાષ્ટ્રીય ધ્વજ અવશ્ય જોઈએ, જેને ફરકાવવા અને ફરકતો રાખવા આપણે જીવીએ અને જેને પડવા ન દેવા આપણે આપણા પ્રાણ ન્યોછાવર કરીએ.

મછલીપટ્ટમના રાષ્ટ્રીય મહાવિદ્યાલયવાળા શ્રી. વેંકય્યાએ દુનિયાની પ્રજાઓના ધ્વજના ચિત્રો અને વર્ણનોવાળું એક પુસ્તક કેટલાંક વરસો થયાં પ્રગટ કરેલું છે. તેમાં તેમણે હિન્દી પ્રજાના એક રાષ્ટ્રીય ધ્વજને વિષે પણ કેટલીક સૂચનાઓ અને નમૂનાઓ રજૂ કરેલા છે. છેલ્લાં ચાર વરસથી મહાસભાની દરેક બેઠક વેળાએ શ્રી. વેંકય્યા આ રાષ્ટ્રીય ધ્વજનો સવાલ જે અખંડ ઉદ્યમ તથા ક્રમથી ચર્ચતા તે જોઈ હું હમેશાં રાચતો ખરો, છતાં તે વિષે મારા અન્તરમાં કદી ઊમળકો ઊઠતો નહિ. આખા રાષ્ટ્રનું અન્તર હલાવે એવું કશું એમના એ નમૂનામાં હું જોઈ શકતો ન હતો. એવી ચિત્તાકર્ષક સૂચના રજૂ કરવાનું ભાગ્ય તો એક પંજાબી ગૃહસ્થનું હતું.

જલંધરવાળા લાલા હંસરાજે મારી જોડે રેંટીઆના ભાવિની ચર્ચા કરતાં અનાયાસે જ સૂચવી દીધું કે એને આપણા સ્વરાજ ધ્વજ ઉપર કાં સ્થાન ન મળે? તેમની આ સૂચનામાં રહેલી નવિનતાથી હું અચરજ પામ્યો. બેઝવાડામાં મેં શ્રી. વેંકય્યાને લાલ (હિન્દુઓનો રંગ) અને લીલી (મુસલમાનોનો રંગ) ભોંય ઉપર રેંટીઆનું ચિત્ર દોરેલો એક ધ્વજ તૈયાર કરી આપવા કહ્યું. પણ કલાકમાં તો તે તૈયાર થઈને મને તે મળ્યો પણ ખરો. જરાક જ મોડું ન થઈ ગયું હોત તો મહાસમિતિની બેઠકમાં પણ એ રજૂ કરી શકાત. પણ એક રીતે એ યોગ્ય જ થયું એમ કહું તો ચાલે.

તા. ૧૭-૪-૧૯૨૧

વધુ વિચાર કરતાં મને લાગ્યું કે આપણા રાષ્ટ્રીય ધ્વજની ભોંય ઉપર બીજા ધર્મોને પણ સ્થાન મળવું જોઈએ. અલબત્ત, 'હિન્દુમુસલમાન એકતામાં' કંઈ માત્ર એ બે જ જાતિઓના સમાવેશની ભાવના નથી. એ વ્યાપક શબ્દપ્રયોગ છે અને તેમાં હિન્દમાં સ્થાયી થયેલા બધા જ ધર્મોની એકતાની ભાવના આવી જાય છે. જો હિન્દુમુસલમાન એક બીજા જોડે પ્રેમભાવથી વર્તી શકે તો તેઓ બન્ને મળીને હિન્દમાંના બીજા ધર્મો જોડે પણ પ્રેમભાવથી વર્તવાને બંધાયેલા છે. એકતા હિન્દમાંના અમર તો દુનિયાના અન્ય ધર્મોને દહેશતરૂપ નથી જ. તેથી મારી સૂચના એવી છે કે આપણા રાષ્ટ્રીય ધ્વજની ભોંય પીળી, લીલી તેમજ લાલ રહે. પીળો રંગ બીજા ધર્મોને સૂચવશે. સૌથી ઓછી સંખ્યાવાળાનો રંગ સૌથી પહેલો, મુસલમાની રંગ બીજો અને હિન્દુઓનો રંગ છેલ્લો રહે. આનો અર્થ એ રહે કે જે સૌથી વધારે બળવાન છે તેણે સૌથી ઓછા બળવાળાની ઢાલ બનીને રહેવું. આ ઉપરાંત પીળો રંગ પવિત્રતા અને શાન્તિ પણ સૂચવે છે. આપણા રાષ્ટ્રીય ધ્વજમાં એ બે વસ્તુઓ ન હોય તો તેનો કંઈ અર્થ જ નથી. વળી આપણામાંના નાનામાં નાનાની મોટામાં મોટાની જોડે સમાનતા સૂચવવા સારુ એ ત્રણે રંગ આપણા રાષ્ટ્રીય ધ્વજમાં સરખી જગ્યા રોકે.

પણ રાષ્ટ્ર તરીકે હિન્દુસ્તાન જીવી કે મરી તો એક રેંટીયા પાછળ જ શકે. આ દેશના હરકોઈ વયોવૃદ્ધ સ્ત્રીને જઈને પૂછો. તે તમને તરત જ કહેશે કે જે દિવસે હિન્દુસ્તાનમાં રેંટીયો ઉંચો મુકાયો તે દિવસથી જ અહીં દુઃખદારિદ્ર ઘર કર્યું અને આપણી બધી બરકત અને સુખસંપત્તિ નષ્ટ થઈ. આખા હિન્દુસ્તાનની સ્ત્રીજાતિ અને આમપ્રજા તો રેંટીયાના આજના જીર્ણોદ્ધારનું મહત્ત્વ સાનમાં સમજી ગઈ છે, પ્રજાને તો આ આપત્કાળમાં એ અમૃતસંજીવની થઈ પડ્યો છે. અનેક ગરીબ સ્ત્રીઓનો તે શીયળરક્ષક છે. મને જેટલી જેટલી વિધવા બહેનો મળી છે તેમણે આ પુરાણા સાથીના પુનરુદ્ધારને માટે મારી આગળ આશીર્વચનોના વરસાદ વરસાવ્યા છે. રેંટીયાનો પુનરુદ્ધાર એ એક જ આજે કરોડો ભૂખે મરતા હિન્દીઓને ઉગારી લે એમ છે. આ ૧૫૦૦ માઈલ પહોળા વિશાળ હિન્દુસ્તાનમાં ઉદ્યોગ ખીલવવાની બીજી કોઈ યાન્ત્રિક યોજના આમપ્રજાને દિનપ્રતિદિન વધતી જતી કંગાલિયતમાંથી આજે બચાવી શકે એમ નથી. હિન્દુસ્તાન કંઈ એક સામાન્ય કદનો દેશ નથી. એ તો એક વિશાળ ખંડ છે અને ઈંગ્લંડની પેઠે કોઈ કાળે એને કારખાનાંઓનું જાળું કરી મુકી શકાય એમ નથી, એ વાત આપણે કદાપિ

ભૂલવી ન જોઇયે, અને આપણી પોતાની હાજતો કરતાં હજારોગણું વધારે પેદા કરી લઇને તેના જોર ઉપર દુનિયાના દેશોને નીચોવવાની તો કોઇ પણ યોજનાને આપણે દૃઢતાપૂર્વક અભદ્ર અને અસ્પૃશ્ય જ માનવી જોઇયે. પ્રજાના વ્યર્થ વીતતા કલાકોનો આપણાં ગામડાઓ અને ઝુંપડાંઓમા ઘેરઘેર કપાસમાંથી કાપડ પેદા કરવા પાછળ ઉપયોગ કરી દેશને સમૃદ્ધ કરવામાં જ આજે આપણી એકમાત્ર આશા રહી છે. આમ હિન્દી પ્રજાના જીવનમા રેંટીયાને હું હવા તેમજ ખોરાકના જેટલી જ આવશ્યક વસ્તુ ગણું છું.

વળી હિન્દુને માટે એ જેટલો આશીર્વાદરૂપ છે તેટલો જ મુસલમાનને માટે પણ છે બલ્કે મુસલમાનોને તો હિન્દુઓના કરતાં પણ વધુ ઉત્સાહથી એ તરફ વળતા જોઉં છુ. આના કારણ છે, મુસલમાન ઓરત પરદાનશીન છે. રેંટીયો કાંતીને તે પોતાના પતિ પરના બોજાને અનાયાસે કંઇક હલકો કરી શકે છે. આમ રેંટીયો એ જ હિન્દુસ્તાનની પ્રજાના જીવનનું સર્વસામાન્ય તત્ત્વ છે. એ વડે આપણે આજે આખી દુનિયાને જાહેર કરીયે છીયે કે અન્ન અને વસ્ત્ર એ બે બાબતમા તો અમે સંપૂર્ણ સ્વતન્ત્ર અને સ્વાશ્રયી બની રહેવાનો નિશ્ચય જ કર્યો છે. મને આશા છે કે જેને જેને મારી આ વાત ગળે ઉતરે તેઓ પોતપોતાના ઘરમા યજ્ઞવિધિએ રેંટીયાની સ્થાપના કરશે અને મેં ઉપર સૂચવેલા નમૂનાનો એક એક રાષ્ટ્રીય ધ્વજ પણ ઘરમાં વસાવશે.

આ ધ્વજ ખાદીનો જ હોય એ કહેવાની તો મને લાગે છે મારે કશી જ જરૂર નથી રહેતી; કારણકે ખાદી જેવા જાડા અને સાદા કાપડને સર્વમાન્ય કરી મુકીને જ આપણે હિન્દુસ્તાનને કાપડને વિષે પરદેશોની બજારોના પંજામાથી ઉગારી લઇ શકીશું. હું તો હિન્દુસ્તાનના જુદા જુદા ધાર્મિક પન્થો તેમજ સંપ્રદાયોને પણ વીનવું છું કે જો તેઓ આ બાબતમાં, મારી જોડે સહમત હોય તો તેમણે પોતપોતાના સાંપ્રદાયિક ધ્વજમાં—દાખલા તરીકે ખિલાફતના ઝુંડામા— ડાબી બાજુના ઉપલા ખૂણા પર આ રાષ્ટ્રીય ધ્વજને નાના આકારમાં અવશ્ય સ્થાન આપવું. બીજા બધા એકસરખા કદના રાષ્ટ્રીય ધ્વજમાં સામાન્ય કદના આખા રેંટીયાની આકૃતિ સમાવી જોઇયે.

તા. ૧૭-૪-૧૯૨૧

# 'ટાઈમ્સ'ની ટીકા

મુંબઈના 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'એ 'અસહકારની નિષ્ફળતા' ઉપર એક લેખ લખ્યો છે. 'ટાઇમ્સ'ના અભિપ્રાય મુજબ અસહકારના કાર્યક્રમમાં નક્કી કરેલાં ચાર પગલામાંનું પહેલું સદંતર નિષ્ફળ નીવડ્યું છે, પણ આજે હું અગાઉનો ગાંધી રહ્યો નથી તેથી મારી હાર કબૂલ કરું એમ નથી.

મારી આંખને તો અસહકારની ક્યાંયે હાર દેખાતી નથી; ઊલટું હું તો જ્યાં ને ત્યાં લોકોમાં વ્યાપી ગયેલી મહાન જાગૃતિને જોઈ જોઈને આશ્ચર્યમાં ગરકાવ થઈ જાઉં છું. હું માનું છું કે ધારાસભાઓ, શાળાકૉલેજો, અદાલતો ઇત્યાદિ જે જે સંસ્થાઓ ઉપર હરકોઈ સરકારની પ્રતિષ્ઠા બંધાયેલી હોય છે તે પ્રતિષ્ઠા તૂટી પડે એટલો પ્રજામત તૈયાર થાય એ નાનીસૂની સફળતા નથી. 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' અસહકારને 'જહન્નમનો સહેલો રસ્તો' સમજે છે. હું માનપૂર્વક જણાવીશ કે હું એને અનેક અન્તરાયો પર જીત મેળવીને મહાપ્રયાસે ચડવાની 'સ્વર્ગની સીડી' સમજું છું. જો માત્ર અંધાધુંધી જ પેદા કરવાની આ પ્રવૃત્તિ હોય તો તો એ ચપટી વગાડનાની વારમાં બની શકે એવી બાબત હતી.

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' શું કે બીજા ટીકાકારો શું, જે જે કોઈ આ રહસ્ય સમજવાને ઇન્તેજાર હોય તેમણે એ વાત અવશ્ય ધ્યાનમાં લેવી ઘટે કે હું એકલો જ નહિ પણ હિન્દુસ્તાનમાં નાના મોટા એકેએક આગેવાન અત્યારે સુલેહશાન્તિ જાળવવા—જોગજબરાઈ કે અંધાધુંધી ન થવા દેવા કમાલ કરી રહ્યા છે. બધા આગેવાનોને માટે એક પ્રકારનો અભિપ્રાય આપી છૂટવું અને મને એકલાને જુદા વર્ગમાં મૂકવો એમાં કંઈ જ હાસલ નથી.

જે ટીકાકારો હજુ પણ અલી બિરાદરોના હેતુઓ તરફ શકની નજરથી જોવાનું છોડતા નથી તેઓ પોતાની જાતને તેમજ આ પ્રવૃત્તિને ભારે અન્યાય કરી રહ્યા છે. અલી બિરાદરોની વાત તો સાવ સીધી અને ચોખ્ખી છે. ચોક્કસ સંજોગોમાં તલવારથી કામ લેવામાં તેઓ અધર્મ નથી માનતા. મૌ. મહમદઅલી ઘણી જમાએ કહે છે કે 'લડાઈ અવશ્ય બૂરી ચીજ છે, પણ એથી પણ બૂરી વસ્તુઓ સંસારમાં છે' હું તો કહું છું કે અલી બિરાદરોના કરતા વધારે દાના દુશ્મન અંગ્રેજ સરકારને બીજા કોઈ નહિ હોય. બૂરાઈની એમની લડાઈ નથી, તેઓ નિખાલસ—,

પણે પણ અવિશ્રાન્ત ઉદ્યમપૂર્વક શાન્તિથી પોતાની લડતનો ફડચો કરવા માગે છે. છતાં જો તેમનો તે પ્રયાસ સરકારની અગર તો લોકોની ઉદાસીનતાને લીધે નિષ્ફળ નીવડે તો તે વેળાએ ધર્મચુસ્ત ઇસ્લામીઓ તરીકે તેમણે તેમના હાથની શક્ત હોય તેટલે દરજ્જે લડાઇ પણ પોકારવી જ રહી. મારા સાથીઓ માગે ત્યારે તેનો ઉપયોગ કરી લે છે એવી દલીલ કરવામાં આવે છે. એટલો ભોળો હોવાનો હું ઇનકાર કરું છું. મારા સાથીઓ મને છેતરવાને અસમર્થ છે એમ હું સમજું છું. તેમને હું ઇશ્વરથી ડરનારા, બહાદુર અને ખાનદાન માણસો માનું છું. તેમનો સાથ મારે મન કિંમતી લ્હાવા સમાન છે.

મારા પોતાના વલણ વિષે તો મારે એટલું જ કહેવું રહ્યું કે મારો પોતાનો ધર્મ જેમ મને ખુનામરકીની કોઇ પણ લડાઇ કરવા કે કરાવવાની મંજૂરી આપતો નથી, તેમ એ પણ તેટલું જ સાચું છે કે અત્યારે હિન્દુસ્તાનમાં પશુબળના દોરથી જે નામર્દાઇની શાન્તિ વર્તી રહી છે તેને મુકાબલે તો એવી ખુનામરકીવાળી લડાઇની સ્થિતિ પણ મારા મનને વ્યાકુળ ન કરી મુકે. અને તેથી જ આ શાન્તિમય અસહકારની લડતમાં અહિંસાને સર્વોપરી રાખવાના બધા પ્રયત્નો કરતો છતાં અન્તે આમાં અંધાધુંધી થવાનું જોખમ હોય તો તે જોખમ ખેડીને પણ હું આ લડતમાં ભાગ લઇ રહ્યો છું. અસહકારના ટીકાકારો તેમની દાનત જ હોય તો તો આજ એકેએક કાર્યમાં એવી ખુનામરકી કે અંધાધુંધી ન થવા દેવાની જ પ્રબળ ઇચ્છા દેખશે બાકી અસહકારીઓને તો ટીકાકારો તેમની વૃત્તિને સમજે કે ન સમજે, કે વિપરીત રીતે સમજે, તોપણ પોતાની ધીરજમાં અડગ રહ્યે છૂટકો છે તેમને તો તેમનો ખાંડાની ધાર જેવો કઠણ પન્થ કાપ્યે જ છૂટકો છે

---

## અવળી સલાહ

સૈયદ રઝાઅલીએ મને ખુલ્લો પત્ર લખીને અસહકાર મુલતવી રાખવાની સલાહ આપી છે. એમની દલીલ એ છે કે નવા વાઇસરાય સાહેબને દેશની સ્થિતિ સમજવાની યોગ્ય તક આપવાને આપણે એમને દેશનું વાતાવરણ શાન્ત કરી આપવું જોઇએ. મારા અભિપ્રાય મુજબ તો ના. વાઇસરાયને હિન્દુસ્તાનની અત્યારની સ્થિતિ સમજવામાં કશો જ અન્તરાય નથી. જે કંઇ ખળભળાટ છે તે કાં તો અમલદારવર્ગનો ઉભો કરેલો છે અથવા તો કોઇ કોઇ જગ્યાએ સરકાર તરફથી કામ જ

કંઈ એવી બેહૂદી રીતે લેવામા આવ્યુ છે કે ખુનામરકી થાય. મધ્ય પ્રાન્તમા જ જુઓને. લોકો તો ત્યાં દારૂની બદીની સામે માત્ત્વિક કોપથી ઉઠયા છે, ત્યારે સરકાર તે પરાણે તેમની ઉપર લાદવા મથી રહી છે. રાયબરેલીના રમખાણો વિષે તો નિયમિત અખબારો ન વાચતો હોવાથી મને ઝાઝી માહિતી નથી કે હું કશું કહી શકું. મને તો લાગે છે કે મિ. રઝાઅલીએ મને વીનવવા કરતાં જે અધિકારી-વર્ગ લોકોને ચીડવીને દેશને ભડકાવી મુકવા મથી રહ્યો છે તેને જ વધુ વીનવવો ઘટે છે.

વળી આખી પ્રજાએ પોતાની પ્રતિનિધિ સસ્થાઓ મારફત શરૂ કરેલી હીલચાલને રોકનારો હું કોણ ? બીજો પણ કોઇ એક માણસ—એની ઇચ્છા હોય તોપણુ—પ્રજાને અટકવાનું કેમ કહી શકે ?

પણ હું તો મિ. રઝાઅલીને એ જ પૂછવા ઇચ્છુ છુ કે અસહકારને આમ રોકવાની વાત કરીને એઓ મારી પાસે શુ કરાવવા ઇચ્છે છે ? શુ એઓ એમ કહેવા માગે છે કે ના. વાઇસરાયને હિન્દુસ્તાનની સ્થિતિ સમજવાનો રસ્તો સરળ કરી આપવાને સારૂ જેમણે પોતાના ખિતાબો છોડયા છે તેમણે એ ખિતાબો થોડા વખતને માટે સરકાર પાસેથી પાછા મંગાવવા ? જે વકીલોએ વકીલાત છોડી છે તેમણે પાછી વકીલાત કરવા માડવી ? જે વિદ્યાર્થીઓ સરકારી શાળાકૉલેજોમાથી ઉઠી ગયા છે તેમણે પાછા એ જ શાળાકૉલેજોમા દાખલ થવા જવું ? જેમણે રેંટીયો કાંતવા માંડયા છે તેમણે તે ના. વાઇસરાય હિન્દુસ્તાનની સ્થિતિનો અભ્યાસ કરી લે ત્યાં સુધી ઉચો મુકવો ? જે સુતારો રેંટીયા ઘડવામા ગુંથાઈ ગયા છે તેમણે પોતાના રઘવાસવા જવાના ત્યા અટકાવી દેવા. અને જેમણે દારૂના પીઠાં ત્યાગ્યા છે છે તેમણે કલાલ જોડેનો નાતો પાછો ચાલુ કરવો ?

શું મિ. રઝાઅલી ઇચ્છે છે કે આજે જે રાષ્ટ્રીય શાળાકૉલેજો દેશમા નીકળી છે તેમણે લૉર્ડ રીડિંગને મદદ કરવાને સારૂ હાલ તુરતને માટે પોતાના બારણાં બંધ કરવાં ? હકીકત તો એ છે કે મિ. રઝાઅલી અસહકાર પૂરો સમજ્યા જ નથી. એમને એ લક્ષમા જ નથી આવતું કે અસહકાર એક પ્રકારની સદ્‌વૃત્તિ છે, જે એક વખત કેળવ્યા પછી મરજી માફક નથી ભૂંસી શકાતી. જો અંગ્રેજોને હૈયે હિન્દુસ્તાનનું હિત હશે, જે અંગ્રેજો હિન્દનું લૂણ ખાઇ નભે છે તેઓ જો એ લૂણને વફાદાર રહેવા માગતા હશે, તો તો તેઓ દેશમાંથી દારૂની જડ કાઢવામા તેમજ પરદેશી કાપડની—અને એ રીતે અલબત્ત લેંકેશાયરના કાપડની પણ—આયાત

સાવ બંધ પાડવામા કશુ જ અજુગતું નહિ જુએ. હું તો એટલે સુધી કહીશ ખિલાફતનુ સંપૂર્ણ રક્ષણ મળી જાય અને પંજાબનો ઘા રૂઝાય ત્યારપછી પણ બંધ પડેલા પીઠા ફરી ન જ ઉઘડી શકે, તેમ પરદેશી કાપડની વપરાશ પણ પાછી ચાલુ ન જ થઈ શકે.

આશ્ચર્ય જ એ છે કે આ દેશમા આજ પણ હજુ એવા ખાસા બુદ્ધિમાન અને કેળવાયેલા જાહેર પ્રજાસેવકો પડેલા છે જેમને હજુ પણ એ વાત નથી ઉગી ગઇ કે જ્યા સુધી આ સરકાર એના મૂળ પાપોનું પ્રાયશ્ચિત્ત લેવા તૈયાર નથી ત્યા સુધી એને એક પાપમાથી બીજા પાપમા જતા જઇને એમ પાપનો પન્થ ખેડયે જ છૂટકો છે. અલબત્ત, દાનત જ હોય તો દારૂની બદી પ્રજામાથી ધોઇ કાઢવાની તેમજ રેંટીયાનો જીર્ણોદ્ધાર કરી તેના પ્રાચીન માહાત્મ્ય અને પવિત્રતાની ફરી એકવાર પ્રાણપ્રતિષ્ઠા કરવાની દેશભર આરંભાયલી આ બે મહાન પ્રાણદાયી પ્રવૃત્તિઓમા તો સરકાર ઉપલા બે પ્રજાકીય અન્યાયનુ પ્રાયશ્ચિત્ત કર્યા પહેલા પણ પ્રજાની જોડે સહકાર કરી શકે છે. એમ કરીને તો સરકાર ખિલાફત-પંજાબના અન્યાયોની તીવ્રતાને પણ કઇક ઓછી કરશે. બાકી સરકારને આવો સહકાર કરવાની સુબુદ્ધિ થાય તેમા પ્રજા તો ખિલાફત અને પંજાબનો ન્યાય મેળવવાની પોતાની શક્તિ એથી વધેલી જ અનુભવે એમા શંકા નથી. પણ વસ્તુસ્થિતિ તો એ છે કે એ જ કારણસર સરકાર દારૂનિષેધની તેમજ રેંટીયા મારફત હાથવણાટ વધારી પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની પ્રજાએ ઉપાડેલી આ મહાન પ્રવૃત્તિઓને શાન્તપણે આગળ ધપવા દેવા આજે તૈયાર નથી.

---

# નોંધ

## ભાષા અને વિચાર

ભાષા એ વિચારોને સાચ્ચે જ પૂરી રીતે સમજાવવાનું વાહન બને છે. ઘણી વેળા ભાષા વિચારને ઢાંકે છે. હમેશાં ભાષા એ વિચારોને મર્યાદિત કરે છે. તેમાયે જ્યારે એકની ભાષાનો બીજો માણસ અનુવાદ કરે છે ત્યારે જે મુશ્કેલીઓ અને અનર્થ ઉભાં થાય છે તે તો અનુવાદકો અને પત્રકારો જ સમજે. અમારી ઉપર તો તેવી વિટંબણાઓ બહુયે વીતી છે શ્રી. વામનરાવ જોશીનો સંદેશો અમે મોટે અક્ષરે મુખપૃષ્ઠ પર છાપ્યો ત્યારે છાપેલો તરજુમો અમે વાંચ્યો ત્યારે અમને જ શરમ આવી. અમે એ વીર પુરુષને અન્યાય કર્યો એમ લાગ્યું; સાથવા અમે વાચકવર્ગને અન્યાય કર્યો. જે વિચારો, જે પદ્ધતિને અમે મહત્ત્વ આપવા ઇચ્છાયે

છીએ તેનો કેમ લખું આ સન્દેશામાં વિરોધ આવતો હોય નહિ એમ જણાયું. અમે જે અનુવાદ આપ્યો છે તે અંગ્રેજીમાંથી. શ્રી. વામનરાવનો સન્દેશો અસલ તો મરાઠી છે જે દોષ અમે અમારા અનુવાદમાં જોઈએ છીએ તે અસલમાં તો છે જ નહિ 'આપણી પોતાની શરમ ઉઘાડી પાડવાનું આપણું કામ નથી' એવો વિચાર અમે શ્રી. વામનરાવના મુખમાં મુક્યો છે. આપણી વીરતા તો આપણી શરમ પહેલી ઉઘાડી મુકવામાં છે. રા. વામનરાવ પ્રજાની શરમ પોતે વીર બની ઢાંકવા માગે છે, તેને છુપાવીને નહિ. શરમ છુપાવવાથી તો પ્રજા વીર્યહીન બને, જેમ રોગ ઢાંકવાથી રોગ વધે. એક હિન્દી બીજાને પકડે ને ત્રીજો સજા કરે એમાં તો શરમ છે જ નહિ. એવો પ્રસંગ બને તેમાં શરમ હોઈ શકે. બાકી સ્વરાજ સ્થપાયે ગુન્હેગાર હિન્દીને સિપાહી હિન્દી પકડશે ને હિન્દી ન્યાયધીશ સજા કરશે. તે શરમભર્યું નહિ લાગે, એટલું જ નહિ પણ એ માન્ય હશે ને જણાશે રા. વામનરાવે જે ઉદ્‌ગારો કાઢયા છે તે આજની પરિસ્થિતિને ઉદ્દેશીને કાઢયા છે એક નિર્દોષ હિન્દીને પાપી પેટને અર્થે નોકરી કરતો હિન્દી સિપાહી પકડે ને તેને તેવો ન્યાયાધીશ સજા કરે એ આપણી શરમને રા. વામનરાવે સૂચવી છે ને ઉઘાડી પાડી છે પણ આ બધો અર્થ અમે અમારા અનુવાદમાં નથી બતાવી શકયા એ અમને દુ:ખ દે છે. છતાં એવા દોષો અનિવાર્ય જાણી અમે સન્તુષ્ટ રહીએ છીએ ભાષા અને તેમાંયે તરજુમો મનુષ્યના વિચારો બતાવવાનું કેટલું અપૂર્ણ સાધન છે એ અમે જોઈ રહ્યા છીએ. ખરે ! બોલવા કરતાં કરવું એ જ ખરૂં ભાષણ છે કૃત્યોમાં વિચારોનું પ્રતિબંબ પડે છે, તે ભાષણોમાં ક્યાંથી હોય ? આપણે બધા શ્રી. વામનરાવનાં કૃત્યોનું અનુકરણ કરીએ, તેમના આપભોગમાં, તેમની વીરતામાં, તેમની નિર્ભયતામાં, તેમની સાદાઈમાં, તેમના નિરભિમાનમાં તેમનો સન્દેશો વાંચીએ

---

# અન્ત્યજ પરિષદ્ *

**સ્વાગત મંડળના પ્રમુખ સાહેબ, ભાઈઓ અને બહેનો,**

આ પરિષદ્ કેટલાયે માસ પહેલાં ભરાવી જોઈતી હતી. અનેક ઉપાધિઓને લીધે એ ન ભરાઈ શકી. આ ઢીલમાં હું પણ કારણભૂત હતો તેની માફી માગું છું.

મને દિલગીરી થાય છે કે જે એક પક્ષને મારે ખાસ કરીને કહેવાનું છે, તે પક્ષને હું અહીંઆં જોતો નથી. પૂ. બહેન પાસેથી મેં એમ સાંભળ્યું કે અન્ત્યજો બ્હી ગયેલા છે તેથી તેમાંના કેટલાક હાજર રહ્યા નથી. એવી અફવા ઉઠી કે જે, અહીંઆં આવશે તેને સરકાર પકડી જશે. આવી અનેક પ્રકારની અફવાઓ હિન્દુસ્તાનમાં ઉડયાં કરે છે એ કોણ ઉડાડે છે તેની પણ આપણને ખબર નથી. પણ આથી જેઓ અસ્પૃશ્યતાને ધર્મ માને છે

---

* અમદાવાદમાં મળેલી ચોથી અન્ત્યજ પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ; તા. ૧૩-૪-૧૯૨૧.

તેઓને અને ઘણા અન્ત્યજ ભાઈઓને મારો સન્દેશો કદાચ નહિ પહોંચે. મારી આ દયામણી સ્થિતિમાં હું બહુ વખત ન લઉં તો તમે સમજજો કે હું થાકી ગયેલો છું. આપણે જે કાર્ય કરવાનું છે તે વિષે તો હું જરા પણ થાક્યો નથી. પણ પરિષદો મારફતે કાર્ય થઈ શકવા વિષે મને શંકા છે, અને અત્યારે તો વધારેપણે એ શંકા રહે છે.

હું અહીં કેટલાક પુરાણા મિત્રોને જોઉં છું. તેથી હું રાજી થાઉં છું. મારી સ્થિતિ કફોડી છે. જેમની સાથે કામ કરી હું હર્ષિત થતો, મગરૂરી માનતો, તેમને માટે મને પૂર્વના જેટલું જ માન છે, છતાં અનેક સંજોગોને લઈને—એ સંજોગો શા છે તે આખું હિન્દુસ્તાન જાણે છે—તેઓને આજકાલ મારી સાથે નથી જોતો. એમનાથી હું અળગો થયો છું કે એમણે મને અળગો કર્યો છે. અથવા તો મારે કર્મે એમનાથી મને અળગો કર્યો છે છતાં આ અન્ત્યજોના વિષયમાં તો જે વહાણમાં હું છું તે જ વહાણમાં તેઓ છે.

જેઓ આ વિષયમા વિરોધ કરે છે, જેઓ ગેરસમજુતીમાં ડૂબેલા છે, તેમને કેવી રીતે સમજાવવા એની સમજણ પડતી નથી. જેઓ એમ માને છે કે હિન્દુ ધર્મ પાળનારે અસ્પૃશ્યતાને ધર્મ તરીકે પાળવી જોઈયે, અસ્પૃશ્યને અડકીને ન્હાવું જોઈયે અને ન ન્હાય તો તે પાપ કહેવાય, તેમને હું કયા શબ્દોમાં વીનવી શકું? હું તો મારે જે કહેવાનું છે તે અહીંઆં કહી જાઉં છું.

અસ્પૃશ્યતાને હું હિન્દુ ધર્મમા મહાન પાપ માનું છું. મારા આ વિચારો આજકાલના નથી દક્ષિણ આફ્રિકામાં કફોડી સ્થિતિમાં આવી ગયા પછી આવ્યા છે એમ પણ નથી. એ વિચાર મારી નાસ્તિકતામાંથી જન્મ્યા છે એ પણ ખરૂં નથી કેટલાક એમ માને છે કે ખ્રિસ્તીઓ સાથેના સંબન્ધમાંથી, ખ્રિસ્તી ધર્મનાં પુસ્તકોમાથી આ વિચારો મારામાં ઉતર્યા છે. એ ભાઈઓ અહીંઆ હાજર હોત તો હું એમને સમજાવત કે એ તેમની ભ્રમણા છે.

જે વખતે મને બાઈબલ પર મોહ ન હતો, મેં બાઈબલ વાંચ્યુ પણ ન હતુ, ખ્રિસ્તી ધર્મ પાળનારાઓના સંબન્ધમાં હું બિલકુલ નહોતો આવ્યો, ત્યારના મારા આ વિચારો બંધાયેલા છે. મારી ઉમર ૧૨ વર્ષ કે તે નજીકની હતી ત્યારથી હું એ વસ્તુ સમજતો. અમારા કુટુંબમાં મેલું સાફ કરવા ઉકા નામનો એક અન્ત્યજ આવતો. ઉકાને હું કેમ ન અડી શકું એ હું માતાને પૂછતો. કેટલીક વાર ઉકાને અડી પણ જતો. માતા મને ન્હાવાનો હુકમ કરતી એટલે હું નાહી તો લેતો, પણ સાથે વિનોદ પણ કરતો કે ઉકાને અડકવામાં ધર્મ નથી, ધર્મ હોઈ જ ન શકે. પિતૃભક્ત અને માતૃભક્ત હોવાં છતાં હું કોઈ વાર ઝગડો પણ કરતો. માતાને હું કહેતો કે એમાં તમને સમજ નથી પડતી. ઉકાને અડકવામાં બાધ નથી

નિશાળે જતો ત્યાં પણ હું અન્ત્યજને અડકી જતો, પણ માતાપિતાથી છૂપું રાખતો નહિ. માતા મને કહેતી કે ગામમાં ઘણાયે એમણ છે, તેમા કોઈના અંગરખાને અડી લેવું

હું માતૃપૂજક રહ્યો એટલે મેં એમ કરેલું પણ ખરું પણ તે ધર્મ છે એમ માનીને નહિ; કેવળ માતાની આજ્ઞાનું પાલન કરવા કરેલું. પછી તો હું પોરબંદર ગયો. ત્યાં સંસ્કૃત સાથેનો મારો પહેલો પરિચય થયો. તે વખતે હું અંગ્રેજી નિશાળમાં નહોતો દાખલ થયો. મને અને મારા ભાઈને એક બ્રાહ્મણને સોંપવામાં આવેલા. ત્યાં હું 'રામરક્ષા' અને 'વિષ્ણુપંજર' શીખ્યો. તેમાંનું 'जले विष्णुः स्थले विष्णु.' એ વચન હું હજુ પણ ભૂલી નથી શકતો. ત્યાં મારી માતા સમાન એક ડોશી રહેતી. તે વખતે હું બહું ડરતો. દીવા હોલવાઈ જાય ત્યારે મને ભૂતનો ભય લાગતો. એ ડોશીએ મને કહેલું કે ડરી જાઓ ત્યારે રામરક્ષાનો પાઠ કરજો; ભક્તિપૂર્વક રામરક્ષાનો પાઠ કરશો તો ભૂતો નાસી જશે હું એ પ્રમાણે પાઠ કરતો, અને ભૂતો નાસી પણ જતાં રામરક્ષામાં અન્ત્યજોને અડકતા પાપ છે એમ લખેલું છે એવું મને ન લાગતું. હું તેનો અર્થ જાણતો ન હતો, અથવા જાણતો તે ભૂલાવાયો.

અમારા કુટુંબમાં રામાયણ વચાતું. લાધા મહારાજ કરીને એક બ્રાહ્મણ તે વાચતા. લાધા મહારાજને રક્તપિત્ત થયેલું હતું. રામાયણ એ રક્તપિત્ત મટાડશે એવી તેમને શ્રદ્ધા હતી અને લાધા મહારાજનું રક્તપિત્ત ગયું પણ હતું. મને એમ લાગેલું કે જે રામાયણમાં રામને નિષાદે ગંગાની પાર ઉતારી દીધા હતા તે રામાયણમા અન્ત્યજો પાપી છે એમ નહિ માની લીધેલું હોવું જોઈયે ઇશ્વરને આપણે પ્રેમપૂર્વક 'દાસાનુદાસ', 'પતિતપાવન', ઇત્યાદિ વિશેષણોથી સંબોધીયે છીયે એ જ શીખવે છે કે દુનિયામા હિન્દુ જાતિમાં જન્મેલાને પતિત અને અસ્પૃશ્ય ગણવા એ પાપ છે—એમ માનવુ એ રાક્ષસી છે. તેથી જ હું કહેતો આવ્યો છું કે એ મોટામા મોટું પાપ છે. એટલું બધું જ્ઞાન મને ૧૨મે વર્ષે થયેલું એમ હું નથી કહેતો, પણ તે વેળા મને આ દોષ તો જણાયેલો જ આ વાત હું વૈષ્ણવો અને ચુસ્ત હિન્દુઓની જાણ માટે કહી રહ્યો છું.

હું સનાતની હિન્દુ હોવાનો દાવો કરી રહ્યો છુ. મે શાસ્ત્રો જાણ્યા નથી એમ નથી. હું સંસ્કૃતનો ઊંડો અભ્યાસી નથી. વેદ ઉપનિષદોનો અર્થ હું વાંચી ગયો છું. એનો વિદ્વાનના જેવો અભ્યાસ નથી કર્યો. એનું મારુ જ્ઞાન ઉપરચોટીયું છે. એ શાસ્ત્રોનો હિન્દુ તરીકે જેવો અભ્યાસ કરવો જોઈયે તેવો મે કર્યો છે ૨૧ વર્ષની ઉમરે મેં બીજા ધર્મોનો પણ અભ્યાસ કર્યો. એક કાળ એવો પણ હતો કે જ્યારે મારે હિન્દુ રહેવું કે ખ્રિસ્તી થવું એ વિષે મારા મનમાં ભારે મૂંઝવણ થઇ રહી હતી. જ્યારે મારો આત્મા શાન્ત થયો ત્યારે મને લાગેલુ કે હિન્દુ ધર્મ એ જ મારે માટે મોક્ષનું દ્વાર છે હિન્દુ ધર્મ પરનો મારો વિશ્વાસ જ્ઞાનપૂર્વક દૃઢ થયો તે વખતે પણ હું એમ માનતો કે હિન્દુ ધર્મમાં અસ્પૃશ્યતાને ધર્મ માન્યો નથી, અને જો માનેલો હોય તો હિન્દુ ધર્મ મારે માટે નથી

અસ્પૃશ્યતા એ હિન્દુ ધર્મમાં પાપ મનાયેલું નથી. શાસ્ત્રાર્થના ઝગડામા હું ઉતરવા માગતો નથી મનુસ્મૃતિ, ભાગવત વગેરેના શ્લોકમાંથી મારા મુદ્દાનું સમર્થન કરતાં મને મુશ્કેલીઓ પડે એ સંભવે, પણ હું હિન્દુ ધર્મનું રહસ્ય સમજ્યો છું. હિન્દુ ધર્મમાં અસ્પૃશ્યતા માની છે એ પાપ છે એ પાપથી આપણે પતિત બન્યા, સામ્રાજ્યમાં ભંગી

બન્યા. આપણા સંસર્ગથી મુસલમાનને પણ એ દોષ લાગ્યો હિન્દુમુસલમાન સામ્રાજ્યમાં પારીઆ બન્યા. દક્ષિણ આફ્રિકામાં, પૂર્વ આફ્રિકામાં, કેનેડામાં હિન્દુ એકલા નહિ પણ મુસલમાન પણ છે, અને એ બધા ભંગી ગણાયા એટલું બધું પાપ અસ્પૃશ્યતામાંથી આવેલું છે.

મને આ સમયે મારી પ્રતિજ્ઞાનું સ્મરણ થાય છે અસ્પૃશ્યતાને હિન્દુ સમાજ જ્યાં સુધી ઇરાદાપૂર્વક ધર્મ સમજે છે, અસંખ્ય હિન્દુઓ અન્ત્યજોને અડવામાં પાપ છે, એમ માને છે ત્યાં સુધી સ્વરાજ અશક્ય છે. યુધિષ્ઠિરે કૂતરા વિના સ્વર્ગમાં જવા ના પાડેલી એ યુધિષ્ઠિરના વંશજ હિન્દુઓ અન્ત્યજોને મુકીને સ્વરાજ કેમ મેળવી શકે? જે ગુન્હાને માટે આપણે સલ્તનતને રાક્ષસી માનીયે છીયે એવો કયો ગુન્હો આપણે અન્ત્યજો પ્રત્યે નથી કર્યો?

આપણે આપણા ભાઈઓ પછડાયાથી દૂષિત થયા છીયે. આપણે એમને પેટે ચલાવીયે છીયે, આપણે એમની પાસે નાક ઘસાવ્યાં છે, રેલવેમાં આંખ લાલ કરીને એમને ધક્કો મારીયે છીયે, એના કરતા અંગ્રેજી રાજ્યે શું વધારે કર્યું છે? ડાયર ઓડવાયર પર જે આરોપ આપણે મુકીયે છીયે તેવા કયા આરોપ બીજી પ્રજા અથવા આપણે આપણી પર ન મુકી શકીયે એમ છે? એ મેલમાંથી આપણે નીકળી જવું જોઇયે જ્યાં સુધી એમ ન થાય ત્યા સુધી સ્વરાજની વાત એ કેવળ વિતંડાવાદ છે જ્યાં સુધી દુર્બળની રક્ષા ન થાય, એક પણ માણસનુ દિલ સ્વરાજવાદીને હાથે દૂભાય ત્યાં સુધી સ્વરાજ નથી મળવાનું એ વિષે મારા મનમાં શંકા નથી. સ્વરાજનો અર્થ જ એ છે કે કોઈ પણ હિન્દુ કે મુસલમાન ઉદ્ધતાઇથી એમ ન માને કે બકરી જેવા હિન્દુ કે મુસલમાનને કચરી નાખીશુ. એમ નહિ થાય તો સ્વરાજ મળશે તે જ દિવસે આપણે તેને ખોઈ બેસીશુ અન્ત્યજો જેવા દુર્બળની રક્ષા કરવાને બદલે તેમને કચરવા વગેરેના દોષોને જ્યાં સુધી આપણે કાઢી શકતા નથી ત્યા સુધી આપણે વેઠાં કરતા, પશુ કરતા પણ નકામું જીવન ગાળીયે છીયે.

પણ મને શ્રદ્ધા છે. હિન્દુસ્તાનમાં ભમતાં મને જણાયું છે કે જે દયા તુલસીદાસ શીખવે છે, જેનો વૈષ્ણવ ધર્મમા ઉપદેશ થયો છે, જેનાથી ભાગવત નીતરી રહ્યું છે, જેનાથી ગીતાજી ભીંજાઈ રહી છે, તે દયા હિન્દમાં વધતી જ ચાલી છે અત્યારે પણ ઉલ્કાપાત થઈ રહ્યા છે. અનેક અત્યાચારી હિન્દુ અને મુસલમાનો હજી પડ્યા છે. છતાં સરવાળો કરતાં હું જોઉં છું કે રહેમ વધી છે, દયા વધી છે, હિન્દુમુસલમાનની વૃત્તિ ઇશ્વર પ્રતિ છે. આપણે સરકારની અદાલતોનો મોહ છોડયો, વકીલાત અને સરકારી શાળાઓની ભ્રમણાનો મોહ છોડયો, એમ અનેક પ્રકારના મોહ છોડી રહ્યા છીયે. મારો અનુભવ મને કહે છે કે જેને આપણે હલકા અને નિરક્ષર ગણીયે છીયે તે જ સાક્ષર છે આપણા કરતાં તેમનામાં કેળવણી અને ધાર્મિકપણું વધારે છે. અત્યારની પ્રવૃત્તિ પરથી એ જોઇ શકાય છે કે સ્વરાજ એટલે રામરાજ્ય—ધર્મરાજ્ય એવું મનાઇ રહ્યું છે આ પ્રવૃત્તિને જે તટસ્થપણે જોશે તેને એ માલુમ પડી જશે.

અન્ત્યજ ભાઇઓને હું કહું છું કે હિન્દુ સમાજમાં એક વર્ષ પહેલા આ બાબતમાં જે આઘાત થતો તે આજે નથી એ વિષે નિઃશંક રહેજો. પણ નિઃશંક કોણ રહી શકે?

જે લાયક હોય તે જ. હિન્દુઓએ તમારા પર અત્યાચાર કર્યો છે. વિવેકાનન્દે આપણને કહ્યુ છે કે અન્ત્યજો દબાયેલા નહિ પણ દબાવેલા છે. હિન્દુ સંસાર પણ અન્ત્યજોને ડૂબાડીને પોતે ડૂબ્યો છે. મેલારમાં હું અન્ત્યજ ભાઇઓને મળ્યો હતો. ત્યાં મેં પ્રભુની પ્રાર્થના કરેલી કે હું આવતે જન્મે જન્મું તો અન્ત્યજ જ જન્મું અને તેમને પડતાં દુઃખો અનુભવું. હું બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર પણ નહિ પણ અતિશૂદ્ર જ જન્મવા ઇચ્છું છું. આજે ૧૩મીને દિવસે મેં આખો દિવસ ઇશ્વરની પ્રાર્થના કરી કે મારાં પુરુષાર્થ, અન્ત્યજની સેવા, હિન્દુપણું અધૂરાં રહ્યાં હોય અને મારે જન્મવાપણું રહે, તો હું અન્ત્યજ જન્મું. આ જ જન્મે મોક્ષ મેળવવા હું મથી રહ્યો છું. પણ જો તેમાં નિષ્ફળ જાઉં તો જે દોષોને માટે હિન્દુ સંસાર જવાબદાર છે તે પણ મારે કાઢયે જ છૂટકો છે. તે બધા દોષો જો આજે ન નીકળે તો હું તમારામાં અવતરીને કાઢીશ. પાયખાનું સાફ કરવું એ મને પ્રિય છે. આશ્રમમાં અત્યારે ૧૮ વર્ષનો એક બ્રાહ્મણ બાળક પાયખાનાં સાફ કરવાનું કામ ભંગીને તાલીમ દેવાની ખાતર કરી રહ્યો છે.

હિન્દુ સંસારનો મેલ તમે કાઢી રહ્યા છો એ વાત તમે સમજી લો. તમારામાં પવિત્ર આચારને દાખલ કરો. તમે એવા પવિત્ર બનો કે કોઇને કંઇ કહેવાપણું ન રહે. સાબુ ન મળી શકે તો તમારે ખારો કે માટી વાપરીને કપડા ધોઇ નાખવાં. શરીર અને કપડાંમાંથી સ્વચ્છતાની સુગંધ આવવી જોઇયે. આ તો ઓછામાં ઓછું છે. બીજાં મોટાં દૂષણો તો કાઢવાં જ જોઇયે. તમે કેટલાક શરાબી બની ગયા છો, જુગાર ખેલી રહ્યા છો. બ્રાહ્મણો પણ જુગાર ખેલે છે, વ્યભિચાર કરે છે, શરાબી હોય છે. પણ એ કંઈ પતિત નથી ગણાતાં; જ્યારે અન્ત્યજો પતિત ગણાય છે. અન્ત્યજો પોતાનો ઉદ્ધાર કંઇ હિન્દુ સંસાર પાસે મહેરબાની તરીકે નથી માગતા. હિન્દુ સંસારને ગરજ હોય તો અન્ત્યજોનો સ્પર્શ કરે. મને વિશ્વાસ છે કે ચાર પાંચ મહિનામાં આપણે સાફ થઇ જઇશું. એમ ન થાય તો હું જાણીશ કે જોકે મારા વિચારો સાચા હતા તો પણ મારી ગણતરી ખોટી હતી. હું પાછો કહીશ કે મેં ભૂલ કરી.

તમે હિન્દુપણાનો દાવો કરો છો; તમે ભાગવત પઢી રહ્યા છો. માટે તમારા પર જો બીજા હિન્દુ અત્યાચાર કરે તો તેમાં દોષ ધર્મનો નથી, પણ બીજા હિન્દુનો છે. એમાંથી છૂટવા તમારે પોતે શુદ્ધ થવું જોઇશે, શરાબ વગેરે છોડવા પડશે.

વણકરને શું કામ અસ્પૃશ્ય માનતા હશો? તેઓ ચામડાંનો ધંધો કરે છે માટે? જો કોઇ ચામડાંને માટે પ્રાણીનો વધ કરે કે ગોમાંસ ખાય તો તે અધમ છે. પણ ચામડાંનો ધંધો કંઈ અપવિત્ર નથી. તેના વિના ખેતી ન ચાલે. જો તમારે પુરુષાર્થ કરવો હોય, જો તમે સ્વરાજ્યવાદી હો, તમારે તમારો ઉદ્ધાર કરવો હોય તો તમારે સ્વાશ્રયી થવું જોઇશે. મેં મુંબઇમાં સાંભળ્યું કે કેટલાક 'અન્ત્યજ' ભાઇઓ અસહકારની વિરુદ્ધ છે ને અંગ્રેજી સરકાર મારફતે જ પોતાનો ઉદ્ધાર શક્ય માને છે. આ ભ્રમણા મટાડવા સારૂ,

અન્ત્યજોની ખાસ સભામા ભાષણ કરવા મને એક ભાઇએ સૂચવ્યુ મે તેમને કહ્યુ કે અન્ત્યજોને એ બાબત સમજાવવાની જરૂર હોય જ નહિ. હિન્દુ ધર્મનો અનાદર કરી કોઇની ખુશામત કરીને તમે તમારો ઉદ્ધાર નહિ કરી શકો તમારે સ્વાશ્રયી બનવુ જોઇશે તમારો ઉદ્ધાર તમારા હાથમા છે તમારૂ સ્વરાજ તે તમારી લાયકાત વધારવામા રહેલુ છે

આખા હિન્દુસ્તાનમા હું અન્ત્યજો સાથે નિકટ સબન્ધમા આવુ છુ હું જોઉ છું કે અન્ત્યજ કોમમા જે શક્તિ રહેલી છે તે અન્ત્યજવર્ગ પણ નથી જાણતો અને બીજા હિન્દુઓ પણ નથી જાણતા અન્ત્યજોની બુદ્ધિ કુમારિકાના જેવી નિર્દોષ છે. તમે વણવા, કાતવા અને પીંજવાનો ધધો શીખી લેજો એથી તમારી ગરીબાઇ જશે જ્યા સુધી દરરોજ રેટીયાનુ પૂજન નહિ થાય ત્યા સુધી લક્ષ્મી આવવાની નથી

ગોધરામા કહ્યુ હતુ તેમ તમને કહુ છુ કે તમે પોતે જ ઢેડ ઉચા ને ભગી નીચા એ ભ્રમણામા કેમ પડયા છો ? ઢેડ અને ભગી વચ્ચે કઈ ફેર નથી એમનો ધધો સામાન્ય સમયમા પણ વકીલાતના જેટલો ને સરકારની સેવા જેટલો જ ખાનદાન છે

હવે એઠવાડ ન લેશો એઠવાડ ચોખ્ખો છે એમ કહે તોપણ ન લેશો દાણા લેજો, પણ સડેલા દાણા ન લેશો વિનય અને માનપૂર્વક કોરા દાણા આપવામા આવે તો લેજો હું સૂચવુ છુ એટલો પુરુષાર્થ જો તમે કરો તો જેટલા મહિનામા હું કહું છુ તેટલા દિવસમાં અસ્પૃશ્યતાનો દોષ નીકળી જાય હિન્દુ સસાર પાપી નથી પણ અજ્ઞાનમા પડયો છે આ જ વરસમા અસ્પૃશ્યતાનો નાશ થવો જોઈયે જે બે કારણો માટે હું આજે જીવુ છું તે ગાયની રક્ષા અને અન્ત્યજોનો ઉદ્ધાર એ બે કામ થાય એટલે મારો મોક્ષ છે ઇશ્વર તમને સહાય થાઓ અને પુરુષાર્થ કરવાનુ બળ આપો

---

# ¶ પંજાબમાં ગાંધીજી

[ પૃ ૨૮૭ થી ચાલુ ]

### મૌનવાર

બીજે દિવસે ગાધીજી પાછા લાહોર આવ્યા સોમવારનો મૌનવાર અહીં જ ગળાયો આ મૌનવાર અત્યાર ગાધીજીને ખૂબ બચાવી રહ્યો છે તે ઘણો જ વેળાસર દાખલ થયો છે એમ કહેવુ જોઇયે 'દર્શન' તેમજ ભાષણોથી ગાધીજીને બચાવવા આ જ એક રામબાણ ઇલાજ નીવડ્યો છે જ્યા જ્યા લોકો મૌનવારની હકીકત જાણી ગયા છે ત્યા ત્યા આ દિવસે તેઓ સમજપૂર્વક પોતાનો દર્શનનો આગ્રહ છોડી દે છે આમ છતા એક બોલ સાભળ્યા કે બોલ્યા વિના કેવળ 'દર્શન'ની તૃપ્તિ કરનારા કેટલાક તો ચડી આવે છે જ • ••

તા. ૧૭-૮-૧૯૨૧.

આમ આ મૌનવાર ગાંધીજીને શારીરિક નિવૃત્તિ આપે છે. પણ સાથે માનસિક પ્રવૃત્તિ તે દિવસે બમણી વધે છે. 'યંગ ઇંડિયા' તેમજ 'નવજીવન'નું સંપાદન મુખ્યત્વે ટ્રેનમાં મળતા ફુરસદના વખતમાં થાય છે એ કલ્પના 'નવજીવન'ના સામાન્ય વાચકને કદાચ નહિ હોય. પણ હવે તો મૌનવાર તે કાર્યમાં મોટો ભાગ લેવા લાગ્યો છે.

પણ આ વખતના મૌનવારમાં એકાએક ભારે વિક્ષેપ પડયો. રવિવારે રાત્રે રાવળપિંડીથી નીકળતાં નાનકાના સાહેબમાં ગુજરેલા ભયંકર હત્યાકાંડનો તાર ગાંધીજીને મળ્યો. આથી તેમને ભારે ઉદ્વેગ થઇ પડયો હતો. મૌન છતાં એક શીખ ભાઇને બોલાવી તેમની પાસેથી મળી તેટલી બધી હકીકત તેમણે જાણી લીધી. સાંજે મુલતાન જવાનું હતું તે મુલતવી રહ્યું. અને મંગળવારનો દિવસ પણ મળી શકાયું તેટલા શીખ ભાઇઓને મળીને નાનકાનાની વિગતો મેળવવામાં વીત્યો. રસ્તામાં તો લખનૌ ખિલાફત પરિષદમાં જવાનું હતું. ત્યાં જઇ આવ્યા પછી નાનકાના જવાનું ઠરાવી અમૃતસર તથા લાયલપુર થઈ અમે લખનૌ ગયા. અમૃતસરમાં પણ સભાબંધીની આણ વર્તતી હતી. બાકી સ્વરાજ્ય આશ્રમમાં તો હજારોની ભીડ થઈ જ અને સ્વરાજ્યનું ઉઘરાણું પણ થયું

## ધીની પરિષદ

લાયલપુરની સભાઓ સવારના જ ઉકેલાઈ. બપોરે ૩૦ માઇલ ઉપર 'ધી' નામે સ્થળે શીખોની એક પરિષદ હતી નાનકાનાના કાંડથી આખી શીખ દુનિયા ઉશ્કેરાયેલી હતી. પરિષદમાં શીખોએ ગાંધીજીની હાજરી ખાસ ઇચ્છેલી, જે ગાંધીજીએ સહર્ષ સ્વીકારી. ધીના 'દિવાન' કૉન્ફરન્સમાંના તેમના ભાષણનો સાર જ હું અહીંઆં આપું છું:

"હું કબૂલ કરું છું કે આપણાં પવિત્ર સ્થળોનો કબજો આપણા હાથમાં હોવો જોઇયે તે કબજો આપણે એક જ દિવસમાં લઈ શકીયે પણ તે કઈ રીતે? જો એકે માણસ ગુરુદ્વારામાં ન જાય અને અપવિત્ર મહંતોના અપવિત્ર હાથમાં એકે પૈસો ન આપવામાં આવે તો તમે આજે જ તેઓ પાસે તમારું કહ્યું કરાવી શકો. હમણાં જો તમે માનતા હો કે નાનકાના સાહેબના ગુરુદ્વારાનો કબજો તમારા હાથમાં છે તો તમે ભૂલો છો. તે કબજો તો તમને સરકારી ફોજે સોંપ્યો છે. હું તમારી પાસે સરકારી ફોજ વડે અપાયેલ કબજો નથી ઇચ્છતો. તેમને મળેલો કબજો છોડી દો એ મારી કહેવાની મતલબ નથી. પણ જે રીતે એ કબજો તમને મળ્યો એમાં થોડી નામોશી તો લાગે જ છે.

## આ મરવાનો વખત છે

"મને શહીદોને માટે ઘણું દુઃખ થાય છે. પણ હું જાણું છું કે આ રુદનનો વખત નથી. આ મરવાનો વખત છે. અત્યારે તો છાતી ઉપર ઘા ખાઇ આપણે સહુ મરી શકીયે એમ ઇચ્છું છું. એવી વીરતા નાનકાના સાહેબના શહીદોએ બતાવી જણાય છે. પણ હું આપણો પણ દોષ જોયા વિના નથી રહી શકતો. આપણને ધમકીથી ગુરુદ્વારાનો કબજો

લેવાનો કશો અધિકાર ન હોય. જો મહંતે લાયલપુરમાં આવીને લછમનસિંહને કતલ કીધા હત તો તેમ કર્યાં પછી તે એક ઘડીભર પણ કબજો ન રાખી શકત. પણ નાનકાના સાહેબમાં તો આપણે તેને તક દીધી. ગુરુદ્વારાનો કબજો આપણે ખામોશીથી જ લઇ શકીયે. આટલાં વર્ષે સુધી આપણે ચૂપ રહ્યા. શું એક વર્ષ વધુ રહી જવામાં દોષ છે ?"

ગાંધીજીના ભાષણ પછી મૌલાના અબુલ કલામ આઝાદ બોલ્યાં. મૌલાના સાહેબના ભાષણમાં હમેશા રસ અને અરબી વિદ્વત્તા રહ્યાં હોય છે. આ ભાષણમાં તેમણે હિન્દુસ્તાનને મોટા ગુરુદ્વારાની ઉપમા આપીને શીખોને કહ્યું કે "હિન્દુસ્તાનનો જ કબજો આપણા હાથમાં નથી. તે ગુરુદ્વારાનો કબજો આપણે લઇ શકીયે તો નાનાકાના જેવા ગુરુદ્વારાનો કબજો લેવો એ તો રમતવાત ગણાય."

## લખનૌ

શ્રીથી પાછા લાયલપુર આવ્યા અને લખનૌ ગયા અહીં મૌ મહમદઅલીના પ્રમુખપણા નીચે લખનૌ જીલ્લાની ખિલાફત પરિષદ્ હતી. મુસલમાનોમાં અસહકાર હવે ચર્ચાસ્પદ વિષય તરીકે મટી ગયો છે. અહીંઆં ગાંધીજી વકીલો તથા વિદ્યાર્થીઓ વિષે બોલ્યાઃ "વકીલો તેમજ વિદ્યાર્થીઓ વિષે જરૂરી કરવાનું તેટલું આપણે કરી ચુકયા. એ સિવાએ વિશેષ હીલચાલ કરવામાં આપણે જાતે હવે રોકાઇ રહેવાની અગત્ય નથી રહી. જેટલે સુધી આપણે આપણો અવાજ પહોંચાડી શકયા છીયે તેટલાથી હું સન્તુષ્ટ છુ જેઓને આપણે મનાવી નથી શકયા તેઓને સ્વેચ્છાએ અસહકાર કરવો હોય તો કરે. વકીલાત કરતા વકીલો તેમજ સરકારી નિશાળે જતા વિદ્યાર્થીઓની પ્રતિષ્ઠા નથી રહી. તેઓમાના ઘણા પોતે કબૂલ કરે છે કે તેઓ ગુન્હો કરે છે. આટલું આપણે માટે બસ છે. જેટલે દરજ્જે વકીલોની તેમજ સરકારી નિશાળમા જનારા વિદ્યાર્થીઓની પ્રતિષ્ઠા ગઈ તેટલે દરજ્જે સરકારની પણ ઓછી થઇ."

## સ્વદેશીપણાનો નમૂનો

આ પરિષદ્‌માં પાશ્ચાત્ય ઢબનો સંપૂર્ણ ત્યાગ થયો હતો. મીઠી ઉર્દૂ છોડી અંગ્રેજીમા બોલવાનું હવે કોઈને સૂઝે પણ શાનું ? ઘણા વક્તાઓ અંગ્રેજીની કશી મદદ વિના ઉર્દૂ વક્તૃત્વકળાને શિખરે પહોંચાડી શકયા. પરિષદ્‌માં મેજખુરશીનું નામનિશાન નહોતું. બધા દેશી ઢબના ગાદીતકીઆ હતા, લોક ગાદીના ઝભ્ભા ખાદીના હતા એમ તો હું નથી કહી શકતો. પ્રમુખનાં વસ્ત્રો પણ ચોગા સિવાય ખાદીનાં જ હતાં. મૌલાના સૌકતઅલી પોતાને માટે ખાસ શીવડાવેલ બદામી રંગની ખાદીના પોષાકમાં આવ્યા હતા. પં. મોતીલાલ નેહરૂ તો હવે ધોતીઉં અને ખાદીનાં અંગરખાં પહેરતા થયા છે! હવે તેઓ શુદ્ધ કાશ્મીરી બ્રાહ્મણ લાગે છે. પં. જવાહરલાલ નહેરૂ તો આ પોષાકમાં જૂના થઈ ગયા છે. તાળીઓનો પાશ્ચાત્ય રિવાજ પણ અહીં વર્જિત હતો આ પ્રમાણે આ પરિષદ્ સ્વદેશીપણાનો નમૂનો હતો મૌ. અબદુલ બારી સાહેબ આ પ્રસંગે જરા બીમાર હતા

તા. ૧૭-૪-૧૯૨૯

## નાનકાનાની યાત્રા

બીજી સાંજે પાછા ઉપરી ગાંધીજી સીધા નાનકાના સાહેબ ગયા. મૌ શૌકતઅલી સાથે હતા. સ્ટેશનથી ઉતરી પગપાળા ગુરુદ્વારા ગયા. એ યાત્રાનું વર્ણન તેમજ ખાલસાજીઓને તેઓએ આપેલી સલાહ તેઓ જાતે 'નવજીવન'ને આપી ચુક્યા છે. એટલે તેની પુનરુક્તિ અહીં નહિ કરું.

શીખો આગળ એમણે કહેલું, "દુનિયાના એકે ભાગમાં એકે નિર્દોષ માણસ માર્યો જાય અને હું જીવતો રહું એ હું સહન નથી કરી શકતો. કેટલાંક દુઃખો હું જે જોઇ રહ્યો છું તેવાં દુઃખનું હું નિવારણ ન કરી શકું ત્યારે મને આપઘાત કરવાનું મન થાય છે. પણ તેમ કરવાથી પાપ થાય એ જાણી હું ધીરજ રાખું છું." શીખોએ ઘણી નમ્રતા અને વિનયથી તેમનાં વચનો સાંભળ્યાં. ગાંધીજીના ભાષણ પછી તેમને ગુરુદ્વારાનો આખો પ્રદેશ બારીકીથી દેખાડવામાં આવ્યો. સાંજે ઉદ્વિગ્ન મને લાહોર પાછા ફર્યાં અને બીજે દિવસે મુલતાનનો વાયદો પૂરો કરવા ગયા. મુલતાનમાં વીસેક હજાર રૂપીયાના સ્વરાજ્ય ફાળા માટે વચન મળ્યાં. તા. ૫મીએ સવારે લાહોર પહોંચી તે જ દિવસે બે ત્રણ કલાકમાં શિયાળકોટ જવા ઉપડયા.

## શિયાળકોટના સન્ત

આ શહેર અત્યારે પંજાબનું શિરતાજ ગણાવાને લાયક છે. નેતાઓની વધારે પડતી સંખ્યા, તેમની વચ્ચે મતભેદ, દ્વેષ તથા હરિફાઇ, ખરું કામ મુકી મહત્ત્વ વગરનાં કાર્યો તરફ વધારે લક્ષ, હિન્દુમુસલમાનો વચ્ચે ઝગડા—આ આપણાં સારામાં સારાં શહેરો વિષેની સામાન્ય ફરીઆદો છે. શિયાળકોટ એ બધા દોષોથી મુક્ત છે. ગાંધીજી ત્યાં એક જ વ્યક્તિ ઉપરની તેમની અસીમ શ્રદ્ધા તથા પ્રેમથી જવા પ્રેરાયા હતા. તે વ્યક્તિ આગા સફદર. શિયાળકોટના લોકો તેમને વિષે કહે છે, 'યે હમારે મહાત્માજી હૈં'. હિન્દુમુસ્લીમ તરફના સમભાવ ઉપર તેમની આખી પ્રતિષ્ઠા બંધાયેલી છે. આ શહેરમાં એક મોટી હાઈસ્કૂલ અને એક બીજી પ્રાથમિક શાળા રાષ્ટ્રીય કરવામાં આવેલી છે. એ બન્ને મુસલમાન શાળાઓ છે. પણ હવે તેમાં હિન્દુઓને પણ પ્રાથમિક શાળાઓમાં દાખલ કરવામાં આવે છે. વિદ્યાર્થીઓની સંખ્યા ૧૩૦૦ છે અને બીજીની ૮૦૦ છતાં બન્ને શાળાઓએ ઝન્ડો ફગાવી દીધા છે. અહીંથી પાછા લાહોર થઇ ગાંધીજી જાલંધર ગયા. જાલંધરમાં મ્યુનિસિપાલિટી તરફથી ગાંધીજીને માનપત્ર આપવામાં આવેલું આ પગલું ઘણી મ્યુનિસિપાલિટીઓ નીડર થઈ હવે સ્વતન્ત્રપણે લેવા લાગી છે. અહીંથી જ મોટરમાં હોશિયારપુર જઇ આવ્યા. ત્યાંથી અંબાલા આવ્યા. લુધિયાના પણ જઈ આવ્યા. દરેકને માત્ર થોડા થોડા કલાક જ આપી શકાયેલા. દરેક જગાએ સ્વરાજ્ય ફાળાનું ઉઘરાણું થયું. અંબાલાથી તા. ૮મીની રાત્રે નીકળી તા. ૧૦મીએ ગાંધીજી મુંબઈ આવ્યા અને તે જ દિવસે ત્યાંથી નીકળી ઉપરાઉપર સાત રાત્રિઓ ટ્રેનમાં વીત્યા બાદ બે દિવસના વિશ્રામ માટે આશ્રમ આવ્યા.

શંભુજ

તા. ૨૪–૪–૧૯૨૧

## § ભેદનીતિ

સર વિલિયમ વિન્સેંટે છેલ્લી 'વડી' ધારાસભામા અસહકારની પ્રવૃત્તિને લગતું જે ભાષણ કર્યું તે હરકોઈને દુઃખ પમાડે એવું છે. હું તો એવી જ ઉમેદ રાખી રહ્યો છું કે એમના બાતમીદારો વસ્તુસ્થિતિ વિષે એમને સાવ અંધારામાં રાખતા હશે અને તેથી એ ભાષણ એમની નષ્ટાઈ કરતા એમના અજ્ઞાનને જ વધારે દર્શાવતું હોવું જોઈએ.

ભાષણમા અથથી તે ઇતિ સુધી સરકારના સખ્તીના ધોરણનો બચાવ કર્યો છે. હકીકતોને મારીમચડીને પોતાને જોઈતી શકલની બનાવવા મણા નથી મુકી. નથી મળી ત્યા પાયા વગરની ભીતો ચણી છે. લોકોને સત્ત્વભ્રષ્ટ કરવાનો અને અસહકારીઓના હેતુઓ વિષે ગેરસમજ ફેલાવવાનો જ એમા પ્રયત્ન છે

સર વિલિયમનુ કહેવું છે કે 'સરકારને અટકાવી પાડવાનો અસહકારીઓનો હેતુ તો જાહેર જ છે અને એ હેતુ બર લાવવાના પ્રયત્નમાં જ્યા જ્યા ક્યાયે પ્રજાકીય અસન્તોષની તેમણે સેર ફૂટતી જોઈ છે ત્યાં ત્યા પોતાને માર્ગે તેનો ઉપયોગ કરી લેવા તેઓ ચૂક્યા નથી.' હવે ખરું જોતા સર વિલિયમની આ બન્ને વાતો માત્ર અરધી જ સાચી છે. સરકારને અટકાવી પાડવી એને અસહકારના મુખ્ય હેતુ તરીકે કોઈએ ક્યાંયે વર્ણવ્યો નથી. મુખ્ય હેતુ તો છે પ્રજાની આત્મશુદ્ધિ. અલબત્ત, એવી આત્મશુદ્ધિનું સીધુ પરિણામ એ આવી શકે કે જે સરકાર અમારા દુર્ગુણો અને દુર્બળતાઓ ઉપર જ નભતી હોય તે અટકી પડે. એ જ પ્રમાણે ગમે તે કારણસરનો પણ જ્યાં ક્યાયે અસન્તોષ જોયો ત્યા તે અમારે કામે વાપરી લેતા અમે આચકો નથી ખાધો, એમ કહેવું એ પણ ભયંકર અર્ધસત્ય ઉચ્ચાર્યું કહેવાય. જ્યા વ્યાજબી કારણસર પ્રજામા અસન્તોષ જોયો ત્યા તેના ટેકાથી અમારી અસહકારની હિમાયત અમે વધુ મજબૂત કીધી' એમા નવાઈ નથી પણ ગમે તે કારણસર ફેલાયેલા હરકોઈ અસન્તોષનો પોતાના કાર્યને માટે ઉપયોગ કરી લેવાની લાલચમાં ન પડવા અસહકારીઓ કડક રીતે ખબરદાર રહ્યા છે અમારા કાર્યને અમારે પોતાને હાથે નબળું ન થવા દેવાની ખાતર પણ અમે એવો રસ્તો લેતા અચકાઈએ

તા. ૨૪-૪-૧૯૨૧

આનો દાખલો પણ શોધવા દૂર જવું પડે તેમ નથી. બીજા જ વાક્યમા સર વિલિયમ કહે છે: 'જ્યાં ક્યાંયે મજૂરો અને માલીકો વચ્ચે ટંટા ખટરાગ દેખ્યો કે એ અસન્તોષ અને કડવાશને ફૂંકી ફૂંકીને સળગાવવા આ અસહકારીઓના આડતીઆઓ જાણે દોડયા જ છે! આ ખોટી વાત છે, એટલું જ નહિ પણ આમાં મજૂરો અને માલીકોને અસહકારની સામે ઉડાડવાની ઉશ્કેરણી પણ રહેલી છે. અસહકારનું તો એ ધોરણ પ્રસિદ્ધ જ છે કે મજૂર અને માલીકો વચ્ચેના ઝગડાઓનો રાજદ્વારી લાભ ન લેવો. અસહકારીઓ જ્યા જ્યા એ બે વર્ગો વચ્ચે પડયા છે ત્યા ત્યા બન્નેના સરખા હિત જોવાનો પ્રયત્ન કર્યો છે. અમારી શુધબુધ અમને છોડી ગઇ હોય તો જ અમે એમ મજૂરો અને માલીકોને એકબીજા સામે લડાવી મારવાનો પ્રયત્ન કરીયે એમ કરવામાં તો સરકારને માલીકો અને મજૂરોને અંદર અંદર એકબીજા જોડે વઢાડી મારવાની અને પરિણામે દેશ ઉપરનો તેમનો પંજો મજબૂત કરવાની અમે આયતી જ તક આપીયે

ઝરીઆમાં જ જુઓ, એક મોટી હડતાળને વધુ ફેલાતી અટકાવનાર એક અસહકારી જ હતો. કલકત્તાની હડતાળમા પણ નરમાશની સલાહ આપનાર અસહકારીઓ જ હતા. જ્યા જ્યા હડતાળીઆઓનું પગલું વ્યાજબી હશે, ખાનદાનીને શોભતું હશે, ત્યાં ત્યા તેઓ તેમને સહાય કરવામા પાછી પાની નહિ કરે. જ્યા જ્યાં ગેરવ્યાજબી કારણસર હડતાળ પડી હશે ત્યા ત્યા તેમણે હમેશાં મદદ આપવાની ના પાડી છે. સર વિલિયમ કહે છે, "જ્યા બે કોમ વચ્ચે કડવાશ ઉભી થઇ છે ત્યા આ અસહકારના એલચીઓ' તેમની બદસલાહનું ભાતું લઇને પહોંચી જાય છે." સર વિલિયમને ખબર હોવી જોઇયે કે પોતે જૂઠાણું આચરી રહ્યા છે. અંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે અત્યારે થોડી કડવાશ છે? જલિયાંવાલાની યાદ અહોરાત્ર જાગતી છે. પણ 'આ એલચીઓ' તો જ્યા અને ત્યા શાન્તિ અને સુલેહના જ ફિરસ્તાઓ હોવાનું દેખાયું છે. દરેક જગાએ એમણે અવિચારી ટોળાઓને ઘેલાં બનતાં રોકયાં છે. અને હું તો એટલે સુધી કહીશ કે અસહકારની વૃત્તિ જો આજ ન વર્તતી હત તો ફાવે તેટલી ડાયર-ઓડવાયરશાહીઓના દોર ચાલ્યા હોત તોપણ અત્યાર સુધીમા કેટલાયે વધુ નિર્દોષનાં લોહી રેડાયા વગર ન રહ્યાં હોત.

પણ અસહકારીઓનું સૌથી મોટામા મોટું પાપ જ એ છે કે તેઓ જે ખૂરાએ તેમને લાતો મારી તેને ચૂમવા ના પાડી રહ્યા છે, અન્યાયો જ્યાં સુધી કરેલા

અન્યાયની ખુલ્લા શબ્દોમાં તોબા ન કરે ત્યાં સુધી તેમનો સહકાર કરવા ઇનકાર કરી રહ્યા છે. જોકે એક અપમાન પામેલી જખમી પ્રજાનો અંગ્રેજ લોકો પરનો કોપ તેમની ઉપરથી કાઢીને એ અંગ્રેજોના હાથે ચાલતા ગજ્યતન્ત્ર ઉપર વાળી દેવા માટે આશીર્વાદના હકદાર તો અસહકારીઓ જ છે

પણ સર વિલિયમ 'ભેદ કરો અને ભોગવો'ની કુટિલ ભેદનીતિને અણીશુદ્ધ માગોપાગ ન આચરે તો બીજુ આચરે કોણ? સર વિલિયમ બખાળે છે. "જ્યા જમીનદારો અને કિસાનો વચ્ચે ટટા ઉઠે છે—સયુક્ત પ્રાન્તોમા હમણા જ આપણે ન જોયું?—ત્યા પણ આ મેતાનના સાથીઓ અશાન્તિ પ્રવર્તાવવા અને અંધાધુંધી મચાવવા દોડી જાય છે." સર વિલિયમે જાણવું જોઇયે કે કિસાનોની હીલચાલ પંડિત જવાહરલાલ નેહરુની દેખરેખ હેઠળ ચાલી રહી છે અને પડિત જવાહરલાલજીનો સર્વોપરી હેતુ કિસાનોને સૌથી પહેલી ધીરજ અને શાંન્તિ કેળવવાની તાલીમ આપવાનો છે. સર વિલિયમે આ બોલીને જમીનદારોને અસહકારની પ્રવૃત્તિની સામે ઉઠાડવાનો જ ચોખ્ખો પ્રયત્ન કર્યો છે. સદ્ભાગ્યે જમીનદારો શુ, કિસાનો શુ, સૌ કોઈ હવે સમજે છે કે જ્યા સુધી તેમની વાત વ્યાજબી છે ત્યા સુધી અસહકારીઓ તરફની બીક રાખવાનું તેમને કશુ જ કારણ નથી

સર વિલિયમ આગળ કહે છે: 'આ હીલચાલ દેખીતી જ નાશકારી છે. હું જ્યા સુધી જોઇ શકયો છું ત્યા સુધી એમા પ્રજાના હિતના ચણતરનો કશો મસાલો જ નથી.' કોહી ગયેલા અવયવને કાપી કાઢનાર સર્જનની પ્રવૃત્તિ જેટલે દરજ્જે નાશકારી કહી શકાય તેટલે દરજ્જે આ પ્રવૃત્તિ પણ અલબત્ત નાશકારી છે. પણ સર્જનના નસ્તરમા જેમ રોગીની તંદુરસ્તીનું બીજ છૂપાયેલું છે તેમ આ નાશકારી પ્રવૃત્તિમા પણ નિઃસંશય પ્રજાકીય સુધારાનું ચણતર છૂપાયેલું છે. દારૂનિષેધની પ્રવૃત્તિ કેવળ નાશકારી છે શું? આજ જ્યા ત્યાં રાષ્ટ્રીય શાળાકૉલેજો ઉભી થઈ રહી છે તે બધી નાશની નિશાનીઓ છે શું? પ્રજામાં ઘેરઘેર જે હજારો રેંટીયા ફરતા થયા છે તે પ્રજાની આબાદીનું ચણતર નહિ તો પ્રજાની પાયમાલીની નિશાની છે શું? એનાથી તો પરદેશી સત્તાના પગ ભાગવાના જ, પછી એ સત્તા લેંકેશાયરની હો કે જાપાનની.

શ્રીમંત-સુશિક્ષિત અને આમપ્રજા વચ્ચે ભેદ પડાવવાનો પ્રયત્ન કર્યા પછી પ્રજાની નાદારીનાં, અરસપરસના કુસંપનાં અને વિદેશીઓના હુમલાના બીહામણાથી ભડકાવી મારીને સર વિલિયમ બન્ને વર્ગને દિઙ્મૂઢ બનાવી દેવા મથે છે. હિન્દ-

મુસલમાન એકતા શું એવી અદ્દલ વસ્તુ છે કે અંગ્રેજો તેમની તોપતલવારો સમેત હિન્દુસ્તાનનો કિનારો છોડશે તેની ઘડીએ આપણે એકબીજાનાં ગળા કાપવા બેસી જશું ? શું સાઠ વરસ પહેલા આપણે આજે છીયે તેના કરતા આપણું પોતાનું રક્ષણ કરવાને ઓછા સમર્થ હતા ? એટલું જ નહિ પણ પાશ્ચાત્ય હિસાબે આજે આપણે જેટલા દુર્બળ છીયે તેટલા અગાઉ કદી નહોતા એ શું સાચું નથી ? હું અનેક વેળા કહી ગયો છું કે સ્વરાજની સ્થિતિ જ આપણામા સ્વરક્ષણની તાકાત સૂચવે છે, અને જે પ્રજા પોતાનું રક્ષણ કરવાને સમર્થ નથી તે તુરતના અને સંપૂર્ણ સ્વરાજને માટે પણ પાત્ર ન હોઇ શકે. આ એક જ વાક્યથી સર વિલિયમે બ્રિટિશ રાજ્યને અજાણતાં પણ યથાર્થપણે વગોવી દીધું છે અને એ રીતે એ રાજ્યને સુધારવાની, નહિ તો તેનો અન્ત આણવાની અગત્ય સિદ્ધ કરી આપી છે મેં સૂચવેલે માર્ગે—એટલે કે આપભોગ અને આત્મબળને રસ્તે—પ્રજામા આજે પોતાનું રક્ષણ કરી લેવાની તૈયારી છે. સર વિલિયમે સૂચવેલા માર્ગની ગણતરી મુજબ હિન્દુસ્તાનને મળેલા સુધારા હેઠળ તો સો વરસે પણ હિન્દ દુનિયાની પ્રજાઓના સામટા સંઘ સામે પોતાનું રક્ષણ પોતે કરી લેવા જેટલું શક્તિમાન થાય એવું નથી. એ હિસાબે તો હિન્દને જકડનાર અને તેનામા નાદારીની લાગણી પેદા કરાવનાર બેડીઓ સુધારા મળતાં વધુ જ મજબૂત બની છે. સર વિલિયમે હિન્દુસ્તાનમાં કરોડોની મૂડીઓ રોકીને પડેલા અનેકોના હિત ઉપર અસહકારને લીધે ઝઝૂમી રહેલી પાયમાલી વિષે લાંબી પંડિતાઇ કરી છે. સર વિલિયમને યાદ દેવડાવવું જોઇયે કે હિન્દનું સૌથી મોટું હિત—એનું આર્થિક સ્વાવલંબન તો આ પરદેશી રાજ્યને કારણે કેદહાડાનુંયે પાયમાલ થઇ ચુક્યું છે, અને સર વિલિયમે દોરી આપેલો આ માર્ગ તો આજે હિન્દની નિર્ધનતાને કેવળ વધારે જ.

સર વિલિયમે અસહકારીઓના હેતુઓને કાળા ચીતરવાની જેમ કમાલ કરી છે તેમ તેમની કાર્યપદ્ધતિઓને પણ તેમણે બદચકલ કરવામાં મણા નથી મુકી. કેળવાયેલા લોકોને અસહકારમાં જોડવાના પ્રયત્નોમાં અમે નિષ્ફળ નીવડ્યા છીયે એ સાચું નથી. શિક્ષિતવર્ગે અસહકારને આપ્યો છે તે કરતાં વધુ પ્રમાણમાં જવાબ આપવો જોઇતો હતો એ હું કબુલ કરું છું, પણ હું અવશ્ય કહીશ કે તેમનો અહોળો ભાગ મનથી સંપૂર્ણ અસહકારી બની ચુક્યો છે, જોકે પ્રત્યક્ષ અસહકારમાં પડવા જેટલું બળ અને તેટલા આપભોગની તાકાત તેમનામાં નથી આવી. આમવર્ગમાં તો અમે આરંભથી જ કામ કરવા લાગી ગયા છીયે. એમને જ અમે અમારી

મુખ્ય પૂંજી ગણીયે છીયે, કારણકે અન્તે એમને જ સ્વરાજ મેળવવું રહ્યું છે સ્વરાજ એકલા શ્રીમન્ત કે ભણેલા વર્ગની જ જોડે નિસબત ધરાવનારી વાત નથી. એ બન્ને વર્ગે સ્વરાજની હરકોઈ યોજના આગળ પોતાના અંગત હિતસંબન્ધો ગૌણ માનવા રહ્યા. અને આમપ્રજામાં ઘટતા પ્રમાણમાં સંયમ અને તાલીમ આવેલાં અમે જોઇશુ તે જ ઘડીએ જરૂર જણાશે તો જે સરકારે તેમના કલ્યાણ સામું કોઇ દહાડો ખરી રીતે જોયુ નથી અને જેણે તેમને હરહમેશ નીચોવ્યા છે અગર એવા નીચોવવાની સામે થવાનાં જ્યારે જ્યારે પણ કશાંયે ચિહ્‌ન પ્રજાએ બતાવ્યા હશે ત્યારે ત્યારે તેમને કાળો કેર વર્તાવી દાબી દીધાં છે, એવી સરકારને કરો આપતાં અટકવાની સલાહ આપતાં પણ અમે પાછી પાની કરવાના નથી.

અસહકારની સામે સરકારની પ્રવૃત્તિને વર્ણવતા તો સર વિલિયમની કુટિલતાને કેવળ ભરતી જ ચડી છે. હિન્દરક્ષણ કાનુનનો તેઓ કોઇને નુકસાન ન કરનારા અને લોકોને ખુનામરકી કરતાં વારનારા માણસો સામે ઉપયોગ નથી કરવા માગતા. તેમની સામે તો તેઓ સામાન્ય કાયદાની કલમોનો અસામાન્ય ઉપયોગ માત્ર કરી રહ્યા છે અને આમ કાયદાની કોર્ટમા એવી રીતે નીકળનારા હુકમોની સામે ન થવાના અસહકારીઓના નિશ્ચયથી આપતી જ મળનારી છૂટનો તેઓ ખામો લાભ લઇ રહ્યા છે' આ ચળવળખોરોને સ્વરાજ આપીને સંતોખવાં તેઓ તૈયાર નથી, કારણ તેમ કરે તો દેશ આખામાં અંધાધુંધી વ્યાપે ને ? પંજાબ અને ખિલાફતના જે બે મહાઅન્યાયોને લીધે આખા દેશભર આવડો અસન્તોષ વ્યાપ્યો અને જે આજે હિન્દના શરીરમાં બે જાલીમ વિષ તરીકે કામ કરી રહ્યો છે તે તરફ આંખ સરખી ફેરવવાની તેઓ તસ્દી નથી લેતા. ખિલાફતનાં વચનો પળાય અને પંજાબનો જખમ રૂઝવવામાં આવે તો હિન્દુસ્તાનની ઉપર કઇ ભયાનક આફત ગુજરવાની છે એ તેઓ નથી જણાવતા.

અન્તમાં ઇસ્લામ તેમજ હિન્દ માટે સંપૂર્ણ ખાનદાનીની લડત લડી રહેલા અલી બીરાદરો ઉપર અશિષ્ટ અને વ્યંગપૂર્ણ હુમલો કરીને, તેમજ 'યાકુબહસન નામના એક ગૃહસ્થ' ઉપર એથી પણ વધુ શિષ્ટાચારશૂન્ય હુમલો કરીને તેમજ તેમની પત્નીની તુર્કી જાતિનો મર્યાદારહિત ઉલ્લેખ કરીને સર વિલિયમે પોતાના આ અસામાન્ય ભાષણના શિખર ઉપર કળશની શોભા ચડાવવા પ્રયત્ન કર્યો છે!

હું આરંભે જ કહી ચુક્યો છું કે સર વિલિયમ વિન્સેન્ટનું ભાષણ વાચતું જ મને દુઃખદાયી હતું. એથી પણ વધુ દુઃખદાયી મારે માટે તેમના ભાષણની આ ચર્ચા

કરવાનું થઇ પડ્યું છે. વાચકને હું ખાતરી આપવા ઇચ્છું છું કે ભાષામા સંયમને હું જાણતો છતા આ ભાષણની આગળ મારી સંયમશક્તિને જેવું તેવું તણાવું નથી પડ્યું સર વિલિયમે ભજવી બતાવેલી આ મહાન અદ્ભુત કૃતિનો યથાર્થ ચિતાર આપે એવા ગમ્યાબંધ વિશેષણોને આ લેખમાં મેં પ્રયત્નપૂર્વક વપરાતા ટાળ્યાં છે શિવ શિવ'

## ૬ સાચી સમજણ

જ્યારે જ્યારે મારા મિત્રોને હું અસહકારની પ્રવૃત્તિના અવળા અર્થ લેતા જોઉં છું ત્યારે ત્યારે મને એક સુપ્રસિદ્ધ અંગ્રેજી ભજનની કડી યાદ આવે છે: 'જ્યારે ધૂમસ ઉડી જશે ને વાતાવરણ સ્વચ્છ થશે ત્યારે આપણે એકબીજાને અધિક પીછાનીશું.' એક મિત્રે 'સર્વન્ટ ઑફ ઇન્ડિયા'એ ગઇ તા ૧૪ મીના અંકમા અસહકાર ઉપર કરેલી ટીકાના કતરા મોકલી આપેલા હમણા જ મે જોયા. કાગળ પર કરેલા ડગલો અને ડગલોના હેતુઓ કાગળ પર સમજાવવામા પણ શો અર્થ સરે એમ છે? જોતજોતામાં વરસ પૂરું થશે અને અમારા શબ્દોના કરતા અમારા કાર્યો જ અસહકારનો અર્થ વધુ સચોટપણે સમજાવશે.

મારે હિસાબે તો અસહકાર ક્યારે અટક્યો જ નથી, અને જ્યા સુધી સરકાર ખિલાફત અને પંજાબની સામે કરેલા અપરાધોની તોબા ન કરે અને જ્યા સુધી હિન્દનું રાજ્યતન્ત્ર પ્રજાના અવાજનો પડઘો ઝીલે એટલું ન પલટાય ત્યા સુધી અટકવાનો પણ નથી અલબત્ત, ખિતાબો, અદાલતો, શાળાકૉલેજો અને ધારાસભાઓની ઇન્દ્રજાળમાથી તો પ્રજાને છોડવ્યે જ છૂટકો હતો; અને મને એમ પણ લાગે છે કે આ બાબતોમા રાષ્ટ્રીય પક્ષે શોભાભર્યો જ જવાબ વાળ્યો છે.

તેમણે ખિતાબો રાખ્યા નથી, વકીલાત ન છોડેલા કોઇ રાષ્ટ્રીય પક્ષના વકીલની અસહકારીઓ વચ્ચે જાહેર પ્રતિષ્ઠા રહી નથી. શાળાકૉલેજોમાથી છોકરાછોકરીઓ ઉઠી ગયા છે. તેઓ અત્યારે પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી આપવામા પછાત નથી અને કસોટીનો વખત આવશે ત્યારે પોતાના આત્મયજ્ઞથી દુનિયાને ચકિત કર્યા વગર રહેવાના નથી એ વિષે પણ મારા મનમા શંકા નથી. જેઓ ધારાસભાઓનો બહિષ્કાર કરી બહાર રહ્યા છે તેઓ પણ — જો જોનારા જોવાની દરકાર કરશે તો જોઈ શકશે — ધારાસભાઓમા રહીને પ્રજાની જે સેવા ન કરી શકત એની સેવા બજાવી રહ્યા છે. જે થોડાઓએ ખિતાબો ત્યાગ્યા છે તેમણે ઝાંપો ભાગ્યો છે અને બીજાઓને રસ્તો બતાવ્યો છે. ખમીર રોટીમા ફેલાય તેમ આ

બધી પ્રજામાં ફેલાતું જાય છે આ ખાસ વર્ગોને લઈયે તો એમનામાં હવે ભાષણો દ્વારા અસહકારનો પ્રચાર કરવાની લગીરે જરૂર નથી રહી જેમણે ખિતાબો છોડ્યા છે, શાળાકૉલેજો કે અદાલતધારાસભાઓનો ત્યાગ કર્યો છે તેમનું વર્તન અને તેમનું ચારિત્ર્ય જ ત્યાં ભાષણોના કરતાં વધુ અસરકારક કામ કરશે. રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ વધતી જ જાય છે વિદ્યાર્થીઓનો શાળા કૉલેજોનો ત્યાગ ચાલુ જ છે. આ બાબતમાં અજાણનાર સરકાર તરફથી રજૂ કરવામાં આવતા આંકડા અંતર થાપ ખવડાવનારા હોય છે. હમણાં જ કોઈ એક ધારાસભાના સભાસદે શાળાકૉલેજો છોડેલા વિદ્યાર્થીઓની સંખ્યા ત્રણ હજારથી ઓછી જણાવ્યાનું મને યાદ છે. આમાં જે હજારો વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય સંસ્થામાં ફેરવાઇ ગયેલી સંસ્થાઓમાં ભણી રહ્યા છે તેનો કશો જ હિસાબ ગણવામાં નથી આવ્યો દેખાતો. વકીલાત છોડનાર વકીલોની સંખ્યા પણ ધીમે વધતી જ જાય છે. ગતૂર જીલ્લાના ૨૮ અને ધારવાડના ૧૦ વકીલોએ વકીલાત છોડ્યાની ખબરો તાજી છે. ખિતાબો પણ હજુ છોડાતા જાય છે, અને બીકણ તેમજ સાવધ લોકો પણ જેમ જેમ, આ પ્રવૃત્તિ પ્રજાનો ગંભીર ધર્મવૃત્તિભર્યો પ્રયત્ન અને તે વૃત્તિ પ્રજામાં દિવસે દિવસે ઘર કરતી જાય છે એ સમજશે તેમ તેમ પોતાના ખિતાબો છોડશે.

મને તો લાગે છે કે દક્ષિણ આફ્રિકામાં જે જે કંઈ બન્યું તે બધું અહીંની લડતમાં પણ બને તો નવાઈ નહિ તેમ ન બને તો જ કંઈક નવાઈ લાગે. દક્ષિણ આફ્રિકાની લડત એકમતે પસાર થયેલા ઠરાવના પાયા ઉપર શરૂ થયેલી. જ્યારે પહેલી ઝુંબેશ જામી ત્યારે મોટો ભાગ મોળો પડ્યો. માત્ર ૧૫૦ જણ જેલના ઉમેદવાર બનવા સારુ બાકી રહ્યા પછી વચમાં માંડવાળની વાત ચાલી વળી ભંગાણ પડ્યું વળી પાછી લડત જામી અમે થોડા સિવાય કોઈને લાગતું નહોતું કે આ આંગળીને વેઢે ગણાય એટલા લડવૈયાઓનો સાથ દેવા આણીને વખતે કોઈ નીકળી આવે બસ, લડતનો છેલ્લો અંક સોળ જેલના જાત્રાળુ સ્ત્રીપુરુષોથી થયો. પણ લડતનો આરંભ થયો ન થયો એટલામાં એકાએક શું થયું? જોતજોતામાં આખી હિન્દી કોમ સમુદ્રનો જુવાળ ઊઠે તેમ ઊઠી. કશી યોજના વગર, કશા પ્રયાસ વગર કે તજવીજ વગર, લગભગ ચાળીસ હજાર હિન્દીઓએ જેલ માગી. લગભગ દસ હજાર તો જેલ પ્રત્યક્ષ પામ્યા પણ ખરા. પરિણામ આવ્યું તે દુનિયા જાણે છે હિન્દી કોમની તે ઘડીની બધી માગણીઓ પૂરી કરવામાં આવી. આપભોગની કડક તાલીમના ફળ રૂપે એક વગરલોહીની ક્રાન્તિ બનવા પામી.

તા. ૨૪-૪-૧૯૨૧

. હિન્દની પ્રજા એથી ઓછું કરશે એમ માનવાની હું ના પાડું છું. લૉર્ડ કૅનિંગના શબ્દો યાદ કરીયે તો હિન્દના આ સ્વચ્છ આકાશમાં હાથના અંગુઠા જેવડું વાદળું ક્ષિતિજ ઉપર દેખાય, પણ એ કઇ વેળાએ દસે દિશાઓને ઘેરી વળીને ટૂટી પડશે એ કોણ કહી શકશે ? આખું હિન્દુસ્તાન અસહકારની પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ કાર્યથી ભળવા ક્યારે તૈયાર થશે એ હું નથી કહી શકતો. પણ એટલું હું અવશ્ય કહીશ કે જે શિક્ષિતવર્ગોને મહાસભાએ પ્રવૃત્તિમાં ભળવા આમન્ત્રણ કર્યું છે તે વર્ગો એક દિવસ—અને કદાચ આ જ વરસ દરમિયાન—અવશ્ય જવાબ વાળશે અને તે પણ હિન્દુસ્તાનના નામને શોભાવે એવી રીતે.

પણ આમ બનો યા ન બનો, પ્રજાની પ્રગતિને કોઇ પણ એક વ્યક્તિ કે વર્ગ ન જ રોકી શકે. અજાણ કારીગરો, સ્ત્રીઓ, રસ્તે ચાલનાર મજૂર સૌ કોઇ આ પ્રવૃત્તિમાં ભાગ લઇ રહ્યાં છે. શિક્ષિતવર્ગને કરેલા આમન્ત્રણે આ આમવર્ગને રસ્તો કરી આપ્યો છે. ખરાં અને મેલાં જુદાં પડવાં જરૂરી હતાં જ. શિક્ષિતવર્ગોની પણ કસોટી થઇ જવાની જરૂર હતી. આરંભ પણ એ શિક્ષિતવર્ગોને હાથે અને તેમની મારફત થવો જરૂરી હતો. અસહકારની પ્રવૃત્તિ ઇશ્વરકૃપાથી અત્યાર સુધી સ્વાભાવિક માર્ગે જ ધપે ગઇ છે.

સ્વદેશીની પ્રવૃત્તિ પણ એના ઉત્તમ ઉગ્ર અને સર્વવ્યાપક સ્વરૂપમાં આવ્યે જ છૂટકો હતો અને તે બરાબર યોગ્ય વખતે આવી પહોંચી છે. અસહકારના કાર્યક્રમનાં એક જરૂરી અંગ તરીકે એ પ્રથમથી જ હતી અને અત્યારે પણ છે. મારે હિસાબે તો અસહકારના કાર્યક્રમનો એ સૌથી સલામતીભર્યો અને અસહકારની સફળતાને સારૂ સૌથી ખાતરીલાયક વિભાગ છે. અત્યારના શુદ્ધ સ્વરૂપમાં એ અત્યાર અગાઉ આટલા જોરથી ઉપાડી શકાય એમ નહોતું. પ્રજાના મનમાં રેંટીયામાં છુપાયેલું સત્ય ઉગી જવું જરૂરી હતું. એના અન્તરમાં ઘર કરી બેઠેલા જૂના વહેમ અને કુશંકાઓ ભૂંસાવાં જરૂરી હતાં. એકલા બ્રિટિશ માલનો બહિષ્કાર અગર તો જાતે પેદા કર્યા વિના બધા પરદેશી માલનો એકદમ બહિષ્કાર કરવાના ખ્યાલમાં રહેલી નિરર્થકતા પ્રજાને ગળે ઉતરવી જરૂરી હતી. સ્વદેશી કાપડનો ઉપયોગ ત્યાગ્યાથી પ્રજાએ પોતાની સ્વાધીનતા ખોઇ અને ફરી એકવાર હાથકંતામણ અને હાથવણાટને અપનાવવાથી એ સ્વાધીનતા ઘેર ફરી શકાય એ વાત પ્રજાને સૂઝવી આણી હતી. એને એ પણ સમજાવું બાકી હતું કે જે ઘડીએ એણે અજાણતાં પણ હાથે કાંતવાનું અને વણવાનું છોડયું તે જ ઘડીથી તેની રસવૃત્તિ મારી

ગયુ. એને સમજવું બાકી હતું કે લશ્કરી ખર્ચોના શોષણના કરતા પણ આ ધરગથ્થુ ધંધો ખોઇ બેસવાથી જ હિન્દુસ્તાન વધુ શોષાયું છે, વધુ નિષ્પ્રાણ બન્યુ છે અને દુષ્કાળ હિન્દુસ્તાનનો રોજનો પરોણો બની ગયો છે. રેંટીયામા શ્રદ્ધાવાળા માણસો દરેક પ્રાન્તમા આગળ આવવા બાકી હતા અને લોકોમા પણ ખાદી પ્રત્યે પ્રીતિભાવ અને મમતા પેદા થવા બાકી હતા

આ બધુ હવે થયુ છે. એક કરોડ સ્ત્રીપુરુષ અને એક કરોડ રૂપીયા આ રાષ્ટ્રીય ધર્મની નવેસર સ્થાપના કરવા જરૂરી છે. પાચ પદર રેંટીયાનો આ સવાલ નથી, આ તો હિન્દુસ્તાનના ૬ કરોડ ધરોમાના દરેકમા રેંટીયા ચાલુ કરવાનો સવાલ છે. હિન્દને જોઇતુ બધુ કાપડ પેદા કરવાનો અને તે આખા દેશભર સર્વ જગાએ પહોચાડવાનો આ સવાલ છે. જો હિન્દુસ્તાન ૩૦મી જૂન પહેલા એક કરોડ રૂપીયા એક કરોડ કાતનાર સ્ત્રીપુરુષ આપી શકે અને ૨૦ લાખ ધરમા રેંટીયા ચાલુ કરાવી શકે તો સ્વરાજને માટે એ પચાણું ટકા તૈયાર થઇ ગયુ સમજવુ કારણકે એ પ્રયત્ન જ પ્રજામા કોઇ પણ પ્રજાને સદાચારી, મહાન, સ્વાશ્રયી અને સન્તોષી બનાવનારો એકેએક સદ્ગુણ પેદા કરશે જ્યારે પ્રજા પોતાના શુદ્ધ મરજીઆત પ્રયાસથી પરદેશી કાપડનો બહિષ્કાર પાર ઉતારશે તે દિવસે તે સ્વરાજને માટે તૈયાર જ હશે. તે દિવસે હુ વચન આપુ છુ કે હિન્દુસ્તાનમા પડેલી લશ્કરી છાવણી ઓ અને દારૂગોળા તેમજ હથિયારોથી ભરેલા લશ્કરી કિલ્લાઓ હિન્દુસ્તાની બાળકોને ગેડીદડે રમવાની નિર્દોષ જગાઓ માત્ર બની રહેશે. તે દિવસે અગ્રેજો અને આપણી વચ્ચેનો સબન્ધ સોળે આના શુદ્ધ અને નિર્મળ હશે. તે દિવસે લૅન્કેશાયરના વેપારીઓનો અત હિન્દુસ્તાનનુ રજ આહત કરી શકશે નહિ અગ્રેજો પણ આ દેશમા મરજી હશે તો મિત્રો તરીકે, બરોબરીઆ તરીકે હિન્દનું હિત કરવાનો અને હિન્દને મદદ કરવાનો એકમાત્ર શુભ હેતુ હૈયે ધરીને રહેતા હશે અસહકાર અગ્રેજોને ખાનદાનીની રીતે આપણી જોડે સહકાર કરવા નોતરનારી અથવા તો આપણા દેશમાથી રૂખસત લેવા વીનવનારી પ્રવૃત્તિ છે એ આપણા નાતાને શુદ્ધ પાયા ઉપર ગોઠવવા અને આપણા સ્વમાનને અને મોભાને છાજે એ ઢબે એ નાતાને નક્કી કરવા ઉઠાવવામા આવેલી પ્રવૃત્તિ છે

પણ તમને ફાવે તે નામ આ પ્રવૃત્તિને તમે આપો. જોઇયે તો એને 'સ્વદેશી
૬ -દારૂનિષેધ'ની ચળવળ કહો માની લો કે આટલા મોહનનો બધો જ પ્રયાસ કોગ્રેસ નીવડયો છે તો એ દૃષ્ટિ ધડીભર સ્વીકારી લઇને પણ સરકારને તેમજ મૉડરેટ

મિત્રોને આખા દેશભર રેંટીયા ચાલુ કરાવવાના અને દારૂ પીવાને ગુન્હો કરી મુકવાના પ્રજાના આજના પ્રયત્નમા ખરા દિલથી ભળી જવા હું નોતરૂં છું. એમાથી એકે પક્ષે આ બે પ્રવૃત્તિઓના પરિણામેની ચર્ચા કરવામા વખત ગાળવામાં સાર નથી. ફળથી ઝાડની કિંમત અંકાશે.

---

# કેટલીક શંકાઓ

પારસીઓ પ્રત્યેના મારા કાગળથી ઠીક ચર્ચા ઉત્પન્ન થયેલી છે. ભાઇ જી. કે. નરીમાને ખુલ્લો પત્ર લખ્યો છે. તે બીજાં છાપામા છપાઇ ચુકયો છે. આ ચર્ચામા રસ લેનારે તે વાંચેલો હોવો જોઇયે, તેથી તે 'નવજીવન'મા નથી છાપતો. ભાઈ નરીમાને જણાવેલા વિચારો માનને પાત્ર છે ને તેમા ઉઠાવેલી શંકાઓ બીજાં પારસી બાઇબહેનોને પણ થતી હશે. તેથી તેનો જવાબ દેવાનો હું પ્રયત્ન કરૂં છું.

પારસીઓએ અસહકારમા ન જોડાવાના કારણો ભાઇ નરીમાને નીચે પ્રમાણે આપ્યા છે:

૧. અંગ્રેજો વિના હજુ કેટલાક વર્ષ સુધી આપણને ચાલે તેમ નથી.

૨. પારસીઓ જોડાય તેના પહેલા ઘણા હિન્દુઓને અસહકારમાં જોડવાનો મારે પ્રયત્ન કરવો જોઇયે.

૩. રેટીયાથી સ્વરાજ મેળવવું મૃગજળ જેવું છે.

૪. જ્યાં પંડિત મદનમોહન માલવીયાજી, શાસ્ત્રીઆર, સર દિનશા વાચ્છા, ઇત્યાદિ અસહકારનો વિરોધ કરે છે ત્યાં સામાન્ય પારસી શું કરે?

૫. ખિલાફતને હું સમજી શકતો નથી અથવા હિન્દુ અને મુસલમાન ધર્મ વચ્ચેનો અનિવાર્ય વિરોધ ઢાકવા માગું છું.

૬. પંજાબ વિષેના મારા વિચારોમા અતિશયોક્તિ છે. જુઓ લાલા હરકિશનલાલનો દાખલો.

૭. અહિંસાનો મારો ઉપદેશ હાસ્યજનક છે, તે કેવળ જૈનને જ માન્ય છે; ને તે પ્રમાણે વર્તનારે આપઘાત જ કરવો જોઇયે. વળી મારી પ્રવૃત્તિ હડતાળાદિ તો હિંસા જ કરાવી રહ્યાં છે.

૮. દારૂનિષેધ ઠીક છે, પણ અફીણ વગેરે છોડવવા પ્રથમ પ્રયત્ન કરવો જોઇયે વળી વધારે ભારે વસ્તુ તો ગોવધનિષેધ છે તેમા મે કેટલો હિસ્સો આપ્યો છે?

## પહેલી શંકાનો જવાબ

અગ્રેજો વિના આપણને કેટલોક કાળ ન ચાલી શકે એવો એવો ખ્યાલ એ જ આપણી દુર્દશા ને તેમાથી આપણે નીકળવું એ સ્વરાજ. અગ્રેજો આવ્યા પહેલા આપણી શી માઠી દશા હતી? ને તેઓ જશે કે તુરત આપણે લડવા બેસી જઇશુ એમ માનવું એ આપણને નામોશી પહોચાડનારૂ છે. પણ ધારો કે તે ભય ખરો હોય તોયે આપણે અરસપરસ ઝગડાનુ જોખમ વહોરીને પણ અગ્રેજી સરદારીમાથી મુક્તિ મેળવવી જ જોઇયે

## બીજીનો જવાબ

પારસીઓ જોડાય તે પહેલા ઘણા હિન્દુઓને મારે અસહકારમા જોડવાનો પ્રયત્ન કરવો જોઇયે, એ કથન પણ આપણી દુર્બળતા સૂચવે છે. પારસી અને હિન્દુ બન્ને હિન્દી છે. બન્નેમાના જેઓ સમજે તેમનો હિન્દુસ્તાન પ્રત્યેનો ધર્મ એક જ છે. વળી હિન્દુ તો ઘણા જોડાઇ ગયા છે ને બાકીનાને જોડવાનો પ્રયત્ન ચાલુ જ છે એકે હિન્દુ ન જોડાય અગર તો પારસી વહેલા સમજે તોપણ તેઓએ અસહકારમા જોડાવું જોઇયે જે સમજી ગયો છે તે બીજાની રાહ ન જુએ.

## ત્રીજીનો જવાબ

રેટીયે સ્વરાજ એ જેને મૃગતૃષ્ણા જેવું લાગે તેને અસહકાર ન જ રુચે એ મારે કબૂલ કરવુ જ જોઇયે ધીમે ધીમે હિન્દુસ્તાન સમજતું થયું છે ને હજી વધારે સમજશે એવો મારો વિશ્વાસ છે. જે ધર્મ છોડવાથી આપણે ભીખારી બન્યા છીયે તે ધર્મનો સ્વીકાર કરવાથી જ આપણે તવગર બનીયે એ મને તો મૃગતૃષ્ણા ન જ લાગે. રેટીયો સહજ ધર્મ છે એ તો હવે દિવસે દિવસે અનુભવ પૂરવાર કરતો જાય છે. બે હજાર કે બસેં વર્ષ પહેલાની સ્થિતિએ પહોચવામા હું પાપ માનતો નથી આપણે ભૂલથી, જબરદસ્તીથી કે કાળને વશ થઈ અમુક સારી ટેવો છોડી હોય તો પાછી ગ્રહણ કરીયે તેમા આપણી વિવેકબુદ્ધિનો પ્રયોગ રહ્યો છે.

## ચોથીનો જવાબ

પંડિતજી અને બીજા મહાન નેતાઓ આ યુદ્ધમા નથી એ ખરેખર ખેદકારક છે. પણ જ્યારે નેતાઓ વચ્ચે મતભેદ રહે ત્યારે પ્રજાએ પોતાની પસદગી કરવી.

રહી છે. બધા એક મતના ન થાય ત્યાં લગી કંઇ જ ન કરવું એવો મત પ્રજા રાખે તો પ્રજાની પ્રગતિ કદી ન જ થાય. સ્વરાજમાં સહુએ પોતપોતાની પસંદગી કરવી પડશે

## પાંચમીનો જવાબ

ખિલાફતને હું ન સમજું એમ બને, જોકે મેં યથાશક્તિ અભ્યાસ તો કર્યો જ છે. મુસલમાન અને હિન્દુ ધર્મ વચ્ચે અનિવાર્ય વિરોધ છે એમ હું માનતો નથી. જો હોય તો તેનો અર્થ એમ થયો કે હિન્દુમુસલમાને તો હમેશના દુશ્મન રહેવું રહ્યું. માણસજાતે હમેશાં અરસપરસ દુશ્મન રહેવું જોઇયે એમ હું માનતો નથી. ખલીફાએ દસ વર્ષમાં એક વખત ધર્મને ખાતર યુદ્ધ કરવું જ જોઇયે એવો નિયમ હું જાણતો નથી. ક્રુઝેડ પછી ધર્મને ખાતર યુદ્ધ થયું મેં જાણ્યું નથી. આફ્રિકામાં મેં કંઈ એવું નથી જોયું કે જેથી જઝીરત-ઉલ-અરબનો કબજો મુસલમાનોનો ન હોવો જોઇયે એવું મને સૂઝે.

## છઠ્ઠીનો જવાબ

પંજાબ વિષેના મારા વિચારોમાં અતિશયોક્તિ નથી એમ હું જાણું છું. લાલા હરકિશનલાલ પોતે જો સરકારની સાથે જોડાઈ ગયા છે તો મારે સારૂ અસહકાર કરવાનું વધારે કારણ છે લાલા હરકિશનલાલ જેવાને પણ પંજાબની નામોશીનું દરદ એટલું ઓછું હોય તો આપણે પૂરણી કરવા સારૂ પણ અસહકાર કરવો યોગ્ય જણાય છે.

## સાતમીનો જવાબ

અહિંસાનો મારો ઉપદેશ હાસ્યજનક લાગે. તેમાં હિન્દુ ધર્મ રહેલો છે. તેના જ વત્તાઓછા પાલનમાં બધા ધર્મની જડ છે. જેટલી દયા તેટલો જ ધર્મ છે. દયાની સીમા ન હોય. હદ બાંધવી એ મારૂં કામ નથી. હદ પોતપોતાની સહુ બાંધી લે છે. વૈષ્ણવ ધર્મમાં અહિંસા પ્રધાન છે. જૈન ગ્રન્થોમાં તેનો સવિશેષ વિચાર છે એ મને માન્ય છે. પણ અહિંસાનો ઇજારો જૈન કે બીજા કોઈ મતને નથી. અહિંસા એ સર્વવ્યાપક, અચલિત નિયમ છે. જૈન દર્શનમાં અપવાસાદિના નિયમો છે તેને આત્મઘાતના પોષક કહેવા એ જૈન દર્શનને ન સમજવા જેવું મને લાગે છે. પણ અહિંસાના અન્તિમ લક્ષણની ચર્ચાની અહીં જરૂર જ નથી. તેનો સ્વીકાર ન કરાય તોપે અત્યારે આપણું કર્તવ્ય શાન્તિપૂર્વક—સહન કરીને જ યુદ્ધ કરવાનું છે એ સહુને સ્વીકાર્યા વિના ન જ ચાલે.

ભાઈ નરીમાને આહંસાનું અન્તિમ લક્ષણ હસી કાઢ્યું છે ને બીજી તરફથી મારી પ્રવૃત્તિને હિંસાજનક ગણી છે એ સૂચવે છે કે અહિંસાના તત્ત્વને તેમણે પીછાન્યું નથી. અસહકારના ઉપદેશથી.વેર વધે છે, હડતાળથી લોકોને નુકસાન પહોંચે છે તે હિંસા છે એમ જ ભાઇ નરીમાન સૂચવતા લાગે છે. અહિંસાનો મુદ્દો એ છે કે ઘાતકીનું ઘાતકીપણું જાણતાં છતાં તેના પ્રત્યે દ્વેષ ન કરવો. પંજાબનો અત્યાચાર કે ખિલાફતનો દગો લોકોથી છૂપાવીને હું લોકોને દ્વેષરહિત નથી બનાવી શકતો. લોકોને એ હત્યાકાંડનું જ્ઞાન કરાવતા છતાં શાન્ત રાખવા એ મારૂં કર્તવ્ય છે. હડતાળ વગેરેથી કેટલાકને દુઃખ થાય તે હિંસા નથી. પોતાનું કર્તવ્ય કરતા બીજાને દુઃખ થાય તેને સારૂ કરનાર જવાબદાર નથી. અફીણુની દુકાને ન જવાથી અફીણ વેચનારને નુકસાન થાય તેનો દોષ મને ન લાગે. તેથી થતું દુઃખ એ અફીણ વેચનારને પણ કલ્યાણકારક છે. અસહકારનો અર્થ એ છે કે પાપીને પાપકર્મમા મદદ ન દેવી ને જ્યાં સુધી તે પશ્ચાત્તાપ ન કરે ત્યાં સુધી તેની મદદ ને તેનુ દાન ન લેવાં.

આઠમીનો જવાબ

ભાઇ નરીમાન એમ માનતા લાગે છે કે અફીણ વગેરેનો નિષેધ નથી ચાલી રહ્યો. બધા વ્યસનો છોડાવવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. દારૂના પીઠા પાસે માણસો જવા લલચાય છે તેથી તેનો પહેરો થઇ શકે છે. વળી કેટલાક પારસી ભાઇઓ દારૂનો વેપાર કરે છે તેથી મારી તેમને વિનન્તિ છે કે તેઓ એ વેપારને છોડે. અફીણના વેપારીને પણ હું વીનવી રહ્યો છું. પણ અફીણનું વ્યસન ન છૂટે તોપે દારૂનું છૂટી શકે તો છોડવું એમ હું તો દલીલ કરૂં.

ભાઇ નરીમાને ઘણા મુદ્દા કાઢ્યા છે. મારી પ્રાર્થના એવી છે કે ભલે તેઓ ખિલાફત, પંજાબ વગેરે બાબતમાં વિરોધ કરે, છતાં તેમણે દારૂનિષેધનો સ્વતંત્રતાએ વિચાર કરીને નિષેધ કરવા યોગ્ય લાગે તો તેમાં મદદ કરવા પારસીઓને પ્રેરવા જોઇએ. આ આત્મશુદ્ધિની લડતમાં જે ભાગ જેને પસંદ પડે તે ભાગ પૂરતી પણ તે મદદ કરે તો પ્રજાને તેટલો લાભ પહોંચે.

દારૂનિષેધ હું કરી રહ્યો છું; ગોવધને સારૂ શું કરૂં છું, તેને મેં કેટલો વખત આપ્યો છે એ ભાઈ નરીમાનનું છેલ્લું તીર છે. તે મર્મભાગે પહોંચ્યું છે. ગોવધથી મારા જેવા ચુસ્ત હિન્દુને કેટલું દરદ થાય તેનો ભાઇ નરીમાનને ખ્યાલ કેમ આવી શકે? ગોવધ થાય છે ત્યાં લગી મારો પોતાનો વધ થાય છે એમ મને

લાગ્યાં કરે છે. ગાયને છોડવવા મારો નિરન્તર પ્રયત્ન છે. જો મેં અત્યારે ઇસ્લામને બચાવવા મારો પ્રાણ અર્પ્યો છે તો તે ગાયને બચાવવા સારૂ. હું મુસલમાનોની જોડે વેપાર કરવા નથી ઇચ્છતો,-તેથી હું ગોવધની વાત નથી કરતો. મારી પ્રાર્થના ઇશ્વર પ્રત્યે છે. મારૂં હૃદય તે જ જાણે છે. ખાનદાનીનો બદલો ઇશ્વર ખાનદાનીથી જ આપે છે. ઇસ્લામને બચાવતાં હું ગાયને બચાવી જ લઇશ. એવી માન્યતાથી હું ખિલાફતને સારૂ મારો પ્રાણ આપું તેમાં ગાયનો બચાવ આવી જાય છે એવો મારો વિશ્વાસ છે. જ્યાં સુધી હું મુસલમાનોનો પ્રેમ ન મેળવી શકું ત્યાં સુધી અંગ્રેજોને હાથેથી ગાયને ન બચાવી શકું. મારો સર્વ પ્રયત્ન ગોવધ અટકાવવા સારૂ છે એમ ભાઈ નરીમાનને માની લેવા વીનવું છું. જે ગાયને બચાવવા ખાતર પ્રાણ હોમવા તૈયાર નથી તે હિન્દુ નથી. જ્યાં સુધી હિન્દુસ્તાનનો શુદ્ધ બચાવ હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તી તરફથી નથી થતો, ત્યાં લગી હિન્દુ નામના જ છે. પણ હું ગાયને બચાવવાની ખાતર મુસલમાનને અથવા તો ખ્રિસ્તીને ન મારૂં પણ તેના રક્ષણ અર્થે હું મરૂં, એ મને મારો અહિંસાધર્મ શીખવે છે. ઇશ્વરના દરબારમાં શુદ્ધ બલિદાન જ કામ આવે છે. હું શુદ્ધ થવા પ્રયત્ન કરી રહ્યો છું. તે શુદ્ધિમાં જોડાવા બીજા હિન્દુઓને અને હિન્દુસ્તાનનાં બધા સંતાનોને વીનવી રહ્યો છું. ભાઇ નરીમાનને પણ ગોવધ દુઃખ દે છે. તેમને હું આ આત્મશુદ્ધિના યજ્ઞમાં જોડાવા નોતરૂં છું.

---

# ગુજરાતના અનુભવો

મને એટલા બધા અનુભવો થયાં કરે છે કે તે બધાનો ઉતારો કરવા જેટલો વખત નથી રહી શકતો. તેથી મારે ઘણુંયે મુકી દેવું પડે છે. કાર્ય કરનારાઓનો લોભ મારી પાસેથી જેટલું થોડા કાળમાં મેળવી શકાય તેટલું મેળવી લેવાનો હોઈ, મને તેઓ લખવાની એકાન્ત કે શાન્તિ રહેવા જ દેતા નથી. તેઓની કંજુસાઇનો પાર નથી. મને પણ સેવાનો લોભ. જેટલી થઇ શકે એટલી કરી લેવી, જેટલું સમજાવાય તેટલું સમજાવી દેવું, એટલે મારા બધા અનુભવો હું વાંચનાર આગળ નથી મુકી શકતો.

આણંદ, રાસ, બોરસદ, હાલોલ, કાલોલ, વેજલપુર, ગોધરા, સુરત, ઓરપાડ, રાંદેર—એટલી જગ્યાઓમા હું આ લખતાં સુધી ફરી ચુક્યો છું. દરેક જગ્યાએ લોકોના ઉત્સાહનો પાર નથી. દરેક જગ્યાએ સ્ત્રીપુરુષોએ મોટી સંખ્યામાં હાજરી

આપી છે. દરેક જગ્યાએ રેંટીયાપ્રવૃત્તિ વધેલી જોઇ. લગભગ દરેક જગ્યાએ લોકોએ તિલક સ્વરાજ ફંડમાં નાણા આપ્યા છે.

### એક વિધવાનું દાન

આણંદમા એક વિધવા બહેને પોતાની પાસે સોનાની પચીસેક તોલાની પાટ હતી તે જ આપી દીધી. આ દાન એક વિધવા બાઇને સારૂ ઘણું કહેવાય. મેં તે બાઇનું નામ પૂછ્યું. તેમણે નામ આપવાની ના પાડી "ધર્મ અર્થે આપેલા પૈસા વિષે નામઠામ કેવાં ? વધારે પૂછવાની મારી હિમ્મત ન ચાલી.

### શરતી દાન

ગોધરામા મિસિસ કોઠાવાલા રિવાજ મુજબ સભામા આવ્યા. તેમણે મને કહ્યું, 'તમારૂં બધું કામ મને પસંદ પડે છે, પણ તમારો અસહકાર મને પસંદ નથી. તમે લૉર્ડ રીડિંગને તો જરૂર તક આપો.'

મેં કહ્યું, 'હું તો અવશ્ય બધાને તક આપવા માગું છું ઇન્સાફ કરે એટલે સહકાર જ છે. તમે જ તેમને સમજાવો કે પશ્ચાત્તાપ કરે, કરેલા ગુન્હાની હિન્દની માફી માગે ને ઇન્સાફ કરે. એટલે કંઇ તકરાર રહે જ નહિ.'

'તમે મને કહો કે તમે તક આપશો. તમે તેમને લખશો કે જો તે ઇન્સાફ આપે તો તમે અસહકાર છોડશો ?'

મેં કહ્યું, 'તક મળ્યે હું જરૂર લખીશ. પણ લૉર્ડ રીડિંગ એટલું જાણે છે.'

આ ભલી બહેને આવી શરત સાથે પચાસ રૂપીયા આપ્યા બધી બહેનો એવી જ શરત કરી એટલા રૂપીયા આપે તોયે કરોડ રૂપીયા તુરત થઇ શકે એમ હું માનું છું.

### વ્યવસ્થા

બધી જગ્યાએ વધતી જતી વ્યવસ્થા હું અનુભવી રહ્યો છું. પણ સુરતમાં વધારેમા વધારે જોઇ. જ્યાં જાઓ ત્યા લોકોને પ્રથમથી જ સમજાવવામા આવેલું હોવાથી ઓછા અવાજથી, ઓછી ધાંધલથી કાર્ય થઇ શકતું હતું. લોકોને પ્રથમથી જ ચેતવણી અપાયેલી હોવાથી પૈસા પણ એકઠા થઈ રહેલા હતા. સુરતની બહેનોએ હીરાની વીંટી પણ દાનમા આપી.

તા. ૨૪-૪-૧૯૨૧

## રાંદેરનો અનુભવ

સુરતમાં મ્યુનિસિપાલિટીએ માનપત્ર આપ્યું, ત્યારે રાંદેરની મ્યુનિસિપાલિટીએ ના પાડી એમ જણાયું. જુવાનીઆ હિન્દુમુસલમાને તેમ છતાં માનપત્ર આપવાની હિમ્મત કરી; એક શહેરીઓનું ને બીજું ખિલાફતનું. રસ્તા પણ શણગારેલા હતા. છતાં હું જોઇ શકયો કે ત્યાંના આગેવાનો તો દૂર જ રહેલા. છેક બાળકોથી બતાવાય તેટલો ઉત્સાહ તેઓએ બતાવેલો. મેં ફાંફાં ઘણાંયે માર્યાં, પણ રાંદેરમાં આવી સ્થિતિમાં હું પૈસા નજીવા જ એકઠા કરી શકયો. એક મુસલમાન ભાઇએ મારા હાથમાં પાંચ રૂપીઆની નોટ મુકી, એક બહેને પાંચ રૂપીઆ આપ્યા ને દરરોજ બે કલાક રેંટીયો ચલાવવાની ને હવે પછી પરદેશી કાપડ ન પહેરવાની પ્રતિજ્ઞા કરી. રાંદેરના જેવો લૂખો અનુભવ તો મારી આખી મુસાફરીમાં કયાંયે નથી થયો.

જુવાનવર્ગને નાસીપાસ ન થવા મારી ભલામણ છે. તેઓએ માનપત્રની પેરવીઓ છોડી દેવી, ઉત્તરાણું કરવા જરૂર મથવું. સારા, મહેનતુ, નમ્ર જુવાન બહુ કરી શકશે. મધ્યમવર્ગ તેઓને પૈસા આપશે અશ્રદ્ધાળુને શ્રદ્ધા આવશે. જુવાન વર્ગના—મુસલમાન અને હિન્દુ—પુષ્કળ કામ એકસંપથી—એકદિલથી કરી રહ્યા છે એ મોટામાં મોટી આશાની નિશાની છે.

## બે ખામી

હજુ લોકોને સ્વદેશીની પૂરી સમજ કે ચીવટ નથી એમ જોઉં છું. અત્યારે શણગારોમાં પરદેશી કાપડ, પરદેશી કાગળો વપરાતા ચાલુ છે. જો પરદેશી કાપડનો બહિષ્કાર આ જ વર્ષે કરવો હોય તો આપણે દરેક બાબતમાં વિચાર કરવો જોઇશે. ઝીણામાં ઝીણી બાબતમાં પણ ધ્યાન દેવું જોઇશે. ધર્મ સમજીને પરદેશી કાપડને તિલાંજલિ દેવામાં આવે ત્યારે જ આપણે આ મહાન છતાં સહેલું કાર્ય કરી શકવાના છીયે. તેમાં ઢીલ પણ ન થવી જોઇયે. સમજુને સારૂ આપણી મીલનો માલ પણ પરદેશી જ છે. હમેશાં આપણે આપણી મીલના માલને અને પરદેશીને ઓળખી શકવાના નથી. જેઓને સ્વદેશીનો સન્દેશો જ મળ્યો નથી એવા ગરીબોને સારૂ મીલનો માલ હોવો જોઇયે. ખરી સ્વદેશી એ જ કે જેમાં રૂ ઉપરની બધી ક્રિયા તે તે ગામ કે શહેરમાં થયેલી હોય. જે શહેરમાં આ પ્રમાણે થાય એ શહેરની આબાદી વધવાની અને એ શહેર પોતાની સ્વતન્ત્રતા મેળવી લેવાનું. આવી સ્થિતિ લાવવાને સારૂ લોકોએ ખૂબ ધ્યાન દઇને પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની જરૂર છે.

બીજી ખામી હજુ ફુલોના હાર આપવાનો શોખ નથી જતો એ છે. ફુલોના હાર આપવાથી હું કશો ફાયદો નથી જોતો. અસંખ્ય નકામા જાય છે. અત્યારે આપણી પાસે એમ ફેંકી દેવાના પૈસા જ નથી. હાર માત્ર સૂતરના જ હોય. સૂતરની ઉપર અનેક કળા કરીને હાર બનાવી શકાય; સૂતરને અનેક રીતે ગુંથી શકાય. સૂતરની ઝીણી સાંકળીઓ કરી શકાય. કેવળ એમ ને એમ ઝીણું સૂતર કાંતી તેની આટીનો હાર આપવો એમા બહુ પ્રેમ અને વિચાર છે. જેને સૂતરના હાર મળે એ તેનો સદુપયોગ કરી શકે છે. એવો સમય આવી રહ્યો છે કે જ્યારે સૂતરના હાર ગરીબોને આપી દીધા હશે તો તેઓ તેનો ઉપયોગ કરી લેશે. પુષ્પમાળાનો ઉપયોગ કોઇને નથી, અને નકામા ફુલો બગાડવા એ તો નુકસાન જ ગણાય.

### કામ, કામ ને કામ

જો આપણે આ જ વર્ષમા સ્વરાજ લેવું હોય તો આપણે માત્ર કામમાં જ રોકાઇ જવું જોઇયે. તમાશા, સરઘસો વગેરે જેટલે દરજ્જે લોકોમાં ચૈતન્ય રેડવાને સારૂ જોઇયે તેટલે દરજ્જે ઠીક છે. પણ જ્યા ચૈતન્ય આવી ગયું છે ત્યાં તો મૂંગે મ્હોડે કામ જ કરવાનું છે. હમેશા પૈસા એકઠા કરવા, હમેશાં સૂતર કંતાવવું, રેંટીયા નવા તૈયાર કરાવવા, જે ઘરમા ન હોય ત્યા દાખલ કરવા, ખાદી સંઘરવી, જેઓએ ઉપયોગ શરૂ ન કર્યો હોય તેમને વીનવવા; દારૂનિષેધના કામમા ઉત્સાહીને પરોવવા. આમ કોઇ ને કોઇ સ્વરાજના કાર્યમા જ પોતે રોકાઇ પ્રજાને પરોવવી જોઇયે.

---

## નોંધ

### 'નવજીવન'ની ભાષા

ન'ની એક પારસી બહેને, એક પારસી ભાઇએ અને બીજાઓએ 'નવજીવન'ની ભાષા ઉપર ટીકા મોકલી છે. 'નવજીવન'ની ભાષા સાદી રાખવા હમેશાં પ્રયત્ન થાય છે. હું માનું છું કે 'નવજીવન'નું ધ્યેય ભાષા સુધારવાનું કે તેમાં કઠિન શબ્દો દાખલ કરવાનું નથી, પણ સાદામાં સાદી, વધુમાં વધુ માણસો સમજી શકે તેવી ભાષામાં વિચારોનો પ્રચાર કરવાનું છે. એમ છતાં બધા લેખકો એ જ હેતુથી નથી લખતા. બધાને પોતપોતાના શબ્દો વાપરવાની ટેવ પડે છે. તેથી હમેશાં સાદી ભાષા 'નવજીવન'માં નથી વપરાતી એ હું પણ જોઉં છું ઇરાદાપૂર્વક ભાષા કઠણ કરવાનો પ્રયત્ન નથી હોતો એટલી હું ટીકાકારોને ખાતરી

**તા. ૧-૫-૧૯૨૧**

આપવા ઈચ્છું છું ઇરાદો તો ભાષા સાદી રાખવાનો જ રહેશે. ટીકાકારોનો ટીકાને સારૂ આભાર માનું છું. સંસ્કૃત શબ્દો ઓછા વપરાય એવો પ્રયત્ન જરૂર કરીશ. મને ખબર છે કે ઘણા મુસલમાન ભાઇઓ ને પારસીઓ 'નવજીવન' વાંચે છે ઘણી બહેનો જે અઘરા શબ્દો ન સમજે તેવી વાંચે છે. તેમને સારૂ 'નવજીવન'નું વાચન સહેલું કરવું મારો ધર્મ સમજું છું.

---

**તા. ૧-૫-૧૯૨૧**

# ગુજરાતીઓને—

મહાન સિન્ધુ નદીના તટ પર સવારના પહોરમા એક ઝાડ તળે હું એકાન્તમાં બેઠો છું. ઝાડોમાં પક્ષીઓ ગુંજારવ કરી રહ્યા છે બે ત્રણ સ્વયંસેવકો સિવાય કોઇ નજરે નથી આવતું. દૂરથી કોટરીનો પૂલ એક તરફ નજરે પડે છે. બીજી તરફ પાણી સિવાય કંઇ જ જોતો નથી. સામે કાંઠે ઝાડો અને છૂટાછવાયા ઘરો જોઉં છું. નદીમા બે ચાર નાના હોડકા કામ વિનાના સામે કાંઠે પડયા છે. મધુર પવન ચાલી રહ્યો છે ને તે પવનને લઇને પાણી ધીમુ ધીમુ ઉછળતું મંદ ગાન કર્યાં કરે છે. તડકાથી પાણી અને રેતી સુવર્ણ સમા દીપી રહ્યા છે. પ્રેમના પાશથી સિન્ધી ભાઇઓએ મને ચોમેરથી બાંધી લીધો છે

આજ સોમવારનો દિવસ છે એટલે મારે સારૂ તેઓએ એકાન્ત ને શીતળ સ્થાન શોધી મને ત્યાં મુકયો છે. મને કોઇ કહે છે કે મેં બહુ ત્યાગ કર્યો છે ત્યારે હસવું આવે છે. જે સુખ, શાન્તિ અને આનન્દ હું અનુભવી રહ્યો છું તે ભાગ્યે કોઇ ચક્રવર્તીને મળતાં હોય. મારી માન્યતા છે કે ચક્રવર્તીને એ શાન્તિ સંભવે જ નહિ. રાજપાટનો બોજો જ તેને કચરી નાખે. મન એ જ બન્ધ અને મોક્ષનું કારણ છે એનો હું પૂર્ણ અનુભવ લઈ રહ્યો છું.

આ પ્રેમની સાથે હું ગુજરાતનો તાજો પ્રેમ સરખાવું છું ત્યારે મને એમ જ જણાય છે કે મને તો બન્ને સરખા છે. જ્યાં જાઉં ત્યાં હું કેમ જાણે ગુજરાત જેટલો જ પ્રેમ અનુભવતો હોઉં નહિ! કેમકે હું સિન્ધને પણ મારો જ દેશ માની શકું છું, સિન્ધીના સુખદુઃખમાં પણ તેટલો જ ભાગ લઇ શકું છું. સિન્ધને ભોગે ગુજરાતનો લાભ સ્વપ્ને પણ નથી ઇચ્છતો. પણ ગુજરાતના દોષો સિન્ધ ન ગ્રહણ કરે એવી કાળજી મારો દેશપ્રેમ અને મારો ધર્મ મારી પાસે રખાવે છે. જેમ

તા. ૧-૫-૧૯૨૧

ગુજરાતને અર્થે સિન્ધને નુકસાન પહોંચે એ હું કદી પસંદ ન કરું તેમ જ મને પરદેશને વિષે રહે છે. પરદેશને નુકસાન પહોંચાડીને હું હિન્દુસ્તાનને લાભ પહોંચાડવાનો દોષ ન કરું. આ ભાવનાને જ હું ખરું સ્વદેશાભિમાન માનું છું.

પણ મારું સ્વદેશાભિમાન જેટલું વિશાળ છે તેટલું જ સંકુચિત છે. આખી દુનિયાના કલ્યાણને વળગવામાં મને રસ આવતો જ નથી. મને તો મારા દેશના કલ્યાણમાં જ રસ આવે છે. દેશના ભલામાં હું જગતનું ભલું જોઉં છું. મારો વર્ણાશ્રમધર્મ મને શીખવે છે કે હું યુરોપમાં જન્મવાને બદલે ભારતવર્ષમાં જન્મ્યો એમાં કંઈક અર્થ હોવો જોઈએ. પ્રત્યેક માણસ દેવાદાર જન્મે છે. તેનું લેણું હોય તો તેનું તેને ભાન પણ નથી હોતું, ન હોવું જોઈએ. જે વેપારી પોતાનું ઉધાર ખાતું તપાસી લે છે તેને જમે પાસાની ફીકર જ નથી કરવી પડતી. જે પોતાની ફરજ શીખે છે તેને તેના હક પોતાની મેળે જ મળી રહે છે.

મારું સ્વદેશાભિમાન મારા દેશની ફરજ શી છે તે તરફ જ મારું ધ્યાન ખેંચે છે. મારું ગુજરાતી તરીકેનું અભિમાન ગુજરાતીની હિન્દુસ્તાન પ્રત્યે શી ફરજ છે તે જ સૂચવે છે. જો આ વિચાર ખરો હોય, જો ગુજરાતી ભાઈબહેનો તે કબૂલ રાખતા હોય તો ગુજરાતીઓને પોતાની ફરજ તો જાણમાં જ છે.

ગુજરાત એકલું આ જ વર્ષમાં સ્વરાજ મેળવી શકે છે, દરેક માણસ પોતપોતાનું સ્વરાજ મેળવી શકે છે. ગુજરાતનું દરેક ગામ પોતાનું સ્વરાજ મેળવી શકે છે. ને સહુ પોતપોતાનું મેળવતા હિન્દસ્વરાજ મેળવવામાં પોતાનો ફાળો ભરી દે છે.

જેઓ પોતાને ભાગે આવતું જ આપીને બેસશે તે કંજુસ ગણાશે. સ્વરાજની શરત એ છે કે સહુ પોતાને ભાગે પડતું આપે એ બસ નથી, પણ સહુ પોતાનાથી બનતું આપે એ બસ છે. જ્યારે સહુ સર્વનો બોજો ઉપાડવા તૈયાર થાય ત્યારે જ બધાનો બોજો રાજે પડતો વહેંચાઈ જાય, કેમકે સહુની શક્તિ સરખી નથી હોતી. અને આવી સ્થિતિમાં સહુ હિસાબે આવતું જ કરીને બેસી રહે તો ગરીબ કચરાઈ જાય ને શાહુકાર કચરી નાંખે.

હિન્દુસ્તાનની વસ્તી બત્રીસ કરોડની છે. એક કરોડ રૂપીયા આપવા—એકઠા કરવા—એટલે જણ દીઠ બે પૈસા આપવા. જો કરોડપતિ બે જ પૈસા આપીને બેસી રહે તો કંગાળની વતી, બાળકોની વતી, લુલાંપાંગળાંની વતી, રાંડની વતી કોણ આપે?

તા ૧-૫-૧૯૨૧

સાધો હિસાબ જ એ છે કે કરોડપતિએ બધો બોજો ઉપાડવાની વૃત્તિ રાખવી જેને ઘણુ મળ્યું તે ઘણુ આપે ।

હિસ ૫ ગણવાની આ રીત પ્રમાણે ગુજરાતે પોતાનો હિસાબ કરવો જોઇયે ગુજરાત દસ લાખ રૂપીયા ભરે તેમા જ એકલા કરે તો તે વધારે પડતુ નથી જ. આ ગણતરીમાથી હું બહાર વસતા ગુજરાતીઓને અલગ રાખુ છુ બગાળામા વસતા ગુજરાતીઓ ભલે ગુજરાતને ધન મોકલે, પણ તેમણે બગાળને પોતાનો ફાળો આપવો જ જોઇયે. મદ્રાસમા વસતા ગુજરાતીઓએ મદ્રાસની સેવા કરવી જ જોઇયે જ્યાથી ગુજરાતીઓ ધન મેળવે ત્યા તેમણે પોતાની કમાણીનો સારો ભાગ ખરચવો એ તેમની ને હિન્દુસ્તાનની સભ્યતાને શોભા છે આ પ્રમાણે વિચાર કરીને જ હુ ગુજરાતને સારુ દસ લાખ રૂપીયા ગણુ છુ

આ ગણતરીમા મે મુમઇને પણ અલગ ગણ્યુ છે. મુમઇમા વસનારા ગુજરાતીઓએ મુબઇમા ભારે ફાળો આપવો જ રહ્યો છે મુબઇ પાસેની મારી આશાને વિષે હુ હવે પછી લખવા ધારું છુ અત્યારે તો ગુજરાતમા વસતા ગુજરાતીઓમાથી દસ લાખની ગણતરી કરી ગયો .

આટલી રકમ કે એથી વધારે કે ઓછી એકઠી કરવાનુ વહેવારુ પગલુ એ છે કે દરેક જીલ્લાના ને દરેક દેશી રાજ્યના કામદારોએ યથાશક્તિ ફાળાનો બોજો માથે ઉપાડી લેવો

એ જ પ્રમાણે મહાસભાના સભાસદોનુ છે જ્યા વધારે જાગૃતિ ત્યા વધારે સભાસદોની આશા હોવી જોઇયે. સુરત નડિયાદ જેવા ભારે જાગૃત શહેર પોતાનો માત્ર હિસાબે આવતો જ ભરીને સન્તુષ્ટ રહે તો હાથ આવેલી બાજી ખોઈ બેસીયે જે ગામોમા ભારે જાગૃતિ થયેલી છે ત્યાને સારુ તો હુ જરૂર એવી આશા રાખુ કે ત્યાના દરેક ૨૧ વર્ષની ઉપરના સ્રી, પુરુષ ઢેડ, ભગી, હિન્દુ, મુસલમાન, મહાસભાને ચોપડે ચડે. જો કોઇ ગરીબ માણસ પાસે ચાર આના ન હોય તો તેનો પડોશી તેને તેટલા પૈસા આપે ને નામ નોધાવે

જે હિસાબ નામનો તે દામનો છે, તે જ રેંટીયાનો છે. જ્યા વધારે કાર્યદક્ષતા, વધારે સમજ, ત્યા વધારે રેંટીયા દાખલ થવા જ જોઇયે એમ એકબીજાને પૂરી સહાય કરનાથી જ આપણે જૂન માસ સુધીમા આપણી નાનકડી, સરળ ને બધાને સમજી શકાય એવી યોજના અમલમા મુકી શકશુ

જોકે યોજના સહેલી છે, છતા આપણે આળસમા રહીયે તો જરાયે પાર પડે તેવી નથી બધા કાર્ય કરનાર પ્રામાણિકપણે હમેશા યથાશક્તિ કામ કરે તો જ યોજના પાર પડે. આ યોજના આપણી પરીક્ષા છે, કસોટી છે, સ્વરાજની લાયકાત મેળવવાની પ્રાથમિક કેળવણી છે. પણ તે કેળવણી આપણને એટલે લગી પહોચાડે છે કે જો આપણે આ પરીક્ષામા પસાર થઇયે તો બાકીની કેળવણીને સારૂ ભાગ્યે જ ત્રણ માસ જોઇયે કેમકે આ પરીક્ષા આપણને આત્મવિશ્વાસ, હિમ્મત ને બળ આપનારી છે.

ગુજરાત પોતાનો ધર્મ પૂરેપૂરો બજાવે એવી મારી ઉમેદ છે

ગુજરાતની બહેનોમા આવેલી જાગૃતિથી હુ ચકિત થયો છુ તેઓના હાથમા બહુ સત્તા છે. સ્વરાજ મેળવવાની યોજનામા બહેનોનો ભાગ મરદોના જેટલો જ બલ્કે તેથી વધારે છે. બહેનો પોતાનો ભાગ પૂરો ભજવીને પોતાના, ગુજરાતના ને હિન્દના કીર્તિ ને ધર્મ ઉજ્જ્વળ કરો એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના

---

# મારી નોંધ

## હડતાળોનુ સોંધારત

હડતાળોના રાફડા ફાટયો જણાય છે તેમાયે કરાચીએ હદ વાળી છે એક માસમા પાચ હડતાળો કોઇ જેલ જાય તો હડતાળ, કોઇ જેલમાથી છૂટે તોયે હડતાળ, ગવર્નર આવતાયે હડતાળ! આમ હડતાળો પાળવાથી હડતાળની કિંમત તદ્દન જતી રહે છે મારે મન હડતાળ એક પવિત્ર અને બળવાન સાધન છે જ્યારે ધાર્મિક પ્રસગે હડતાળ હોય, અથવા પ્રજાની લાગણી ઘણી તીવ્ર હોય ત્યારે તે દર્શાવવા હડતાળ પળાય દરેક પ્રસગને ધાર્મિક સમજી અથવા દરેક વખતે લાગણી તીવ્ર બનાવી હડતાળ પાળીયે તો ધાર્મિકતાનો ને લાગણીની તીવ્રતાનો આક હલકો જ થાય સત્યાગ્રહ સપ્તાહની હડતાળ વિના તો ન જ ચલાવી શકાય એવુ મને ન જણાયુ હોત તો હુ આ હડતાળના સોધારતની મોસમમા તેનો ભાવ વધારે ઉતારવામા સાધનભૂત ન જ થાત મારી ઉમેદ છે કે હિન્દુસ્તાનમા દરેક જગ્યાએ હવે હડતાળ જવલ્લે જ પાળવામા આવશે સારામા સારો ઉપાય એ છે કે મહાસભા અને ખિલાફત કમિટીએ મસલત કરી જાહેરનામુ ન કાઢ્યુ હોય ત્યા હડતાળ પાળવી જ નહિ

## જેલ મહેલ

વળી કોઈ જેલ જાય ત્યારે હડતાળ પાડવી એ તો આપણી નબળાઇની નિશાની છે. જેલો તો આપણે ભરી દેવી છે. હજારો જેલ જાય ત્યારે જ છૂટકારો થવાનો સંભવ છે. જુલમી રાજ્ય તળે સારા માણસને સારૂ જેલ એ જ ઘણે ભાગે પવિત્ર સ્થળ છે. જેલ એ આપણી સ્વતન્ત્રતાનું સ્થળ છે. કેવળ નિર્દોષ માણસો જ્યારે જેલમાં ઘણી સંખ્યામાં જશે ત્યારે સ્વરાજ નજીક જ સમજવું. આ રાજ્યની અંદર જેલને જો આપણે આપણું સ્વાભાવિક ઘર બનાવવા માગતા હોઇયે તો તેવે પ્રસંગે હડતાળનો કશો અર્થ જ નથી રહેતો. જ્યારે આપણે ખરેખર જેલનો ભય છોડયો હશે ત્યારે સરકાર જેલમાં મોકલવાનું ભૂલી જશે. જ્યારે આપણે ઘોર અત્યાચારોને પણ હસતે મ્હોંડે સહન કરશું છતાં પેટે નહિ ચાલીયે, 'યુનિયન જૅક'ની પરાણે સલામી નહિ કરીયે, નાકો નહિ ઘસડીયે ને ડાયરશાહીની સામે ઉભા રહી ગોળીઓના ઘા પીઠ નહિ પણ છાતીમાં ઝીલશું તે જ દહાડે સ્વરાજ છે; કેમકે એમાં ખરી વીરતા છે, એ જ ક્ષત્રિયતા છે. ક્ષત્રિયતા કેળવવા સારૂં પુષ્ટ શરીરની જરૂર નથી, પણ મજબૂત, નીડર દિલની જરૂર છે. ક્રૂરતા, કઠોરતા એ ક્ષત્રિયતાનો ગુણ નથી, પણ સહનશીલતા, ક્ષમા, દયા, ઉદારતા, અપલાયનમ્ (યુદ્ધમાંથી ન નાસવું) અને ગોળીના વરસાદ વરસતા હોય ત્યારે પણ અડગ રહી નિશ્ચયપણે ઉભા રહેવાની શક્તિમાં ક્ષત્રિયતા છે. શુદ્ધ ક્ષત્રિય મારતો નથી, પણ પ્રહાર પોતાની ઉપર ઝીલે છે નાનકાનાનો મહન્ત ક્ષત્રિય ન ગણાય; તે ખુની ગણાય. લછમનસિંહ ને દલીપસિંહ શુદ્ધ ક્ષત્રિય હતા. આ ક્ષત્રિયતા એક દુર્બળ અપંગ બાળકમાંયે હોઇ શકે શાન્તિમય અસહકાર એ ક્ષત્રિયતાનો ગુણ કેળવવાનું સાધન છે. ઇમામ હુસેન અને હસન ક્ષત્રિય હતા તેઓની ઉપર જુલમ કરનાર યઝીદ હતો બાળ પ્રહ્લાદ ક્ષત્રિય હતા. હિરણ્યકશિપુ રાક્ષસ હતો ક્ષત્રિયતા અન્ય વર્ણોમાં હોય જ નહિ એવો વર્ણાશ્રમનો અર્થ નથી ચારે વર્ણમા તે ગુણ હોવો જોઇયે, પણ ક્ષત્રિયજાતિમાં તે પ્રધાનપદ ભોગવે અને તે ગુણ કેળવવાનો તેનો ખાસ ધંધો રહ્યો. પણ જે ક્ષત્રિયકુળમાં જન્મી પોતાનું પશુબળ નિર્બળ ઉપર વાપરે તે ક્ષત્રિય નહિ પણ અક્ષત્રિય, રાક્ષસ કહેવાય હિન્દમાંથી ક્ષત્રિયવટનો લગભગ લોપ થયો છે, તેને ફરી કેળવવી એ શાન્તિમય 'અસહકારનો હેતુ છે

## અસભ્યતા

' કરાંચીમાં જે પત્રિકા ના. ગવર્નરની મુલાકાતને વખતે છાપવામા આવી હતી તે મને મળી છે. તેમાં આ વાક્યો છેઃ 'રવિવારને રોજ ગવર્નર આવવાનો છે; તેના સરઘસમાં સામેલ થાઓ નહિ. પૂજ્ય ગૅન્ધીસનું ફરમાન છે કે હમણાંની સરકાર સાથે કોઇ પણ હિન્દવાસીએ સામેલ થવું નહિ. સોમવાર ને ૧૮મી તારીખને રોજ હડતાળ કરી સરકારને બતાવી આપો કે અમારે સ્વરાજ જોઇયે છે. બધો કામધંધો બંધ કરી પ્રાર્થના કરો કે આપણને એક વર્ષની અંદર સ્વરાજ જોઇયે છે.' અસહકારી અસભ્ય ન થાય દોહાને

જે માન આપણે હવે પછી પણ આપવા માગીયે છીયે ને માનના શબ્દો આપણે ન જ છોડીયે. આપણને મુંબઇના ગવર્નરની જાત સામે કે એના હોદ્દા સામે અસહકાર નથી. આપણો અસહકાર આખી રાજ્યનીતિની સાથે છે. જ્યારે અમુક સૂબો પોતાનો સૂબો જોવા આવે ત્યારે તેની સામે આપણને કંઈ ખાસ કહેવાનું ન હોય તોપણ આપણે હડતાળ પાળીયે એ નિરર્થક છે; તેને વિષે તોછડાપણે લખીયે તે અસભ્યતા છે. આપણે જલિયાંવાલા બાગની કતલ ચલાવનારને પણ તેને પૂરે નામે ઓળખીયે છીયે; 'જનરલ' ડાયર કહેતા શરમ નથી ગાયવા, પાનવાનું કારણ નથી. ભાષાની રૂઢ સભ્યતા છોડે તે અસહકારી પોતાના શાન્તિના નિયમનો ભંગ કરે છે.

## બતાવવું કોને ?

મહાસભાનો હુકમ દરેક પ્રસંગે હડતાળ પાડવાનો નથી છતા ઉપરના જાહેરનામામા આભાસ એવો અપાયો છે કે મહાસભાનો તેવો હુકમ છે. હડતાળ પાળી આપણે સરકારને શું બતાવવું હોય ? આપણે તો સ્વરાજ આપણી શક્તિ વડે મેળવવું છે. આપણે હડતાળો પાળીને શક્તિ મેળવી શકીયે તો જરૂર પાળીયે. આ પ્રસંગે તો જાહેરનામું જ સૂચવે છે કે આપણી હડતાળ સરકારને કંઈક બતાવવાની હતી સરકારને બતાવવાનું આપણને ઓછામા ઓછું છે. અથવા જે બતાવવાનું છે તે તો આપણુ સંગીન કાર્ય. તે શું છે એ મહાસભાએ સૂચવ્યું છે.

## મારી પ્રાર્થના

અન્ત્યજ પરિષદને સમયે મેં જે પ્રાર્થના કરી તે વિષે લખતાં એક સજ્જન લખે છે કે તેનું રહસ્ય તે નથી સમજી શકેલ. મારૂં ભાષણ બરોબર છપાયેલું છે કે નહિ તે હું નથી જાણતો. મારી પ્રાર્થના આ છે: મને મોક્ષ જ પ્રિય છે. મારો બધો પ્રયાસ આ જ જન્મારે મોક્ષ મેળવવાનો છે. હું અસહકારની ગંભીર ચળવળમાં પણ તે જ કારણે પડયો છું. છતાં જો હું મારો મનોરથ આ જન્મે ન સાધી શકું ને આપણે અસ્પૃશ્યતાના પાપમાંથી હજુયે મુક્ત ન થયા હોઇયે તો હું પ્રભુ પાસે બીજે જન્મ અન્ત્યજને ઘેર ઇચ્છું કે જેથી હું તેમનાં દુઃખોનો પૂરો અનુભવ લઉં ને તે ઓછાં કરવા બારે તપશ્ચર્યા કરૂં. હું માનું છું કે જે દયાધર્મ હું વૈષ્ણવ તરીકે શીખ્યો છું, જેનું પાન મેં તુલસીરામાયણમાંથી કર્યું છે તે મને એ જ પ્રાર્થના શીખવે છે. અન્ત્યજોની ઉપર હિન્દુ ધર્મને નામે થતો અત્યાચાર મને અસહ્ય છે, દરેક હિન્દુને તે અસહ્ય હોવો જોઇયે.

# ૧ ગાંધીજી ગુજરાતમાં

## જૂનો જીલ્લો

સાબરમતીથી તા. ૧૫મી ને શુક્રવારે નીકળ્યા. બોરસદ જવા માટે ખંભાત લાઇનમાં ઉં પડે એટલે આણંદ સ્ટેશને થોડો વખત મળ્યો. તે દરમિયાન આણંદમાં એક જાહેર ભા કરી. તેનો અનુભવ ગાંધીજીએ પોતે આપ્યો છે. ત્યાંથી બોરસદ થઇ અમે અથડાતા ાતા રાસ ગયા કારણ ગાડાને રસ્તે અમે મોટર લઈ ગયા હતા. રાસની આ ગાંધીજીની હેલી મુલાકાત ન હતી. ખેડા જીલ્લાની સત્યાગ્રહની લડતમાં આ રાસ ગામે બહુ આગળ ડતો ભાગ લીધો હતો. તે વખતે ગાંધીજી અનેક વાર ત્યાં ગયેલા. સત્યાગ્રહની લડત રી થયા પછી જ્યારે ગાંધીજીએ સૈન્યભરતીનું કામ ઉપાડયું ત્યારે રાસ ગામ તરફથી ડી આશા રાખીને તેઓ ત્યાં ફરી ગયેલા, પણ તે વખતે તેમને ત્યાંથી નિરાશ થઇ છા જવું પડેલું. આ પ્રસંગને ઉદ્દેશીને તેઓ બોલ્યા તે ટાંકવા જેવું છે :

## ખાનદાનીની તાકાત

"સરકારને તેની મુશ્કેલીને વખતે મદદ આપવાની મેં પ્રજાને એક વખત સલાહ ાપી હતી, સલ્તનતની નીચે આપણે હક્કો મેળવવા હોય તો આપણે આપણી ફરજ હેલી અદા કરવી જોઇયે એમ મેં કહ્યું હતું. અને તેથી ખેડા જીલ્લાની લડત પૂરી થઇ તરત લોકોને સૈન્યમાં ભરતી થવા સમજાવવા હું આવ્યો હતો. હું સિપાહીગીરી રવા તૈયાર થયો હતો. તે માટે મને અત્યારે જરાયે પશ્ચાત્તાપ થતો નથી. તેથી તો હું કોમને ાવેરો જ થયેલો જોઉં છું. સિપાહીગીરી કરવાના આપણા ઠરાવથી આપણે આપણી ખાનદાની ાતાવી. તે માટે મને દિલગીરી નથી થતી. દિલગીરી માત્ર એટલી જ થાય છે કે ખેડા જીલ્લાના હિમ્મતવાન અને દૃઢ પાટીદારો તથા ઠાકોરો પાસે હું જ્યારે ચાલ્યો ગયો ારે સિપાહી બનવા માટે થોડા જ તૈયાર હતા તેનું કારણ સરકાર તરફની તેમની તરાજી કે અણવિશ્વાસ ન હતું, પણ તમારી ઓછી હિમ્મત એ હતું. તમે મરવા તૈયાર હોતા. તમને કોઇને સારૂ કે સરકારને સારૂ મરવું નહોતું ગમતું. પરન્તુ અત્યારે તો યુગ બદલાયો હું અત્યારે સરકારની સામો થયો છું, એ સરકારની સિપાહીગીરી કરવામાં હું અધર્મ ાનું છું, તેના પ્રત્યે મને સંપૂર્ણ અવિશ્વાસ આવી ગયો છે. તે વખતે હું આ સરકારને ાક્ષસી નહોતો કહેતો, પણ આજે હું આ રાજ્યને રાક્ષસી રાજ્ય અથવા રાવણરાજ્ય હું છું. જે અનન્ય ભક્તિથી હું ખેડા જીલ્લામાં પેદલ ઘૂમી રહ્યો હતો અને મારી તાકાત રકાર માટે ખર્ચતો હતો તે જ મારી તાકાત—મારી ખાનદાનીમાં મેળવેલી તાકાત—હું ત્યારે એ સરકાર સામે વાપરી રહ્યો છું, કારણ જે સત્ય હોય તે કરવું તેનું જ નામ ત્યાગ્રહ છે."

## તાલીમની કરામત

રાસમા સભા પૂરી થયા બાદ તિલક સ્વરાજ ફાળા માટે ઉઘરાણું થયું તે લઈ અમે તરત બોરસદ પાછા વળ્યા. ગાંધીજી બોરસદમાં તે રાત ગાળશે એમ ધારી ત્યાંના લોકોએ પણ સભાઓ ગોઠવી હતી, પરન્તુ રાતે જ ગોધરા પહોંચવું એમ નક્કી કરેલું એટલે એક જ સભામાં બધું પતવી નાંખવાનું ઠર્યું. રાસ જતી વખતે બોરસદથી પસાર થયેલા તે વખતે રસ્તા ઉપર લોકોને ઉભવા કરવાની ઠીક વ્યવસ્થા જોવામાં આવી ન હતી. વળી સભામાં પણ બરાબર શાન્તિ અને વ્યવસ્થા ન હતી. ગાંધીજીએ તેને ઉદ્દેશીને કહ્યું:

"બોરસદમાં હું પહેલાં (ખેડા જીલ્લાની લડત વખતે) આવ્યો ત્યારે મને સફળતા નહોતી મળી, પણ હવે બોરસદમાં જાગૃતિ આવી છે. જાગૃતિની પહેલી નિશાની એ છે કે આપણામાં સભાઓ ચલાવવાની, સરઘસોની વ્યવસ્થા રાખવાની શક્તિ આવે. તેને સારુ તાલીમ જોઇયે. અગ્નિ અથવા પાણીના ધોધનો કાંઇ કરામત કર્યા વિના જેમ ઉપયોગ ન થાય તેમ તાલીમ વિનાની જાગૃતિ પણ નકામી છે. જાગૃતિની પ્રથમ શરત એ છે કે જ્યાં જે વખતે હોઇયે તે સ્થળ અને સમયનો ધર્મ આપણે સમજી લઇયે"

## હાલોલ પરિષદ્

રાત્રે બાર વાગે અમે ગોધરા પહોંચ્યા અને બીજે દિવસે હાલોલમાં તાલુકા. પરિષદ્ હતી તે. માટે સવારે હાલોલ જવા નીકળ્યા. ગાંધીજી આ પરિષદ્‌ના પ્રમુખ હતા હાલોલની વ્યવસ્થા બોરસદ અને રાસને મુકાબલે સારી ગણાય. સ્વાગત મંડળના પ્રમુખનું ભાષણ બહુ જ ટૂંકું હતું. દોઢ કે બે મિનિટ ચાલ્યું હશે. એ પણ સારું જ ગણાય, કારણ વાદયુગ ગયો છે એની એ નિશાનીરૂપ હતું. પરિષદ્‌ના પ્રમુખને ચાંદ આપવાનો શિરસ્તો છે, પરન્તુ ગાંધીજી જેવાને ચાંદ આપવા કરતાં ભિક્ષાની કોથળી આપવી એ ત્યાંના વ્યવસ્થાપકોએ દુરસ્ત ધાર્યું.

## ભેટમાં ભૂલ

કોથળી આપવાનો વિચાર તો સારો જ ગણાય, પણ કેવી કોથળી આપવી જોઈયે એ જોવામા વ્યવસ્થાપકો ચાતરી ગયા. ખાસી સુરતની સાટીનની એક કોથળી તૈયાર કરાવી હતી. તે ઉપર રેંટીયાનું ચિત્ર તથા સ્વરાજ એવા અક્ષરો કસબથી ભરેલા હતા. અંદરનું અસતર જ ખાદીનું હોવાનું કહેવામાં આવ્યું હતું પણ તેય મીલના સૂતરના વણાટનું નીકળ્યું ! તેના ઉપર ટીકા કરતાં ગાંધીજીએ જણાવ્યું

"મને તો ખાદીના શણગાર, ખાદીની જ ભેટ અને ખાદીના ચાંદ હોય પરન્તુ જે વસ્તુ મને આપવામાં આવી છે તે સ્વરાજની નિશાની નથી. આપણને આજે જ સ્વરાજ નથી મળતું તેનું કારણ આમાં જોઈ શકાય છે. પોતાને એક ખેડૂત તરીકે, એક વણકર તરીકે અને અત્યારે એક ભંગી તરીકે ઓળખાવતા માણસને તમે પ્રમુખ નીમ્યો છે, અને તેને આપી છે આવી કોથળી! તેમાં નથી કાગળીઆંનો ભાર, નથી ચાંદીનો ભાર કે નથી

સોનાનો ભાર. તમે તો મને ખાલી ડોયળી આપી છે. અને તેમાં વિશેષ ગુન્હો તો એ છે કે તેની તમામ વસ્તુ પરદેશી છે." સભામાંથી એક ભાઈએ તે સ્વદેશી છે એવો બચાવ કર્યો તેના જવાબમાં ગાંધીજીએ જણાવ્યું: "તેનો રંગ પરદેશી છે, તેનું સૂતર પરદેશી છે, રેશમનો ધાગો પરદેશી છે. પછી સ્વદેશી શું છે? હું સ્વદેશીનો નાયક હોવાનો દાવો કરું છું, એટલે તેની પરીક્ષા કરવાનો ગુણ મારામાં હોવો જોઈએ. મારી સ્વદેશીની વ્યાખ્યા તો એવી સુન્દર છે કે તેમાં આપણને કોઈ જ પછાડી ન શકે. હાલોલનું સ્વદેશી એટલે હાલોલમાં જ બનેલું. હિન્દુસ્તાનના બાકીના ભાગનું હાલોલને હરામ હોવું જોઈએ. આપણે સહુએ સ્વાશ્રયી બનવવાનું છે. સહુએ સર્વોપરી બનવાનો પ્રયત્ન કરવાનો છે. આપણે એકબીજા સાથે આ બાબતમાં વધારે ને વધારે જોશથી હરિફાઈ કરશું ત્યારે આપણને સ્વરાજ મળશે. એ જ સ્વરાજની ચાવી છે."

## મહેમાનગતમાં વિવેક

શહેરમાં કરેલા શણગાર વિષે બોલતાં તેમણે જણાવ્યું:

"આ શહેરના શણગાર મારાથી સહ્યા નથી જતા. શણગારમાં એક તસુ પણ પરદેશી કાપડ ન હોવું જોઈયે. તેને બદલે અહીં તો ઢેર ઢેર પરદેશી કાપડો લટકાવેલાં છે. બધી ધ્વજપતાકાઓ પરદેશી છે. તેના રંગ બધા પરદેશી છે. માટે આ શણગારને ચીંથરા સમાન સમજજો.' આપણે શણગાર તો મહેમાનને ખાતર કરીયે છીયે, તો પછી વિવેકની ખાતર, મારી મર્યાદાની ખાતર પણ મને જે ગમે તે તમારે કરવું જોઈતું હતું. દરેક વસ્તુ સમજીને વિચારપૂર્વક કરશું તો જ સ્વરાજ આગળ આવશે. અહીં સ્વયંસેવકો ફરતા દેખાય છે તેમણે જીનનાં અંગ્રેજી ઢબનાં કોટપાટલૂન પહેર્યાં છે. સ્વરાજના સ્વયંસેવકો પાસે જીન કેવું? તમે નવી ખાદીનું ખર્ચ ન કરી શકતા હો તો તમારા આ જીનને બદલે ખાદી આપવા હું તૈયાર છું. મારી પાસેથી ખાદી કેમ લેવાય એમ તમને લાગતું હોય તો હું તો તમને લંગોટ પહેરીને સ્વયંસેવા કરવાનું કહેવા તૈયાર છું. અંગ્રેજ જેવાં વસ્ત્રો પહેરીને જ સેવા થઈ શકે એવું નથી. લોકો ઉપર તમારે પ્રેમથી, સદ્વર્તનથી અસર પાડવાની છે. જો વિલાયતી પાટલૂનથી લોકો ઉપર અસર પાડવાની હોય તો તેનો ત્યાગ કરો. 'સ્વરાજ મેળવવા નીકળેલા હિન્દી તરીકેના 'આપણા મરતબા ખાતર પણ એ પોષાકનો ત્યાગ કરવો જોઈયે. હું તો સ્વયંસેવકોને દરરોજ બે કલાક રેંટીયો ચલાવવાની સલાહ આપું. તમારા કાંતેલા સૂતરનાં કપડાં વણાવીને તમે પહેરો ત્યારે જ તમે સાચા સ્વયંસેવક બનો."

## નિર્દોષતા કેળવો

સ્વદેશી સંબન્ધે વિશેષ બોલતાં તેઓએ જણાવ્યું હતું:

આપણી સ્વરાજની સેનામાં જેટલું કામ બાળકબાળકીઓ કરશે તેટલું પુરૂષો નથી કરી શકવાના. તેમનામાં ધતીંગ, પોખંડ, મદ ભરેલાં છે. તે જાય તો આજે જ સ્વરાજ છે. વયે મોટા હોવા છતાં આપણામાં નિર્દોષતા હોવી જોઈયે, મૌ. શૌકતઅલીના જેવી ...

માણસનું મન બાળક જેટલું સ્વચ્છ, કોમળ છે. તે કોઇનું બૂરૂ નથી ઈચ્છતા. તેમને ડર માત્ર ઈશ્વરનો, ખુદાનો છે. તેમની પાસેથી નિર્દોષતા શીખો. મેં નિર્દોષતા અભ્યાસથી કેળવી છે. મેં કાંકરે કાંકરે પાળ બાંધી છે. મારૂં સરોવર ટીપે ટીપે ભરાયલું છે, છતાં તે અધૂરૂં છે મૌ. શૌકતઅલીએ તો અનેક મોજશોખ ભોગવ્યા છતાં તેનામાં તાકાત છે કે તે અત્યારે શૂળીએ ચઢી શકે. ખાદી એ મારો તો ભોગવિલાસ છે. રેશમ મારે શરીરે અડકાવવું એ મારા શરીર ઉપર અત્યાચાર કરવા સમાન છે, જ્યારે મલમલ અને રેશમ શૌકતઅલીને તો બહુ પસંદ છે. છતાં તે જ્યારે ખાદી પહેરે ત્યારે ચમત્કાર સમજવો જોઈયે તેમણે ઇસ્લામ ખાતર ફકીરી ગ્રહણ કરી છે."

## ખેડૂત બાદશાહ

તાલુકા પરિષદ્‌માં સાત આઠ હજાર માણસ આવ્યાં હશે, પરન્તુ મોટો ખેડૂતવર્ગ તો બહાર જ રહ્યો હતો. તેમને માટે સાંજે ખાસ સભા રાખી હતી. ખેડૂતોને દારૂ, તાડી, ભાંગ, અફીણ વગેરે વ્યસનો છોડવાનો, અન્ત્યજોને અસ્પૃશ્ય નહિ માનવાનો, ચોરી, લૂંટ વગેરે છોડવાનો તથા સ્વદેશીનો સન્દેશો ગાંધીજીએ સંભળાવ્યો. તેમાંથી થોડું જ ઉતારવાનો લોભ રાખીશ:

"તમારે તો ખાતર લઇને ધાન ઉગાડવાનું રહ્યું. પછી તમે ભંગીઓનો કેમ તિરસ્કાર કરી શકો? આપણે સત્યયુગ દુનિયામાં લાવવો છે. તે કાંઈ આકાશમાંથી પડવાનો નથી. આપણે આપણાં સત્કર્મોથી તે મેળવવાનો છે. તે માટે બધાં ખરાબ વ્યસનો છોડવાં જોઇયે. દારૂ, તાડી, ગાંજો, અફીણ એવી વસ્તુનું સેવન કરીને જે માણસ ભાન ભૂલે તે ખેતર જેવી અમૂલ્ય વસ્તુ કેમ સંભાળી શકે? તમે તો જમીનનું રક્ષણ કરનારા છો, દુનિયાને અન્ન પૂરૂં પાડનારા છો. હમણાં હું સરકારને માટે લૂંટારા, રાક્ષસ એવાં વિશેષણ વાપરૂં છું, પણ તમે ખેડૂતો જ પ્રજાને લૂંટો તો તમને કેવા કહેવા? તમે તમારી ખાનદાની છોડી દો, વીરતા છોડી દો, સચ્ચાઈ છોડી દો અને જગતના તાત કહેવાતા તમે પ્રજાને પીડો એ તો દરીઆમાં આગના જેવું થયું. વકીલાત અપ્રિય થઇ પડવાથી પોતાને ખેડૂત, વણકર અને ભંગી ગણનાર મારા જેવાને પછી ક્યાં જવું? પણ મારો વિશ્વાસ છે કે તમે સારા છો, અને તેથી જ હું ખેડૂત બન્યો છું. ખેડૂતનો તકીઓ મોત છે. ખેડૂત મોતને માથા તળે રાખીને સૂનારો છે. એને કોણ ડરાવી શકનાર હતું? તમે તો બાદશાહ છો, અને બાદશાહ રહો એ જ મારી માગણી છે. જે બાદશાહ પ્રજાને લૂંટે છે તે પાપી છે. માટે તમે સદાચરણી થાઓ.

"આ આંધી ખેડૂતનો બીજા ખેડૂતોનો જઇને સન્દેશો દેજો કે તેણે ચોરી કરવા ના કહી છે, જુગાર રમવા ના કહી છે. તમારે તો અનાજ પકાવીને વાજબી દામે તે વેચવાનું છે. તમે ઓછે દામે ન આપો, પણ કંજુસ વાણીઆની પેઠે અનાજના ભાવ ખાવાનો પણ ખેડૂતનો ધર્મ નથી. એથી બચશો તો જ તમને બરકત દેખાશે.

"તમારે વેઠ કરવાની નથી. તમે તે ખેતરની વેઠ કરશો કે સરકારની અને લુચ્ચા અમલદારોની વેઠ કરશો ? કહેજો તેમને કે અમે વેઠીઆ નથી, અમે તો ખેડૂત છીએ.

"તમે નિર્વ્યસની થાઓ, સંયમી થાઓ. સવારે ઉઠીને પ્રભુનું નામ લઈ પછી કામે ચડવું. સાંજે હળ છોડયા પછી ગાળો ભાંડવી કે ગાળોનાં ગીત ગાવાં એ બરાબર નથી. રાતે ભજન ગાઓ, હરિકીર્તન કરો. અત્યારે વરસાદ નથી વરસતો, કારણ રાજા પાપી બન્યો છે, પ્રજા પાપી બની છે. ઇશ્વર આપણો સમૂળો નાશ નથી કરતો, કારણ તેને આપણી વધુ પરીક્ષા કરવી છે. માટે સદાચારી બનો, વ્યસનો છોડો, ભજનકીર્તન કરો, પછી જોશો કે માગ્યા મેહ વરસશે."

### શ્રી. વલ્લભભાઇ પટેલ

ગુજરાતની આખી મુસાફરીમાં શ્રી વલ્લભભાઈ ગાંધીજીની સાથે જ હતા. ગાંધીજીને દર્શન માટે લોકો બહુ હેરાન કરતા તે ઉપર ટીકા કરતાં તેમણે જણાવ્યું:

"આપણા હિન્દુસ્તાનના લોકોને બે વાતનો શોખ છે. બધા લોકો દર્શનના ભૂખ્યા છે અને કથા સાંભળવાના રસીઆ છે, પણ એટલાથી આપણો ઉદ્ધાર થવાનો નથી. કેવળ દર્શન એ તો ફાંફાં છે. ઇશ્વર એવો ભોળો નથી કે માત્ર દર્શનથી આપણો ઉદ્ધાર કરે. તે જ પ્રમાણે આપણે સાંભળીએ અને તે ત્યાં જ ખંખેરી નાંખીને જઇએ તોપણ કાંઈ વળવાનું નથી. આપણે કામ કરતા થઈ જવાનું છે. અત્યારે જે દશા પ્રજા ભોગવે છે તે પોતાનાં કર્મનું જ ફળ છે. માટે કર્તવ્ય કર્મ કરતા થઇ જાઓ. આ જમાનો કર્મનો છે અને કર્મ કરીને જ આપણે તેને બદલી શકીશું."

### કાલોલ અને અન્ત્યજો

દાહોદથી રવિવારે સવારે વેજલપુર થઇને કાલોલ ગયા. કાલોલમાં જાહેર સભામાં અન્ત્યજો ન આવે અને તેમની સભા એક બીજે સ્થળે અલગ ભરવી એવી ગોઠવણ કરી રાખી હતી. ગાંધીજીને તો આ વાત માથાનો ઘા થઇ પડી. વ્યવસ્થાપકોએ કહ્યું કે અન્ત્યજોની બાબતમાં આગ્રહ કરીશું તો મહાજન છેડાઈ પડશે અને આજે જ નહિ પણ પછીથી પણ અમે ગામમાં કંઈ કામ કરી શકીશું નહિ. ગાંધીજીએ મહાજન સાથે દલીલ કરી અને તેઓએ થોડીક આનાકાની કર્યા પછી તેમની વાત સ્વીકારી. ગામલોકની જાહેર સભામાં કેટલાક અન્ત્યજો આવ્યા અને પછી એકલા અન્ત્યજોની સભા પણ જે મંડપમાં જાહેર સભા હતી તેમાં જ રાખવાનું ઠરાવ્યું. પણ દૂરના રહેઠાણથી તેઓ આવે એટલો વખત ન હોવાથી તેમના વાસમાં જ જઈને ગાંધીજી તેમને મળી આવ્યા.

### ગોધરાના અન્ત્યજો

કાલોલથી સાંજે ગોધરા જવા નીકળ્યા. બીજે દિવસે ગાંધીજીનો મૌનવાર હતો, કાલોલથી નીકળ્યા ત્યારથી જ મૌન શરૂ થઇ ગયું. ગોધરામાં અમે અન્ત્યજ શાળા—અથવા વધારે ખરૂં કહીયે તો ભંગીની શાળામાં ઉતર્યા હતા. કારણ ભંગીનાં છોકરાં એ શાળામાં

આવે તેથી ઢેડનાં છોકરાં તેમાં નથી આવતાં ! ભંગીઓને આપણાથી અળગા રાખીને આપણે તેમની કેવી ખાનાખરાબી કરી છે તેનું અમને અહીં ભાન થયું. ગાંધીજીનું તો મૌન હતું એટલે વલ્લભભાઈ તથા હું ભંગી વિદ્યાર્થીઓ સાથે વાતે વળગ્યા. બીડી તો લગભગ દરેક છોકરો પીયે જ, પણ દારૂ જેણે ન ચાખ્યો હોય એવા પણ વીસ છોકરાના વર્ગમાંથી અમને બે જ મળ્યા. માસ તો બધા જ છોકરાઓને ખાવું પડે, અને તેય હલાલ કરેલું નહિ પણ મરદાલ. માંસ ખાવાની છોકરાઓ ના પાડે તો તેમને તેમનાં માબાપ મારે. બેએક છોકરાઓએ ભૂખ્યા રહેવાનો અખતરો ચલાવેલો, પણ રોજ ભૂખ્યાયે કેમ રહેવાય ? બીજું ખાવાનું તે પણ એઠવાડ. સાંઝે આ લોક માગવા નીકળે તે ભીખ માગીને રાતે દસ સાડાદસ વાગ્યે ઘેર આવે ત્યારે છોકરાઓને વાળુ કરવાનું મળે, અને ઘેર રહે તેટલી ઘડી દારૂ પીને પુરુષો અને કેટલીક સ્ત્રીઓ મહોલ્લામાં આવી હોય તેમની ગાળાગાળી સાંભળવાની. હિન્દુ સમાજના જ એક અગત્યના અંગની આ દશા છે. સમાજશરીરનો આ સડો આપણે કાઢીયે નહિ ત્યાં સુધી આપણી ઉન્નતિ કેમ થાય ?

સોમવારે સાંઝે મૌન છોડયા પછી ગાંધીજી ત્યાંનું રાષ્ટ્રીય વિનયમન્દિર જોવા ગયા અને ત્યાંથી ભંગીઓનો એક વાસ જોવા ગયા. વાસના મ્હોં આગળ જ, ગામમાંથી કચરાની ગાડીઓ એ લોકો ભરી લાવે તેના મોટા ઢગલા પડેલા. પાણીને માટે એક કૂવો—જેને કૂવાનું નામ પણ ન અપાય, કારણ તે કૂવો ન હતો પણ એક મોટો ખાડો જ ખોદેલો હતો—તેમાં ઉતરી વાડકે વાટકે અથવા પવાલે પવાલે પાણી ભરવાનું અને બીજે કે ત્રીજે ઉપરની માટીથી પૂરાઇ જાય એટલે ફરીથી ખોદવો પડે. અમને કહેવામાં આવ્યું કે આ વાસમાં તો આટલો પણ કૂવો છે, પણ બીજા વાસવાળા ભંગીઓને તો નદીએથી પાણી લાવવું પડે અથવા કોઇને પૈસા આપીને ઘડો બે ઘડા પાણી લેવું પડે ! ગોધરાની નદીમાં વળી પાણી ન મળે એટલે વીરડા ખોદીને તેમાંથી પાણી કાઢે. જે સમાજની તેઓ અનન્ય સેવા કરે છે તે સમાજ તેમને પોતાનું પાણી પણ ન વાપરવા દે પછી ચોક્ખા તે તેઓ શી રીતે રહી શકે ? આ બધું જોઇને ગાંધીજીનું હૃદય ચચળી રહ્યું હતું, એટલે ગોધરાના ભાષણમાં અન્ત્યજો સંબન્ધે જ તેઓ વધારે બોલ્યા. તેમણે ભાષણ શરૂ કરતાં જ જણાવ્યું:

### અશાસ્ત્ર શાસ્ત્ર

" આપણે આ સલ્તનતના, સામ્રાજ્યના, સરકારના ભંગી જેવા થઈ રહ્યા છીયે તેનું મુખ્ય કારણ એ જ છે કે આપણા વૈષ્ણવો, શૈવો, પોતાને ચુસ્ત સનાતની હિન્દુ કહેવડાવનારાઓ ભંગીઓ તરફ પશુની રીતે વર્તે છે, તેમના ઉપર સિતમ ગુજારે છે. ભંગીઓ આપણા સહોદર છે, સગા ભાઇઓ છે. તેમની આપણે સેવા લઇયે છીયે અને પેટપૂરતો પગાર પણ નથી આપતા એટલે તેમને એઠવાડમાંથી નિર્વાહ ચલાવવો પડે છે, સડેલું માંસ ખાવું પડે છે. સેવાનો વિચાર કરતાં મને લાગે છે કે વકીલ, ડાક્ટર કે કલેક્ટર ભંગી કરતાં સમાજની જરાયે વધારે સેવા કરતા નથી. તેમના કરતાં તો ભંગીની સેવા ક્યાંયે ચડી જાય. ભંગી પોતાની સેવા કરવી મુકી દે તો સમાજની શી દશા થાય ? આપણા ઉપર

દુઃખ આવી પડ્યું છે તે આપણે અન્ત્યજો તરફ કરેલા પાપનો બદલો છે. આપણા પાપનું દુઃખ મુસલમાનો પણ આપણી સાથે રહ્યા એટલે તેમને ભોગવવું પડે છે. ભંગીઓને અડવામાં કેટલાક હિન્દુઓ શાસ્ત્રનો બાધ લાવે છે. પણ હું કહું છું કે કોઈ શાસ્ત્ર ભંગીઓને અડવું એ પાપ છે એમ કહેતું હોય તો તે અશાસ્ત્ર છે. શાસ્ત્ર એવું હોઇ જ ન શકે કે જે અક્કલની બહાર હોય, જે સત્ય ન હોય. બાકી શાસ્ત્રના અર્થ તો ગમે તેવા થઇ શકે. આપણે શાસ્ત્રને નામે શું નથી કરતા? શાસ્ત્રને નામે બાવાઓ ભાંગ પીએ છે અને ગાંજો ફુંકે છે, શાસ્ત્રને નામે દેવીભક્તો માંસમદિરાનું સેવન કરે છે, શાસ્ત્રને નામે અનેક માણસો વ્યભિચાર કરે છે, શાસ્ત્રને નામે મદ્રાસ ઇલાકામાં કુમળી બાળાઓને વેશ્યાઓ બનાવવામાં આવે છે. આના કરતાં શાસ્ત્રનો બીજો શો અનર્થ હોઇ શકે? હું મને પોતાને ચુસ્ત વૈષ્ણવ માનું છું, હું વર્ણાશ્રમધર્મને માનનારો છું પણ હું કહું છું કે ભંગીને સ્પર્શ કરવામાં અભડાવું એ તો વર્ણાશ્રમધર્મની અતિશયતા છે, તેની ઉપર ચઢેલો મેલ છે.”

અપૂર્ણ ]

નરહરિ પરીખ

---

તા. ૫-૫-૧૯૨૧

# પારસીઓની આશા કેમ રાખું છું?

પારસીઓ જ્યારથી હિન્દુસ્તાનમાં વસ્યા છે ત્યારની જ તેઓએ પેલે હિન્દુઓ સાથે કરેલી શરતો પ્રામાણિકપૂર્વક પાળી છે.

જ્યારે મુંબઇમાં બધા મૂંગા હતા ત્યારે પારસીઓએ મુંબઇનું મ્હો ખોલ્યું.

પારસીઓએ ગુજરાતની સેવા કરી છે તે હમેશાં યાદ રહેશે.

ખબરદાર, મલબારી જેવા પારસીઓએ ગુજરાતી ભાષાની પણ સેવા કંઇ ઓછી કરી નથી.

પારસીઓએ કદી ધર્મના ઝગડા કર્યા જ નથી અને પોતાનો ધર્મ સ્વતન્ત્રપણે પાળી શક્યા છે તેથી તેમણે પૂર્ણ સન્તોષ માન્યો છે.

પારસી સખાવતને તો કોઇની સખાવત જગતમાં પહોંચતી જ નથી.

પારસીમાં સારું જોવાની ને ઝીલવાની શક્તિ ઓછી નથી.

પારસી જેટલી નાની છતાં તેટલી જ પ્રખ્યાતિ પામેલી બીજી એકે કોમ દુનિયામાં નથી. તે ઉપરથી હું અનુમાન કરું છું કે તેમનાં ધર્મશાસ્ત્રો ઉંચી કોટિનાં છે; તે સરળ છે, બચ્ચું પણ સમજી શકે તેવાં છે.

પણ જો પારસી કોમ પોતાની પ્રાચીન મહત્તાની મૂડી ઉપર નભવા ને ઝૂઝવા ઇચ્છે તો મોટી ભૂલ કરે.

જેમ બીજાઓ તેમજ પારસી અત્યારે પશ્ચિમના ઝેરી પવનમાં સપડાયા છે. તેમણે પ્રાચીન સાદગીનો ત્યાગ કરવો શરૂ કર્યો છે. તેમનામાં મોજશોખ વધતાં જાય છે. કોમની પાસે પુષ્કળ પૈસો હોવાથી કંઇક બેદરકારી આવી જણાય છે નાની કોમ જેમ નીતિને પગલે ચાલતાં તુરત ચડી શકે તેમ જ જો અનીતિનું પગલું ભરે તો તુરત પડે પણ. ને જો પડે તો તેનો નાશ થતા વાર ન જ લાગે.

મારા પિતાની પાસે એક પારસી ગૃહસ્થ આવતા. તેમનો સંબન્ધ ઘણો નિકટ હતો હું તેના ભેળા બાળક હતો. એદલજી શેઠને કેમ ભૂલું? જ્યારે મારા પિતાને મળવા આવે ત્યારે સાદાઈની જ વાત કરે. તેમની પોતાની સાદાઇનો પાર ન હતો. તેમને રાજકોટના માજી ઠાકોર સાથે પણ સંબન્ધ હતો; તેમને પણ નકામાં ખર્ચ સામે કે ડોળ સામે વાત કરતા એદલજી શેઠ અચકાય નહિ. જેવી તેમની સાદાઈ તેવી જ તેમની હિમ્મત હતી ને તેવી જ તેમની ખાનદાની હતી. ત્યારથી હું સમજતો આવ્યો છું કે પારસી કોમ ધારે તો ઘણું કરી શકે, ઘણું આપી શકે. મારો વિશ્વાસ છે કે પારસી કોમ આ ઝેરી પવનમાંથી બચી જશે; તેનું સાહસ, તેનો ધર્મ તેને બચાવશે. હિન્દુસ્તાનમાં હિન્દુસ્તાનના વતની તરીકે જેવી સેવા પહેલા કરી છે તેવી કરશે એમ મારો ભરોસો છે. ઇશ્વર તેમને વિવેક, સદ્‌બુદ્ધિ ને હિમ્મત બક્ષો. આ ધર્મયુદ્ધમાં પારસીનો ગમે તે ભાગ હો, તેમની ખાનદાની હિન્દુસ્તાનથી ભૂલાય તેમ નથી

---

## એક પારસી બહેનનું ઇનામ

જાપાનના ગજનગર યોકોહામાથી એક બહેન મહેરબાઈ બેસાનીઆએ અતિ પ્રેમાળ કાગળ લખ્યો છે તે કેટલોક વખત મારી સાથે જ પડી રહ્યો. આને સારૂ તે બહેનની હું માફી માગું છું. એ કાગળ કેટલીક મુદત પછી મેં વાંચ્યો. પછી છાપવો કે નહિ એ વિચારમા ને બીજા વ્યવસાયમા રહી હું નિશ્ચય ન કરી શક્યો.

ઇનામ કાઢવાથી સારાં રાષ્ટ્રીય ગીત મળી શકે કે નહિ એ વિચારવા જેવું મને લાગ્યું. છતાં છેવટે એ નિર્ણય ઉપર આવ્યો કે અતિ શુદ્ધ ભાવના વાળો એક બહેનનો કાગળ મારે ન છાપવો એ યોગ્ય નહિ. તે બહેને વિચારેલું ઇનામ જાહેર

ન કરવું એ પણ મને ઠીક ન લાગ્યું. તેથી તે કાગળ નીચે આપું છું. તેમાંનો કેટલોક ભાગ મને જ લગતો હતો તે કાઢી નાખ્યો છે. કેટલાક શબ્દો જ સુધાર્યા છે ને અંગ્રેજી ફકરાઓનો તરજુમો કર્યો છે. બાકીનો કાગળ જેવો ને તેવો જ આપું છું. દૂર બેઠેલી એક બહેન આટલો રસ આ ધર્મયુદ્ધમા લે છે એ હર્ષ પામવા યોગ્ય છે.

ઇનામની લાલચે તો નહિ પણ એક બહેને આટલે દૂરથી ઇચ્છા કરી છે એ ઇચ્છાને માન આપવા ખાતર કોઇને સરસ્વતી દેવી પ્રેરે ને ગુજરાતના કવિઓ પ્રયત્ન કરશે તો હું આભારી થઇશ. બધાં કાવ્યો છેવટે ૩૦મી જૂન સુધીમાં મળી જવાં જોઇયે. એક જ વિષયને લગતું ભારે કાવ્ય હશે તો બધું ઇનામ એક જ કવિને જશે. જો એકે કાવ્ય અમુક શ્રેણીનું નહિ હોય તો ઇનામ આપવામાં નહિ આવે. પરીક્ષકનું નામ હવે પછી જાહેર કરીશ.

### શ્રીમતી મહેરબાઇનો કાગળ

"આપનું 'નવજીવન' સાત સાગર ઓળંગવું મારે માટે પ્રેમ, શીખ, ધર્મ અને ફરજના સંદેસા ચાલુ લાવે છે, પણ મારે અફસોસ સાથ જોવું પડે છે કે 'જુવાંજીવન' ને આપણા હીંદી ભાઇઓ એવી સુસ્તતાથી ચાહે છે કે 'નવજીવન' પર આડી નજર કરતી એવી તેઓને મન 'જુવાંજીવન' ને બેવફા થવા બરાબર છે.

આપના 'નવજીવન' માં તમો દિવાળી વિષે વેપારી ભાઈઓને સુચના આપો છો તે અતરે કેટલી મોડી આવી તેનો ખ્યાલ કરૂં છું ત્યારે અફસોસ છુટે છે. અતરે હીંદી પડોશીએ ફુલપાન લાઇટ પાંચવડે ૫૦૦૦ થી ૬૦૦૦ યનનો ધુમાડો કરાડયો છે.,

અસહકાર હાંસ્યમળકનું પગલું ઓળંગી ગયું છે એ ખુસખબરથી ઘણીક ફીકરો ટળી ગઈ છે જ્યારે ઘણીક આંખ સામું તરી આવે છે. અને તેનો હું ગંભીરાઈથી વીચાર કરતી હતી તેટલાં સહકારીઓનો મેનીફેસ્ટો નજરે પડયો અને બાઇબલ સાંભરી આવ્યું.

મોઝીસ જ્યારે ઇસરાયલોને ઇજીપ્તની ગુલામગીરીમાંથી ખુદાઇ બસારતે છોડવવા મથે છે ત્યારે ગુલામગીરીમાં જમાનોભર દબાયલાં એ બીચારાઓ પણ ઇજીપ્સીઅન લશ્કરને પૂઠે આવતું જોઇને મોઝીસને એમજ કહે છે.

'અમે આ જંગલમાં મરી ફીટીયે તેના કરતાં તો ઇજીપ્તની સરકારની ગુલામી કરીયે એ વધારે સારૂં છે !!!'

ગુલામગીરીમાં મળતા શાંતી અને એસઆરામનો મોહ છોડી કાંટાં અને સ્કુલો વગરના જંગલી હીંદમાં ભટકવું એઓને કેમ ગમે ? એ પશ્ચીમની મોહીનીને વગ જીવોને મોઝીસના જેવો કીરતારપરનો વિશ્વાસ કયાંથીજ હોય ?

મોઝીસે કહેલું:

'જીહોવા (ઇશ્વર) તમારે ખાતર ઝૂઝશે. તમે શાંત રહેજો.'

કીરતારની સાહ્ય વગર આપણા ગમે એવાં બળવાન બળ અને ઈછા છતાં મહાન કાર્યો કદી થયાં નથી તો પછી સત્યતા અને ઇનસાફની આ લડતનું પોલીતીક સ્વરૂપને ધર્મનાં સ્વરૂપમાં ફેરવી નાખવાને હરકત શું છે ?

ખુદા અને ધર્મના નામ પર મરવાવાળી હિંદની પ્રજાને આ પશ્ચિમનો નવો વાયુ કંઈ ધ્યાનમાં આવવાનો છે ? વળી આપણો સાંભળીને ઘર ગયા પછી પોલીતીક્સની ઉતકંથા કેટલીકવાર ટકી રહેસે ?

ધર્મ અને દેશ ભક્તીના ગાયનો એઓની જીંદગીમાં આનંદ અને મીઠાસ લાવી શકે એમ ધારી અને નવજીવનમાં પણ તમોએ અનેકવાર મેળાવડાઓમાં થતી ગડબડ લોકપ્રીય ગાયનોથી અટકાવી શકાય એવી સુચના કીધી હતી તે ધ્યાનમાં લઇ આ સાથ ૨૨૫) રૂ. ની હુંડી બીડું છું. નીચલી સરતોએ દર રૂ. ૭૫) નાં ત્રણ ઇનામ આપવાનું 'નવજીવન'માં પ્રગત કરવાને જો તમે એકમત થસો તો હું ખુસી થઇસ. પણ જો એ રકમ બીજાં વધારે ઉપ્યોગી કામ માટે આપ વાપરી શકો એમ હોય તો મારા જીવને વધારે ખુસાલી થશે.

**ગીત ૧લું**—ખુદાની સ્તુતી. બનતાં સુધી દરેક ધર્મનાં ખુદાનાં નામો આમેજ કરવાં;

બાઈબલ, અવસ્તા, ગીતા અને કુરાનની સાહદતોથી ખુદા સદા ઇન્સાફ અને સત્યતાની પક્ષમાં લડનારને સાહ્ય થાય છે તે બતાવવું;

ધર્મને આધારે આ હીંદના કતોકતીના વખતમાં હીંદપૂત્રને અપીલ;

ખુદાની લહેરમાં જાનનીસાર કરવા તઈઆર થયલી પ્રજાની સમવાનને સાહતા માટે અપીલ;

એ બાબદો આપવી જોઇએ.

**ગીત ૨જું**—લોકમાન્યની જીંદગી પરથી મળતો બોધ, અને હિંદપ્રજા હાલ એ મરહૂમ રૂસીનેજ પગલે ચાલવા જાનસદકે કરવા બી તઇઆર થમે એવો હીંદી પ્રજા તરફથી લોકમાન્યને સંદેશો;

**ગીત ૩જું**—સહકારીઓની અરજુના સાથ સરખામણી અને અરજુનાને સંબોધીને કીશ્ણએ કહેલા શબ્દોમાં સહકારીઓને અપીલ:

'તારા હ્રદયનું દૌર્બલ્ય
છોડીને હે પરંતપ ! ઇ.'

મારો અશુદ્ધ અને કંગાલ ગુજરાતી માટે તમારૂં દયાળું જીગર કદા નહી મગર મોટાં મનથીજ જોશે એવી આસા છે. હીંદી **બની અંગ્રેજી લખવા કરતાં જેવું તેવું પણ ગુજરાતીજ લખેલ આપને પ્રીય થઇ પડસે એવી આસાથી લખ્યું છે.**

તા. ૫-૫-૧૯૨૧

અને છેલ્લે હજારો માઇલ દૂરથી પણ મારા હજારો નમસ્કાર. અલ્લાહો અકબર! બન્દેમાતરમ! હિન્દુ મુસલમાન પારસીની જય! તમારી સત્યતા અને ઇનસાફની લડતનો જય! ખુદા હાફિઝ'

મહેરબાઈ ફ્. લેસાનીઆ

---

# નવસારીના પારસીઓ આગળ

બહેનો અને ભાઇઓ,

નવસારીમાં આ મારી પહેલી મુલાકાત નથી. સને ૧૯૧૫ની સાલમાં હું ઘૂમતો હતો ત્યારે એક દિવસ અહીં આવી ગયેલો. પરન્તુ તે સમય જુદો હતો અને આજનો સમય જુદો છે. બન્નેમા બહુ મોટો ભેદ છે. આજે તો નવો યુગ વર્તી રહ્યો છે. એ યુગની પ્રવૃત્તિનું કેવું પરિણામ આવશે તથા જગતની અંદર આપણી કેવી કસોટી થશે તે તો ઇશ્વર જાણે. આપણે ધારીએ ગમે તે, પણ તે પાર પાડવું કે નહિ એ ઇશ્વરના હાથની બાજી છે. તેથી જ કહેવાય છે કે માણસ ધારે ગમે તેટલું પણ કરનારો તો ઇશ્વર છે.

### ધર્મરાજ્ય કે અધર્મરાજ્ય

મારા જેવો માણસ પ્રજામાં દેખાતા જુસ્સાથી, પ્રજાની પ્રતિજ્ઞાઓથી ભોળવાઈ જઈ વિશ્વાસ રાખે, કે એક વર્ષની અંદર ધર્મરાજ્ય સ્થાપશો, સ્વરાજ્ય સ્થપાશે; પણ કોને ખબર છે કે આપણે જે સ્થાપીશું તે ધર્મરાજ્ય હશે કે અધર્મરાજ્ય હશે? આપણું સ્વરાજ્ય તે રાક્ષસી રાજ્ય હશે કે રામરાજ્ય હશે તે અત્યારે કોને ખબર છે? પરન્તુ મારો આત્મા તો સાક્ષી પૂરે છે કે આપણી ગતિ ધર્મ તરફ છે. હિસાબ કાઢતાં એવો જવાબ આવે છે કે છેલ્લા પાંચ અથવા છ મહિનામાં જે વેગથી આપણે કામ કર્યું છે તે જ વેગથી કામ કરીશું તો બાકીના છ મહિનામાં જરૂર ધર્મરાજ્ય સ્થાપી શકીશું.

### મહારાજા ગાયકવાડની હદમાં

મને ભાન છે કે અત્યારે હું બ્રિટિશ હદમાં નથી. હું મહારાજા ગાયકવાડની હદમાં બેઠો રહીને બોલું છું. પણ હું જે ટીકાઓ કરવાનો છું તે સામાન્ય છે. મારું કાર્ય બ્રિટિશ અને દેશી બન્ને રાજ્યને સારુ સરખું છે. બન્ને જગાએ ધાર્મિક ભાવના દાખલ કરવી, બન્ને જગાએથી મેલ હોય તે કાઢી નાંખવો એ તો ઈષ્ટ જ છે.

પરન્તુ બ્રિટિશ હદમાં મારે જે કેટલીક ટીકાઓ કરવી પડે છે, કેટલાંક કાર્યો કરવાની સલાહ આપવી પડે છે તે હું જાણું છું કે અહીં પ્રસ્તુત ન હોય. એટલે મારે જે સામાન્યપણે કહેવાનું છે તે જ કહીશ

## પારસીઓનું ધામ

નવસારી આવવાનો મારો હેતુ ખાસ કરીને તો પારસીઓના આ મથકમાં આવીને પારસી બહેનો અને ભાઇઓનાં દર્શન કરૂં અને તેમને બે શબ્દ કહું એ છે. નવસારી પારસીઓનું મોટું મથક છે. મુંબઈ પારસીઓનું મથક છે. પણ મુંબઈ એકલા પારસીઓનું નહિ કહેવાય. મુંબઈ તો અંગ્રેજીમાં જેને 'કૉસ્મૉપોલિટન' કહે છે એવું શહેર છે. મુંબઇ જગન્નાથપુરી જેવું છે, જોકે જગન્નાથપુરી તો તે પવિત્ર હોય તો જ તેને કહી શકાય; અને હું મુંબઈને પવિત્ર માનવા તૈયાર નથી. પારસીઓનું ખરૂં ધામ નવસારી જ છે.

## પારસીઓ પ્રત્યે મારૂં ઋણ

મહુર્મ દાદાભાઈ નવરોજીની આ જન્મભૂમિ છે. હું તેમના ઘરમાં જઇ આવ્યો. મારે માટે તો એ જાત્રાનું સ્થાન છે. પણ તેમના ઉપરાંત મારો સંબન્ધ પારસી બહેનો અને ભાઇઓ સાથે કેટલો નિકટ છે તે મેં મારા પારસી પ્રત્યેના જાહેર પત્રમાં થોડું જણાવ્યું છે. તેમાંયે મેં મારાં બધાં સુન્દર સ્મરણો નથી આપ્યાં. તેને માટે તેમાં જગા ન હતી. તેમનાં સ્મરણો એવાં સુન્દર છે અને તેમની સાથેનો મારો સંબન્ધ એવો નિકટ છે કે હું તેમના ઋણ નીચે—કરજ નીચે છું. મેં એ મારૂં કરજ ભરવા એ કાગળ લખ્યો હતો. જે પ્રેમ પારસીઓએ મારા ઉપર હિન્દુસ્તાનમાં, વિલાયતમાં, દક્ષિણ આફ્રિકામાં, ઝાંઝીબારમાં, એડનમાં બતાવેલો છે એ હું વિસરી શકું એમ નથી. મારા પોતા વિષે હું એટલું તો ખાતરીથી કહું છું કે હું નગુણો નથી. મારા ઉપર કરેલા ઉપકારની હું કિંમત આંકી શકું છું, અને તેથી જ આ જંગી પ્રવૃત્તિ ચાલી રહી છે તેમાં પારસીઓ અલગ રહે તો અથવા તટસ્થ રહે તોપણ મને દુઃખ થાય.

મને પારસીઓને વિષે પ્રેમ છે, તેમની શક્તિને વિષે માન છે, તેમની બુદ્ધિનો મને અનુભવ છે, તેમની કાર્યદક્ષતાનું મને જ્ઞાન છે. તે ઉપરથી હું માનું છું કે આ પ્રવૃત્તિથી તેઓ મુક્ત ન રહી શકે. પારસીઓ આ પ્રવૃત્તિથી અલગ રહે અથવા અસહકારી ન થાય તો મને જરૂર દુઃખ થાય.

## પારસીઓનાં સાહસ અને ઉદારતા

પારસીઓમાં વણિકવૃત્તિ છે. આખી દુનિયાના વ્યાપારીઓમાં કોઇથી, વ્યાપારની હરિફાઇમાં તેઓ ઉતરે એમ નથી. પારસી કોમ ભારે સાહસી છે. એંશી હજાર અથવા લાખ માણસની તમારી કોમની કીર્તિ આખા જગતમાં તમારા સાહસથી ફેલાયલી છે. તમે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તમારી બુદ્ધિ અને શક્તિનો ચમત્કાર તમે દાખવ્યો છે. ઉદારતામાં પારસી કોમનો કોઈ મુકાબલો કરી શકે એમ નથી. પારસી કોમે જેટલું ધન જગતના ભલા ખાતર આપ્યું છે તેટલું બીજા કોઇએ નથી આપ્યું. એન્ડ્રુઝે આખા જગતની કોમોના સખાવતના આંકડા કાઢી બતાવી આપ્યું છે કે વસ્તીના પ્રમાણમાં પારસીઓની સખાવત

રાહથી વધે એમ છે. હિન્દુ કોમે બહુ આપ્યું છે, પણ હિન્દુ કોમ તો મહાસાગર છે અને તેમની સખાવત એ મહાસાગરમાં બિન્દુ સમાન ગણાય. મુસલમાનોએ પણ સખાવતો કરેલી છે, ખ્રિસ્તીઓની સખાવતો પણ પ્રસિદ્ધ છે; છતાં કાંઇ પણ સરખામણી યહુદીઓની સખાવત સાથે જ થઈ શકે એમ છે, અને તેમાં પારસીઓ ચઢે છે. વળી પારસીઓની સખાવતો સહુને માટે છે. એવી કોમ જો પોતાની શક્તિનો સદુપયોગ કરે તો દુનિયાનું ભલું જ કરી શકે.

## હિન્દ સાથેનું સગપણ

પણ હિન્દુસ્તાન સાથે તો તેમનો ખાસ સંબન્ધ છે. હિન્દુસ્તાને પારસીઓને કટોકટીને વખતે સંઘર્યા છે. તેથી હિન્દે કાંઇ ખોયું નથી. તેમને સ્થાન આપીને હિન્દુ કોમે અને હિન્દુસ્તાને લાભ જ ઉઠાવ્યો છે પારસીઓએ પણ લાભ ઉઠાવ્યો છે. હિન્દુસ્તાનમાં હિન્દી કહેવડાવીને તેઓ અભિમાન લઇ શકે છે. પારસીઓએ અહીં આવીને લીધું છે અને દીધું છે. મેં તેમની તરફથી મોટી આશાઓ રાખી છે. તેઓ આ નવા યુગની પ્રવૃત્તિમાં તેમની ઉદારતાથી થોડો ફાળો નહિ આપે એવી મારી ખાતરી છે. હું તેમની પાસેથી માત્ર પૈસાની અથવા બુદ્ધિની મદદનો ફાળો નથી માગતો. તે ફાળો તો તેઓ આપશે જ, પણ હું તો તેમની ખરા દિલની લાગણીનો ફાળો માગું છું, ધાર્મિક લાગણીનો ફાળો માગું છું. તમે જે પયગમ્બરને માનો છો તેના ફરમાનને યાદ કરો. મેં તમારાં ધર્મપુસ્તકો ગુજરાતીમાં તથા અંગ્રેજીમાં મળી શકે એટલાં વાંચ્યાં છે. હું વેદ કે ઉપનિષદ્ વાંચતો હોઉં અથવા ગીતાજી વાંચતો હોઉં એમ મને લાગેલું છે. કેટલાક પારસી લોકોએ જરથોસ્તનાં કથનોની ઉપનિષદ્ સાથે સરખામણી કરેલી છે. જરથોસ્તનાં ફરમાનોમાં અને બીજા ધર્મનાં ફરમાનોમાં ઘણું સરખાપણું છે તેથી મારી ખાતરી છે કે પારસીઓ ધાર્મિક ફાળો દેશે.

## બુદ્ધિવાદથી જગત નહિ ચાલે

જગત કાંઈ બુદ્ધિથી ચાલતું નથી, હૃદયથી ચાલે છે. આ જગતમાં બુદ્ધિ રાજ્ય નહિ કરે પણ આત્મા રાજ્ય કરશે. આત્મા રાજ્ય કરશે એટલે સદાચાર રાજ્ય કરશે. અત્યારે સદાચાર નથી એમ હું નથી કહેવા માગતો, પણ અહીં હું સદાચાર ખાસ અર્થમાં વાપરું છું. સદાચાર એટલે ધર્માચાર.

## પૂર્વ અને પશ્ચિમનો મુકાબલો

ઇરાન પૂર્વનો મુલક છે. અત્યારે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે મુકાબલો ચાલી રહ્યો છે. પશ્ચિમમાંથી આપણા ઉપર ભારે વંટોળીઆનો ધસારો આવ્યો છે. આપણે કાં તો તેમાં ઘસડાઇએ કાં તો દૃઢતાથી સામે થઈ આપણે તેને પાછો વાળીએ. એ વંટોળીઆનું નામ છે જડવાદ, અથવા પૈસાને પરમેશ્વર માનવાનો વાદ. આપણે એની સામે નહિ થઇએ અને નકલ કરવામાં ફસાઈશું તો જડવાદી બનીશું. પૈસાને પરમેશ્વર માનીશું તો નાશ પામીશું.

## પારસીઓને ચેતવણી

તમારી આટલી સ્તુતિ કર્યાં પછી મને લાગે છે કે તમને ચેતવણીના બે બોલ કહેવાની મારી ફરજ છે. તમારી કોમ અંગ્રેજી ભણતરથી છેતરાઈને કદાચ પશ્ચિમના વાયુમાં ઘસડાઈ જાય તો તે અસંભવિત નથી. પારસીઓની માદરી જબાન ગુજરાતી છે. તેમની વસ્તી મુખ્યત્વે ગુજરાતમાં છે એટલે તેઓ ગુજરાતી જ છે. છતાં એક પારસી બહેને મને થોડા દિવસ ઉપર લખ્યું છે કે અમારા પારસી ભાઈઓ પોતાને અંગ્રેજી નથી આવડતું એમ કહેવામાં મોટાઈ માને છે. ગુજરાતી હું ભૂલી ગયો છું એમ કહેવામાં મોટાઇ માને છે એટલું જ નહિ પણ અંગ્રેજી ઢબો વગેરે માટે તેઓ ખાસ ચોકસાઈ રાખવામાં ઘણો કાળ ગુમાવે છે. કેટલીક પારસી બહેનો મને આ કામમાં બહુ મદદ કરે છે. તેમને હુ ગુજરાતીમાં લખવાનું કહું છુ ત્યારે તેઓ મારાથી શરમાય છે અને કહે છે કે અમે ગુજરાતીમાં નથી લખી શકતી. આ કોમની દીન દશા સૂચવે છે

## અંગ્રેજી ભાષા

અંગ્રેજી ભાષા આજકાલનો વાયુ છે મારો તેના પ્રત્યે તિરસ્કાર નથી. પણ એ ભાષા શીખવી એ જુદી વસ્તુ છે અને તેને માદરી જબાન બનાવવી એ જુદી વસ્તુ છે રાજકારણી ભાષા અથવા વ્યાપારની ભાષા ઉપરાંત અંગ્રેજીનું બીજું સ્થાન નથી. પણ પારસીઓ જો તેને પોતાની માદરી જબાન કરે તો તેમનું અને હિન્દુસ્તાનનું દુર્ભાગ્ય છે. જો તમે તેને વળગશો તો પશ્ચિમના ગુલામ થઈને જ રહેશો, તમારા પ્રાચીન પયગમ્બરનું ચમત્કારી શિક્ષણ ભૂલશો

## યુરોપ જીસસને ભૂલ્યું છે

યુરોપની પ્રજાઓ ખ્રિસ્તી કહેવાય છે, પણ ખ્રિસ્તનું ફરમાન તેઓ ભૂલ્યા છે ભલે તેઓ બાઇબલ વાંચે, ભલે હિબ્રુનો અભ્યાસ કરે, પણ તેનાં ફરમાનો પ્રમાણે તેઓ આચરણ કરતા નથી. પશ્ચિમનો વાયુ જીસસનાં ફરમાનોનો વિરોધી છે તેઓ જીસસને પણ ભૂલ્યા છે

## પારસીઓને સન્દેશો

પારસી ભાઇઓને આ મારો સન્દેશો છે. અહીં ઘણા પારસીઓ ન આવ્યા હોય તો જે આવ્યા છે તેમને મારી વિનન્તિ છે કે આવની કાલે મારો આ સન્દેશો તેઓ ઘેરઘેર પહોંચાડે: તમે થોડા જેટલા છો તેથી તમારે હાસ પામવાનું કારણ નથી. સંખ્યા મહત્ત્વની વસ્તુ નથી. ગુણ સંખ્યામાં નથી, પણ માણસાઇમાં છે, બહાદુરીમાં છે, હિમ્મતમાં છે. પચાસ હજાર ખોટા સીક્કા હશે તો તેની કાંઇ કિંમત નથી. પણ એક ખરા સીક્કાની કિંમત ગમે તેટલા ખોટા સીક્કાથી વધારે છે. માટે જો પારસીઓ ખરા સીક્કા હોય તો તેઓ દુનિયાને પોતાનો હિસા[illegible] તેઓ ખરા સીક્કા નીવડશો.

તમે પશ્ચિમના પવનમાં ઘસડાશો, મોજશોખના ભીખારી બનશો, એશઆરામમાં મશગુલ થશો, પૈસાના પૂજારી બનશો તો ખુદાઇને ભૂલશો; અને જો જરથોસ્તના ઉપદેશને ભૂલશો તો જે વસ્તુ માટે તમે પંકાયા છો તે ખોશો, મણિને ખોઈને કાંકરો લઇ બેસશો.”

પારસીઓમાં ઘણા અબજપતિઓ થઇ ગયા છે. તેઓ આટઆટલું કમાયા છતા સાદાઇને તેમણે નહોતી છોડી, તેમણે તેમના હ્રદય સાફ રાખ્યાં હતાં, તેઓ ખુદાને નહોતા ભૂલ્યા. પરન્તુ આધુનિક જમાનાનાં પારસી બહેનો અને ભાઇઓને વિષે મને કાંઇક શંકા થાય છે. મને ભય રહે છે કે રખેને તેઓ યૂરોપની મોહિનીમાં લુબ્ધ થઈ પ્રાચીન વારસો ખોઇ બેસે.

## શરાબખાનાં તોડો

મેં તમને બહુ કહ્યું. અત્યારે તમે આખા અસહકારમાં દાખલ ન થાઓ તો કંઈ નહિ, પણ એક વસ્તુમાં હું તમારી ખાસ મદદ માગું છું. શરાબખાનામાંથી પૈસા કમાવાનો વિચાર તમે છોડી દો તો તમારો મોટો ઉપકાર થશે. એકલા પારસીઓ જ શરાબખાનાં ચલાવે છે એમ નથી. હિન્દુ પણ ચલાવે છે, અનાવલા બ્રાહ્મણો પણ ચલાવે છે, મુસલમાનો પણ તેમાં પડેલા છે. પંજાબમા બહાદુર ગુરુ ગોવિન્દસિંહના અનુયાયી શીખ લોકોના હાથમાં પણ દારૂનાં કારખાનાં છે. તે સહુને હું વીનવી રહ્યો છું. પણ પારસી કોમ નાની હોઇ તેમને માટે આ કામ કરવું સહેલું છે. હિન્દુસ્તાનમા દરેક ઠેકાણે પારસી ભાઇઓના હાથમાં શરાબખાનાં છે. સ્વરાજનું પહેલું કામ એ છે કે દેશમા શરાબખાનાં ન હોય, દારૂ ગાળવાનાં મોટાં કારખાનાં ન હોય કોઇ કોઈ જગ્યાએ દવાને માટે દારૂનાં નાનાં કારખાનાં ભલે હોય. પણ તે અફીણ કે સોમલની જેમ રહે. સોમલની દુકાનો ઠેકઠેકાણે નથી હોતી. તે મેળવવું અઘરું છે છતાં કેમિસ્ટની દુકાને તે મળી શકે છે. તેમ દારૂ પણ મળવો અઘરો હોવો જોઇએ.

## પારસી બહેનો અને સ્વદેશી

હું સ્વદેશીની જંગી ચળવળમા પારસીઓની મદદ માગુ છુ. તમે જાણીને રાજી થશો કે એક પારસી બહેને શુદ્ધ સ્વદેશી ચાળીસ સાડીઓનો ઑર્ડર આપ્યો છે. મદ્રાસમાં હાથના કાતેલા સૂતરની ઝીણી સાડીઓ વણાઇ શકે છે. પારસી બહેનોને થોડો શોખ પણ જોઇયે તો તેમને જોઇતી ઝીણી સાડીઓ એકપખવાડામાં બની શકે છે.

કેટલીક પારસી બહેનોએ સ્વદેશી ધારણ કર્યું છે. પરન્તુ હું તો લોભી રહ્યો, કંજુસ રહ્યો. એટલે એ નાની આખી કોમમાં ઉજ્જ્વળતા જોવામા ન આવે ત્યાં સુધી મને આનન્દ ન થાય. તમે રેશમી વસ્ત્રમાં શોભા માનો છો, પણ તમે પોતાને અને હિન્દુસ્તાનને ખરેખર તો ખાદી પહેરીને જ શોભાવી શકશો. ઘણા હિન્દુઓ હજી ખાદી નથી પહેરતા. મુસલમાનો નથી પહેરતા. પણ બીજાનો દાખલો તમે ન લેજો. બીજા બૂરા થાય તેથી આપણે બૂરા થવાની જરૂર નથી. તમારી કોમ કરોડો હિંદુમુસલમાનને દાખલો આપી

શકે છે. જ્યારે સુરતના એક હાથવણાટના કારખાનામાં હું ગયો ત્યારે મને આનન્દ થયો ક એક પારસી ભાઈ સ્વદેશીમાં કાંઇક મદદ આપી રહ્યા છે. પણ હું તેટલાથી રાજી થાઉં એમ નથી તમે તમારા દરેક ઘરમાં રેંટીયાને સ્થાન આપો. તમે પારસી બહેનો ઘણું બારીક કાંતી શકો એમ છો. તમે તમારી સ્ત્રીઓ માટે બારીક ઊન કાંતો છો. એ તમારી શક્તિ હિન્દુસ્તાનને અર્પણ કરો

---

# ૧ ગાંધીજી ગુજરાતમાં

[ પૃ ૧૦૩૩થી ચાલુ ]

### ઝીણા ઝીણા અવિવેક

ગોધરાથી રાતે પંજાબ મેલમાં નીકળી મંગળવારે સવારે સુરત પહોંચ્યા. ખેડા અને પંચમહાલ જીલ્લાને મુકાબલે સુરતની વ્યવસ્થા બહુ ભારે ગણાય. સ્વયંસેવકોની તાલીમ સારી હતી. શણગારમાં જોકે શુદ્ધ સ્વદેશીના શણગાર તો ન જ હતા છતાં ગાંડાઈ નહોતી દેખાતી. અહીં મને કાલોલના શણગારની એક મૂર્ખાઇ યાદ આવે છે. કાલોલમાં લોકોએ જુદી જુદી વસ્તુઓનાં તોરણ બાંધેલાં. તેમાં એક જણે સીઝરની સીગારેટની ડબીઓનું જ તોરણું કરેલું! અને મૂર્ખાઈની હદ તો ત્યાં વળી કે કાલોલના કોઈ કવિએ દુર્વ્યસનોની અટકાયત સંબન્ધે કંઇ. કાવ્યસંગ્રહ છપાવેલો તેની જાહેરખબર બરાબર આ તોરણ નીચે! જેને માન આપવા સારૂ આપણે આટલા ઉલટભેર ઉછળીયે છીયે તેને શું ગમશે શું નહિ તેનો પણ વિચાર કરવા આપણે રોકાતા નથી! સુરતની પણ આટલી સુન્દર વ્યવસ્થા હોવા છતાં તેમાં એક શરતચૂક તો અમારૂં ધ્યાન ખેંચી જ રહી હતી. સ્થળે સ્થળે ગાંધીજીને માન આપવાની ગોઠવણો હતી, તેમાં કેટલીક જગાએ વિલાયતી વાજાં પણ રાખેલાં હતાં. અને તેમાંનાં ઘણાંખરાં 'ગૉડ સેવ ધ કિંગ' જ વગાડી રહ્યાં હતાં! છેક ઝીણી ઝીણી બાબતોમાં પણ કેટલું પરદેશી તત્ત્વ આપણામાં ઘુસી ગયું છે તેનો આ પુરાવો છે અને તે કાઢવા સારૂ આપણે કેટલા જાગતા રહેવાની જરૂર છે તેનો એ ખ્યાલ આપે છે.

### સુરત મ્યુનિસિપાલિટીનું માનપત્ર

સુરતમાં ઉતર્યા કે તરત મ્યુનિસિપાલિટી તરફના માનપત્રના મેળાવડામાં મ્યુનિસિપલ હૉલમાં જવાનું હતું. ગાંધીજીને આપવાનું માનપત્ર સુન્દર ત્રાંબાના પતરા ઉપર કોતરેલું અને ધારદાર બેઠકમાં ગોઠવેલું હતું. પતરાની એક બાજુએ રેંટીયાનું ચિત્ર હતું અને બીજી બાજુએ બુદ્ધ ભગવાનનું ચિત્ર હતું. શરૂઆત 'અક્રોધેન જિને ક્રોધમ્' વાળા પ્રખ્યાત શ્લોકથી કરવામાં આવી હતી. માનપત્રનો જવાબ વાળતાં ગાંધીજીએ જણાવ્યું:

"મારે કહેવું જોઈએ કે જેમ પૌષ્ટિક પદાર્થ દરેક માણસ ખાઈ કે હજમ નથી કરી શકતો તેમ જ મારે માટે વાપરેલાં પૌષ્ટિક વિશેષણો હું હજમ કરી શકું કે નહિ તેની મને ખબર નથી પડતી. કોઇક દિવસ તેને માટે લાયક થાઉં ખરો. મારો એ દિશામાં પ્રયત્ન છે. હું પ્રયત્ન કરી રહ્યો છું કે ક્રોધને અક્રોધથી જીતું, અસત્યને સત્યથી જીતું અને એમ કરતો કરતો મરી જાઉં. પણ અત્યારે તો તમે વાપર્યાં છે તે વિશેષણોનો મારે માટે ઉપયોગ ન થઇ શકે. આ વિશેષણો સાંભળીને હું બેદરકાર બનું કે ઉદ્ધત થાઉં અને એમ માની લઉં કે પ્રજાએ મને એવો કહ્યો એટલે હું લાયક થઈ ગયો તો તે જ દિવસથી મારો અધઃપાત શરૂ થાય. મારો પુરુષાર્થ મારી નમ્રતામાં છે, મર્યાદાનું ઉલ્લંઘન ન કરવામાં છે. આટલી જાગૃતિ રાખીને હું મારું કાર્ય કરું તો જ મારે સારુ અને હિન્દુસ્તાનને સારુ કુશળ છે.

## હળવો અસહકાર

"તમે મને માનપત્ર આપો છો એ દેશની ચમત્કારી જાગૃતિ સૂચવે છે. એનો અર્થ એ જ છે કે મ્યુનિસિપાલિટી પોતાનો હોદ્દો સમજી છે. મ્યુનિસિપાલિટીઓ મારફત દેશનું ઘણું કાર્ય કરવાની મેં આશા રાખી છે. છેલ્લી બે મહાસભાના ઠરાવોમાં મ્યુનિસિપાલિટીને અસહકારમાં નથી ભેળવી તેનું કારણ એ જ છે તેમાં સરકારનો ગન્ધ છે, સ્પર્શ છે; પણ અત્યારે આપણી પાસે તો એક વસ્તુ પણ એવી નથી જેમાં સહકારનો સ્પર્શ ન હોય. એક ઘઉંનો દાણો ખાવામાં પણ સહકાર છે. અત્યારે આપણે તો એક બાળક પણ ઉચકી શકે એવો અસહકાર કરીયે છીયે. જો આપણે તીવ્ર અસહકાર કરી શકીયે તો એ વસ્તુ તો એવી ચમત્કારી છે કે એક દિવસમાં સ્વરાજ મેળવી શકીયે. પણ મેં તો દેશ જીરવી શકે તેટલો જ હળવો અસહકાર દેશ આગળ મુક્યો છે અને તેમાં દરેક મ્યુનિસિપાલિટી ભળી શકે છે. દેશની દરેક મ્યુનિસિપાલિટી આ વસ્તુ સમજી જાય અને પોતાની શક્તિ પ્રમાણે કાર્યની રચના કરી લે તો તે મારફત સ્વરાજ સ્હેજે મેળવી શકાય એમ છે.

## પરમથીયે પરમ પુરુષાર્થ

"મ્યુનિસિપાલિટી શું કરી શકે તે બાબત મારે એટલું જ કહેવાનું છે કે મહાસભાની સલાહ પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કરવાનું તમે જે વચન આપ્યું છે તે પાળો. અસ્પૃશ્યતાને દૂર કરવા માટે કમર કસીને તૈયાર થાઓ. રેંટીયાને મુકીને આ વાત મેં પહેલી કરી. રેંટીયો એ આપણો પરમ પુરુષાર્થ છે, પરન્તુ અસ્પૃશ્યતાની ગન્ધ પણ ન રહેવા દેવી એ તો હિન્દુઓને માટે પરમથીયે પરમ પુરુષાર્થ છે. રેંટીયાપ્રવૃત્તિમાં કાર્ય કરવાનું છે, જ્યારે આમાં તો ભાવના જ બદલવાની છે.

## પીઠ ઉપરનું પાઠું

"કાલે રાતે ગોધરામાં હું ભંગીવાડામાં ગયો હતો. ત્યાંની સ્થિતિ જોઈ મારું હૃદય બળવા લાગ્યું. જે વસ્તુ નરી આંખે દેખી શકાય એવી છે તે હિન્દુઓ તેમની ઝીણી આંખે

પણ કેમ નથી જોઇ શકતા, તેમની પીઠ ઉપર પાટુ પડયું છે તેની તેમને કેમ ખબર નથી પડતી એ મને નવાઇ લાગે છે.

"તમે શહેરનો કચરો કાઢવા, લોકનું આરોગ્ય સંભાળવા, બાળકોને કેળવણી આપવા, રોગ અટકાવવા નીમાયલા છો. આ કામ ભંગીઓનો તમે ઉદ્ધાર કરશો તો જ તમારાથી બની શકશે. ઇંગ્લંડ બેલ્જીયમ જેવાં નાનાં રાજ્યોને માટે લડાઈ ઉપાડવાનું બહાનું બતાવી જેમ પોતાનો સ્વાર્થ સાધ્યો તેમ આપણે પણ આપણાં ખીસાં ભરવાનો વિચાર રાખીશુ તો આપણા સ્વરાજનો કાંઇ અર્થ નથી.

"આ સરકારને હું રાક્ષસી શું કામ કહું છું? તેણે નબળાના રક્ષણ માટે તલવાર નહોતી ખેંચી, પણ તેના ભક્ષણ માટે ખેંચી હતી. આપણા સ્વરાજ્યમાં અથવા ધર્મરાજ્યમાં તો નબળાની સેવા કરવાની જ ભાવના રહેશે. આપણે શીતળતામય શુદ્ધ સ્વરાજ્ય મેળવવા તપશ્ચર્યા કરીયે ત્યારે જ ખરા સ્વરાજ્યવાદી કહેવાઇયે.

## ભંગીવાડા આપણે રહેવા લાયક કરો

"એટલે ભંગીઓનો ઉદ્ધાર એ તમારૂં પ્રથમ કર્તવ્ય છે. તેમનો વાસ સ્વચ્છ હોવો જોઇયે, તેમનાં ઘર સાફ હોવાં જોઇયે, તેમને માટે પાણીની સગવડ હોવી જોઇયે. હું હવે મને ભંગી તરીકે ઓળખાવું છું. હું તો ભંગીવાડામાં રહેવામાં મોજ માણનારો રહ્યો. એ મારો ખરો વિલાસ છે. તેમનાં બાળકોને રમાડવામાં મારો આનન્દ છે. એટલે સારા જેવો માણસ ભંગીવાડામાં રહી શકે, સ્વાસ્થ્યના નિયમો જાળવી શકે એવી તેની સ્થિતિ ન થાય ત્યાં સુધી મ્યુનિસિપાલિટીએ પોતાની ફરજ બજાવી ન ગણાય."

## સુવર્ણમય યોજના

ત્યારપછી રેંટીયા અને રાષ્ટ્રીય શાળા વિષે બોલતા તેમણે જણાવ્યું હતું કે "રાષ્ટ્રીય શાળા એટલે રેંટીયાશાળા એમ જ આપણે અત્યારે સમજવું જોઇયે કારણ કેળવણી તો એવી હોવી જોઇયે કે જેથી આપણને પોષણ મળે, આપણે સ્વતંત્ર થઇયે, તેજસ્વી બનીયે કેળવણીના સંબન્ધમાં મારી ભૂલ હવે હું સુધારૂં છું જેવી સરકાર કેળવણી આપે છે તેવી જ આપણે આપવા પ્રયત્ન કરીશું તો આપણે પછડાઈ પડીશુ. આપણે તો જો આપણી પ્રજામાં શક્તિ રેડવા ઇચ્છતા હોઇયે તો રેંટીયો એ જ એક રામબાણ છે. રેંટીયો એ કેળવણીને માટે સુવર્ણમય યોજના છે. શાળામાં તમે રેંટીયો દાખલ કર્યો એટલે શાળા સારૂ તમારે ભિક્ષા નહિ માગવી પડે."

ત્યારપછી મ્યુનિસિપાલિટીના કામદારો, નોકરો તથા શિક્ષકોને પગાર સારૂ ન લેતાં મ્યુનિસિપાલિટીએ પોતાનાં કાર્યો કરી તે રીતે સ્વરાજ કાળામાં મદદ કરવાનો બોધ આપ્યો.

### સ્ત્રીઓનો ઉત્સાહ

સુરતમાં બપોરે પ્રાન્તિક સમિતિની સભા હતી અને ત્યારપછી સ્ત્રીઓની સભા હતી સ્ત્રીઓની સભામા બંગડીઓ અને વીંટીઓનો વરસાદ વરસ્યો. એક બાઇએ આવીને કહ્યુ કે મારા બે છોકરા છે તેમને આજથી હું દેશસેવામાં અર્પણ કરીશ. સુરતમાં શ્રીમતી સરોજિની નાયડુ અમારી સાથે જોડાયાં હતાં.

સ્ત્રીઓની સભા પછી અમે ઓરપાડ અને રાંદેર જઈ આવ્યા. ઓરપાડની સભા લગભગ ચાર વાગ્યે થઇ હતી. લોકોને તડકામાં જ બેસવાનું હતું અને ગામપરગામથી ઘણા લોક આવ્યા હતા છતાં શાન્તિ અદ્ભુત જળવાઈ હતી અને સ્વરાજ ફાળામાં ઉઘરાણું પણ ઠીક થયું હતું. રાંદેરના વ્ખા અનુભવ વિષે ગાંધીજી લખી ચુક્યા છે

### વાવટા પર માનપત્ર

રાતે સુરતમાં તિલક મેદાનમાં જાહેરસભા હતી. લગભગ ૨૦ થી ૨૫ હજાર માણસ હશે. પણ વ્યવસ્થા એટલી સુન્દર હતી કે બધા સારી રીતે સાંભળી શકે વચમાં વ્યાખ્યાન માટે માંચડો ઉભો કરવામાં આવ્યો હતો અને ચોતરફ જવા આવવાના રસ્તા રાખેલા હતા. સ્વયંસેવકો પોતાનાં નાકાં બરાબર સાચવીને ઉભેલા હતા આ સભામાં સુરતના સ્વયંસેવક સૈન્ય તરફથી ગાંધીજીને એક માનપત્ર એનાયત કરવામાં આવ્યુ. માનપત્ર એક વાવટામાં ગોઠવવામાં આવેલું હતું. સ્વયંસેવક સૈન્યના સેનાપતિ માનપત્ર લઇને વાંચવા ઉભા થયા કે રંગબેરંગી સાટીન અને કસબી ભરતકામનો વાવટો જોઈ મારા મનમાં તો તુરત જ થયું કે હાલોલની કોથળીવાળી દશા આ વાવટાની થનારી છે. પરન્તુ વાવટો નજીક લઇને જોયો ત્યારે તેમાં અર્થ રહેલો લાગ્યો. સુતરમાં જેટલી જાતનું સ્વદેશી યા પરદેશી ધાગાનું કપડું બને છે તેના નમૂના સુશોભિત રીતે ગોઠવી તેનો આ વાવટો બનાવેલો હતો અને વચમાં માનપત્ર ખાસા જાડા ખાદીના કટકા ઉપર છપાવેલું હતુ ! પોતાના ભાષણમાં ગાંધીજીએ આ માનપત્રનો યોગ્ય ઉત્તર વાળ્યો અને સેનાપતિના તથા સૈનિકના ધર્મ સમજાવી સ્વયંસેવકોને બોધ દીધો. તિલક સ્વરાજ ફાળાની ભિક્ષામાં પણ સુરતી લાલાઓએ ઠીક ઉદારતા બતાવી ગણાય. તેમણે સત્યાગ્રહ સપ્તાહમા ઉઘરાણાનું કામ કર્યું હતું છતાં સુરતમાંથી આઠ નવ હજાર રૂપીયા સ્ત્રીઓની સભામાં તથા આ જાહેર સભામાં થઈને થયા હશે.

### વલસાડ—પારડી

૨૦મીની સવારે વલસાડ ગયા. ત્યાંની મ્યુનિસિપાલિટી તરફથી પણ ગાંધીજીને માનપત્ર આપવામાં આવ્યું. બપોરે પારડી ગયા. વલસાડમાં મૌલાના શૌકતઅલી અમારી સાથે હતા.

### સ્વરાજ્ય અને પારસી કોમનું હિત

વલસાડની જાહેર સભામાં એક પારસી ભાઇએ વલસાડની પારસી કોમ તરફથી કહ્યુ કે " આ સ્વરાજની લડતમાં પારસીઓ હિન્દુમુસલમાનની સાથે જ છે. પરન્તુ સ્વરાજમાં

પારસી કોમનું હિત સચવાશે કે કેમ એનો વિચાર કરવામા જ પારસીઓ સ્હેજ વિલંબ કરે છે.' આના જવાબમાં ગાંધીજી બોલ્યા કે

"આ પારસી ભાઇએ મધુર ગુજરાતીમા જે શબ્દો કહ્યા તે યાદ રાખવા જેવા છે હિન્દુમુસલમાનની એકતાનો અર્થ એ જ છે કે હિન્દુસ્તાનની એકેએક નાનીમોટી કોમ પોતપોતાના સ્વધર્મનુ પાલન કરતી છતી સ્વતન્ત્રતાપૂર્વક રહી શકે. હિન્દુમુસલમાનની એકતામાં ત્રીસ કરોડ માનવજાતિનું બળ રહેલું છે. પણ યુરોપની મોટી પ્રજાઓ નાની પ્રજાઓને બચાવવાને બહાને તેમને ગળી ગઈ એવો જો અર્થ થતો હોય તો બાવન વર્ષની ઉમ્મરે હું આમ રખડવા ન નીકળું. મારે નથી જોઇતું રાજ્ય કે નથી જોઇતા વૈભવ. મેં તે પેટ ભરીને માણી લીધા છે મારો આત્મા તો મને કહે છે કે હિન્દુસ્તાનમાં નાનામાં નાની કોમ પણ નિર્ભયતાથી રહી શકે એવી મારી પ્રવૃત્તિ છે. પારસી, શીખ, યહુદી, ખ્રિસ્તી, કોઇને રંજાડી ન શકાય, એક અબળા ઉપર પણ કુદૃષ્ટિ ન થઈ શકે એ સ્વરાજનો અર્થ છે. એ સ્વરાજ કોઇ આપવાનું નથી એ નથી ઉપરથી પડવાનું કે નથી નીચેથી ભભૂકીને ઉઠવાનું, આપણે તે સ્થાપવાનું છે. પારસી ભાઇઓને વખત લેવાનો અધિકાર છે. બે કોમ શુ કરે છે તે તેઓ ભલે થોડો વખત જુએ; પણ મારા મનમાં તો ખાતરી થઇ છે કે તેઓ નિર્ભય છે. એટલે જ મેં તેમને આ સ્વરાજના યજ્ઞમાં બલિદાન દેવા બોલાવ્યા છે."

પારડીની સભામાં ગાંધીજીએ હિન્દુમુસલમાને દિલ સાફ કરી એક થવાની જરૂર ઉપર ખાસ ભાર મુકયો હતો.

મૌ. શૌકતઅલીએ તેમના ભાઇ મહમદઅલીનાં વચનો ટાંકી જણાવ્યું હતું કે "અંગ્રેજ સરકાર પાસે ત્રણ ચાર માઇલ સુધી ગોળો ફેંકી શકાય એવી તોપો છે. પણ આપણા મહાત્માજીએ તો એવી તોપ શોધી કાઢી છે કે પારડીમાં તમારા ઓરડામાં બેઠાં તે ચલાવો અને તેનો ગોળો સાત હજાર ગાઉ દૂર પડેલાં મૅંચેસ્ટર અને લૅંકેશાયરના મીલ-માલીકોને લાગે."

હિન્દુમુસલમાનની એકતા વિષે બોલતાં તેમણે જણાવ્યુ હતુ કે

"દુશ્મનો હિન્દુમુસલમાનમાં ભેદ પાડવા માગે છે. હિન્દુઓને સમજાવે છે કે ખિલાફત-નું પતી જશે એટલે મુસલમાનો તમને દગો દેશે પરન્તુ હું મારા હિન્દુ ભાઈઓને એટલું જ કહું છું કે જે હિન્દુ બિનશરતે અમારા ધર્મ માટે પોતાનું માથું આપવા તૈયાર થયો છે, જે હિન્દુ અમારી કોમ ઉપર મહોબ્બત વર્ષાવી રહ્યો છે અને જે હિન્દુ અમને મા જાયા ભાઇ ગણે છે, તેને દગો દઈયે એટલા નાપાક અમે નથી જ."

વલસાડથી બીજે દિવસે ચીખલી અને બીલીમોરા થઇ અમે નવસારી ઉતર્યા. સ્ટેશનથી ઉતરીને તરત જલાલપુર જઇ આવ્યા. ત્યાંથી આવી નવસારીમાં સ્ત્રીઓની જાહેર સભા કરી, સ્વ. દાદાભાઇના ઘરની જાત્રા કરી, અને ત્યાંથી સીસોદરા ગયા.

## સીસોદરાના શણગાર

સીસોદરા ગામ સુરત જીલ્લામાં સહુથી વધારે ઉત્સાહી ગણાય છે. આ ગામના વખાણ અમે અગાઉથી ખૂબ સાંભળ્યાં હતાં અને નજરે જોયું ત્યારે વખાણ અમને ઓછાં જ લાગ્યાં. આ ગામના શણગારમાં ગાંધીજી જેવા કટ્ટા સ્વદેશી પણ ખામી કાઢી શકે તેમ ન હતું. કેવળ વિશુદ્ધ ખાદી અને વનસ્પતિના શણગાર હતા, છતાં સૌન્દર્યમાં બીજા કોઈ ગામથી ઉતરે તેવા નહોતા. ખાદીનાં કપડાંને વિધવિધ રીતે બાંધીને તેની જુદા જુદા ઘાટની ઝાલરો બનાવેલી હતી કેળના થાંભલા તથા નાળિયેરીની મોટી મોટી ડાળોની સુન્દર કમાનો બનાવેલી હતી અને તેમાં સ્થળે સ્થળે સૂતરના હાર જુદી જુદી રીતે ગુંથીને ગોઠવેલા હતા !

## ૫૦ મણ સૂતરનો પહાડ !

આ ગામમાં તેમજ આસપાસનાં ગામોમા રેંટીયાપ્રવૃત્તિ પણ ધમધોકાર ચાલે છે. અમને એક ઓરડો બતાવવામાં આવ્યો. ત્યા લગભગ પચાસેક મણ સૂતરનો પહાડ પડેલો હતો ! અહીં વણકરો પણ સારી સંખ્યામાં છે અને તેઓ સુરત જીલ્લામાં હોશિયાર ગણાય છે, એટલે સૂતરની વણવાની વ્યવસ્થા ગામમા જ થાય છે. પણ આ બધાનેય ભૂલાવે એવો એક બનાવ તો સીસોદરાની જાહેર સભામાં બન્યો. અન્ત્યજ સ્ત્રીપુરુષો સભામાં બીજાઓથી જરા છેટે ઉભાં રહેલાં હતા માંચડા આગળ સારા સારા માણસોને બેસવાની જગા રાખેલી તે જરા ખાલી હતી. શ્રી વલ્લભભાઈની નજર પેલાં અન્ત્યજો ઉપર પડી. તેમણે ગાંધીજીને વાત કરી અને તેમણે તો સહુને બોલાવીને પેલી આગળની જગાઓ પર બેસાડયાં ! સભામાંથી કોઇ ઉઠીને ચાલ્યુ ન ગયું, એટલું જ નહિ પણ કોઈ સ્ત્રી કે પુરુષના ચહેરા ઉપર નાખુશીનું ચિહ્ન પણ ન જણાયું. શ્રી. વલ્લભભાઇએ તો આ વાત પાકી કરવા પોતાના ભાષણ દરમિયાન જેઓ અન્ત્યજોનો સ્પર્શ કરવા રાજી હોય તેમના હાથ ઉંચા કરાવ્યા. ત્યાં તો ગણ્યા ગણાય નહિ એટલા ઉંચા થયા ! ગાંધીજીનું સીસોદરાનું ભાષણ મુખ્યત્વે અન્ત્યજોનો સ્પર્શ કરવા વિષે જ થયું. તેમણે જણાવ્યું કે

## ધર્મ સમજીને કર્મ કરો

"આજે તમે તમારા સહોદર ભાઇઓને તમારી વચ્ચે સ્થાન આપીને પવિત્ર થયા છો, પરન્તુ એ પવિત્રતા હમેશને માટે રાખજો. દૂઝણી ગાયને પાટુ ક્યાં મારીયે એમ મારી મારી સેવા લેવા માટે, મને રાજી કરવા માટે આ તમે ન કરશો, પણ ધર્મ સમજીને કરજો. હું જે કંઇ સેવા કરૂં છું તે ધર્મ સમજીને જ કરૂ છુ. મારે તમારી પાસેથી એ સેવાનો બદલો નથી જોઇતો. ધર્મને બદલા સાથે સંબન્ધ નથી. એને તો ઇશ્વર સાથે સંબન્ધ છે. મારે પ્રજાનો પગાર નથી જોઇતો. પગાર અને બદલો મને ઇશ્વર આપશે. હિન્દુ ધર્મ તો શીખવે છે કે માણસ જે કંઈ કરે તે કૃષ્ણાર્પણ કરે તો જ તેની સેવા ફળે. માટે આજે તમે અન્ત્યજોને અડવાનું જે પુણ્યકાર્ય કર્યુ છે તે મારી સેવાના બદલા તરીકે કર્યું હોય

તો તેમાં તમારું કે મારું ભલું નથી થવાનું, પણ જ્ઞાનપૂર્વક કર્યું હશે તો જ તે શોભશે." શ્રી. વલ્લભભાઇએ તો ઓરપાડમાંથી વિલાયતી ટોપીઓની હોળી દરેક સભામાં કરાવવાનું શરૂ કરી દીધેલું અને આ સભામાં તો તે હોળી મોટામાં મોટી થઇ. અહીં તિલક સ્વરાજ ફાળો પણ બીજાં ગામોના પ્રમાણમાં વધારે થયો હતો. આ બધી પ્રવૃત્તિ એવા જ જોશથી કાયમ રાખવાનું કહેતાં શ્રી. વલ્લભભાઇએ જણાવ્યું કે

## સ્વરાજ્યની મજૂરી!

"આપણને મહાત્માજી કે બીજા કોઇ સ્વરાજ અપાવી શકવાના નથી. તેમને તમે પૈસા કરી આપ્યા તે ઠીક છે, પણ એમ ન માનતા કે ગાંધીજી ઠીક સ્વરાજ ઉપાડી લાવવા સારુ મજૂર મળ્યા છે, તેમને ચાર પૈસા આપી છૂટયા એટલે પરવાર્યા! એમ ગાંધીજીને મજૂરી આપીને છૂટી ગયે સ્વરાજ નથી મળવાનું. સ્વરાજની જે શરતો ગાંધીજીએ તમને સમજાવી છે તે જીવતોડ મહેનત કરીને પાળશો તો જ તમને સ્વરાજ મળશે."

રાતે અમે નવસારી પાછા આવ્યા. નવસારી તો પારસીઓનું મોટામાં મોટું મથક રહ્યું, એટલે ત્યાંનું ભાષણ વિશેષે પારસીઓને ઉદ્દેશીને જ હતું. તે આગે બીજે છપાયુ છે.* અહીં તો હિન્દુને ઉદ્દેશીને તેઓએ એ ભાષણમાં જે કહ્યું હતું તેટલો જ ભાગ ઉતારીશ:

## હિન્દુઓની મોક્ષભૂમિ

"તમારો તો આ જ એક દેશ છે. આ દેશ છોડીને બીજા કોઈ દેશમાં તમું જગા તમે તમારી કરી શકો એમ નથી. આપણાં શાસ્ત્રોમાં તો કહ્યુ છે કે હિન્દુઓ માટે આ ભારતવર્ષને છોડીને બીજું મોક્ષ મેળવવાનું એક પણ સ્થાન નથી. તમારે સારુ તો સદ્ગુણોને કેળવવાનું અને તમારા સદ્ગુણો દર્શાવવાનું આ જ સ્થાન છે. તમે હિન્દુસ્થતાનને ઉજ્જ્વળ બનાવો, વીર પુરુષોની ભૂમિ બનાવો.

## ફળિયે ફળિયે થર્મોપિલી

"હિન્દુઓના આ જગતના ઇતિહાસમાંના કાળા વિષે હું શું કહું? આપણો ઇતિહાસ ગૌરવવાળો છે. પરન્તુ આપણે આપણા પ્રાચીન વારસા ઉપર જ રૂંઝીશું તો હારીશું. આપણા પૂર્વજો જેવા હતા તેવા આપણે થઇને બતાવવું જોઇયે. આપણા ઋષિમુનિઓએ આપણા ધર્મને બચાવવા સારુ પોતાના અંગેઅંગના ટુકડા થવા દીધેલા છે. ટૉડ આપણને કહે છે કે 'યૂરોપમાં તો એક થર્મોપિલી છે, પરન્તુ હિન્દુસ્તાનમાં તો ફળિયે ફળિયે થર્મોપિલી જોવામાં આવે છે.' હિન્દુસ્તાનમાં કેવા વીર પુરુષો થઇ ગયા એને સારુ, હું તમને ઇતિહાસ શું બતાવું? હું તો તમને આટલું જ કહું છું કે હ્રદય ઉપર હાથ મૂકી તમે તપાસી લો કે એ વીરતા અત્યારે આપણામાં છે?"

* 'નવસારી પારસીઓના આગળ'—પૃ. ૧૦૩૭

તા. ૫-૫-૧૯૨૧

## નિઃસ્વાર્થ લોભ

નવસારીથી ૨૨મીએ સવારે બારડોલી પહોંચ્યા. અહીં પણ ઉત્સાહ સારો હતો. અમારા ઉતારા 'આગળ મોટું' ચોગાન હતું અને ત્યાં લોક એકઠા થઇ ગયેલા તે ગાંધીજીના દર્શન વિના વેરાય જ નહિ. છેવટે કઠેરામાં આવી દર્શન આપી વેરાઇ જવાનું તેમને સમજાવ્યું. પણ આમાંથી સ્ત્રીઓને સમજાવી શકાય તેમ ન હતું. તેમને તો દર્શન સાથે ગાંધીજીને ભેટ પણ ધરવી હતી. ગુજરાત કરતાં બીજા પ્રાન્તોમાં ગાંધીજી પ્રત્યે ભક્તિભાવ વિશેષ છે એવો મને ભાસ થયેલો, પણ સુરત જીલ્લામાં ગાંધીજી પ્રત્યે જે ભાવ જોયો તે ઉપરથી તો મારા મનને એમ જ થયું કે ગુજરાતનો આ એક જીલ્લો તો ભક્તિભાવમાં બીજા પ્રાન્તો કરતાં કોઈ પણ વાતે ઉતરે એમ નથી. ભેટની વાત આવી એટલે ગાંધીજી પણ ના કેમ પાડે? તેમને કાગળપત્ર લખવાનું કેટલુંક કામ કરી લેવું હતું એટલે તેમના ખંડમાં થોડી સ્ત્રીઓ આવે અને તે જાય એટલે બીજી દાખલ થાય એમ શાન્તિથી સહુ આવીને દર્શન કરી જાય એવી ગોઠવણ રાખી. તેમની ગાદી આગળ ભેટ મુકવા માટે એક મોટો થાળ મુકી દીધો. આમ બેએક કલાક ચાલ્યું અને ત્રાંબાનાણું, રૂપાનાણું તથા ઘરેણાંઓથી થાળ છલકાવા માંડયો. પણ અન્તે તો પ્રવાસના શ્રમથી બહુ થાકેલા એટલે ગાંધીજી ઉપર નિદ્રાદેવીએ અમલ ચલાવવા માંડયો. અમે કહ્યું કે હવે સ્ત્રીઓને આવવાનું બંધ કરીયે, પણ ગાંધીજીને તો પેલી ભેટનો લોભ લાગેલો. તેઓ કહે કે 'એ બહેનો અહીં આવીને ચુપચુપ ચાલી જાય છે તેમાં શી હરકત છે? તેઓ આવશે તોપણ હું તો નિરાંતે ઉંઘી શકીશ. તેઓ અહીં ઘોંઘાટ ન કરે એટલી જરા તેમને સૂચના આપજો.'

આ નિઃસ્વાર્થ લોભ સ્વરાજની લાલી પ્રજાને વ્હાલો થઈ પડયો છે. લોકો ગાંધીજીને મૂર્તિમાન સ્વરાજ માનવા લાગ્યા છે અને તેમના દર્શનમાં સ્વરાજની આ મહાન પ્રવૃત્તિનાં દર્શન કરી તેઓ પોતાને કૃતાર્થ થયેલા માને છે.

બારડોલીની જાહેર સભા ત્રણ વાગે ખરા તાપમાં હતી! લોકોને તડકામાં જ બેસવાનું હતું એટલે ગાંધીજીએ પોતાનું ભાષણ ટૂંકમાં પતવી નાંખ્યું.

ત્યાંથી રાતે સુરત થઈ ગાંધીજી સિન્ધ જવા ઉપડયા. આમ એક અઠવાડિયાની અંદર ગાંધીજીએ ગુજરાતનાં લગભગ ૧૯ ગામની મુલાકાત લીધી. અને તિલક સ્વરાજ ફાળામાં લગભગ પચીસ હજાર ઉપર રૂપીયા એકઠા કર્યા. દાગીના તો જુદા.

નરહરિ પરીખ

તા. ૮-૫-૧૯૨૧.

# માલેગાંવનો ગુન્હો

માલેગાંવના અસહકારીઓએ જે પાપ કર્યાં જણાય છે તેનાથી દરેક અસહકારીને લજ્જિત થવાનું કારણ છે. માલેગાંવના લોકોએ પોતાનો ધર્મ છોડ્યો, કર્મ છોડ્યું ને દેશને અને લડતને ભારે નુકસાન પહોંચાડ્યું છે. આપણે શાહુકાર—ખાનદાન હોવાનો દાવો ન કરીયે ને ગુન્હો કરીયે એ એક વાત છે, ને ખાનદાન હોવાનો દાવો કરીને ગુન્હો કરીયે તે બીજી વાત છે. કાળામાં કાળું નથી દેખાતું પણ દૂધમાં કાળું તુરત દેખાય; તેમ જ જ્યારે આપણે ચોકખા હોવાનો દાવો કરીને મેલા થઇયે ત્યારે આપણી ઉપર જગત થુંકે. 'આપણે તો ધર્મયુદ્ધમાં મચ્યા છીયે,' 'આપણે શાન્તિથી જ કામ કરવું છે,' 'આપણે જાતે જ મરવું છે, આપણે કોઇને મારવા નથી,' આવી આવી પ્રતિજ્ઞાઓ કરીને પછી આપણે મારીયે તો આપણે જગતને, પોતાને અને પરમેશ્વરને છેતરીયે. માલેગાંવના લોકોએ આવું જ કર્યું જણાય છે.

આ અકાર્યથી લડતને જરૂર ધક્કો પહોંચ્યો છે. સ્વરાજ તેથી મોડું તો થશે જ. કોણ જાણે છે કે આપણે મહિનામાસમાંયે સ્વરાજ લઇને ન બેસીયે? આપણે શરૂ કર્યું ત્યારે જે વેગ હતો તેના કરતાં અત્યારે આપણો વેગ એટલો બધો વધ્યો છે કે આપણે ક્યારે પોતાનું પાછું લેવાની શક્તિ મેળવીયે તેનું માપ કોઇથી કઢાય જ નહિ. પણ આપણે ભૂલો કરીયે તેટલું મોડું તો થાય જ, એટલું એક બાળક પણ કહી શકે. હિસાબ કરનારને ભૂલે ત્યાંથી ફરી ગણવું પડે છે. તેમ આપણે પણ કરવું રહ્યું.

આપણી પ્રતિજ્ઞા એવી છે કે અમલદારો આપણને ગમે તેટલા ગુસ્સામાં લાવે તોપણ આપણે તો સામે થવું જ નથી. આપણે માર ખાશું પણ સામો હાથ ઉપાડશું નહિ તેમ નમશું પણ નહિ. એમ છતાં માલેગાંવના અસહકારીઓએ એક સબ-ઇન્સ્પેક્ટર તથા બીજાઓને ઘાતકી રીતે મારી નાખ્યા જણાય છે.

કેટલાક અસહકારીઓએ કાયદાનો ભંગ કર્યો; તેમને સજા થઇ—તેમણે સજા વહોરી લીધી; તેમ છતાં તેઓને લોકોએ બળાત્કારે છોડવ્યા. આમ કંઇ ખિલાફતનો બચાવ થાય નહિ, સ્વરાજ મળે નહિ.

અસહકારનું મુખ્ય ને મોટું પદ શાન્તિ—અહિંસા—અમન છે. જેઓ શાન્તિનો ભંગ કરે છે તેઓ જ ખરા સહકારી છે. વિનીત પક્ષની મદદના કરતાં અશાન્તિ કરનારાની જ સરકારને વધુ મદદ મળે છે. બે ચાર અમલદારોને ગુમાવીને જો અસહકારને તોડી શકે તો સરકાર તેટલા અમલદારોને રહેંસી જતા કરે તેમ છે.

હું ઘણી વેળા લખી ચુક્યો છું કે શાન્તિ વિના સ્વરાજ કે ખિલાફતનો ફડચો અસંભવિત છે. વકીલ વકીલાત ન છોડે, વિદ્યાર્થીઓ નિશાળ ન છોડે, બીજા લોક પોતપોતાને લગતો અસહકાર ન કરે તો ચાલે. પણ કોઇ શાન્તિનો ભંગ કરે તે તો ન જ ચાલે. હિન્દુમુસલમાનની મિત્રતા, શાન્તિ અને સ્વદેશી એટલે રેંટીયો એ ત્રણ તો અનિવાર્ય શરતો છે, પણ તેમાંયે શાન્તિ મુખ્ય વસ્તુ છે. રૂઆખઆ માણસ ખાદી ન પહેરનારા રહે છતા ઘણા પહેરતા થઇ જાય તોપણ ચાલે, થોડા હિન્દુમુસલમાન વઢે તે પણ સહન કરી શકાય; પણ શાન્તિનો તો એક માણસ પણ ભંગ કરીને ખુનખરાબી કરે તે અસહ્ય છે, તેથી દેશને ભારે નુકસાન થાય જ. શાન્તિની શરત એવી સખત છે.

પણ આખા હિન્દુસ્તાનને સારૂ કોણ જવાબદાર થઈ શકે ? આ સવાલમા આપણી નિર્માલ્યતા છે. જો લોકો લૂંટફાટ કરે તો જેમ સરકારમાં તેને દબાવવાની શક્તિ છે તેમ લોકોને અશાન્તિ કરતા અટકાવવાની શક્તિ મેળવવામા જ સ્વરાજનો સંભવ રહ્યો છે, આપણામા લોકો પર શાન્તિ જાળવવા જેટલી અસર ઉપજાવવાની શક્તિ ન હોય તો આપણે સ્વરાજનો ખ્યાલ જ છોડવો જોઇએ. લોકોની ઉપર આપણે અસર પાડી શકીયે છીયે એ શ્રદ્ધા ઉપર જ આપણી લડતનું આખું ચણતર છે. જો આપણે લોકોને શાન્તિ જાળવવાનું ન શીખવી શકીયે તો આપણે કબૂલ કરવું જ પડે કે આપણે સ્વરાજ મેળવવા લાયક નથી બન્યા. તેથી સર્વ સ્વયંસેવકોએ આ વાત ઉપર પૂરો ભાર મુકવાની જરૂર છે.

શરાબી ભલે શરાબ ન છોડે, ખિતાબી ભલે ખિતાબને વળગી રહે, અમલદાર ભલે ઉદ્ધતાઇ વાપરે, સિપાહી ભલે આપણને મારે, તેમ છતાં, આપણે મૂંગે મ્હોડે એ બધું સહન કરીયે અને શાન્તિ ન છોડીયે.

ત્યારે આપણે શું કરીયે ? માલેગાંવને સારૂ આપણે શું પ્રાયશ્ચિત્ત કરીયે ? પ્રથમ તો માલેગાંવના ગુન્હેગારોને શોધી કાઢીને તેઓને સમજાવીયે કે જેઓએ ગુન્હો કર્યો છે તેઓએ તે કબૂલ કરવો ને ઇરાદાપૂર્વક ફાંસીએ ચડવું. આપણે દરેક

આપણી જબાન ઉપર કાબુ મેળવવો ને બીજાની પાસે મેળવાવવો. આપણે તીખા ભાપણો છોડવાં; દરેક પ્રસંગે સભાઓ કરવાની અને હડતાળો પાળવાની આદત છોડવી; સરકારના દોષોનો જ વિચાર કરવાને બદલે આપણા દોષો જોતાં—આપણી નબળાઇઓ તપાસતાં શીખવું ને તે કાઢવાના ઉપાયો યોજવા. પંડિત અરજુનલાલ શેઠી પકડાયા. લોકોનાં ટોળાં એકઠાં થયાં ને ધાંધલ મચાવી. આને હું નામર્દાઇનું લક્ષણ ગણું છું. તેઓ જેલમાં જવા માગતા નથી; તેઓ શેઠીજીને જેલમાં જવા દેવા ઇચ્છતા નથી; તેથી જ્યારે જ્યારે કોઇ પકડાય ત્યારે માત્ર ધાંધલ કરી મુકવા-માં જ તેઓ મહત્ત્વ સમજતા જણાય છે. જો શેઠીજીના જેલ જવાથી ખરેખર શૌર્ય ચડ્યું હોય તો લોકો પોતાનું કર્તવ્ય વધારે સમજે, પોતાને કરવાનો અસહકાર પૂરો કરે ને સ્વરાજ મેળવીને બેસી જાય. પોતે દુર્વ્યસનો છોડે, પોતે પરદેશી કાપડ પહેરતા હોય તે ફેંકી દે, રેંટીયો ચલાવતા ન હોય તો ચલાવવાનું શરૂ કરી દે. શેઠીજી પકડાતાં જેઓએ ધાંધલ મચાવી તેમાંના કેટલા શરાબી હતા, કેટલા પરદેશી કપડાં પહેરનારા હતા, કેટલા રેંટીયા ચલાવનારા હતા એ જાણવા જેવું છે. બાપના જીવતાં જે પુત્ર બાપના સદ્‌ગુણોની નકલ ઓછી કરતો હોય તોપણ બાપ મર્યે તો સંપૂર્ણતાએ તેમ કરે તે સપૂત છે; નહિ કે જે ખૂબ રોકકળ કરી મુકે અથવા ખૂબ ન્યાતવરા કરવામાં મચી જાય. ધાંધલ કરવાથી, શેઠીજીને ધાંધલથી છોડવવાથી, સ્વરાજ મળે તેમ નથી. તેથી તો સ્વરાજ મળતાં કંઇક ઢીલ જ થશે. પણ આપણું કર્તવ્ય કરવામાં આપણે વધારે તેજ બનશું તો સ્વરાજ વહેલું મળશે જ અને આપણે શેઠીજીને પણ આપણી વચ્ચે વહેલા પાછા વધાવવાની તાકાત મેળવીશું. એટલે માલેગાંવનું એક પ્રાયશ્ચિત્ત તો એ જ છે કે આપણે પોતે આપણા મન પર, આપણા ગુસ્સા પર વધારે કાબુ મેળવી લેવો, આપણે વ્યસન છોડવાં અને રેંટીયો ચલાવતા ને કેવળ ખાદી પહેરતા થઇ જવું.

---

# ૧ ગાંધીજી ગુજરાતમાં

[ પૃ. ૧૦૪૯થી ચાલુ ]

## દયાધર્મ

સિન્ધમાંથી પાછા ફર્યા બાદ ગઈ તા. ૪થીએ ગાંધીજીએ કપડવંજ, કઠલાલ તથા નડિયાદની મુલાકાત લીધી. અમદાવાદના સ્ટેશને જ એક નોંધવા જેવો કિસ્સો બન્યો. એક અપંગ બાવો રતલામથી અમદાવાદ આવેલો. તેનું શરીર કેવળ હાડપિંજર હતું અને તેના હાથપગ અશક્તિથી જુદા થઇ ગયેલા હતા. તે રાત્રે અમદાવાદ આવ્યો હતો અને પોર્ટરોએ ગાડીમાંથી ઉપાડી તેને સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર મુકી દીધેલો. આખી રાત ત્યાં જ પડયો રહ્યો! સવારે કેટલાયે મુસાફરો ત્યાં થઇ પસાર થઈ ગયા અને કેટલાય રેલવેના કામદારોએ આ બાવાને જોયો, પણ કોઇનું તેના પર ધ્યાન ન ખેંચાયું. તે બાવાના સદ્‌ભાગ્યે ગાંધીજી પોતાના નિયમ વિરુદ્ધ તે દિવસે ગાડી ઉપડવાના વખત કરતાં દશેક મિનિટ વહેલા સ્ટેશન ઉપર આવ્યા. તેમણે આ બાવાને જોયો અને તેમનું દયાળીનું હૃદય દુઃખી થયું. તેમણે પોતાના પીવાના દૂધમાંથી તેને દૂધ પીવડાવવાનું કહ્યું અને મહીપતરામના અનાથાશ્રમમાં મોકલવાની વ્યવસ્થા કરી. આ કિસ્સો છે તો નાનો, પણ ગાંધીજીના જ શબ્દોમાં કહીયે તો 'આપણા' દેશમાંથી દયાનો લોપ થયો છે તેનો સ્પષ્ટ સૂચક છે.

## કપડવંજ

કપડવંજ અમે સાડાદસ વાગ્યે પહોંચ્યા. કપડવંજના જાહેર જીવનના આત્મા ભાઇ હરિભાઇ ગાંધીજીની સાથે પ્રવાસમાં કેટલોક વખત ફરેલા હોઇ પ્રવાસની વિટંબણાઓથી માહિતગાર રહ્યા એટલે ગાંધીજીને ઉતરવાની તથા ત્યાં તેમને શાન્તિ આપવાની તેમણે કાળજીપૂર્વક વ્યવસ્થા કરી હતી. પરન્તુ અવ્યવસ્થિત સરઘસનો ત્રાસ ગાંધીજીને નસીબેથી ટળી શકે એવી વ્યવસ્થા તો ભાગ્યે જ જોવામાં આવે છે.

કપડવંજ ગુજરાતમાં બહુ જૂનું શહેર છે. તેનું નામ જ સૂચવે છે તેમ કાપડના વણાટનું તે મોટું મથક હતું અને ત્યાં બહુ ઝીણું સુતર કંતાતું. તેની પાઘડીઓ વહોરા લોક વણતા. ગામમાં ગાંધીજીને આવકાર આપવા માટે જે સ્વદેશી અને વિદેશી વસ્તુઓના શણગાર કર્યા હતા તેમાં એક દરવાજો સુતરથી શણગારેલો હતો. અમને કહેવામાં આવ્યું કે આ સુતર પચાસ વર્ષ પહેલાનું કંતાયેલું એક ઘરમાંથી મળી આવેલું હતું! અમે તે તપાસ્યું. મીલના સુતરને આંટે એવું તે હતું.

આરામ લીધા પછી કપડવંજનો કાર્યક્રમ શરૂ થયો. પ્રથમ મસજીદમાં જવાનું હતું. હમણાં મૌ. શૌકતઅલી ગાંધીજીની સાથે ફરી શકતા નથી, પરન્તુ તેમને બદલે તેમના સગા અને મુરાદાબાદના અસહકારી બૅરિસ્ટર મૌ. મોઆઝમઅલી સાથે ફરે છે. મસજીદમાં તેમને મુકીને ગાંધીજી સ્ત્રીઓની સભામાં ગયા.

## સ્ત્રીઓ તરફનો સત્કાર

ત્યાં ગાંધીજીની બેઠક આગળ પીળેલા ચોખાના સાથીઆ પૂર્યાં હતા અને સુન્દર દીવાઓમાં ઘીના દીવા બળી રહ્યા હતા. કેટલીક બહેનોએ ગાંધીજીનું પૂજન કર્યું અને એક બાળાએ ગાંધીજીને સોનાની રાખડી બાંધી. સ્ત્રીઓમાં ઉત્સાહ ભારે હતો, પણ નવો ઉત્સાહ એટલે અશાન્તિ ઘણી હતી. સ્વરાજ અથવા રામરાજની બધી શરતો ગાંધીજીએ તેમને સમજાવી અને પવિત્ર બનવાનો ઉપદેશ કર્યો. રેંટીયો ચલાવવાનું સમજાવતાં કહ્યુંઃ

"જેમ આપણે ઘરમાંથી ચૂલો કાઢી નાંખીયે તો આપણા ગૃહસ્થાશ્રમ ઉપર પાણી ફરી વળે અને સ્ત્રીઓ રંડી જાય તેજ પ્રમાણે રેંટીયા વિના પણ રંડી જવાય."

પછી તિલક સ્વરાજ ફંડ માટે માગણી કરી અને તેનો જવાબ સ્ત્રીઓએ સારો વાળ્યો. બધું મળીને લગભગ પાંચસો રૂપીયા ઉઘરાણું થયું, તથા દાગીનામાં બંગડીઓ, વીંટીઓ અછોડા વગેરે ઠીક મળ્યાં.

પછી ત્યાંની વણાટશાળા જોઇ અને ત્યાંની જાહેર સભામાં ગયા. હાજર માણસોની સંખ્યા અને તિલક સ્વરાજ ફાળામાં ઉઘરાણાની રકમને લોકોની સ્વરાજપિપાસાનું માપ ગણીયે તો કપડવંજના પુરુષોની સભા કરતાં સ્ત્રીઓની સભા બહુ ચડી જાય. કપડવંજની વહોરા કોમ વેપારમાં ચતુર અને સાહસી છે. તેઓ કેટલાક કારણસર સભામાં પ્રથમથી જ હાજર ન હતા એટલે તેમની ગેરહાજરી માટે દિલગીરી દર્શાવીને તેમને સંબોધીને ગાંધીજીએ જણાવ્યુંઃ

### વહોરા કોમને ઉપદેશ

વહોરા કોમે પણ સ્વરાજની અને હિન્દુસ્તાનની સેવા કરવાની છે તેમનો ખિલાફતના કામમાં હિસ્સો છે. સ્વરાજના કામમાં ધનિકોની પૂરેપૂરી સેવા લેવા હું ઇચ્છું છું. તેઓ બહારથી ખૂબ ધન કમાઇ લાવે છે. તેમને લાજમ છે કે તેઓ તેમના પૂરા હિસ્સાનું દાન તિલક સ્વરાજ ફાળામાં આપે. 'દાન' શબ્દની રૂઢિ પડી ગઈ છે તેથી હું 'દાન' શબ્દ વાપરું છું, બાકી એ પ્રયોગ તો ખોટો છે. કારણ તિલક સ્વરાજ ફાળામાં આપવું એ તો વેપાર છે, સ્વરાજનો સોદો છે, તિલક મહારાજ પ્રત્યેની ફરજ છે. સોદામાં આપેલું અથવા ફરજ અદા કરવા જે અપાય તે દાન ન ગણાય."

### ઇશ્વર આપણને સતત કહી રહ્યો છે

અન્ત્યજો સંબન્ધી તેઓ બોલ્યાઃ

૩૧. "આપણી પ્રજા ગોરા ચહેરાના માણસ આગળ ડરે છે, તેમ ભંગીઓ આપણાથી ડરે છે. જ્યાં સુધી આપણે તેમને માટે ગોરા ચહેરાના બન્યા છીએ ત્યાં સુધી સ્વરાજને રામરામ સમજવા. આપણે તેમને ભંગી માનીને દૂર રાખીયે છીયે તો આખી દુનિયા

આપણને ભંગી માનીને અડવા દેતી નથી. આફ્રિકાથી આવેલા કોઇને પૂછો કે ત્યાં દારૂ પીનારો, વેશ્યાગમન કરનારો, જુગાર ખેલનારો ગોરો તમારાથી અભડાય છે કે નહિ ? રેલવેમાં, ટ્રામમાં, ફૂટપાથ ઉપર ગોરાની સાથે આપણાથી ન ચલાય, જે જગાએ ગોરા વેપાર કરતા હોય ત્યાં આપણાથી વેપાર ન થાય, જ્યાંથી તે રોટી લેતા હોય ત્યાંથી આપણાથી રોટી ન લઇ શકાય. બધે આમ નથી થતું એ હું કબૂલ કરું છું. હું અંગ્રેજોને અન્યાય કરૂં એવો નથી. મારે તેમની સાથે અદાવત નથી. પણ મેં ઘણી જગાએ જોયેલું છે કે જ્યાં ગોરા રહે, સૂવે, પાણી પીયે અથવા ખાય ત્યાં આપણને રહેવાની રજા નથી. પરન્તુ ગોરાઓ તો તેમનું શરીર અભડાવાની બીકથી આરોગ્યને બહાને આપણને દૂર રાખે છે. આત્મા અભડાશે એવું તેઓ નથી માનતા. પણ આપણે તો અન્ત્યજને અડવાથી આપણો આત્મા અભડાશે, આપણને ઇશ્વર સજા કરશે એમ જ માનતા થઈ ગયા છીયે ! ઇશ્વર તો અત્યારે જ આપણને સજા કરી રહ્યો છે દુષ્કાળો, સંકટ, કૉલેરા, મરકી, રાજ્યના અત્યાચાર એ બધા કરતાં વધારે ક્લેશ કયા હોય? માટે હું હિન્દુ સમાજને વીનવીને કહું છું કે હિન્દુપણું અસ્પૃશ્યતાને પોષવામાં નથી પણ તે દોષ ટાળવામાં છે"

જાહેર સભામાં પાછળથી વહોરાઓ આવ્યા હતા અને તેમણે બધા એકઠા મળી વિચાર કરી તેમની કોમ તરફથી સ્વરાજ ફાળામાં મદદ આપવાનું વચન આપ્યું હતું. પછી ભંગી-વાડામાં થઇ ગાંધીજી કઠલાલ જવા ઉપડી ગયા હતા.

## કઠલાલ

કઠલાલમાં ખેડા જીલ્લાની મહેસૂલની લડતના વખતનાં પોતાના સુન્દર સ્મરણો વિષે, તેની તરફથી પોતે બહુ મોટી આશા રાખેલી તે વિષે તથા હાલમાં કઠલાલમાં ચાલી રહેલાં પક્ષાપક્ષી અને કંકાસને લીધે પોતાને કેટલું દુઃખ થાય છે તે વિષે કહી ગાંધીજીએ લોકોને સ્વરાજની શરતો સમજાવી હતી. સ્ત્રીઓને ઉદ્દેશીને તેમણે જે ઉદ્ગારો કાઢ્યા હતા તે ટાંકવા જેવા છે :

## સ્ત્રીઓ જ ધર્મરક્ષક

"ધર્મ સાચવવો એ નથી બ્રાહ્મણોના હાથમાં કે નથી પુરુષોના હાથમાં. એ તો સ્ત્રીઓના જ હાથમાં છે. સમાજનો પાયો ગૃહ છે અને ધર્મ ગૃહમાં કેળવવાનો છે. ગૃહના સુવાસ આખા સમાજમાં ફેલાશે. કોઇ શહેરમાં ગમે તેટલો ધમધોકાર વેપાર ચાલતો હોય, ગમે તેટલી આબાદી દેખાતી હોય, પણ ત્યાં જો ગૃહ સારાં ન હોય તો એ શહેર સારૂં નથી એમ હું તુરત કહું. સ્ત્રીઓ જ ગૃહની દેવતાઓ છે. એ જો ધર્મ ન પાળે તો પ્રજાનું સત્યાનાશ વળી જાય. યાદવકુળનો શ્રીકૃષ્ણે સંહાર કર્યો હતો તેનું કારણ એ જ હતું કે યાદવ સ્ત્રીઓ વ્યભિચારિણી થઈ ગઇ હતી, તેઓ તેમનો ધર્મ ભૂલી હતી. માટે તમને હું પવિત્ર થઇને ધર્મનું પાલન કરવાનું કહું છું અને તમે પવિત્ર થઇને મને અને મો.

તા. ૮-૫-૧૯૨૧

શૌકતઅલીને એટલે હિન્દુ અને મુસલમાનોને આ સ્વરાજની, ધર્મની લડતમાં જય મળે એવો આશીર્વાદ આપો એ માગું છું.”

રાતે ૯ા વાગે નડિયાદ જવા નીકળ્યા. નડિયાદથી રાતની ગાડીમાં નંદરબાર તરફ જવાનું હતું, પણ રસ્તામાં મોટર ખોટકી પડી એટલે મધરાત પછી નડિયાદ પહોંચ્યા ત્યાં જ રહેવું પડ્યું. બીજે દિવસે સવારે નડિયાદમાં ગ્રેશન બજારના ચોગાનમાં જાહેર સભા થઈ. સભા ભાગ્યે જ દસ મિનિટ ચાલી હશે, કારણ જે ગાડીમાં ગાંધીજીને જવાનું હતું તે સ્ટેશનમાં આવી ઊભી હતી. આ થોડીક મિનિટોમાં ગાંધીજીએ લોકોને રેંટિયામાં જ રાતદહાડો મચી જવાનો ઉપદેશ કર્યો

નરહરિ પરીખ

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૮-૫-૧૯૨૧

## મારી નોંધ

### અજબ હુકમ

'દારૂની દુકાનની આજુબાજુમાં તથા ગામમાં દારૂ પીવા જનારા લોકોને ત્રાસ નહિ આપવા બાબત' વડોદરા સરકાર તરફથી એક જાહેરનામું નીકળ્યું છે। તે જોતાં દુ:ખ જ ઉત્પન્ન થાય છે. નોટિસમાં નીચે પ્રમાણે લખ્યું છે:

"તપાસ ઉપરથી એમ જણાઇ આવે છે કે કેટલેક ઠેકાણે દારૂની દુકાનની આસપાસ અગર રસ્તામાં નિશાળના છોકરાઓ અને ગામના ઇતર રહેવાસીઓ દારૂ પીવા જનારા લોકોની સ્વતન્ત્રતા ઉપર અડચણો કરી તેમની સ્વતન્ત્રતાનો અટકાવ કરે છે અને તેનાં લીધે સુલેહનો ભંગ થવાનો સંભવ હોવાનું જણાઇ આવે છે. તેથી આ જાહેરનામાથી આ પ્રાન્તના તમામ લોકોને ખબર આપવામાં આવે છે કે આવી રીતે દારૂ પીવા જનારા લોકોની સ્વતન્ત્રતાનો ભંગ કરી તેમને હરકત કરવી નહિ; એટલું જ નહિ પણ જે જે ઠેકાણે દારૂની દુકાન હશે તે તે ઠેકાણે દુકાનની નજીકમાં અગર રસ્તામાં નિશાળના છોકરાઓએ અગર બીજા રહેવાસીઓએ એકઠા થવું નહિ અને એકઠા થયેલા જણાઇ આવે તો તેમને તુરત વિખેરી નાખવાની વાજબી લાગતાવળગતા નોકરોએ કરવી જોઇયે."

દારૂ પીવાની સ્વતન્ત્રતા કેવી હશે ? ચોરી કરનારને ચોરી કરવાનો અખત્યાર છે એમાં શક નથી. પણ શાહુકારને ચોરી અટકાવવાનો પણ અખત્યાર નથી ? ચોરને તો મારીને હાંકી કાઢવાની સત્તા પણ લોકોને કાયદો આપે છે. ચોરીની સ્વતન્ત્રતાનું રક્ષણ કઇ રીતે થાય છે ? દારૂનિષેધ કરાવનાર તો શરાબીને સમજાવીને અટકાવે છે. તેમાં સ્વતન્ત્રતાનો શો ભંગ થયો ? વડોદરા સરકારની નોટિસનો અર્થ ચોકખો એવો જ નીકળે છે કે કેમ જાણે દારૂ પીવો એ એક સદ્‌ગુણ હોય નહિ, અને દારૂ વેચવાની દુકાનની હસ્તી પણ કેમ જાણે લોકોને લાભદાયક હોય નહિ ! શરાબીને કે શરાબના પીઠાના માલીકને કોઇ ગાળ દે, કોઇ તેને મારે કે તેની ઉપર બીજી રીતે બળાત્કાર કરે, તેને વડોદરા સરકાર દંડ દે, તેની સામે મનાઇ હુકમ કાઢે તો તે વ્યાજબી છે. પણ દુકાનની આસપાસ ઉભા રહી શરાબીને અગ્નિમાં ન પડવાનું કહેનારને, શરમાવનારને ગુન્હેગાર ગણવો એ તો શરાબીને ઉત્તેજન આપવા બરાબર છે. વડોદરા રાજ્યનીતિને મેં આવી શરમભરેલી તો નહોતી ધારી. હું તો હજુ ઉમેદ રાખીશ કે આવી નોટિસ વિચારપૂર્વક નથી નીકળી પણ કોઇ આપખુદી અમલદારે પોતાની જવાબદારીથી કાઢી છે. જો આ અનુમાન ખરૂં હોય તો વડોદરા સરકાર તરફથી આ નોટિસ પાછી ખેંચી લેનારો હુકમ નીકળવાની હું આશા રાખું છું.

## દારૂની આવક

દારૂ અફીણ ઇત્યાદિના વેપારની આવકમાંથી આપણાં બાળકો આજે ભણે છે એ પ્રજાએ ધ્યાનમાં રાખવું જોઇયે. આપણા ધર્મના ને નીતિના વિચારો મોળા ન પડયા હોય તો આપણે આ વિષે પૂરો ખ્યાલ રાખીયે ને આપણાં બાળકોને પાપી પૈસાની આવકમાંથી કેળવણી ન દઇયે ગમે તેમ હો, સ્વરાજ મળ્યે એ ઉપજ ઉપર તો આપણે મીંડું વાળવું જ છે દારૂ ઈત્યાદિનો વેપાર આપણે નહિ જ કરીયે. પ્રજા નવો કર સહન કરી શકે તેમ નથી એ આપણે જાણીયે છીયે. કરો તો આપણે ઉલટા ઓછા કરવા પડશે. છતાં આજે અપાય છે તેના કરતાં ઘણાં વધારે બાળકોને આપણે કેળવણી આપવી પડશે. આ કામ મેં સૂચવ્યા છે તે ઉપાયથી જ થઇ શકે તેમ છે. ફી ન લેવી, કર વધારે ન લેવા ને ઉત્તમ કેળવણી આપવી. આમ રેંટીયાનો ઉદ્યોગ દાખલ કરીને આપણે 'એક પન્થ ને દો કાજ' કરી લઇયે છીયે.

## એક પારસી ભાઇનો બચાવ

જલગામથી શ્રી પીરોજશા તેમુલજી મીસ્તરી જણાવે છે કે તેમની પાસે દારૂનું પીઠું છે. તેઓ બાળપણથી જ એ ધંધામાં રોકાયેલા છે. તેમને બહોળું કુટુંબ છે. તેમની ઉમ્મર એકાવન વર્ષની છે. તેઓ જણાવે છે કે જો તેઓ દુકાન છોડે તો બીજા ચાર હિન્દુ તો તે લેવા તૈયાર જ બેઠા છે. આવી સ્થિતિમાં તે પોતાનો ધંધો છોડી પોતાનો ને પોતાના કુટુંબનો નિર્વાહ કરવા સારૂ અપંગ બને તેમાં હાંસલ શું ? દારૂનો ધંધો કંઈ તેથી બંધ થવાનો ? આવી આ ભાઈની દલીલ છે. તેમના પ્રત્યે મારી લાગણી છે. તેમની

મુશ્કેલી સમજવા જેવી છે. પણ આવાં ધર્મસંકટોમાંથી નીકળી જવું એમાં જ પુરુષાર્થ છે. જો આ ભાઈ દારૂ પીવો, કે, વેચવો પાપ માને તો ઉપરની દલીલ, આપવાપણું નથી રહેતું. હજારો લોકો પાપકર્મ કરે છે, છતાં તેટલા ઉપરથી આપણને પાપ કરવાનો અધિકાર નથી મળતો. અને પાપ કરીને જ આપણે કુટુંબનિર્વાહ કરતા હોઇયે તો તેના કરતાં ભીખ માગીને નિર્વાહ કરવો એ વધારે સારૂં છે.

એ ભાઇ પોતાના કાગળમાં કેટલીક ખબરો આપે છે એ જાણવા જેવી છે ને ખેદકારક છે. તેઓ લખે છે કે પોતે દેશી દારૂ વેચે છે ને સ્વયંસેવકો પજવણી કરે છે, પણ વિલાયતી દારૂ પીનારને તો રોકવાની કે કહેવાની પણ તેઓની હિમ્મત નથી ચાલતી. વળી તેઓ લખે છે કે સ્વયંસેવકો કંઈ માત્ર સમજાવે જ છે એમ નથી. તેઓ તો દુકાનને ઘેરો ઘાલે છે, ગાળો દે છે, જૂના નોકરોને ધમકી આપે છે. જો ધમકીથી કામ ન સરે તો માર પણ મારે છે. પીઠાવાળાના હાથમાથી દારૂ છીનવી લે છે. દારૂ હોવાનો જેની ઉપર શક આવે તેના ઘરની તો ઝડતી લે છે; તેવાઓના જાજરૂપાણી બંધ કરવામાં આવે છે, દુકાનમાંથી કોઈ નીકળે તો તેનું મ્હોડું કાળું કરી તેને ગધેડા પર બેસાડી ફેરવે છે!

આ બધી ફરીઆદ સાચી હોય એમ કાગળ ઉપરથી જણાય છે. જો એમ હોય તો એ હકીકતો સ્વયંસેવકોને ખરેખર શરમાવનારી છે દારૂ પીનારને સમજાવવાની જેટલી આપણી ફરજ છે તેટલી જ ફરજ તેઓના શરીરની રક્ષા કરવાની પણ છે. દારૂડીઆઓ પાસે દારૂ છોડાવવામાં જો આપણે જબરદસ્તીનો ઉપયોગ કરીશું તો દારૂ છૂટવાનો નથી, એટલું જ નહિ, પણ આપણી લડતને ધક્કો પહોંચશે. દરેક જગ્યાના સ્વયંસેવકોએ જાણવું જોઇયે કે તેઓને કોઈની ઉપર જબરદસ્તી કરવાનો હક છે જ નહિ તેઓએ નીતસર વિનયપૂર્વક જે પ્રયાસો કરવા યોગ્ય હોય તે જ કરવા, એટલે કે દુકાનો નજીક ઉભા રહી દારૂ પીનારને વિનયપૂર્વક સમજાવવા, તેમના કુટુંબીઓને સમજાવવા, તેમની ન્યાતવાળાઓને કહેવું. આ ઉપરાંત આપણને કંઈ પણ દબાણ મુકવાનો અધિકાર જ નથી. પ્રજાને મારીને પુણ્યવાન પણ ન બનાવાય. જેઓને પાપી થવું હોય તેને પાપ કરવાનો અખત્યાર છે જ. પાપ કરવાની છૂટ હોવા છતાં જે પાપ નથી કરતો તે જ પુણ્યવાન કહેવાય ને તેવાથી જ દેશને ફાયદો થાય. જો પાપને મટાડવા જબરદસ્તી કરવાનું તત્ત્વ દાખલ કરીયે તો જે દોષને સારૂ આપણે સરકારને રાક્ષસી માનીયે છીયે તે જ દોષ આપણામાં આવી જાય ને આપણે પણ રાક્ષસી બનીયે.

## રાષ્ટ્રીય શાળા—રેંટીયાશાળા

જો આપણે માનતા હોઇયે કે સૂતરને તાંતણે જ સ્વરાજ છે, જો રેંટીયાની શક્તિ વિષે આપણને પૂરો વિશ્વાસ હોય, જો આપણે માનતા હોઇયે કે હિન્દુસ્તાનની આર્થિક ઉન્નતિ બીજી કોઇ પણ રીતે અસંભવિત છે, જો આપણે સમજતા હોઇયે કે કરોડો માણસો

બીજા ધંધા વિના હમેશાં ઓછી કમાણીને લીધે કંગાળ સ્થિતિમાં રહે છે, તો આપણે તુરત સમજી લઇયે કે આપણાં બાળકોને પ્રથમ કેળવણી કેવળ કાંતવાની જ આપીયે. તેમાંથી બે પરિણામ નીપજશે. એક તો એ કે બાળકો સ્વાશ્રયી થતાં શીખશે અને જ્યારે બાળકોને શાળામાં પણ કાંતવાનું શીખવવામાં આવશે ત્યારે કાંતવાની પ્રવૃત્તિ તુરત વ્યાપક થઈ જશે. છેક હતાશ થઈ ગયેલાઓને, ભિક્ષા માગીને જ પેટ ભરવાની જેને ટેવ પડી ગયેલી છે તેવાઓને રેંટીયો શીખવવો જરા મુશ્કેલીનું કામ છે. જો તે કામ આપણે તેઓને જ સારુ રાખીયે ને તેને કંગાળનો ધંધો બનાવી મુકીયે તો તે કદી પ્રસરી નહિ શકે; પણ જ્યારે શ્રેષ્ઠ લોકો તેને ધર્મ સમજી ગ્રહણ કરશે ત્યારે સામાન્ય લોકો તુરત ઝીલી લેશે. તેથી અત્યારે બાળકોની ને મોટાની કેળવણી રેંટીયા સિવાય બીજી કંઇ જ ન હોઇ શકે એ સ્હેજે સમજાઇ શકે એવી વાત છે.

## સીધો હિસાબ

હિસાબ ગણવાની રીત સહેલી છે. જે પ્રવૃત્તિથી આપણને વહેલામાં વહેલું સ્વરાજ મળી શકે તેમાં જ આપણે બધાએ રોકાવું જોઇયે. એવી પ્રવૃત્તિ રેંટીયો જ છે, કેમકે તે વડે આપણે આ જ વર્ષમાં પરદેશી કાપડનો સર્વથા બહિષ્કાર કરી શકીયે છીયે; ને પરદેશી કાપડનો બહિષ્કાર કરવો એટલે સ્વરાજ મેળવવું છે. આપણે અંગ્રેજી જ્ઞાન વધારીને સ્વરાજ આ વર્ષમાં ન મેળવી શકીયે, તેથી તે મેળવવાની પ્રવૃત્તિ હાલ તો મોકુફ જ રાખવી જોઇયે. આપણે ભારે ગણિતશાસ્ત્રી થઇને કે ભારે શાસ્ત્રીય શોધો કરીને સ્વરાજ આ વર્ષે ન મેળવી શકીયે, તેથી તે પણ હાલ મોકુફ રાખવું. આપણે ટાંકણીઓનાં કે કાગળના કે એવા બીજાં કારખાનાં કાઢીને પણ આ વર્ષે સ્વરાજ ન મેળવી શકીયે, તેથી તે કામ પણ હાલ મોકુફ રાખવું. આમ ગમે તે બીજા કાર્યને વિષે આપણે મનને સવાલ પૂછશું તો જવાબ એક જ મળે છે. તેથી આપણે જોઈ શકીયે છીયે કે આપણાં મહાવિદ્યાલયમાં, વિનયમન્દિરમાં, કુમારમન્દિરમા, અધ્યાપન મન્દિરમાં, પ્રત્યેક મન્દિરમાં આજે તો એક જ પ્રવૃત્તિને સ્થાન હોઈ શકે. જે અક્ષરજ્ઞાન આજે આપણું જરૂરનું લાગે તે વિનોદના વખતમાં હાથને આરામ આપવાને સમયે આપી શકાય. એક અંગ્રેજી સાક્ષર પોતાનો આરામ કેવળ પ્રવૃત્તિનો પ્રકાર બદલીને મેળવી લેતો હતો. જો તે આમની સભામાથી થાકીને નીકળે તો માખીઓ અને કીડીઓની ક્રિયાઓનું અવલોકન કરે તેમાંથી થાકે તો પુસ્તકો વાંચે. આમ પોતે નિર્દોષ આનન્દ ને આરામ પોતાની વિવિધ પ્રવૃત્તિઓમાંથી મેળવી શકતો હતો. આપણા વિદ્યાર્થીઓને આપણે આમ ટેવ કાં ન પાડીયે? રેંટીયાથી થાકે ત્યારે હિન્દી શીખે, તેમાંથી થાકે તો રેંટીયા પર જાય, તેમ કરવાની હિમ્મત ન ચાલે તો સંગીત શીખે; તેમાંથી થાકે ને વળી રેંટીયાનો વિચાર કરે. તેટલા પછી પણ રેંટીયા પર પાછું મન ન જાય તો કવાયત શીખે. વળી રેંટીયાનું ચિન્તન કરે. એમ કરતાં કરતાં તેને વ્યસન પડી જશે. જો કોઇ વ્યસનની અત્યારે પ્રજાને જરૂર હોય તો તે રેંટીયાની છે. દારૂ પીનારને હું રેંટીયો અકસીર ઇલાજ

તરીકે સુચવું છું. દારૂના નશા કરતા રેંટીયાનો કેફ કંઈ ઓછો નથી એને તે કેફ ચડયો છે તે જ એની અસર જાણે છે. તફાવત એ છે કે એક મારે છે, બીજો જીવાડે છે.

## કાર્યકુશળતા

કાર્યની કુશળતા વિના રેંટીયો ચાલે તેમ નથી. છે તો નાનકડું સરખું હથિયાર, ફેરવ્યે વળવું, હિમ્મત પણ પ્રમાણમા કંઇ જ નહિ, છતા તે માણસના ઉદ્યમની, તેની દૃઢતાની, પ્રામાણિકતાની, શાન્તિની ઠીક પરીક્ષા લે છે. કાતવું એટલે રૂને જેમ ફાવે તેમ ખેંચવું એ નથી. કાતવું એટલે તેની આગલી ક્રિયાઓ જાણવી. 'રામાનુજ'નો લેખ જેણે વાચ્યો છે તેઓ આ સમજી શકશે આન્ધ્ર દેશમા ૧૦૦ નબરનું સૂતર કાતનારી બાઇઓ કપાસની પરીક્ષા કરી જાણે છે, કાલુ પોતે જ ફોલે છે, કપાસ જાતે જ લોઢે છે, પીંજે છે પોતે જ, ને સમુદ્રના ફીણ જેવી ચકચકિત ને તેટલી જ સફેદ ને તેટલી જ મુલાયમ પુણીઓ પણ તે જ બાઈઓ જાતે બનાવી લે છે આમાં જ તેની કળાનો મુખ્ય ઉપયોગ થઇ જાય છે: પછી ૧૨૦ નંબરનું સૂતર કાઢવું એ તેને રમત વાત જણાય છે. કાતવાની ક્રિયા વખત લે છે. તેના પહેલાંની ક્રિયાઓ જાણવે સહેલી છે તેમજ વખત થોડો લે છે. દરેકે પેલી આદર્શ બાઇઓને સ્થાને પહોચવાની જરૂર નથી, પણ દરેકે પીંજવાની ને પુણી બનાવવાની ક્રિયા જાણી લેવાની તો જરૂર છે જ પુણી બનાવતાં એક દહાડામા શીખાય પીંજવાનું શીખતા માનો કે એક અઠવાડિયુ જાય એટલો સમય આપીને પીંજવાનું દરેક કાતનારે જાણી જ લેવુ જોઇયે. મીલની પુણી વાપરવાથી અર્થ સરતો નથી ને દરેક ઠેકાણે મીલની પુણી પહોચાડાય પણ નહિ.

વાચનારે એટલુ પણ જાણવું જોઇયે કે પીંજારાનો તો પૂર્વે ધધો જ હતો, તે ધર્મ નહોતો, તેથી પીંજારાને બીજા કારીગરોની પેઠે જ રોજી મળતી હતી. પીંજારા સહેલાઇથી મહિનાના રૂા. ૪૫ કે ઓછામા ઓછા ત્રીસ કમાઇ લે છે મુંબઇમા રૂ. ૩ા દરરોજની કમાણી કેટલાકને થાય છે. કાતનારને જાતે પીંજી લેવામાં એટલો બધો થોડો વખત જોઇયે છે કે તે જો કમાણીનો ઉદ્દેશ રાખે તો એક શેર સૂતર પાછળ બે આના વધારી શકે દરેક જણ દહાડામા જેટલું કાતે તેટલું બહુ ઓછા સમયમાં પીંજી લે છે.

## મારી ભૂલ

હું અનુભવે જોઉં છું કે મેં જ્યારે નિશાળના બાળકની કમાણી ચાર કલાકનો એક આનો ગણી ત્યારે ભૂલ કરેલી. સારે નસીબે એ ભૂલ મારી સાવચેતીની છે અજ્ઞાનને લઇને મેં અતિ સાવધાનીથી લખ્યું. આઠ કલાક કાતનારની કમાણી મેં બે જ આના ગણી હતી. હવે જોઉં છું કે આઠ કલાક કાંતનાર ૨૦ તોલા નહિ પણ ૪૦ તોલા સ્હેજે કાંતી શકે. જો આપણે સામાન્ય દામ ૪૦ તોલે ચાર આના ગણીયે તો આઠ કલાક કામ કરનારને ચાર આના મળી શકે. સત્યાગ્રહાશ્રમના બાળકોએ સત્યાગ્રહ સપ્તાહમાં કેવળ

કાંતવાનું જ કામ કર્યું. કેટલાકે દસ દસ કલાક કાંતેલું. સવારના સાડાચારથી કોઈ શરૂ કરતા. પરિણામે એક વિદ્યાર્થીએ દસ કલાકમાં સીત્તેર તોલા કાંત્યું! કલાકના સાત તોલા થયા! કલાકના પાંચ તોલા તો વધારે બાળકોએ કાંત્યું. આ બધામાંના કોઈને પાંચ મહિના કરતાં વધારેની તાલીમ નથી. તે પણ હમેશાં ચાર ચાર કલાકની પણ નહિ. આ બાળકોની શક્તિએ મારી આંખો ખોલી છે ને હું જોઉં છું કે કાળજી રાખનાર બાળક જરૂર કલાકના પાંચ તોલા સૂતર આપે. એ હિસાબે ચાર કલાક કામ કરનાર બાળક પોતાની નિશાળ સારુ કલાકના બે પૈસા આપે અથવા પચીસ દિવસના ચાર કલાક લેખે રૂા. ૩-૨-૦ આપે. આ ઉપજ હું વધારેમાં વધારે ગણું છું. પણ દર માસે સરેરાશ બે રૂપીયા પડે તોપણ ૨૦ બાળકના વર્ષના રૂા. ૪૦ થયા. સરસ શિક્ષકને સરસ બાળકો જરૂર રૂા. ૬૦ માંસિક આપે.

પણ આ તો એક જ ભૂલ.

વિશેષ અનુભવ સૂચવે છે કે પીંજણ પણ બાળકો જ કરે ને પુણી પણ બાળકો જ કરે. આમ થવાથી અચ્છેર રૂ ઉપર એક આનો બીજી કમાણી થાય. એક શેરનું પીંજામણ ને પુણીઆમણ બે આના ગણું છું. તેમાં થોડો વખત જાય એટલે આપણે ચાર કલાકનો વધારો ચાર પૈસાને બદલે બે જ પૈસા ગણીયે તો ૨૫ દિવસનો વધારો ૫૦ પૈસા થયો. એટલે સારો બાળક રૂા. ૩-૨-૦ + ૦-૧૨-૬ = ૩-૧૪-૬ આપે. મારી પ્રથમ ગણતરી માત્ર રૂા. ૧-૯-૦ હતી. પીંજામણ નોખું જ ને પીંજવાનું પીંજારા મારફતે જ કરાવવું જોઈયે એ માન્યતા મારી બીજી ભૂલ હતી.

વળી જ્યારે નિશાળમાં કાંતવાવણવાની પ્રવૃત્તિ ચાલે ત્યારે કપાસ વગેરે પ્રથમથી જ ભર્યા હોય ને સૂતરનું બજારદામ ગણતાં હમેશાં થોડુંવધારે તો ઉમેરાય જ. એક શેર સૂતર પાછળ બે પૈસા ઉમેરવા એ હું જરાયે વધારે નથી ગણતો. આ બધાં દામ અંકાઈ જાય પછી પ્રજાને ચોમેરથી કેટલો લાભ થાય તે તો જેઓ કારખાનાં ચલાવે છે તેને પૂછીયે તો માલમ પડે. લાખો બાળકો જે નિશાળમાં ભણતા હોય તેઓને આ ધંધો શીખવવામાં આવે, તેઓની મહેનતનો આંક મુકવામાં આવે ને તેથી પ્રજાનો અંકુશ સૂતરની બજાર ઉપર રહે તેનો લાભ કેટલો બધો થાય એ વિચાર હું જ્યારે કરવા બેસું છું ત્યારે મને એમ જ લાગે છે કે જો પ્રજા આ સીધી વાત સમજી જાય તો દેશનો ભૂખમરો થોડી જ મુદતમાં નાબુદ થાય

હજુ એક વસ્તુ રહે છે. જ્યારે નિશાળમાં વણવાનું પણ દાખલ કરીયે ત્યારે વળી નિશાળની કમાણી કરવાની શક્તિ વધે. જ્યારે કંતામણના કલાકના આપણે બે પૈસા ગણીયે છીયે ત્યારે વણકરનો કલાકનો એક આનો તો સ્હેજે ગણાય. પણ દાન તુરત વણાટને આપણે ગણતરીમાં ન લઈયે તોપણ જે નિશાળમાં દરેક વિદ્યાર્થી લગભગ ચાર રૂપીયા જેટલી કમાણી કરી આપે એટલે ચાર રૂપીયા ફી દર માસે આપે તે શાળાને ન જોઈયે ગ્રાંટ કે ન જોઈયે કાંઈ દાન. તે શાળા સ્વાશ્રયી બને. બાળકોને ફી આપવી જ ન પડે.

સુરત મ્યુનિસિપાલિટીને મેં આ પ્રમાણે કેળવણી આપવાની સલાહ આપી છે. સુરત મ્યુનિસિપાલિટીને એક લાખ દસ હજાર રૂપીયાની ગ્રાંટ જતી કરવી છે. તેમ કરાય, વધારે કર પણ ન નંખાય ને બાળકોને મફત કેળવણી આપી શકાય તેમ સ્વરાજ મેળવવામાં મોટી સહાય થઇ શકે એવો આ અકસીર ઈલાજ છે.

મુશ્કેલીઓ મારી નજર બહાર નથી. મકાનની મુશ્કેલી મોટામાં મોટી છે. શહેરીઓની જ્યાં મદદ હોય ત્યાં આવી મુશ્કેલી નાબુદ કરવી એ નજીવી વાત હોવી જોઇયે. મહાજનોની વાડીઓ, મન્દિરો, મસજીદોનો ઉપયોગ રેંટીયા સમાવવા સારૂ થઈ શકે. ચાલુ મકાનોમાં જેટલાં બાળકોને પૂરવામાં આવે છે તેટલાં બાળકોને રેંટીયાની તાલીમ તેમાં ન આપી શકાય. સારે નસીબે રેંટીયો કંઈક જગ્યા તો રોકે જ છે અને તેને શ્વાસોચ્છ્વાસ નથી લેવા પડતો એટલે જગ્યા રોકતો છતો તે હવાનો બગાડ કરવાને બદલે હવા સુધારશે ને બાળકોની માનસિક સ્થિતિ ઉપરાંત શારીરિક સ્થિતિ પણ પ્રમાણમાં હવા ઓછી ગંદી રહેવાથી સુધરશે.

## રેંટીયામાં સ્વરાજ

અતિ વિનયભાવથી, દલીલો સહિત, રેંટીયાની સ્વરાજ અપાવવાની શક્તિ વિષે એક ગૃહસ્થ શંકા ઉઠાવે છે. એ કાગળ જો કે આખોયે છાપવાલાયક છે છતાં સ્થળસંકોચને લીધે તેની દલીલ જ ટુંકામાં આપું છું. તે કહે છે: "રેંટીયાથી સ્વાશ્રયી બનાય, સુખે પેટ પણ ભરી શકાય, પણ આપણા હાથમાં તે દ્વારા રાજ્યસત્તા કઇ રીતે આવે એ સમજાતું નથી. ક્લાઇવના વખતમાં રેંટીયો તો હતો જ, છતાં આપણે સ્વતન્ત્રતા ખોઈ બેઠા. તેથી લૅંકેશાયરનો સ્વાર્થ બંધ થતાં કાંઇ ઇંગ્લંડનો બધો સ્વાર્થ બંધ થતો નથી. એટલે પરદેશી કાપડ બંધ થાય તોપણ ઇંગ્લંડનો સ્વાર્થ કાયમ રહેશે." આ શંકાઓ અઘટિત નથી, પણ 'નવજીવન'ના વાંચનારને એનો ઉત્તર આપવો એ સહેલું હોવું જોઈયે. છતાં મજકુર મિત્રને તેઓ 'નવજીવન'ના અભ્યાસી જણાય છે તે છતાં એ શંકા રહેલી છે તેમાં હું મારી સમજાવવાની શક્તિની અપૂર્ણતા જોઈ રહ્યો છું. ધીરજથી એ જ વસ્તુ નોંખી નોંખી રીતે સમજાવ્યા કરીશ તેમ તે વાંચનારાઓને ગળે ઉતરશે એવી હું આશા રાખું છું. કેમકે મારી ખાતરી છે કે મારી સમજણમાં ક્યાંય ટુટી નથી. મારી સમજાવવાની શક્તિ જ ખોડભરી હોવી જોઇયે. મજકુર લેખક રેંટીયા વડે આપણે પરદેશી કાપડનો બહિષ્કાર નીપજાવી શકીયે એમ તો માનતા જણાય જ છે. ત્યારે હું સૂચવું છું કે જે શક્તિ વડે આપણે અનેક પ્રકારની વિટંબણાઓ અને સરકાર તરફથી થતી કનડગતો છતાં પણ પરદેશી કાપડનો બહિષ્કાર નીપજાવી શકીયે તે જ શક્તિ આપણને સંપૂર્ણ રાજ્યસત્તા મેળવવા સારૂ પૂરી થઈ પડવી જોઇયે.

હવે આંકડા તપાસીયે. આપણે પરદેશી કાપડમાં ૬૦ કરોડ રૂપીયા ખરચીયે છીયે. બીજે નંબરે ખાંડ આવે છે; તેમાં ૨૩ કરોડ રૂપીયા જાય છે. ત્રીજે નંબરે લોખંડ આવે છે; તેના ૧૬ કરોડ છે. ત્યારપછીની જાણવાજેવી રકમ લગભગ ૬॥ કરોડની; તે

સાંચાકામની છે. અને તેટલી જ, લગભગ ખનિજ તેલની છે. બીજી પ્રમાણમાં નજીવી છે. જો આપણે ૬૦ કરોડ બચાવવાના સાહસમાં સફળ થઇયે, તો બીજી રકમો બચાવવાનાં સાહસ બાળકની રમત જેમ લાગશે. એટલે કે જો ઈંગ્લંડની સ્વાર્થનીતિનો મોટામાં મોટો ભાગ આપણે રદ કરી શકીયે તો બીજા ભાગોનો છેદ ઉડાવવો એ અશક્ય ન રહે અને જ્યારે એવી સુન્દર સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે, નિઃસ્વાર્થી ઇંગ્લંડ લશ્કર ઇત્યાદિ સત્તા બળાત્કારે ન રાખે એવો મારો દૃઢ અભિપ્રાય છે.

હવે બીજી રીતે એ જ વસ્તુને તપાસીયે. સ્વરાજ મેળવવાને સારું પ્રામાણિકતા, એકતા, દૃઢતા, સંઘશક્તિ, રાષ્ટ્રીય વ્યાપારશક્તિ, સર્વવ્યાપક રાષ્ટ્રીયતા, વીરતા અને ત્યાગની જરૂર છે. આ બધા ગુણો આપણે બતાવીયે ત્યારે જ રેંટીયો હિન્દુસ્તાનમાં ફરી વ્યાપક બની શકે. આટલા ગુણો બતાવનારી પ્રજાને કોઇ પણ સત્તા ગુલામીમાં ન જ રાખી શકે.

જે વેળાએ હિન્દુસ્તાન પરદેશી કાપડનો ધર્મ સમજી ત્યાગ કરશે તે વેળાએ આપણે સરકારને અલ્ટીમેટમ—રજાચિઠ્ઠી મોકલવા શક્તિમાન હોઇશું, તે વખતે આપણે એટલે સુધી કસાયેલા હોઇશું કે એ રજાચિઠ્ઠી કબૂલ ન રાખે—આપણી ઇચ્છાને માન ન આપે તો આપણે મહેસૂલ બંધ કરવા પણ તૈયાર હોઇશું.

ક્લાઇવના વખતમાં રેંટીયો આપણે ચલાવતા હતા તે વાત સાચી છે. તે વખતે આપણે પરાધીન નહોતા બની ગયા, પણ બનવાની શરૂઆત થઇ હતી. અને જેમ જેમ રેંટીયાનો ત્યાગ થતો ગયો તેમ તેમ આપણે પરાધીન બનતા ગયા અથવા આપણને અપંગ બનાવવામાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને રસ વધતો ગયો.

## દાગીના વગેરેનું શું ?

એ જ ભાઇ એક બીજા કાગળમાં લખે છે કે હું દરેક સ્થળેથી ઘરેણાં, રૂપીયા વગેરે ઉઘરાવ્યા કરું છું. મારી ઉપર લોકોનો વિશ્વાસ છે. પણ બધાની ઉપર મારો કાબુ ન હોય અથવા મારો આ હીલચાલની સાથે સંબન્ધ બંધ થાય તો એટલા બધા પૈસા, દાગીના વગેરેનું શું થાય? આ પ્રશ્ન પણ ઉપરના પ્રશ્નના જેવો જ અગત્યનો છે. જે જે પૈસા અને દાગીના હું ઉઘરાવું છું તે તે પૈસા અને દાગીના તે તે જગાની પ્રાન્તિક સમિતિને જ્યાં તે બની ગઇ હોય ત્યાં, સોંપતો આવું છું. તે તે પ્રાન્તમાં તેનો હિસાબ રાખવામાં આવે છે, એવો મારો વિશ્વાસ છે. જેમકે બંગાળનું ઉઘરાણું શ્રી. ચિત્તરંજન દાસને સોંપાયું; બિહારમાં ત્યાંના મુન્ત્રી બાબુ રાજેન્દ્રપ્રસાદને, સંયુક્ત પ્રાન્તમાં પંડિત જવાહરલાલ નેહરુને, મધ્ય પ્રાન્તમાં શેઠ જમનાલાલજીને, દિલ્હીમાં ડૉ. અનસારીને, પંજાબમાં લાલા લજપતરાયને, ઉત્કલમાં શ્રી. ગોપબન્ધુ દાસને, આન્ધ્ર દેશમાં શ્રી વેન્કટાપૈયાને, મદ્રાસમાં શ્રી. રાજગોપાલાચારીને, કર્ણાટકમાં શ્રી. ગંગાધરરાવ દેશપાંડેને, મહારાષ્ટ્રમાં શ્રી. નરસોપંત કેળકરને, મુંબઇમાં શ્રી. ચંદુલાલ બૅન્કરને અને ગુજરાતમાં શ્રી. વલ્લભભાઇ પટેલને સોંપાયું છે. સિન્ધમાં આખા પ્રાન્તને સારુ નવી સમિતિ નથી થઇ અને

તા. ૮-૫-૧૯૨૧

પ્રાન્તના જુદા જુદા વિભાગોમા મેળ નથી તેથી ત્યાંનું ઉઘરાણું મારી સાથે લાવ્યો છુ અને તેની વ્યવસ્થાનો વિચાર મહાસભાની સમિતિ મારફતે હું કરી લેવા ધારૂં છુ. જ્યાં જ્યાં નાણાંધરેણાં સોંપાયાં છે ત્યાં ત્યાં તે તે ગૃહસ્થો પોતે પ્રતિષ્ઠિત છે, તેઓ સમિતિના પ્રમુખ કે મન્ત્રી છે અને તેઓનો મને પોતાને વિશ્વાસ છે. દાન આપનારાઓને પણ મેં દાનની વ્યવસ્થા હું કેવી રીતે કરવાનો તે સૂચવેલું છે એ બધા નાણાંનો હિસાબ રાખવા અને તે બહાર પાડવા તે તે સમિતિઓ બંધાયેલી છે અને તેની ઉપર મહાસમિતિનો અંકુશ રહેલો છે. એટલે આ નાણાં વિષે કોઇ પ્રકારની અફરાતફર થવાનો સભંવ ઓછામાં ઓછો છે. એથી વિશેષ શુ કરી શકાય ? હુ કબૂલ કરૂં છુ કે ઘણા પૈસા પ્રજાના અત્યારના મારા ઉપરના મોહને લીધે મળે છે. પણ જે કાર્ય કરવાનુ છે તેને વિષેનો પ્રજાનો વિશ્વાસ પણ એ નાણાને સારૂ જવાબદાર છે, અને તેટલે જ દરજ્જે જે મહાન વ્યક્તિનું સ્મરણ આપણે કાયમ રાખહું છે તે વાત પણ જવાબદાર છે નાણાનો વ્યય સારો જ થાય એવી પુરેપૂરી સાવચેતી રાખવીમા આવેલી છે. ગુજરાતમા જે પૈસા એકઠા થયેલા છે તેનો હિસાબ થોડા સમયમા પ્રગટ થશે અને વખતોવખત પ્રગટ થયાં જ કરશે તમામ સંસ્થાઓને જાગ્રત રાખવા અને પોતે જાગ્રત રહેવા મારી ગુજરાતી ભાઇબહેનોને સલાહ અને વિનન્તિ છે. કરોડ રૂપીયા ઉઘરાવવાની અને પૂરી પ્રામાણિકતાથી તેનું ખર્ચ કરવાની આપણી શક્તિ ઉપર આપણા ભવિષ્યનો આધાર છે

## એક અન્ત્યજનો 'ખુલ્લો પત્ર'

ભાઇ નૂડાભાઇ શિવજીએ મારી ઉપર એક 'ખુલ્લો પત્ર' લખ્યો છે તેનો સાર અહીં આપું છુ. તે કહે છે કે જે હિન્દુઓ અન્ત્યજ વિષે મારાં ભાષણો સાંભળે છે તે માત્ર હા જી હા કરવાને જ, તેમ કરે છે. તે ભાઇ માને છે, કે મેં જે ગેરહાજરી વિષે દિલગીરી બતાવી તે અન્ત્યજોની ગેરહાજરી વિષે હતી, અને તેથી તે જણાવે છે કે અન્ત્યજોની ગેરહાજરી કંઇ ખોટી અરજીને લીધે બીકને માર્યે ન હતી પણ કેવળ અન્ત્યજ ભાઇઓના અવિશ્વાસને લીધે હતી. ભાઈ નૂડાભાઇ જેવી માન્યતા ધરાવનારને હું ખબર આપું છુ કે મેં જે દિલગીરી જાહેર કરી તે પોતાને ચુસ્ત માનનારા હિન્દુઓની ગેરહાજરીને સારૂ. મારા ભાષણમાં તેઓ પ્રત્યે વિનન્તિ હતી તેથી મેં તેઓની હાજરી ઇચ્છી હતી.

પણ જો અન્ત્યજ ભાઇઓ અવિશ્વાસને લીધે ઓછા પ્રમાણમાં હાજર રહેલા હતા એ વાત બરોબર હોય તો તે પણ ખેદકારક છે તેઓએ પોતાની ઉપર વિશ્વાસ રાખવાનો છે. અન્ત્યજ પરિષદ્ ભરવાનો હેતુ સમસ્ત હિન્દુ સમાજ ઉપર અસર પાડવાનો છે તેના કરતાં અન્ત્યજ સમાજ ઉપર પાડવાનો વધારે છે. જે જે ઠરાવો કરવામાં આવ્યા તેમાં ઘણા તો અંદરના સુધારા કરવાને લગતા હતા. તેથી હવે પછી એવી ગેરસમજથી અન્ત્યજ ભાઇઓ પરિષદોથી દૂર નહિ રહે એમ હું આશા રાખું છું.

તા. ૮-૫-૧૯૨૧

ભાઈ ન્હૂડાભાઇ વળી લખે છે કે સ્વરાજની ચળવળ પહેલાં તો અસ્પૃશ્યતાની જ સામે લડત ચાલવી જોઇયે. અન્ત્યજો પર જે રાક્ષસી રાજ્ય હિન્દુ સમાજ ચલાવે છે તે પ્રથમ દૂર થાય પછી અંગ્રેજી રાજ્યની ટીકા કરવી યોગ્ય ગણાશે. ભાઇ ન્હૂડાભાઈની આ દલીલ વિષે મારી દિલસોજી છે. પણ તેમાં મોટી ભૂલ રહેલી છે. સ્વરાજપ્રાપ્તિ એ પાપમાંથી મુક્ત થવાની ચળવળ છે. આત્મશુદ્ધિ એટલે જ પાપમુક્તિ. અન્ત્યજોની અસ્પૃશ્યતા દૂર ન થાય ત્યાં લગી હિન્દુ સમાજની અસ્પૃશ્યતા દૂર નથી થવાની. એકનો બીજાની સાથે નિકટ સંબન્ધ રહેલો છે. અન્ત્યજની અસ્પૃશ્યતાનું પાપ ન મુકાય ત્યાં સુધી સ્વરાજ મળે જ શાનું ? તેથી ન્હૂડાભાઇના જેવા વિચાર રાખનારે ધીરજ રાખી આ સ્વરાજની ચળવળમાં પૂરો ભાગ લેવાની જરૂર હું માનું છું. અન્ત્યજને સ્વરાજ બીજા હિન્દુઓ નહિ આપે, તેઓ જ લેશે સ્વરાજની કલ્પના જે સમજે તેને અસહકારની જરૂર સ્પષ્ટ જણાયા વિના ન જ રહે.

## કાલોલના હિન્દુઓ

ગુજરાતનો મારો અનુભવ વર્ણવતાં કાલોલના મહાજનની અન્ત્યજો પ્રત્યેની સારી ભાવનાની મેં નોંધ લીધી હતી. પાછળથી મને ખબર મળી કે તેઓ મારા અન્ત્યજવાડામાં જવાથી એટલા બધા રોષે ભરાયા કે તેઓએ આકરાં વેણ પણ વાપર્યાં ને ઘણાઓએ પ્રાયશ્ચિત્ત દાખલ સ્નાન પણ કર્યાં. આ સાંભળી હું દિલગીર થયો એમ કહેવામાં આવ્યું છે કે તેઓના ગુસ્સાનું કારણ એવું છે કે કેટલાકે મારા જવા બાદ અન્ત્યજોને મંડપમા પરાણે દાખલ કર્યાં. જો કોઇએ એવો પ્રયત્ન કર્યો હોય તો તે પણ હું દોષ ગણું. આપણે એકબીજાના ખોટાખરા વિચારોને પણ સહન કરીને જ આગળ વધી શકશું જેઓએ સ્નાન કર્યું, જેઓએ મારે વિષે આકરાં વેણ વાપર્યાં હોય તેઓને પણ પોતાના હક હતા. અન્ત્યજસ્પર્શને જે પાપ માને છે તેની ઉપર કંઇ બળાત્કાર કરીને તેની ભૂલ નહિ બતાવાય, તેની સાથે ધીરજ રાખી, તેને ધર્મનું રહસ્ય સમજાવીને જ અસ્પૃશ્યતાનો મેલ ધોઈ શકાશે. આ બનાવમાંથી હું તો એટલો જ સાર ખેંચવા ઈચ્છું છુ કે કોઇએ સ્વરાજની લાલચે કે મને સારુ લગાડવા ખાતર મૌન ધારણ કરવાની કે મનમાં દુભાઇને અન્ત્યજસ્પર્શ કરવાની જરૂર નથી. જે કરવું તે વિચારપૂર્વક સમજીને કરવાથી જ આપણે લાભ ઉઠાવી શકીએ છીએ ખોટી શરમ, બીક વગેરે પણ સ્વરાજ મળવામાં અન્તરાયરૂપ છે.

તા. ૧૫-૫-૧૯૨૧

# ગુંચવાયેલું કોકડું

એક ભાઇ 'સ્વદેશી' ઉપમાનથી કેટલાક પ્રશ્નો સરળભાવે પૂછે છે. તેમણે મારી જાણને ખાતર પોતાનું નામ પણ આપ્યું છે. તે વિદ્વાન ગૃહસ્થ છે. તેમના સવાલો સમજવા યોગ્ય છે. તે પૂછે છે:

સ૦—અસહકારનો જે ઠરાવ મહાસભામાં સર્વાનુમતે પસાર થયો તેમાં પોતાનો હિસ્સો આપનાર દરેક પ્રતિનિધિ તે ઠરાવનો પ્રત્યેક મુદ્દો રફતે રફતે નહિ પણ તરત જ અમલમાં મુકવા બંધાયેલો નથી શું?

જ૦—અવશ્ય છે જ.

સ૦—જો બંધાયેલ હોય ને જો તેમ ન કરે તો તેવા પ્રતિનિધિ અસહકાર એક રમકડું છે એમ ધારતા ન હોય? આવા લોકો પોતાને તેમજ બીજાને છેતરતા નથી?

જ૦—અવશ્ય છેતરે છે, એટલું જ નાહ પણ તેઓ અસહકારની લડતને ધક્કો પહોંચાડે છે. તેઓ પોતાની સિપાહીગીરીની શરત પાળતા નથી. જ્યાં પાંચ ફુટ ઉંચા માણસની જ ભરતી થતી હોય ત્યાં ચાર ફુટ ઉંચો કામ ન આવે, તેમ જ અસહકારના સૈન્યમાં રહીને જેઓ તેની શરત નથી પાળતા તે અસહકારના કાયદાનો અવિનયી ભંગ કરે છે ને ગુન્હેગાર બને છે.

સ૦—જો ઘણાખરા અસહકારીઓ આ કોટિના હોય તો શું આપને નિરાશા ન ઉપજે? આપનું અજબ આશાવાદીપણું ઘસાય નહિ?

જ૦—હજુ તો પ્રજાની કસોટી થાય છે. પણ જો ઘણાખરા અસહકારીઓ ત્રીસમી જૂન પછી પણ તેવા જ રહે તો મને ઘણું દુઃખ થાય ખરૂં. તથાપિ મારો આશાવાદ ઘસાય નહિ. જ્યાં સુધી મને મારી પોતાની આશા છે ત્યાં સુધી મારો આશાવાદ તૂટે તેમ નથી. ને બધાને મારા જેવા જ કલ્પનારો હું એમ જ માનું છું કે જે મને સહજ લાગે છે ને જે કરવા યોગ્ય છે તે બધા માણસો કરશે જ. છેતરનારા પોતાની મેળે નીકળી જવાના.

સ૦—આવા પ્રતિનિધિનો જાહેર રીતે તિરસ્કાર થવો જરૂરનો નથી?

જ૦—જો હું જનરલ ડાયરનોયે તિરસ્કાર ન કરું તો પછી હું નબળાં પ્રતિનિધિઓનો તિરસ્કાર કેમ કરું? આ સખત આત્મશુદ્ધિની હોઇ તેમાં કોઇના તિરસ્કારને અવકાશ જ નથી. પણ તેવાઓનો બહિષ્કાર થાય ખરો. એટલે કે તેવાને પ્રાતનિધિપણું ન મળે, તેવાઓ સ્વયંસેવક ન બની શકે, તેવાઓ હોદ્દેદાર ન બની શકે. હું માનું છું કે આપણું વાતાવરણ દિવસે દિવસે ચોકખું થતું જાય છે. હવે થોડી જ સમિતિઓમા વકીલાત ન છોડનારા વકીલો હોદ્દો ભોગવે છે. સરકારી નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓ ભાગ્યે જ સ્વયંસેવક બને છે. સહુ પોતપોતાની મર્યાદા સમજતા થઇ જતા જણાય છે.

સ૦—જે ન્યાય પ્રતિનિધિને લાગુ પડે તે આપના અનુયાયી અથવા આપનાં સૂત્રોની પ્રશંસા કરનારને લાગુ ન પડે ?

જ૦—મને અનુયાયી કોઈ છે જ નહિ. અથવા જેઓ મારાં સૂત્રોને પસંદ કરે ને તેને અનુસરે તે મારા અનુયાયી. એટલે અનુયાયી સૂત્રોને ન અનુસરે એ કહેવું જ અર્થવિનાનું છે. મારા 'અનુયાયી'ને સારૂ પ્રમાણપત્રની જરૂર જ ન હોય. સહુ તેવાઓને ઓળખી લે. જે સાચું ન બોલે, ન આચરે, જે દયાનું કાયાથી, વાચાથી ને મનથી પાલન કરવા પ્રયત્નવાન ન રહે, જે ખાદી ન પહેરે, પરદેશી કાપડનો સર્વથા ત્યાગ ન કરે, જે ભંગીને પોતાના સહોદર ભાઇ સમ ન ગણે, જે પરસ્ત્રીને પોતાની માબ્હેન સમાન ન ગણે, જે ધર્મને ખાતર, દેશને ખાતર, સત્યને ખાતર મરવા તૈયાર ન હોય, જે પોતાની તુચ્છતા સમજી નમ્રપણે ન વર્તે, તે મારો 'અનુયાયી' નથી. સૂત્રોના પ્રશસકને પણ હું તો એ જ કાયદો લાગુ પાડું. કહેણી ને રહેણીમાં તફાવત રાખવાની ને તે સહન કરવાની આદત આપણામા એટલી પડી ગઈ છે કે તે એક રોગ જેવું થઇ પડયું છે. જેઓ બોલે તે જ પ્રમાણે કરવા તૈયાર ન હોય તે જો બોલવાનું જ બંધ કરે તો હું જાણું છું કે જગત ઘણા વિતંડાવાદમાંથી, ઘણાં વ્યાખ્યાનોમાંથી ને ઘણી ખિસાદોમાંથી બચી જાય.

સ૦—જો આવા 'परोपदेशे पांडित्यम्' કરનાર' પ્રતિનિધિઓ અને પ્રશંસકોના ટેકાથી સ્વરાજ મળે તો આપ સ્વીકારો ખરા? સ્વીકારો તો એવું સ્વરાજ કેટલો વખત ટકાવાય?

જ૦—સ્વરાજનો સ્વીકાર મારે કરવાપણું જ ન હોય. તેનો સ્વીકાર પ્રજાએ કરવાનો રહ્યો. પ્રજાના પ્રતિનિધિ તરીકે હું જાણું છું કે એવા મિથ્યાચારથી સ્વરાજ ન જ મળે. એટલે મળે તો ટકે કે નહિ એ સવાલ ઉદ્ભવતો જ નથી.

આ ભાઈના બધા સવાલો બહુ દુઃખથી લખાયેલા છે એમ આપણે જોઈ શકીએ છીએ. એમના જેવા સવાલો ઘણાં સરળ સ્ત્રીપુરુષોને થાય જ. તેનું સમાધાન દરેક અસહકારીએ પોતાના વર્તનથી કરવાની જરૂર છે. સ્વરાજ મળતાં જે વાર લાગે છે તેનું કારણ આપણે જ છીએ.

બીજી પણ કેટલીક શંકા એ ભાઈએ પોતાના કાગળની પ્રસ્તાવનામાં ઉઠાવી છે. તે સમજવા જેવી હોઈ તે પણ પ્રશ્નરૂપે ટાંકું છું:

સ૦—આપનાં કેટલાંક સૂત્રોમાં મનુષ્યસ્વભાવ વિરુદ્ધ અજબ ત્યાગ નથી રહ્યો?

જ૦—અસહકારના એકે સૂત્રમાં એવો કઠિન ત્યાગ નથી. અસહકારનો ત્યાગ સહેલો છે ને જનસ્વભાવથી વિરુદ્ધ નથી, તેથી જ પ્રજાએ તેને વધાવી લીધો છે એમ માનું છું. મુખ્ય સૂત્ર તો હિન્દુમુસલમાનની એકતા, અશાન્તિના પ્રસંગો આવે ત્યારે પણ શાન્તિની સ્થિતિ, પરદેશી વસ્ત્રનો સર્વથા ત્યાગ, રેંટીયો અમુક વખત હમેશાં ચલાવવો, યથાશક્તિ દાન આપવું, ભંગીને ભાઈ ગણવો, દારૂ વ્યભિચારનો ત્યાગ કરવો ઇત્યાદિ છે. આમાં હું કયાંયે સંન્યાસ નથી જોતો. જે બીજી પ્રજાઓ નથી કરી શકી તે મેં માગ્યું જ નથી. શાન્તિ એ કદાચ નવી વસ્તુ ગણાશે. પણ શીખોએ તેની મર્યાદિત સાધના કરી બતાવી છે. ઉંડે ઉતરતાં જોવામાં આવશે કે ધાર્યે સમયે અંગ્રેજોએ પણ શાન્તિનું પાલન કર્યું છે. મેં તો ત્યાં સુધી કહેલું છે. કે શાન્તિને પૉલીસી—એક સમયને લગતું હથિયાર—સમજીને તેનો ઉપયોગ કરશું તોપણ આપણે જીતશું. મારી કલ્પનામાં શાન્તિ એ સબળનું—શુદ્ધ ક્ષત્રિયનું હથિયાર છે. પણ આપણે ભલે તેને દુર્બળનું હથિયાર ગણીએ તોપણ શસ્ત્રબળ અત્યારે અસંભવિત જાણીને હિન્દુસ્તાન જો મરવાનો જ મન્ત્ર સાધે, મારવાનું મેલી દે તો આજે સ્વરાજ લઈ શકાય તેમ છે.

સ૦—આપ શાસક સાથે અસહકાર કરાવો છો તો પછી જેઓ ધારાસભામાં જનારા સહકારીઓના ભંગી વગેરેને અટકાવી તેમની સાથેનો અસહકાર સૂચવે છે તેમને કેમ રોકો છો?

જ૦—આપણે શાસક સાથે અસહકાર નથી કરતા; આપણો અસહકાર શાસકનીતિ પરત્વે છે. આપણો અસહકાર વ્યક્તિગત નથી. આપણે એક પણ અધિકારીના ભંગીને કે કુંભારને સેવા કરતાં રોકયો નથી. તેમ કરવું હું ઇષ્ટ પણ માનતો નથી. તો પછી આપણા જે ભાઈઓ મતભેદને લીધે ધારાસભા વગેરેમાં

જાય તેના ભંગી વગેરેને આપણે કેમ ગણીયે? આપણે તો પ્રત્યેકને પ્રેમ વડે જીતવાની ઉમેદ રાખીયે છીયે. પ્રેમ ન કહો તો, આપણે કોઇને બળાત્કારે આપણી તરફ લાવવા માગતા નથી પણ તેની બુદ્ધિને જાગૃત કરી, તેને સમજાવી આપણા મતનો પ્રચાર કરવા ઇચ્છીયે છીયે. અસહકારનું મૂળ તિરસ્કાર નથી પણ પ્રેમ છે; અસહકારનું મૂળ દુર્બળતા નથી પણ અતુલ બળ છે, અસહકારનું મૂળ અસત્ય નથી પણ સત્ય છે; અસહકારનું મૂળ અન્ધશ્રદ્ધા નથી પણ જ્ઞાનમય શ્રદ્ધા, વિવેક, બુદ્ધિ વગેરે છે; અસહકારનું મૂળ અધર્મ નથી પણ ધર્મ છે, આત્મવિશ્વાસ છે.

સ૦—તમે ફક્ત મહાત્મા છો કે સાથે સાથે સ્ટેટ્સમૅન (મુત્સદ્દી) પણ છો?

જ૦—મારો અભિપ્રાય એવો છે કે જે મહાત્મા છે તે સ્ટેટ્સમૅન હોવો જ જોઇયે. સ્ટેટ્સમૅન એ કે જે સ્ટેટની—પ્રજાની રક્ષા, સેવા કરી શકે કોઇ આત્મા 'મહાન' એટલે જ દરજ્જે હોય કે જેટલે દરજ્જે તે જનસમાજનો દાસ બન્યો છે.

---

# મારી નોંધ

## § સ્વામી ગોવિન્દાનન્દ

આખર સ્વામી ગોવિન્દાનન્દજીને પાચ વરસ કાળા પાણી મળ્યા. સ્વામીજીનો વાંસો સાબૂત છે. સરકારે અગાઉ પણ એમને વરસોના વરસ સુધી વગરતપાસે જેલવાસથી નવાજ્યા છે. એમણે જુદી જુદી જેલોમા એમના પર ગુજરેલ સિતમોના અનુભવો નોંધ્યા છે. આજે ફરી એકવાર અદાલતના દારસમાથી ખબરદારીપૂર્વક લઈ જઇને સરકારે તેમને જૂના સિતમનો ભેટો કરાવી દીધો છે! અદાલતનો ફારસ ભજવ્યાથી એમને મળેલી કાળા પાણીની સજાનું બેહૂદાપણું કોઇ રીતે છાટાભાર ઓછું થતું નથી એ તો દેખીતું છે. એથી તો ઉલટું સરકારના આખા વહેવાર નીચે રહેલું પાખંડ આંધળાની આંખે પણ દેખાઇ આવે એટલું ઉઘાડું થાય છે. આ નીતિ જ સિદ્ધ કરી આપે છે કે આકૃતિ ફરી છે પણ અન્તર પલટાયું નથી, બહારનો વેષ બદલાયો છે પણ ભીતરની કાની ઓગળી નથી. સારા કામ એ જ સારાપણાની એકમાત્ર કસોટી હોઇ શકે.

જે ભાષણ માટે સ્વામીજીને પાચ વરસનો દેશનિકાલ મળ્યો તે આખું હું વાંચી ગયો છું. એમાં અલબત્ત કડવા વચનો અને આકરી ભાષા છે, પણ અસામાન્ય એવું કશું જ નથી, અને ખુનામરકી કે મારફાડ તરફની ઉશ્કેરણીની તો ક્યાંયે ગન્ધ સરખી નથી. અપ્રીતિ અવશ્ય છે, પણ સરકાર પ્રત્યેની અપ્રીતિ ખોલી બતાવવા સારુ જો એમના પર

કરી શકું છું. 'નવજીવન'ના વાંચનારને હું ખાતરી આપું છું કે જ્યાં ટીકા કરવાની જરૂર જણાય છે ત્યાં હું ટીકા કરતાં ચૂકતો નથી. પણ તે સલ્તનતનો નાશ કે સુધારો આપણે ટીકા કરીને નહિ કરી શકીએ, પણ આપણું કર્તવ્ય કરીને, આપણે પોતે સુધરીને જ કરી શકીશું. આપણને રેંટીયા કાંતવામાંથી, મહાસભામાં નામ નોંધાવવામાંથી ને તિલક સ્વરાજ ફાળામાં પૈસા ઉઘરાવવામાંથી જરાયે અવકાશ જ નથી. જ્યારે આપણે મૂઠીભર કામ કરનારા આપણી દરેક ક્ષણ ઉપલા કાર્યોને આપીયે ત્યારે જ જૂન માસ સુધીમાં કરવાના કાર્યક્રમને પહોંચી વળીયે તેમ છીયે. ત્યારે આપણે સરકારની ટીકા કરવામાં કેમ વખત ગાળીયે ?

મને તો સ્ટેશનો પર થતી ભીડ અને અવાજો પણ અસહ્ય થઈ પડ્યાં છે. અવાજો ને ભીડથી સ્વરાજ મળનારૂં નથી. તેને માટેનો સમય હવે ગયો છે. જ્યારે જાગૃતિ નહોતી ત્યારે તેની જરૂર ભલે ગણાતી હોય હવે તો જાગૃતિ જોઈયે તેટલી છે. આપણને નાયગરાનો ધોધ હાથ આવ્યો છે. તેનો ઉપયોગ પણ આપણે જાણ્યો છે. એટલે આપણું કાર્ય મૂંગે મ્હોડે તેનો ઉપયોગ જ કરવાનું રહ્યું છે.

જેમ સરકારની ટીકાની જરૂર નથી તેમજ સહકારીની ટીકાનીયે જરૂર નથી. આપણી બધી ટીકા આપણા કાર્યમાં સમાયેલી છે. એક અચોળ આચરણ જેટલું ફળ લાવે છે તેટલું ફળ ખાંડી જેટલાં ભાષણો કે લખાણો નથી આપતાં એવો જગતમાત્રનો જાતિઅનુભવ છે. ભાષણ ઘણી વેળા આપણા આચરણની ખામીનું દર્પણ હોય છે. બહુબોલકો ભાગ્યે જ પોતાના બોલ પાળે છે. વચન પાળનારા કંજુસની જેમ જોખીજોખીને પોતાના મુખમાંથી વાક્યો કાઢે છે. અને જ્યાં સરકારની પાસેથી માગણી કરવાનું મેલી આપણે આપણી પોતાની પાસે જ માગણી કરતા થઈ ગયા છીયે ત્યાં તો જે કંઈ ટીકા હોય, જે બળાપો હોય તે આપણે પોતાને જ વિષે હોઈ શકે.

## અશાન્ત અસહકારી

ભાવનગરની જૈન કન્યાશાળા વિષે ત્યાંના એક ગૃહસ્થ પોતાનું નામ આપી કેટલીક દુઃખદાયક બીના લખે છે. તે કાગળ મારી પાસે કેટલીક મુદત થયાં પડ્યો રહ્યો છે, પણ રખડપાટને લઈને હું બધા પત્રોને ઇચ્છું તેટલી ઝડપથી નથી પહોંચી શકતો. આ ગૃહસ્થે પોતે રજા આપી છે છતાં તેમનું નામ હું પ્રગટ નથી કરતો, કેમકે હું તેમને ભાવનગરમાં અયોગ્ય ટીકાને પાત્ર બનાવવા નથી ઇચ્છતો. હું જાણું છું કે આપણામાં હજુ એકબીજાની ટીકા નિખાલસપણે થઈ હોય તોપણ સહન કરવાની શક્તિ નથી આવી. સ્વરાજવાદીએ તો એવી ટીકા પણ સહન કરતાં શીખવું જોઈયે. એ ભાઈ લખે છે કે છઠ્ઠી એપ્રિલને પવિત્ર દિવસે પણ અસહકારીઓનું ટોળું ત્યાં કન્યાશાળા બંધ કરાવવા જઈ પહોંચેલું. એક જ જણ વિનયપૂર્વક કહેવા ગયેલ હોત તો કંઈ કહેવા જેવું નહિ રહેત, પણ ખબરપત્રીના લખવા પ્રમાણે તો ટોળું પહોંચી ગયું. ટોળાના સરદારે જોરપૂર્વક નિશાળ બંધ કરાવવા

કર્યું. મુખ્ય અધ્યાપકે કંઈ દલીલ શરૂ કરી. તેના જવાબમાં પથ્થરનો વરસાદ વરસ્યો! એક કન્યાનું માથું ફૂટ્યું; બીજીને સ્હેજ વાગ્યું. એટલામાં સારે નસીબે શાન્તિ સમજનાર એક અસહકારી આવી પહોંચ્યા. તેમણે પથરાનો વરસાદ ને જોરજુલમ અટકાવ્યાં. આ ભાઇને હું ધન્યવાદ આપું છું. બીજાઓને વિષે તો હું શું લખું? જો ઉપરની હકીકત ખરી હોય તો તેઓએ છકી જઇ, પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો ને પોતાનું ભાન ભૂલ્યા. પરાણે પુણ્ય કરાવવાની અનીતિમાંથી નીકળવા ઇચ્છનારા આપણે બીજાની ઉપર કેમ જોરજુલમ કરીએ?

ઉપરની ખબર આપનાર ભાઇ લખે છે કે શાળામાં વ્યવસ્થાપકોએ પેલો ઉપદ્રવ થયો છતાં પોલીસની મદદ માગી જ નહિ. આ ખામોશીને સારૂ હું વ્યવસ્થાપકોને ધન્યવાદ આપું છું. જેઓ શાન્તિનો ભંગ કરે છે તે બીજી બધી શરતોનું પાલન કરતા છતાં પણ અસહકારી ન કહેવાય. અને અસહકારીનાં તીરો સહન કરીને પણ શાન્તિ જાળવનાર સહકારીને હું અજાણપણે રહેલ અસહકારી તરીકે જ ગણું છું.

## 'સ્વરાજ ઈશ્વર પણ આપે એમ નથી'

'આ વાક્ય સત્યાગ્રહ સપ્તાહ વેળાના મારા સન્દેશામાં છે. ભાઈ રજબઅલી જીણાભાઇ લખે છે કે આ વાક્યનું રહસ્ય ઘણા માણસો સમજે એમ નથી ને તેમાં જેમ જાણે ઈશ્વરની શક્તિની પણ હું મર્યાદા બાંધતો ન હોઉં એવો આભાસ આવે છે ને તેથી આસ્તિક લોકોને દુઃખ પણ લાગ્યું હોય. હું પોતે મને આસ્તિક ગણું છું. ઈશ્વરતત્ત્વને માનનારો છું. મેં તો એક ચોકખી વાત ચોકખા શબ્દોમાં લખી ઇશ્વરનો કાયદો રજૂ કર્યો છે. પાપીને સ્વર્ગ આપવું એ ઈશ્વરે પોતાના હાથમાં જ નથી રાખ્યું. કાયદા બનાવીને ઇશ્વરે પોતાના હાથ જ કેમ જાણે ધોઇ નાંખ્યા છે કહીએ તો ચાલે. ઇશ્વર સર્વશક્તિમાન હોવાથી જ તેણે અપવાદ વિનાના કાયદા ઘડયા છે. સ્વરાજ એ માણસની ને પ્રજાની સ્થિતિ સૂચવે છે. જેમ ખાય તે જ ભૂખ શાન્ત કરી શકે તેમ પરતન્ત્ર મટે તે જ સ્વતન્ત્ર થાય. આપણે દારૂ ન છોડીએ, પરદેશી કાપડનો ત્યાગ ન કરીએ, હિન્દુમુસલમાન લડયાં કરીએ, તો ઇશ્વર સ્વરાજ આપે? આપી શકે? પણ આપણે પ્રજામતથી પરદેશી કાપડ છોડીએ ને દારૂ ત્યાગીએ તો શું આપણને સ્વરાજ ન મળે? ઈશ્વરના કાયદાનો ભંગ કરતો છતાં કોઇ ઇશ્વર પાસેથી સ્વર્ગની આશા રાખી શકે? ન જ રાખે. તેથી આપણે પ્રાર્થના કરીએ તે પણ આપણે સ્વરાજને સારૂ નહિ પણ સ્વરાજને સારૂ શક્તિ મળવાની કરી શકીએ. પ્રાર્થનાનો એક અર્થ જ એ છે કે અમુક વસ્તુ કે સ્થિતિ મેળવવાની પોતાની તીવ્ર ઇચ્છા રજૂ કરવી.

તા. ૨૨-૫-૧૯૨૧

# પાંચસેંમો મજલો !

સીમલાનું નામ સાંભળ્યું હતું—જોયું ન હતું. જોવાની ઇચ્છા થતી, પણ જતાં હમેશાં ડરતો. સીમલામાં હું ખોવાઈ જઈશ એમ મને લાગ્યા કરતું. સીમલામાં હું એકલો જ જંગલી જેવો દેખાઉં એમ લાગતું.

હવે સીમલા જોયું. હું ભારતભૂષણ પંડિત માલવીયાજીને મળવી આવ્યો છું; તેમની છાયા તળે છું. મકાનનું નામ 'શાન્તકુટી' છે. અહીં તો મારા સાથીઓથી જ ઘેરાયેલો છું. હવા સુન્દર છે. કુદરતે પોતાનું કરવામાં મણા નથી રાખી. આ પહાડો હિમાચળનું અંગ છે છતાં બહારથી મને જરાયે શાન્તિ નથી મળતી. અને જો મારી શાન્તિનો આધાર બહારના વાતાવરણ ઉપર જ હોય તો મારે અહીંથી ભાગી જવું પડે અથવા હું દિવાનો બનું.

સીમલાનું નામ શીમળા માતા પરથી પડ્યું છે, જેમ મુંબઈનું મુમ્બાદેવી પરથી ને કલકત્તાનું કાલી પરથી. ત્રણે દેવી બેવફા નીવડી છે અથવા તેના ઉપાસકો દેવીને ભૂલી ગયા છે. કાલીના મન્દિરનો વિચાર કરું છું ત્યાં શ્વાસ છૂટે છે. એ મન્દિર જ કેમ કહેવાય? ત્યાં રોજ અક્ષરશઃ લોહીની નદીઓ વહે છે. જે હજારો બકરાંની કતલ ત્યાં ધર્મને નામે કરવામાં આવે છે તે ઇશ્વરના દરબારમાં કેવી ફરીઆદ કરતાં હશે એ કોને ખબર? કાલીમાતાની ગરજ તે કેટલી? તે થોડી જ ગળસી ભોગે માગે છે? આપણે તેને વગોવે છે.

મુંબઈમાં અત્યાચારો ઓછા નથી થતા. પણ ધર્મને નામે ત્યાં હમેશાં ધાડ નથી પડતી. ગોરબજારમાં જનારા, ઘોડદોડમાં ઘેલાની જેમ પૈસા ફેંકનારા પાખંડને પાખંડને નામે ઓળખે છે, પોતાની નબળાઇ કબૂલ કરે છે. મુંબઈના કતલખાનાઓમાં જે કતલ થાય છે તે પેટને ખાતર થાય છે, ધર્મને નામે નહિ એ જ્ઞાનથી મુંબઈમાં રહેવું કેવળ અસહ્ય નથી લાગતું.

પણ સીમલા? દિલ્હી કંઈ હિન્દની ગુલામીનું નિશાન ન ગણાય, ખરું પાટનગર દિલ્હી નથી. રાજ્યકર્તાનું ખરું મથક સીમલા છે. સીમલાની મ્યુનિસિપાલિટીએ ના. વાઇસરૉયને જણાવ્યું કે અમલદારવર્ગ સીમલાના પહાડની શાન્તિમાં ને તેની ઠંડીમાં પોતાની પૉલીસી—રાજ્યનીતિ પ્રતિવર્ષ ઘડે છે. એ રાજ્યનીતિ કેવી તેનો અનુભવ.

આપણે પેટ ભરીને ૧૯૧૯ના હનાળામા કર્યો. એ રાજ્યનીતિના તાપનું માપ હિન્દુસ્તાનનો ગરમમા ગરમ ભાગ પણ નહિ આપી શકે.

સીમલા નિહાળ્યા પછી મારા વિચારોમા ફેરફાર નથી થતો. સીમલાની પાછળ અઢળક ધન ખરચાયું છે. મારા જેવા અભિમાનીનું માન પણ અહીં હણાયું છે. સીમલામાં વાહન ઘોડા અથવા રિક્ષા છે. દક્ષિણ આફ્રિકામાં હું કદી રિક્ષામાં ન બેઠો, પણ અહીં મારી નબળાઇએ મને તેમા બેસાડ્યો છે. નાનાંમોટાં સ્ત્રીપુરુષ બધાં રિક્ષામાં બેસે છે. મોટરની મનાઈ છે એ તો વ્યાજબી જ લાગે છે. ઘોડાગાડી માત્ર વાઈસરૉય સાહેબ અને એક બે બીજા અમલદારો જ વાપરી શકે છે એ પણ યથાર્થ લાગે છે. અહીંના રસ્તા સાંકડા છે. ઉંચા પહાડોમા રસ્તા કોતરવા તે તો સાંકડા જ હોઇ શકે. તે રસ્તે ગાડીઓની આવજા થોડી જ હોઇ શકે.

પણ આશ્ચર્ય એ છે કે રિક્ષા એટલી સામાન્ય વસ્તુ થઇ પડી છે! કેમ જાણે આપણે ગાડીમા જોડાવું એ આપણો ધર્મ ન હોય! મને ઘમડી જનાર ભાઇઓને મે પૂછ્યું, 'તમે આ ધંધો કેમ કરો છો?' જવાબ મળ્યો, 'પેટ ભરવું રહ્યું ના?' આ જવાબ પૂરો નથી એ જાણું છું. છતા તેઓ શોખથી જાનવર બને છે એમ તો ન જ કહેવાય. મારી ફરીઆદ તો એ છે કે આપણે મનુષ્યને જાનવર બનાવીયે છીયે. પછી આપણે સામ્રાજ્યના બેલ બન્યા છીયે તેમાં શી નવાઇ?

રિક્ષા કંઇ અંગ્રેજો જ નથી વાપરતા. જેટલી છૂટથી તેઓ વાપરે છે તેટલી જ છૂટથી આપણે વાપરીયે છીયે. આપણે બેલ બનાવવામા ભાન લઇ જાતે બેલ બન્યા છીયે.

એક રિક્ષા પાછળ ચાર માણસ હોય છે. ત્રણને દર માસે જણ દીઠ અઢાર રૂપીયા મળે છે, ચોથા સરદારને વીસ મળે છે. રસ્તાઓમા ઉંચાણ નીચાણ એટલું હોય છે કે ચાર માણસો છતાં તેઓ હારી જાય છે. રિક્ષામાં એક જ માણસ બેસી શકે એવી તેની બનાવટ હોય છે. આટલુંયે સદ્‌ભાગ્ય.

સીમલા ૭૫૦૦ ફુટ ઉંચું છે. ત્યાથી રાજ્યવહીવટ ચાલે છે તેનો અર્થ સમજાય તો આ સામ્રાજ્ય શું છે તેની ખબર પડે. મુંબઇના માળાઓમા બધા વેપારીઓ છેલ્લે માળે રહીને વેપાર કરતા હોય તો ઘરાકની શી વલે થાય? ચોથો મજલો ૬૦ ફુટ લગી જતો હશે. હિન્દુસ્તાનનો વેપાર ચલાવનારા આ સરકારરૂપી વેપારીના ત્રીસ કરોડ ઘરાકને સાઠ ફુટને બદલે સાડાસાત હજાર ફુટ ઉંચે જવું પડે છે! મુંબઇનો વેપાર ચોથે મજલે ન ચાલે એમ આપણે જાણીયે છીયે. હિન્દુસ્તાનનો

વેપાર પાંચસેમે મજલે ચાલે છે! હિન્દુસ્તાન ભૂખે મરે તેમાં શી નવાઇ ? ત્રણ કરોડ બાલુડાં સીમલાની તળેટીએ ભૂખે રળવળ્યાં કરે છે તે, હવે આશ્ચર્યકારક ન જ જણાવું જોઇયે.

જ્યાં સુધી સામ્રાજ્ય અને આપણી વચ્ચે પાંચસો મજલા જેટલું અન્તર છે ત્યાં સુધી તે અન્તર નભાવવા સારૂ ડાયરશાહી ચાલવી જ જોઇયે.

સ્વરાજ પણ જો તે જ મજલેથી ચાલે તો તે સ્વરાજ ન હોય.

પણ મેં સરખામણી સાચી નથી કરી એમ કોઈ વિવેકી કહેશે. શેઠ તો ભલે ૭૫૦૦ ફુટ ઉંચે હોય. પણ વાણોતરને—તલાટીને, પટેલને, મામલતદારને—તો ભોંયતળીએ રાખે છે. જો શેઠ પોતાને ખર્ચે પાંચસેમે મજલે રહેતા હોય તો આ દલીલમાં કંઇક વજુદ હોઇ શકે. પણ શેઠ તો ત્યાં ઘરાકને ખર્ચે રહે છે. શેઠ ત્યાં રહેવાનું ખર્ચ લે છે ને પોતાનો નફો લે છે. આવા વેપારીનાં ઘરાક દીવાળીઆં એટલે ભીખારી બને એમાં શી નવાઇ ?

એ તો ગંગાની કાવડ કરતાયે મોંઘું થયું. ગંગાની કાવડ રામેશ્વર લગી જતી. એક ટચુડી ગંગાજળનું દામ આપનાર જાણે છે કે ગંગાજળ તે મોંઘું કે સોંઘું હતું.

સીમલામાં સાંકડનો પાર નથી. ઘરો ભરાઇ ગયાં છે. મોંઘારત તો હોય જ. પાણી પણ બેએક હજાર ફુટ નીચેથી આવે છે. લોટો પાણી વાપરતાયે શરમ આવે તેમ છે. અમે જ્યા રહીયે છીયે ત્યા પાણી તો આવે છે, પણ આખો દહાડો ભરભર થાય ત્યારે દૂરથી પાણી ભરનારા પૂરૂં પાડી શકે છે. સીમલાની આસપાસ ઝરા છે જ નહિ. સ્વરાજ મેળવવું એટલે સરકારને પાંચસેમે મજલેથી ભોંયતળીએ લાવવી ને આપણી ને તેની વચ્ચે સ્વાભાવિકતા દાખલ કરવી—પછી તે ભલે અંગ્રેજી સરકાર હો કે દેશી. ભેદ કાળાધોળાનો નથી; ભેદ ઉચનીચનો છે. બ્રાહ્મણ એ કે જે ભંગીની સેવા કરે. ભંગીની કાંધ ઉપર ચડીને સવારી કરે તે બ્રાહ્મણ નહિ. પ્રજાની વચ્ચે ને પોતાની વચ્ચે ૫૦૦ મજલાનું અન્તર રાખે તે રાજા નથી. કર્મે આપણે સુખી દુઃખી, રાય રંક જન્મીયે છીયે. સુખી પુરુષાર્થ કરી દુઃખીનાં દુઃખ ટાળે છે; રાય પુરુષાર્થ કરી રંકને પોતાના જેવા બનાવવા પ્રયત્ન કરે છે, એટલે કે પોતે રાયછતાં ઇરાદાપૂર્વક રંક બને છે. ઇશ્વર દાસનો દાસ બની ઐશ્વર્ય મેળવે છે; પતિતને પાવન કરી પોતે પૂજ્ય બને છે. સીમલામાં અવળો ન્યાય ભાળ્યો ને મારૂં હૃદય રડ્યું.

---

# § કાબુલનો હાઉ !

૧

એક ભાઈએ મારા ઉપર સંખ્યાબંધ સવાલોની એક જંત્રી મોકલી આપી છે. તેમાં સૌથી મહત્ત્વનો સવાલ મૌલાના મહમદઅલીએ કાબુલની ચડાઈની બીક વિષે મદ્રાસમાં કાઢેલા ઉદ્‌ગારોને લગતો છે. મૌ. મહમદઅલીનું ભાષણ વાંચવાનું મારાથી નથી બની શક્યું, પણ મૌ. મહમદઅલી કહે કે ન કહે તોપણ હું તો અફઘાનિસ્તાનના અમીર જો બ્રિટિશ સરકાર સામે લડાઈ માંડે તો એક રીતે અલબત્ત મદદ કરું. એટલે કે હું મારા દેશબંધુઓને પોકારીને કહું કે જે સરકારે સત્તાની લગામ પોતાના હાથમાં રાખવાની બાબતમાં પ્રજાનો બધો વિશ્વાસ ખોયો છે તે સરકારને મદદ કરવી એ મહાપાપ છે.

બીજી બાજુએ અમીરના સ્વાગતને માટે પણ માન અને મેળાવડાઓ કરવાની હું પ્રજાને ચોખ્ખી ના કહું. એવા સ્વાગતથી હિન્દુ તેમ મુસલમાન બન્ને કોમોએ ખિલાફત, પંજાબ અને સ્વરાજને માટે અખત્યાર કરેલા અહિંસાધર્મનો ચોખ્ખો ભંગ જ થાય. અને, મને લાગે છે કે મૌ. મહમદઅલી પણ હું ઉપર કહી ગયો તેના કરતાં વધુ કહેવા ન જ માગે. હિન્દુમુસલમાન વચ્ચે થયેલી સમજણ જ્યાં લગી કાયમ છે ત્યાં સુધી એમનાથી બીજું થાય જ નહિ. મુસલમાનો જોઈએ તો એ કરાર તોડી શકે છે. પણ જરા ઊંડા ઉતરીને જોઈશું તો જણાશે કે હિન્દુમુસલમાન એકતા એ હવે એક અભંગ વસ્તુ છે. એ કરારનો ભંગ એટલે હિન્દુસ્તાનના આખા ધ્યેયનો નાશ. વળી હિન્દુમુસલમાન બન્ને મળીને આજે સશસ્ત્ર બંડ કરે એ પણ મારી કલ્પના બહારની વસ્તુ છે. અને મુસલમાનો એકલા સશસ્ત્ર બંડ કરીને ખાટવાની ઉમેદ તો ભાગ્યે જ રાખી શકે.

પણ હું તો મૂળ કાબુલની ચડાઈની વાતનો જ નાહકનો હાઉ ઊભો કરી મૂકીને તેનાથી ખડી ઉઠવાની સામે વાચકને ચેતવવા ઇચ્છું છું. એમના પોતાના જ લશ્કરી લેખકોએ કેટલીયે વાર આપણી આગળ એમનું રહસ્ય કહી નાંખ્યું છે કે તેમની ચડાઈઓ અને દરોડાઓ ઘણીવાર, માત્ર સિપાઈઓની તાલીમને ખાતર અગર તો તેમની નવરી પલટણોને વચમાં વચમાં કામ આપવા ઉભા કરેલા હોય છે. હિન્દુસ્તાનની દુર્બળ, નિઃશસ્ત્ર, રાંક, અશરણ પ્રજાને ભાન નથી કે આ સરકાર કેવી કેવી તદબીરોથી

તેની બુદ્ધિને ભમાવીને તેને હમેશાં પોતાની મૂઠીમાં મન્ત્રમુગ્ધ રાખે છે. આપણામાંના કેટલાક સારામાં સારા લોકો પણ હજુ પણ એ જ ભ્રમણામાં વસે છે કે હિન્દુસ્તાનનું લશ્કરી બજેટ જાણે સાચે જ હિન્દુસ્તાનને બહારના શત્રુઓની ચડાઇના ભયથી બચાવવા ખાતર જ ઘોડાવેગે વધ્યું જાય છે ! હકીકત તો એ છે કે એ ખરચો શીખ, ગુરખા, પઠાણ, રજપૂતો ઇત્યાદિ આપણા સિપાઇઓ ઉપરના સરકારના અણવિશ્વાસને લીધે એટલે કે આપણી ઉપરના અણવિશ્વાસને લીધે અને તેથી કરીને આપણને પરાણે પોતાના પંજામા દબાયેલા રાખવા માટે વધ્યા જાય છે.

મારી માન્યતા—હું કદાચ ભૂલતો હોઉં—તો એવી છે કે આટલા દિવસ સરકાર અમીર જોડે દોસ્તીના કરાર કાયમ રાખવા ખબરદાર રહેતી તે રશિયાની ચડાઇની બીકે નહિ પણ હિન્દી લશ્કર કોઇવાર રૂઠે તો શું કરવું એ બીકે. આજે તો હવે કંઇયે રશિયન ચડાઇની બીક નથી. બૉલ્શેવિકોના ભયનાં જે બીહામણા ચિત્રો દોરી બતાવવામા આવે છે તેને મેં કદી સાચાં માન્યાં નથી. અને બંગાળના એક સમયના વગરતાજના રાજા શ્રી. સુરેન્દ્રનાથ બૅનરજીના શબ્દોમા કહીયે તો 'પ્રજાકીય વિશ્વાસના પહોળા પાયા ઉપર ખડી થયેલી' કોઇ પણ સરકારે રશિયન, બૉલ્શેવિક કે બીજી કોઇ પણ ચડાઇનો ભય શા સારુ રાખવો જોઇયે? હિન્દુસ્તાન સન્તોષી અને સબળ હોય તો બ્રિટન જેવા દોસ્તની મદદમાં હરકોઇ ચડાઇને મારી હઠાવતાં તેને કેટલી વાર? પણ આ સરકારે ઇરાદાપૂર્વક આપણું પુરુષાતન હરી લીધુ, આપણને રાતદિવસ આપણા પડોશીઓની અને આખી દુનિયાની ચડાઇની બીકે ફફડતા કરી મુકયા, અને આપણાં બધા અમૂલાં અક્કલ દળો ચૂસી લઇને આપણને આપણા સંરક્ષણની બાબતમા શું, કે દહાડે દહાડે વધતી જતી ગરીબાઇને પહોંચી વળવાની બાબતમાં શું, લેશ આત્મવિશ્વાસ વગરના કરી મુકયા છે. આવી વસ્તુસ્થિતિ વચ્ચે મને તો અલબત્ત આશા છે કે અમીર આ સરકારની જોડે કોઇ પણ જાતના દોસ્તીના કોલકરારોમાં ઉતરશે નહિ. કારણ એવા કોઇ પણ જાતના કોલકરાર હિન્દુસ્તાનના તેમજ ઇસ્લામનાં હિતની સામે એક નાપાક કાર્ય કર્યાં બરાબર ગણાશે. આ સરકાર પોતાના હાથમાંની 'આપત્કાળ'ના બહાના હેઠળ ઓડવાયરશાહી ચલાવવાની સત્તા છોડવા રાજી નથી, મુસલમાનોને આપેલાં વચનો (મારી નજરમાં હિન્દી સરકાર અને સામ્રાજ્ય સરકાર વચ્ચે ભેદ માનવાનું કંઇ જ કારણ નથી.) પાળવા ખુશી નથી અને હિન્દુસ્તાનને પોતાનો રાષ્ટ્રીય પુરુષાર્થ પૂરેપૂરો અજમાવવાની તક આપવા તૈયાર નથી, તેથી જ તો

હિન્દુસ્તાનના હિત વિરુદ્ધના કોલકરારોમાં અફઘાનિસ્તાનને ઉતારવાની સરકારની આટલી ધડમથલ છે. મને ઉમેદ છે કે જેટલા અસહકારીઓ છે તેટલાઓમાં તો આ બાબતમાં એક જ મત છે. અને તે એ જ કે જે સરકારની જોડે સહકાર કરવા અમે અત્યારે રાજી નથી તેની જોડે બીજા પણ દોસ્તીના કેરારમાં ન જ ઊતરે.

## ૨

ઉપલો લેખ વાંચ્યા પછી ભાઈ ઍન્ડ્રૂઝે મારા ઉપર કાગળ લખ્યો છે. તેઓ પૂછે છે કે એ લેખથી અફઘાનોને હિન્દી સરહદ ઉપર ચડી આવવાને હું આમન્ત્રણ નથી આપતો શું? અને તેમ કરીને ખુનામરકીની લડાઈનો હું ભાગીદાર નથી બનતો શું?

મારો લેખ હિન્દી લોકોને અને સરકારને ઉદ્દેશીને લખાયો છે. કેવળ મારા લેખના જોર ઉપર અફઘાનો ચડ દઈને હિન્દુસ્તાન ઉપર દોડ્યા આવે એટલા તે મૂરખ છે એમ હું માનતો નથી. છતાં જ્યારે ભાઈ ઍન્ડ્રૂઝ જેવાની નજરમાં એ લખાણમાંથી એવો અર્થ નીકળી શક્યો છે ત્યારે જેને જેને કોઈને આ બાબતમાં કશું લાગતું હોય તે સૌ આગળ હું સ્પષ્ટ કરવા ઇન્તેજાર છું કે અફઘાનોને કે બીજી કોઈ પણ પરદેશી સત્તાને આપણી મદદે આવવાને હું નોતરતો નથી, એટલું જ નહિ પણ હું તો તેઓ કોઈ આપણી મદદે ન જ આવે એ જોવાનો આગ્રહી છું. બહારની કશી મદદ વગર પોતાનો ઝગડો સરકાર જોડે પોતે જ પતાવી લેવાને હિન્દુસ્તાન શક્તિમાન છે એવી મારી સંપૂર્ણ શ્રદ્ધા છે. એ ઉપરાંત સાવ નિર્મળ અને કેવળ અહિંસાત્મક સાધનોની જ મદદથી હિન્દુસ્તાનને પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવું સાવ સંભવિત છે એ બતાવી આપવામા પણ મને રસ છે. તેથી અફઘાનોને હિન્દની સરહદથી છેટા રાખવા હું એકે પ્રયત્ન બાકી રાખું એમ નથી. પણ એમને હિન્દી સરકાર ઉપર ચડી આવતા અટકાવવાની મારી કાળજી પાછળ હું આ સરકારની મદદ માગવા અગર તો તેને માણસો કે પૈસાની મદદ કરવાની હદ સુધી કદાપિ ન જાઉં.

આ વાત એ લેખમાં મેં બની શકે તેટલી સ્પષ્ટતાપૂર્વક સમજાવી છે. મારી નજરમાં તો ચાલુ સરકાર સૌથી અસહ્ય વસ્તુ છે; હિન્દુસ્તાનના પુરુષાતનને એ મોટામાં મોટા ભયરૂપ છે; અને હું ગમે તે ભોગે એનું નવેસર ચણતર જોવા રાજી છું. મારા મનને છાંટાભાર શંકા નથી રહી કે આ સરકાર સાવ ઈશ્વરવિમુખ અને અધર્મી છે. તેમાં ક્યાંક ક્યાંક પ્રામાણિક અને સચ્ચાઈને ચાહનારા ઉદારદિલ અંગ્રેજો અને હિન્દીઓ અલબત્ત પડેલા છે. પણ એથી તો અત્યારે હિન્દુસ્તાનને

માટે એની ભયંકરતા ઘટવાને બદલે ઉલટી વધે છે. એવા એક્લડોકલ અધિકારીને જોઇને પ્રજા ઉલટી ભૂલાવામાં પડે છે, તેનો બુદ્ધિભેદ થાય છે અને આ તન્ત્રની હાડની દુષ્ટતા ઝટ દઇને એના ધ્યાનમાં નથી આવતી. મારી ઝુંબેશ વ્યક્તિઓની સામે છે જ નહિ. આ આખી લડત રાજ્યના તન્ત્ર સામે છે, 'સરકાર'ને નામે જે સમુદાયને હાથે અત્યારે આ દેશનો બધો કારભાર ચાલે છે તેની સામે છે. એ તન્ત્રમાં વ્યાપી રહેલું ઝેર કાઢી નાંખવાના કાર્ય આગળ સારામાં સારા વાઇસરાયોને પણ હાર ખાવી પડી છે. એ ઝેર જ એ તન્ત્રનો પાયો છે. તેથી આવા આ વિષવૃક્ષને ઉખાડવાના પ્રયત્નમાં અત્યારે હિન્દુસ્તાનને માથે ખરામાં ખરી આફત તૂટી પડે તો તેને પણ મારૂં મન અત્યારે ઘડીભર કબૂલ રાખીલે એમ છે.

પણ હું જે કંઇ કરવા ઇચ્છું તેમાં અને જે અત્યારે કરી શકું એમા જમીન આસમાનનું અંતર છે. હું કબૂલ કરૂં છું—મને દુઃખ થાય છે કે અસહકારની પ્રવૃત્તિ હજી સિપાઇવર્ગ ઉપર એટલી અસર નથી પાડી શકી કે બીજે પ્રસંગે તેઓ સરકારને મદદ કરવાની ના સુણાવી દેવાની હિમ્મત બતાવે. જ્યારે આપણા સિપાઇઓમા એ સમજણ ઉગશે કે તેમની હસ્તી સ્વદેશને સારૂ છે, જ્યારે એમનો ભાન થશે કે વગરસમજ્યે વગરવિચાર્યે ઉપરીના હુકમથી ગોળીઓ છોડનારા સંચા બનવું એ સિપાઇના ધંધાની કેવળ દિલ્લગી છે, ત્યારે તે ક્ષણે જ હિન્દુસ્તાનના દુન્યની સ્વાતન્ત્ર્યની લડત વિજયી થઇ સમજવી.

અત્યારે તો હિન્દી સિપાઇનો દિલ પર હરકોઇ સામાન્ય હિન્દીના જેટલું જ બીકનું વાદળ ઘેરાયેલું રહે છે. એ લશ્કરભરતીનાં ટેપો ખદબદાવી મુકે છે, કારણ એને લાગે છે કે ગુજરાનનો એ એક જ રસ્તો છે. સરકારે પણ જીવ લેવાની કળાનો આ ધંધો અનેક જાતનાં ખાસ ઇનામો અને બક્ષિશોની લાલચોથી આકર્ષક બનાવ્યો છે; તેમ બીજી બાજુએ તેટલી જ ચાલાકીપૂર્વક તકસીર માટેની સજાઓ પણ એવી બનાવી મુકી છે કે એકવાર એ જાળામા સપડાનાર સિપાઇને એમાંથી છટવું લગભગ અશક્ય થઇ પડે છે. આ સ્થિતિમાં હું એવું કશું માનતો જ નથી કે તુરતમાં જો કદી અફઘાનોને હિન્દ પર ચડાઇ કરવાની બુદ્ધિ સૂઝે જ તો બ્રિટિશ સરકાર હિન્દુસ્તાનીઓની મદદ વગરની રહે. પણ મારો તો ધર્મ જ હતો—અને તે પણ ખાસ જ્યારે મને સવાલ કરવામા આવ્યો ત્યારે—કે અફઘાન ચડાઇ જેવો પ્રસંગ જો કદી ઉભો થાય જ તો તે પ્રસંગે અસહકારના સિદ્ધાન્તની દૃષ્ટિએ હિન્દીઓનો—મારો ધર્મ શું હોઇ શકે તે ચોકખું કરી દેવું. વળી અફઘાન ચડાઇને વિષે

ઉભા કરેલા આ નાહકના હાઉ સામે હબડી ન ઉઠવા પ્રજાને ચેતાવવાની પણ તેટલી જ જરૂર હતી.

ભાઇ ઍન્ડ્રુઝના સવાલના બીજા ભાગમાં પણ અહિંસાધર્મને વિષે કંઇક ભ્રમ રહેલો જણાય છે. અહિંસાત્મક અસહકારીના ધર્મમાં કંઇ સરકાર સામે બીજા કોઇએ લડાઇ માંડી હોય તો તેમાં સરકારને મદદ કરવાનો સમાવેશ નથી થતો. અહિંસાત્મક અસહકારી એવી કશી લડાઇને છૂપી કે ઉઘાડી રીતે ઉત્તેજન આપવાની કે મદદ કરવાની દિશાએ પણ કશુંયે ન કરે. એ તેમા સીધી કે આડકતરી રીતે ભાગ ન લે. પણ એવી લડાઇમા લડાઇનો અન્ત આણવા ખાતર પણ સરકારને મદદ કરવાની એની ફરજ ઉભી નથી થતી. ઉલટું એની પ્રાર્થના તો પોતે જે સત્તાને મિટાવવા ઇચ્છે છે તે સત્તાની હાર થાય એવી જ હોય અને તે દેખીતી રીતે જ એવી હોવી જોઇયે. આમ મારા અસહકારધર્મની દૃષ્ટિએ તો હું અફઘાનની ચડાઇ આવે તોપણ ભાવ સ્વસ્થ જ રહું. તેમ હિન્દના રક્ષણની દૃષ્ટિએ પણ તેટલો જ નચિન્ત રહું. અફઘાનોનું હિન્દુસ્તાને કશું જ બગાડ્યું નથી. તેઓ પણ ઇશ્વરનો ડર રાખનારી પ્રજા છે. મુંબઇ કે કલકત્તાની બજારોમા જંગલી દંગા મચાવનારા બે ચાર કાબુલીઓના દાખલા ઉપરથી આખી અફઘાન પ્રજાને માટે મત બાંધવાની સામે અમલદારીઓને હું ચેતવું છું. સરહદ ઉપરનું બ્રિટિશ નાકું તૂટે તો તે જ વખતે એ અફઘાનોના ધાડા હિન્દુસ્તાન ઉપર ભૂખ્યા વાઘોની પેઠે તૂટી પડે એમ માનવું એ વહેમ છે. આપણે યાદ રાખવું જોઇયે કે જો તેઓ હિન્દુસ્તાન ઉપર તૂટી પડવા ઇચ્છે જ તો આજે પણ એમને કોઇ રોકે એમ નથી. પણ આપણે આપણા સ્વદેશ પ્રત્યે જે પ્રીતિનો દાવો કરીયે છીયે તેટલો જ તેમને પણ સ્વદેશ વ્હાલો છે. સરહદના વતનીઓનો સવાલ જુદો છે. તેમની મુશ્કેલીઓની ચર્ચા તો મારે વળી એલાયદા લેખમા કરવી રહી.

---

## § હિન્દુમુસલમાન એકતા

'સંપ ત્યાં બળ છે' એ કેવળ બાળકોને શીખામણનું બોધવચન જ નથી પણ જીવનનો એક અટૂટ નિયમ છે એ વાત હિન્દુમુસલમાન એકતાના સવાલથી જેટલી સ્પષ્ટપણે સાબીત થાય છે તેટલી બીજા કશાથી જ નથી થતી. કુસંપ કરીને છૂટા ભારીના ભાગની પેઠે આપણે એકેએક ભાગી જઇયે એ દેખીતું છે. જ્યાં સુધી

આપણે હિન્દુ અને મુસલમાન એકબીજાનાં ગળાં કાપવા તૈયાર હોઇયે ત્યા સુધી કોઇ પણ ત્રાહિત સત્તા આવીને હિન્દુસ્તાનને સ્હેજે ગુલામ બનાવી શકે એમા શી નવાઇ છે? વળી હિન્દુમુસલમાનનું ઐક્ય એટલે કેવળ હિન્દુ અને મુસલમાન કોમ વચ્ચેનું જ ઐક્ય નહિ. પણ જે જે કોઇ લોકો—પછી તે ચાહે તે ધર્મને માનતા હોય—હિન્દુસ્તાનને પોતાનું ઘર માની આ દેશમાં વસે છે તે બધા વચ્ચેનું ઐક્ય. એવી એક્તા હજુ આપણે એટલી હદ સુધી નથી કેળવી કે તે ઝાઝુ તાણ કે મસ-ડાટ ખમી શકે એ વાતનું મને પૂરૂં ભાન છે. દિવસે રાત્રે વધતો છતાં હજુ એ કુમળો છોડ છે તેથી તેની ખાસ માવજત રહેવાની જરૂર છે.

નેલોરમાં આ સવાલ કશા પડદા વગર તેના ચોકખા સ્થૂલ સ્વરૂપમા મારી આગળ ખડો થયો અને એ બાબતને લગતી ઝાંખપ જતી રહી. નેલોરમાં બે કોમ વચ્ચે એખલાસ નહોતો. મને નજીવી લાગી એવી એક બાબત ઉપર બે વર્ષ ઉપર બન્ને કોમો લડી પડેલી. મસીદ આગળ થઇને પસાર થતી વેળાએ વાજાં વગાડવાં કે નહિ એ જરીપુરાણો સવાલ જ અહીં પણ ઉઠેલો. મને લાગે છે કે હરકોઈ નજીવી બાબતને મોટું રૂપ આપી દઇને કેમ જાણે એના ઉપર જ હિન્દુ કે મુસલમાન કોમના ધર્મનો બચાવ કે નાશ-લટકી રહ્યો હોય એવી નાદાનીની અવસ્થામાંથી હરેક ભોગે હવે તો ઉગરી ગયે જ આપણો છૂટકો છે. આપણને સારાસારનો વિચાર હોવો જ જોઇયે. મસીદ આગળથી પસાર થતાં વાજાં વગાડવાનો આગ્રહ ધરવામાં અને પોતાના ગામમાં અગર બીજી કોઇ જગાઓએ અગાઉ તેમ કર્યાના દાખલા ટાંકી બતાવવામા હિન્દુઓ કઇ ભારે સિદ્ધ મેળવી લેવાના છે કે તેટલા સારૂ તેમણે પોતાના ભાઇઓ જોડે વિખવાદ કરવા તૈયાર થવું? મસીદ આગળ થઇને પસાર થતી વેળાએ, વાજાં વગાડવાં જ જોઇયે એવી કોઇ જાતની શાસ્ત્રાજ્ઞા કે ધર્માજ્ઞા નથી. બીજી બાજુએ મસીદ જેવી જગાની આસપાસ ચોવીસે કલાક પવિત્ર શાન્તિ વર્તતી રહે એ મુસ-લમાનોની લાગણી સ્હેજે સમજી શકાય તેવી છે. હિન્દુને મન જે વસ્તુ આવશ્યક ન હોય તે મુસલમાનને મન આવશ્યક હોઈ શકે છે; અને ખાસ અગત્યની ન હોય એવી બધી બાબતો.માં બન્ને કોમોએ એકબીજાને નમતું આપવું જ જોઇયે. નજીવી બાબતો માટે લડવું એ મૂર્ખતા છે, એ ગુન્હો છે. જો આપણે એકબીજા પ્રત્યે ઉદારતાભરી સહનશક્તિ અને બધી બીનઅગત્યની બાબતોમાં સ્હેજે નમતું મુકવાની વૃત્તિ કેળવશું તો જ જે એક્તા આપણે બન્ને કોમો વચ્ચે કાયમ રાખવા ઉમેદ રાખીયે છીયે તે કાયમ કરી શકીશું. હિન્દુને ગાય પ્રાણસમાન પ્રિય છે. એટલે મુસલમાને પણ એ બાબતમાં રાજી થઇને પોતાના

તા. ૨૨-૫-૧૯૨૧

હિન્દુ ભાઈની સગવડ સાચવવી જોઈયે. નિમાજને વખતે શાન્તિ એ મુસલમાનને મન કિંમતી વસ્તુ છે, એટલે દરેક હિન્દુએ પોતાના મુસલમાન ભાઈની લાગણીને ગણી થઈને માન આપવું જોઈયે. પણ આ તો આદર્શ હિન્દુમુસલમાનોને લગતી સલાહ થઈ. આપણી વચ્ચે તો હજીયે વા જોડે વઢનારા હિન્દુઓ તેમજ મુસલમાનો નથી પડ્યા એમ નથી. એવાઓને માટે આપણે સપૂર્ણ શુદ્ધ નીયતવાળા અને સૌ કોઈના વિશ્વાસપાત્ર એવા માણસોની પચાયતો સ્થાપવી જોઈયે. એ પચાયતોના ચુકાદા માન્ય કરવાને બન્ને પક્ષ બંધાયેલા રહે. આવી પચાયતોના ચુકાદાના નિષ્પક્ષપાતપણા વિષે તેમજ તે માન્ય રાખવાની તરફેણમા પ્રજામત એવો કેળવાવો જોઈયે કે એ વિષે કોઈને કશું જ કહેવાપણું ન રહે.

હું જાણું છું કે હિન્દુમુસલમાન બન્ને કોમોમા હજુયે એકબીજા પ્રત્યે પુષ્કળ —અનિશય અણવિશ્વાસ રહેલો છે. ઘણા હિન્દુઓને મુસલમાનોની ઇમાનદારી વિષે સંદેહ રહ્યા કરે છે. સ્વરાજ એટલે તો તેમની નજરમા મુસલમાન રાજ્ય જ દેખાય છે. એમની દલીલ એ હોય છે કે અંગ્રેજોની પછવાડે હિન્દુમુસલમાનો દુનિયામાં મુસલમાની રાજ્યોને હિન્દુસ્તાનમા મુસલમાન સામ્રાજ્ય જમાવવામા મદદ કરશે બીજી બાજુ મુસલમાનોને એ ભય રહ્યાં કરે છે કે મુસલમાનો કરતા હિન્દુસ્તાનમા હિન્દુઓની સંખ્યા ઘણી જ મોટી હોવાને લીધે હિન્દુઓ તેમને સંખ્યાબળથી દરેક બાબતમા કચડી નાખશે. મારે કહેવું પડે છે કે આ વૃત્તિ બન્ને પક્ષની કેવળ નબળાઈ-ની જ નિશાની છે. ઉદારતા નહિ તો છેવટ સુખશાન્તિમા રહેવાની સ્વાભાવિક ઇચ્છા પણ હિન્દુમુસલમાનોને એકબીજા પ્રત્યે વિશ્વાસ અને સહનશીલતા નભાવવાની ફરજ શીખવશે.

મને તો આ બન્ને કોમને કાયમને માટે એકબીજાથી અલગ રાખે એવું બન્નેમાથી એકેના ધર્મમા કશું જ જડતું નથી. બળાત્કારે વટલાવવાના દિવસો હવે ગયા છે. મુસલમાનો સાથે લડી પડવાને હિન્દુઓને ગોવધ સિવાય બીજું કશુંયે જરા પણ વજુદવાળું કારણ જડે એવું નથી રહ્યું. મુસલમાનોને પણ તેમનો ધર્મ કંઈ ગોવધ કરવાની ફરજ નથી પાડતો. હકીકત તો એ છે કે અત્યાર અગાઉ કદી પણ આપણે એકબીજા સાથે ભળવાનો, આપસના ઝગડા પતવી દેવાનો અને એક જ પવિત્ર ભૂમિના ફરજદોની પેઠે ભાઈ ભાઈ બનીને મહોબતની ગાંઠથી બંધાયેલા રહેવાનો ખરો પ્રયત્ન જ કર્યો નથી. અત્યારે આપણને જીંદગીમાં ન મળે એવી આ તક મળી છે. ખિલાફતનો પ્રશ્ન બીજા સો વર્ષ સુધી ફરી નહિ ઉઠે. હિન્દુઓને

જો મુસલમાનો સાથે કાયમની મિત્રતા કરી લઈ કાયમને માટે તેમને શાંચે તાંતણે બાંધી લેવા હોય તો આજે તેમણે ઇસ્લામના માનનું રક્ષણ કરવાના મુસલમાનોના પ્રયત્નમાં તેમની સાથે જાનનિસારી કરવા તૈયાર થવું જોઈયે.

---

# મારી નોંધ

## § ભાઈ હૉર્નિમેન વગેરે

કેટલાક મિત્રોએ મારા પર ભાઇ હૉર્નિમેનને વિસારી મુકવાનો આરોપ મુકયો છે. બીજા કેટલાક હું સાવરકર બંધુઓને વિષે પણ કેમ ભાગ્યેજ કંઈક લખું છું તે સમજતા નથી. 'કઠણ કેસો કાયદાને બગાડે' એવી વકીલોની દુનિયાની એક કહેવત છે. એની યથાર્થતા હું અત્યારે બરાબર જોઇ શકું છું. કેટલાયે ન્યાયાધીશોને દેખીતા તો હડહડતા ગેરવ્યાજબી છતાં કાયદાની દૃષ્ટિએ સાવ શાબ્ત એવા ચુકાદા આપવા પડયાના દાખલા છે. તેજ પ્રમાણે કઠણ કેસો અસહકારીને પણ ઘણીક ગુંચવણમાં નાંખી દે છે એમ કહી શકાય ખરું. નેવરિયા પત્રકાર તરીકે મારો તો ધર્મ રહ્યો કે દેશની સામે આજે જે એકજ મહાપ્રશ્ન પડેલો છે તેને લગતા હોય તે જ વિષયોની ચર્ચાથી આ કટારો ભરવી. વળી ભાઈ હૉર્નિમેન અગર તો સાવરકર બંધુઓને વિષે જો હું અત્યારે કંઇ લખું જ તો તે પણ સરકાર ઉપર તેમના લાભમાં કશી અસર પાડવાની દૃષ્ટિએ તો ન જ લખી શકું; માત્ર પ્રજાને એમના સ્મરણને ખાતર પણ અસહકાર તરફ વધુ જોરથી વળવાની સલાહ આપવા ખાતર લખું. ભાઇ હૉર્નિમેનને પાછા આવેલા અને એક સમર્થ અને બહાદુર સાથી તરીકે ફરી પાછા આપણી વચ્ચે કામ કરતા જોઇને મને આનન્દ જ થાય. એઓ અન્યાયના ભોગ થઇને જ દેશવટો ભોગવી રહ્યા છે એ હું ભૂલ્યો નથી. સાવરકર ભાઇઓની શક્તિઓનો પણ જાહેર હિતને ખાતર ઉપયોગ થવો જોઇતો હતો એમ માનું છું. અત્યારે તો હિન્દુસ્તાને વેળાસર પોતાની બિગડી ન સુધારી લેવ્યાં સુધી તેણે તેના બે એકનિષ્ઠ પુત્રો ખોયા સરખું જ છે. એ બે ભાઇઓમાંના એકને હું સારી રીતે ઓળખું છું. લંડનમાં હું એના સમાગમમાં આવેલો. એ બહાદુર માણસ છે, ચાલાક છે, દેશભક્ત છે. એ હાળે એમના વિચારો ખુલ્લમખુલ્લા ક્રાન્તિવાદી હતા. ચાલુ રાજ્યતન્ત્રમાં ભરેલી શેતાનિયત તેમની દૃષ્ટિને મારા કરતાં ઘણી વહેલી દેખાઇ. હિન્દુસ્વાન ઉપર અત્યન્ત પ્રેમ બતાવ્યાને માટે તે અત્યારે આંદામાનનાં કાળાં પાણી ભોગવી રહેલ છે. કોઈ સરળ સરકાર હોત તો તેની હેઠળ એ ભાઇ આજે એકાદ મોટો હોદ્દો ભોગવતા હોત. આવી સ્થિતિ વચ્ચે તેમને માટે અને તેમના ભાઇને માટે મને લાગી આવે એ ખુલ્લું છે. જો આજે આપણે અસહકાર ન માંડયો હોત તો તો હૉર્નિમેનને પાછા આવવા દેવાની કે સાવરકર બંધુઓને મુક્ત કરવા જેવી છૂટો આપીને પ્રજાને પટાવવાનો સરકારે કેટલાયે પ્રયત્ન કર્યો હોત. હવે તો અસહકારની લડત બન્ને પક્ષ વચ્ચે

માડી પડીને રસ્તો બંધ થયો છે. જેઓ સાવરકર બંધુઓને તેમજ બીજા ઘણા જે તેવી જ રીતે કેદ ભોગવી રહ્યા છે તેમને છોડાવવા અગર તો ભાઈ હોર્નિમેનને પાછા હિન્દુસ્તાન લાવવા ઇન્તેજાર છે તેમને માટે એક જ ધોરી રસ્તો છે અને તે એ કે તેમણે અસહકારની લડતને સંપૂર્ણતાએ પહોંચાડવાના તેમજ સ્વરાજ સ્થાપવાના કાર્યમાં અનન્યભાવે નિરફતાર થઇ જવું અને એ મહાન હેતુ સફળ થાય ત્યાં સુધી હાલ કેદ ભોગવી રહેલા આપણા ભાઇઓને છોડાવવાની ફરી બીજી પેરવી કરવાનું માંડી વાળવું. એટલું જ નહિ પણ દરેક વ્યાજબી અને ખાનદાનીભર્યાં નિર્મળ શાન્તિમય માર્ગોથી આ સરકારની સામે થઇને આપણે જાતે જેલ મેળવવા મથવું.

## એ માર્ગો કયા?

એવા નિર્મળ અને ખાનદાનીભર્યા માર્ગો કયા એ હવે અંધારામાં રહ્યું નથી. હજુ થોડા જ દિવસ ઉપર સંયુક્ત પ્રાન્તના કિસાનોને ઉદ્દેશીને પંડિત મોતીલાલજીએ બહાર પાડેલી એક પત્રિકા વહેંચવાના 'ગુન્હા'ને સારૂ પાંચ નૌજવાનોને સજા ફરમાવવામાં આવી. પત્રિકામાં તો ઉશ્કેરણી સામે પણ શાન્તિ જાળવવાનો કિસાનોને ઉપદેશ કરવામાં આવ્યો હતો. પણ મૅજીસ્ટ્રેટે એ પત્રિકાને ફિતુરી ગણી! સજામાં એ પત્રિકાઓ ન વહેંચવા વિષે જામીનગીરી આપવાની હતી. તે આપવા ઇનકાર કરીને પાંચે જુવાનોએ જેલ માગી લીધી. સરકારની સામે થવાનો આ એક નિર્મળ માર્ગ કહેવાય. ધોળી ટોપી સરકારની આંખમાં ખૂંચે ત્યાં તે પહેરવાના આગ્રહમાં મક્કમ રહીને નોકરીમાથી બરતરફી અગર તો જેલ સુદ્ધાં મેળવવા વિષે તો હું ઉપર લખી ચુકયો છું. અલાહાબાદમાં મેં સાંભળ્યું કેટલાક સરકારના બેર'ખ્વાહ નોકરો તો ગરીબ લોકોને એટલે સુધી બ્હીવડાવી મુકવા મથી રહ્યા છે કે રેંટીયા ચાલુ કરશો તેના પર સરકાર કામ ચલાવશે! મને લાગે છે કે કેમે કરીને રેંટીયાને જો એકવાર આપણે સરકાર પાસે રાજદ્રોહી વસ્તુ તરીકે જાહેર કરાવી શકીએ તો તો જેલ માગી લેવાનું ભારેમાં ભારે ખાનદાન સાધન આપણે પેદા કર્યું ગણાશે.

## નવા વાઇસરાય

હું પંડિતજીનો તેડાવ્યો સીમલા ગયો. તેમની તબીયત નાદુરસ્ત હોવાથી હું જ્યાં હોઉં ત્યાં આવવાને બદલે મને બોલાવ્યો. હું તેમને મારી પાસે કેમ જ આવવા દઉં? હું સીમલા ગયો. ત્યાં વાઇસરાય સાહેબની મને મળવાની ઇચ્છા છે એમ પંડિતજીએ મને જણાવ્યું. મેં વાઇસરાય સાહેબને લખ્યું કે જો તેમને મને મળવાની ઇચ્છા હોય તો હું તેમને મળવા જવા ને મારે જે કહેવાનું હોય તે સંભળાવવા ખુશી છું. તેઓ સાહેબે વખત લખી મોકલ્યો. અમારી મુલાકાત લાંબી ચાલી. વાઇસરાય સાહેબે ઘણી ધીરજથી, ઘણા વિનયથી ને ધ્યાનથી મારી બધી વાત સાંભળી. તેમને કહેવાનું હતું તે મેં માનપૂર્વક સાંભળ્યું. અમે એકબીજાને કંઈક ઓળખતા થયા.

તા. ૨૨-૫-૧૯૨૧

પરિણામ હું જાણતો નથી ને જાણું છું. જે આપણને જોઈયે છે તે આપવું તેમના હાથમાં નથી. તે જો સારા હોય, સાચા હોય ને આપણી વાત સમજી જાય તો આપણને મદદગાર મિત્ર તરીકે નીવડી શકે. બાકી લેવું તે આપણા જ હાથમાં રહ્યું છે. આપણામાં મેળવવાની શક્તિ હોવી જોઈયે. લેનાર હોય તો દેનાર મળી રહે છે. પ્યાલો લઈને જનાર ઘડા જેટલું ન મળ્યાની ફરીઆદ સાગર પાસે નોંધાવે તેનો કંઈ અર્થ હોય?

એટલે સ્વરાજ લેવાની, ખિલાફત-પંજાબનો ન્યાય મેળવવાની શક્તિ આપણામાં આવવી જોઈયે તે હજુ નથી આવી, આવતી જાય છે. આપણા રસ્તામાં માલેજાવ જેવાં વિઘ્નો પડ્યાં છે. આપણી આળસે આપણે ધાર્યું મેળવી નથી શકતા, છતાં બીજા પરની ઉપર ઉતારીયે છીયે. ખોજ બધી પોતાની જાત ઉપર જ ઉતારવી એ અસહકારનું એક લક્ષણ છે.

## સાથીઓને

ના. વાઈસરાય સાહેબની મુલાકાત પછી હું સાથીઓને આટલું તો કહી શકું છું કે તેઓએ બાબત, વાતો, તમાશા, ભાષણો છોડી પોતાના કાર્યમાં મચ્યા રહેવું.

આપણી પાસે પાંચ કામ છે.

(૧) અસ્પૃશ્યતાનિષેધ, (૨) દારૂનિષેધ, (૩) મહાસભાના સભાસદ મેળવવા, (૪) તિલક સ્વરાજ ફાળો ઉઘરાવવો, (૫) રેંટીયા દાખલ કરવા.

આમાંના એક પણ કામને સારૂ ભાષણની જરૂર નથી.

અસ્પૃશ્યતા મટાડવા માટે આપણે ભંગી ઇત્યાદિની સેવા કરવી, તેમને, ઈર જરૂ, તેમની સ્થિતિ સુધારવી.

દારૂનિષેધને સારૂ દારૂની દુકાનો પાસે ઉભા રહી જનારાને વિનયપૂર્વક ચેતવવા. છતાં જવા ઇચ્છે તો જવા દેવા. દરેક ન્યાતે મદ્યપાન વિરુદ્ધ ધારા પસાર કરવા ને તેનો ભંગ કરનારનો બહિષ્કાર કરવો.

બહિષ્કાર એટલે ધોબી હજામ વગેરે બંધ કરવા એ નહિ. બહિષ્કાર એટલે તેને ત્યાં પાણી ન પીવું, તેને ત્યાં વિવાહવહેવાર ન રાખવો. તેને ત્યાં જમણવહેવાર ન રાખવો. બહિષ્કાર બે પ્રકારના છે: એક સભ્ય ને બીજો અસભ્ય. સભ્ય બહિષ્કારનું મૂળ પ્રેમ છે, અસભ્યનું મૂળ તિરસ્કાર છે. અસભ્ય બહિષ્કારનું બીજું નામ તિરસ્કાર છે. અસભ્ય બહિષ્કાર શાન્તિમય અસહકારમાં હરામ છે, ત્યાજ્ય છે. સભ્ય બહિષ્કારમાં સેવા ન લેવાનો, સંગ ન કરવાનો ભાવ છે. અસભ્ય બહિષ્કારમાં દંડ દેવાનો, દુઃખ દેવાનો ભાવ છે. દારૂ પીનારને આપણે દંડ નથી દેવો, પણ તેનો સંગ તજી આપણું દુઃખ પ્રદર્શિત કરવું છે. સંગ તજવો એટલે પાણી, ભોજન અને બેટીવ્યવહાર તજવો. પણ કોઈની સેવા બંધ કરવી એ નિર્દયતા છે. દવાતળાવ સહુને સારૂ છે. હજામ, ધોબી, વાહન વગેરે સાર્વજનિક સેવા સારા

નઠારા બધાને સારા છે. કલમ, પીંછી, પખાલી ઘર ન પૂછે. મુનીને પણ પાણી પીવાનો હક છે. આમ સારાસાર વચ્ચે વિવેક કરતાં શીખશું તેમ સ્વરાજ વહેલું આવશે. દારૂનિષેધમાં બહિષ્કારનો ઉપયોગ કરવાની આવશ્યકતા જોઉં છું. તેથી બહિષ્કારનો આટલો વિચાર કર્યો. ઘણી જગ્યાએ અસભ્ય બહિષ્કારનાં ફળ કડવાં આવ્યાં છે. અસભ્યતામાત્રનો ત્યાગ કરવામાં આપણું જોર રહેલું છે. દારૂની ટેવ પડ્યા પછી તે એટલે સુધી માણસને ગુલામ બનાવે છે કે તે માણસ દયાને પાત્ર બને છે. ને દયાથી જ આપણે તેવાઓને સુધારી શકશું.

દારૂની દુકાનવાળાનો પણ તિરસ્કાર ન કરીએ. તેને લાંબા કાળનો ધંધો છોડવો એ સહેલી વાત નથી. તેને બીજો ધંધો સૂઝવો જોઈએ, આવડવો જોઈએ. હું ચલાવી શકું તો દારૂના પીઠાંવાળા બધાને પીંજનારા, કાંતનારા ને વણનારા બનાવું. તેમાંથી તેઓને પૂરું આજીવિકા મળી રહે તેમાં લગારેય શંકા નથી. દારૂનું પીઠું ચલાવવાના કામમાં છોકરાંછૈયાં કામ ન કરી શકે; કાંતવાવણવામાં બધાં મદદ કરી શકે. એટલે કોઈને કોઈનું પેટ ભરવાપણું રહેશે નથી. સહુ પોતાનો ફાળો એકઠો કરી આપી શકે છે.

મહાસભાના સભાસદો ભરાવવા, તિલક મહારાજના સ્મરણાર્થે દ્રવ્ય એકઠું કરવું અને ચરખા દાખલ કરવા એને માટે ગામાની જરૂર નથી, પણ અનેક સ્વયંસેવકોએ ઘેર ઘેર ભટકવું જોઈએ. જ્યાં સુધી એ પ્રમાણે કામ નહિ થાય ત્યાં સુધી જૂન માસ સુધીની યોજના પાર નહિ પડે.

આપણને વાતો કરવાનો પણ અવકાશ નથી હું તો મારા દાખલામાંથી સમજું છું કે એક ક્ષણ પણ વાતમાં જાય છે, દર્શન દેવામાં જાય છે અથવા આળસમાં જાય છે તો તે પાછી નથી મળતી. આપણને અત્યારે નથી હર્ષનો વખત રહ્યો, નથી શોકનો. જેઓએ કાર્ય કરવાનો રસ ચાખ્યો છે તેઓને તો હું જરૂર કહેવા ઈચ્છું છું કે તેમણે એક ક્ષણ પણ નકામી ન જવા દેવી. ક્ષણ આપણી નથી; તે આપણે દેશને આપી ચૂક્યા છીએ.

## રેંટીયાનો અર્થ

રેંટીયો દાખલ કરવાનો અર્થ એટલો જ નથી કે તે બધાં કુટુંબમાં દાખલ થયો એટલે થયું. ખરો અર્થ તો એ છે કે તે બરોબર ચાલે અને તે કુટુંબ ખાદી પહેરતું થઈ જાય. દરેક રેંટીયો ઓછામાં ઓછા ચાર કલાક ચાલવો જોઈએ. એક કલાકના આપણે ઓછામાં ઓછા ત્રણ તોલા ગણીએ, ને તે પ્રમાણે દરેક રેંટીયા દીઠ સૂતર દરેક ગામમાં નીકળવું જોઈએ. ત્યારે રેંટીયા ચાલે છે એમ ગણાય. પ્રજાનું આળસ ઉડાડવાની આ વાત છે દરેક જણે ખાલી વખતમાં રેંટીયો ચલાવવાની આ વાત છે. તે કંઈ કેવળ રેંટીયા બનાવ્યે જ થઈ જવાનું નથી. રેંટી અસ

આમ જ્યારે નિયમ...

એક મિત્રની સાથે હું વાત કરતો હતો. તેણે રેંટીયાને પ્રધાનપદ આપ્યું તેનું કારણ મેં પૂછ્યું તો તેણે કહ્યું, રેંટીયો આપણને આર્થિક સ્વતન્ત્રતા તો આપશે જ, લોકોને સ્વાશ્રયી બનાવશે જ, પણ સર્વથી વધારે સેવા તો એ કરશે કે તેથી સ્ત્રીપુરુષ બન્નેને નિરાંતે વિચાર કરવાનો અવકાશ મળશે ને બધા શાન્ત તથા પવિત્ર થશે. જેઓ નિરન્તર રેંટીયો કાંતશે તેમના હૃદય પર એવી ભારે છાપ પડશે કે તેવી બીજા કશાની નહિ પડે.

## કોણ જોડાઈ શકે?

એક મિત્ર પૂછે છે, 'મહાસભામાં સહકારી પણ સભાસદ થઇ શકે?' જેઓ મહાસભાના બંધારણને કબૂલ કરે તેઓ સહકારી હોવા છતાં સભાસદ થઈ શકે. તેમનાથી પ્રતિનિધિ ન થવાય એવો મારો અભિપ્રાય છે.

## રાષ્ટ્રીય વાવટો

તે જ મિત્ર કહે છે કે રેંટીયા ઉપર બધાની શ્રદ્ધા નથી, ઘણાને તેની શક્તિ વિષે શંકા છે, તો પછી હિન્દી વાવટા પર કંઇ બીજું નિશાન ન મુકી શકાય? તેમણે ઉંકાર સૂચવ્યો છે. હકીકત એમ છે કે દરેક નિશાનીનો કોઇને કોઈ તો વિરોધ કરશે જ. પણ કરોડો હિન્દુમુસલમાન કબૂલ કરે એવી શક્તિ રેંટીયો જ છે. ઉંકારમાં ભલે અર્ધચન્દ્ર હોય છતાં બધા મુસલમાન તે કબૂલ ન જ કરે. પ્રજાના વાવટામાં ધર્મની સંજ્ઞા ન મુકવી જોઇયે એવી મારી ખાતરી છે.

## ખિલાફત 'નોટ'

ખિલાફતની એક રૂપીયાની પહોંચ નોટ તરીકે વપરાય છે એ વિષે મેં કંઇ જ નથી લખ્યું એમ કહી એક મિત્ર ઠપકો આપે છે. તે વિષે ખિલાફત કમિટીએ ચાંપતા ઉપાયો લીધા હતા એમ હું જાણતો હતો તેથી મેં કંઇ લખ્યું નથી. મારી પાસે આર્ય ફરીઆદ પહેલી જ આવી છે. હજારો રૂપીયાની પહોંચો વેચાઈ ગઇ છે. કોક જ માણસે હજુ તેને નોટ તરીકે વાપરતા હશે. શરૂઆતમાં તેવી મુશ્કેલી પડી હતી. તેથી કમિટી જ નુકસાન થવા લાગ્યુ, એટલે કમિટીએ જ સખત ઉપાયો લીધા હતા.

## રામરાજ્યનો અનર્થ

૫ એ જ મિત્ર રામરાજ્યનો અક્ષરાર્થ કરી પૂછે છે કે જ્યાં સુધી દશરથ અને રામ પેદા ન થાય ત્યાં સુધી કંઇ રામરાજ્ય મળે? આપણે તો રામરાજ્યનો અર્થ સ્વરાજ ધર્મરાજ્ય, પ્રજાતંત્ર કરીયે છીયે. તેવું રાજ્ય તો જ્યારે પ્રજા ધર્મિષ્ઠ અને વીર્યવાન બને ત્યારે જ સંભવે. પ્રજા ધર્મવાળી બને એવો મહાસભાનો, સહુ અસહકારીનો પ્રયાસ છે. જો પ્રજાને કોઇ એક રાજા જ છોડવવાનો હોય તો પ્રજા તેની ગુલામ બની પછી ભલે તે સદ્‌ગુણી હોય. આપણે તો રાજ્યતન્ત્ર—રાજ્યનીતિ બદલવા મથી રહ્યા છીએ.

પછી આપણા નોકર તરીકે અંગ્રેજોને હશે કે હિન્દી એ ફીકર કરવા જેવી વાત નથી. આપણે અંગ્રેજ પ્રજાને બદલવાનો પ્રયાસ પણ નથી કરતા. આપણે આપણને બદલવાનો પ્રયાસ કરવા મથીએ છીએ.

## દક્ષિણ આફ્રિકા

તે જ ભાઈ દક્ષિણ આફ્રિકાનો દાખલો આપી લખે છે કે જેવી દશા ત્યાં થઈ એવી અહીં નહિ થાય? ત્યાં લડયા, જીત્યા, છતાં આજે હતા એવા થઈ રહ્યા. આમાં ગેરસમજ છે. જે કાયદા ફેરવવા સારુ લડયા હતા તે ફેરવાયા જ. ત્યાંની લડત રાજ્યપદ્ધતિ બદલવાની ન હતી, અમુક કાયદાની સામે જ હતી. રોલેટ કાયદો નાબુદ થઈ ગયો હત તોપણ બીજાં દુઃખો રહી જાત; છતાં સત્યાગ્રહનો તે કાયદા પરત્વે જય જ ગણાત. રોલેટ કાયદાનો અમલ તો બંધ થયો જ. તે કાયદારૂપે નથી ભૂંસાયો તેથી તે લેવામાં આપણને બીજી લડત પ્રાપ્ત થઈ તેને અંગે આપણે ખિલાફત ને પંજાબનો ઇન્સાફ મેળવશું ને રાજ્યનીતિ બદલશું તો સેહલું તો થયું જ ગણાશે. પણ સંભવ છે કે ત્યારપછી વળી બીજાં ને નવાં વિઘ્નો આવી પડે, પણ તેથી શું? શૂરાને લડાઈ તો આવ્યાં જ કરે. જ્યારે વિઘ્નો આવે ત્યારે સત્યાગ્રહરૂપી હથિયારની વખાર તૈયાર જ છે, તે વખારમાથી જે હથિયારની જરૂર હશે તે સત્યાગ્રહીને મળી રહેશે.

## ધોળી ટોપી

ધોળી ટોપીને ગાંધી ટોપીનું નામ આપી સંયુક્ત પ્રાન્તના એક કલેક્ટરે સરકારી નોકરોને તે પહેરવાની મનાઈ કરી છે. સીમલામાં ઘણા નોકરો મને મળવા આવ્યા તેમને મેં કહ્યું, 'તમે નોકરીમાં રહેતા છતાં જરૂર તિલક સ્વરાજ્ય ફંડમાં નાણાં ભરી શકો છો ને ખાદીનો પોશાક પહેરી શકો છો. તમારી પરદેશી ટોપીઓને બદલે ખાદીની ટોપીઓ પહેરી શકો છો.' તેઓએ કહ્યું, 'જો અમે ખાદીનાં કપડાં ને ખાદીની ટોપીઓ પહેરીએ તો અમને નોકરીમાંથી કાઢી મૂકે.' આવાં દુર્બળતાનાં વચન સાંભળી હું દુઃખ પામ્યો. જો ખાદીની ટોપી પહેરવી ગુન્હો ગણાય તો તે ગુન્હો કરી નોકરીમાંથી મુક્ત થવું એ જ યોગ્ય ગણાય. વળી ઘણા નોકરો ખાદીની ટોપી પહેરે ત્યાં તેને કોઈ કાઢી પણ ન શકે, ને કાઢે તો, સપરવા રહેવું જોઈએ શું પ્રજામાં એટલું બળ પણ નથી આવ્યું કે પોતાની ઇચ્છામાં આવે તેવાં કપડાં પહેરવાની સ્વતન્ત્રતા પણ પ્રજા ન બતાવી શકે? મારી તો ઉમેદ છે કે પ્રજા, નોકરવર્ગ ને બીજો બધો વર્ગ ખાદીની ખાનદાની સમજી ખાદીની ટોપી વગેરેનો ઉપયોગ તો કરશે જ.

## શાશ્વત અંગ

અસહકારનું એક અંગ ક્ષણિક છે ને બીજું શાશ્વત છે. શાશ્વત અંગ તો સૌ કોઈને લાગુ પડે છે. સ્વરાજ મળ્યે ખાદીનો ત્યાગ કરી પરદેશી કાપડ નહિ પહેરીએ, સ્વરાજ મળ્યે દારૂ ફરી પીતા નહિ જ થઈએ; સ્વરાજ મળ્યે કેળવણીની પદ્ધતિમાં જે ફેરફારો હશે

ર જોયે તે બંધ નહિ કરીયે. સ્વરાજ મળ્યે સરકારી અદાલતોમાં ને નિશાળોમાં જવામાં ધર્મ નહિ સમજીયે, સરકાર તરફથી માન લેતાં અપમાન નહિ માનીયે.

---

# વસઈનું વ્યાખ્યાન*

તમારો પ્રેમ મને અહીં ખેંચી લાવ્યો છે. હું દિલગીર છું કે તમારી વચમાં હું ઘારે વખત નહિ રહી શકું. પ્રમુખ સાહેબની રજાથી મારે જે કંઈ કહેવાનું છે તે હું ટૂંકામાં કહી જઈશ.

પહેલાં મારે મુળશી પેટા વિષે જ બોલવું જોઈયે. મને દુઃખ થાય છે કે હજી સુધી હું ત્યાં જઈ આપણા ભાઈઓની તકલીફ જાતે અનુભવી નથી શક્યો. મને તેની વિગતો વિષે ઓછી માહિતી છે. હું છાપાં ભાગ્યે જ વાચવા પામું છું. જે વિષે હું બહુ ન જાણું તે બાબતમાં કંઈ પણ બોલતાં કે લખતાં હું સ્વાભાવિક રીતે અચકાઉં. છતાં વિગતોમાં ઉતર્યા વિના મેં 'યંગ ઇન્ડિયા'માં મારા વિચારો દર્શાવ્યા છે. મુળશી પેટાથી સત્યાગ્રહીઓના જે પ્રતિનિધિ આવેલા છે તેમને હું મારી દિલસોજી જાહેર કરું છું. પોતાના હક માટે જે લડતા હોય તેને માટે મને હમેશાં દિલસોજી છે. હું સમજું છું કે મુળશી પેટાના માણસો પોતાની જમીનની માલીકી કાયમ રાખવા લડી રહ્યાં છે. હું તેમના દાવામાં તેમની સાથે છું. દેહત્યાગ કરીને પોતાના કબજાની વસ્તુનું રક્ષણ જે લોકો કરે તેમની હું હમેશાં સાથે છું. પણ સત્યની ખાતર પણ જે મારવા તૈયાર થાય છે તેની સાથે હું કદી સામેલ નથી થઇ શકતો. તે સત્યને ખાતર લડે છે કે અસત્યને માટે એટલો નિર્ણય કરવા પૂરતી જ મદદ તે મારી પાસેથી મેળવી શકે. જ્યારે મુળશી પેટાના લોકોના સત્યાગ્રહ કરવા બાબત મને પૂછવામાં આવેલું ત્યારે મેં કહ્યું હતું કે ત્યાંના લોકોમાં જો એટલી તાકાત હોય તો તે અખતરો જરૂર કરવા જેવો છે. તે તાકાત તેઓ ધરાવે છે એ તેમણે સિદ્ધ કર્યું છે. તેઓ જેટલું મેળવી શક્યા છે તેટલું સારું છે. પણ પૂર્ણ શાન્તિ તો તેઓ હમેશાને માટે નિર્ભય બને ત્યારે જ મેળવી શકે. જે માણસ પોતાની જમીન છોડવા ન માગે તેના પાસેથી કાયદાની મદદથી તે છોડાવવી એ આપણા દેશની સભ્યતા નથી. મારી પાસે એક નાનો કેસ હતો. તે માણસની જમીન સાધારણ હતી પણ તેને બચાવવા ખાતર તે માણસ પાછળ દિવાનો થઇ ગયો હતો. જેમ પિતા પોતાના બાળકને વેચવા તૈયાર નથી થતો તેમ જ માણસ પોતાની જમીનથી સ્વાભાવિક રીતે અળગો થવા ન ઇચ્છે. આ આપણો પ્રાચીન સ્વભાવ છે. મને ઉમેદ છે કે આપણી તાતા કંપની મુળશી પેટામાં સત્યાગ્રહીઓ સામે કંઇ પણ નહિ કરે. લોકોને પ્રસન્ન કરીને ભલે મદદ પણ લઈ લે, પણ જ્યાં સુધી એક માણસ નારાજ હોય ત્યાં સુધી કંઈ

---

* વસઇ ખાતે મળેલી પહેલી મહારાષ્ટ્ર પ્રાન્તિક પરિષદમાં આપેલું ભાષણ

પણ પંમતું નહિ લે એમ આશા રાખું છું. લૅંડ એક્વિઝીશન ઍક્ટના આશ્રયથી જમીન લેવી એ ખિલાફતની સભ્યતા ભલે હોય. પણ જે સભ્યતાને હું રાક્ષસી માનું છું તેની સાથે મને લેવાદેવા ન હોય. માટે જ્યાં સુધી મુળશી પેટાના લોકો શાન્તિથી પોતાની લડત ચલાવે ત્યાં સુધી આખા હિન્દે તેમની સાથે રહેવું જોઈએ.

લછમનસિંહ અને દલીપસિંહની બહાદુરી હું મુળશી પેટામાં જોવા ઈચ્છું છું. આ બન્ને લડવૈયા એકે આંગળી ઉગામ્યા વિના નાનકાના સાહેબમાં મહંત નારાયણદાસના પ્રહારો સામે અડગ રહી મરી ગયા. લછમનસિંહ અને દલીપસિંહના મિત્રોએ તે દિવસે તેમને મન્દિરમાં જવા ના કહેલી. મહંત નારાયણદાસે તેમને મારી નાંખવાની તૈયારીઓ કરી રાખેલી. પણ તેમણે જવાબમાં કહ્યું, 'ગુરુ ગ્રન્થસાહેબની સામે અમે માથું મુકાવીશું. તે સ્થિતિમાં મરી જવું એવાં અમારાં અહોભાગ્ય ક્યાંથી? તેમના આ શબ્દો અક્ષરેઅક્ષર સાચા નીવડયા. લછમનસિંહ મન્દિરની અંદર પહોંચી ગયો હતો. તે ગ્રન્થસાહેબની પાસે મસ્તક નમાવી રહ્યો હતો ત્યારે તેને ઠાર મારવામાં આવ્યો. દલીપસિંહ બહાર રહી ગયેલો. નારાયણદાસ તેની કતલ કરવા બહાર આવ્યો દલીપસિંહે તેને કહ્યું, 'તું પાગલ થઈ ગયો છે.' દલીપસિંહ પાસે બરછી હતી. પણ તે તેણે મ્યાનમાં રાખી. તેનું શરીર બધા શીખોના શરીર જેવું કદાવર હતું. તે ઈચ્છત તો બે ત્રણ માણસોને તો ત્યાં જ પૂરા કરી શકત. પણ તે તેના સિદ્ધાન્તથી વિરુદ્ધ હતું. તે મહાસભાની 'અહિંસા'ની આજ્ઞાથી બંધાયેલ હતો. તે નારાયણદાસને સમજાવતો તેને હાથે જ કતલ થયો. આવા બે જ માણસો ૩૩ કરોડમાં બસ નથી. શીખો જ નહિ પણ હિન્દુ અને મુસલમાનોમાં પણ એવા વીરોની જરૂર છે. લછમનસિંહ અને દલીપસિંહની તાકાત ઓછી ન હતી. પણ તેમણે તલવારથી કોઈના ઉપર અત્યાચાર નહિ કરવાનો નિશ્ચય કરેલો. મુળશી પેટા વિષે હું આથી વિશેષ નહિ કહું.

નાનકાના સાહેબમાં આ બે ભાઈઓએ જ્યારે ભારેમાં ભારે ખાનદાનીનું કામ કર્યું ત્યારે માલેગાંવનિવાસીઓએ તેટલી જ હેવાનિયત દેખાડી છે. સબ-ઇન્સ્પેક્ટરે ગમે તેટલી ગાળો દીધી હોય, ગમે તેટલા ઘાંચપરોણા કર્યા હોય, તોપણ મહાસભાને જે માન આપતો હોય તેનાથી તેને મારી નાંખવાનું ઘોર કૃત્ય ન જ કરાય. મહાસભાના અનુયાયીઓની એ પ્રતિજ્ઞા છે કે હિન્દને આઝાદ કરવા અમે કોઈને મારશું નહિ જ, પણ પોતે મરશું. ત્યાં નારાયણદાસે ઓછી ગાળો દીધી હતી? માલેગાંવમાં આપણા ભાઈઓએ માણસાઈનો ત્યાગ કર્યો. એ રીતે કાંઈ સ્વરાજ ન મળે. હું વકીલ તરીકે નહિ પણ એક હિન્દી તરીકે બોલી રહ્યો છું. શાન્તિનો આપણો દાવો આવાં કૃત્યો બંધ કરીને જ્યારે આપણે સિદ્ધ કરશું ત્યારે અને ત્યારે જ સ્વરાજ મેળવશું, પંજાબનો ઇન્સાફ લેશું, ખિલાફતનો ફેંસલો કરાવશું અને આજે ન્યાયને નામે ચાલતા અત્યાચારો દૂર કરશું. ત્યારે દુનિયા જોશે કે આપણી શાન્તિની તાકાત સામે મોટા વજીરોને પોતાનું કહેલું રદ કરવું પડયું છે, ઓડવાયર અને ડાયરનાં પેનશનો બંધ કરવાં પડયાં છે. ત્યારે તે સમજશે કે આપણી તાકાત નથી.

આયર્લૅંડમાં કે નથી રશિયા કે ઇજીપ્તમાં. આપણી અને તેમની સરખામણી જ ન હોય. તેઓના અસહકારમાં મિશ્રિત પ્રવૃત્તિ રહેલી છે. આપણો આધાર છળ અને ગાળ નહિ પણ સચ્ચાઈ છે. આપણે હમણાં કર આપવાનું બંધ કેમ નથી કરતાં ? કેમકે માલેગાંવમાં રહેલા પાગલ જેવા બીજા પણ પાગલો હિન્દમાં હજી પડેલા છે. જેઓ માનતા હોય કે આ 'શાન્તિ' થી પણ ઉંચું શસ્ત્ર આપણી પાસે પડેલું છે તેમને હું દૂર રહેવા અરજી કરું છું. ઓછામાં ઓછું તેઓ આ હીલચાલની પ્રગતિમાં દખલ તો ન જ દે.

આ મહારાષ્ટ્રની સભા છે. મહારાષ્ટ્ર વિષે મારી આશાઓ હું આગળ જાહેર કરી ચુક્યો છું. મારી તેનામાં જે શ્રદ્ધા હતી તે હજી કાયમ છે. જ્યારે તેને આ હીલચાલમાં પૂરો વિશ્વાસ બેસશે ત્યારે હું જાણું છું કે મારું કાર્ય પૂરું થશે. જેટલું બલિદાન અને જ્ઞાન મહારાષ્ટ્રમાં રહેલાં છે તેટલાં મેં બીજે ક્યાંયે નથી જોયાં. જ્યાં જ્ઞાન અને બલિદાનનો સમાગમ થાય છે ત્યાં યજ્ઞ સંપૂર્ણ થાય છે. તે યજ્ઞ જ્યારે મહારાષ્ટ્ર ખરા ઉત્સાહથી આરંભશે ત્યારે મારા જેવા પ્રાકૃત મનુષ્યોની આ દેશને અને આ હીલચાલને અપેક્ષા નહિ રહે. જ્યાં સુધી તે જાગૃત નથી થયું ત્યાં સુધી જ મારે ફરવાપણું રહે છે. મને ઘણા કહે છે કે મહારાષ્ટ્ર પાછળ છે. હમણાં તે સાચું છે. મહારાષ્ટ્રમાં જ્યારે થોડી વધારે શ્રદ્ધા આવી જશે ત્યારે તેની શક્તિ આપોઆપ સિદ્ધ થશે. સૂર્યના ઉદયનો જેમ ઢંઢેરો નથી પીટાતો તેમ જ મહારાષ્ટ્રની જાગૃતિ પોતાની મેળે જણાઈ આવશે. મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે કે તે મહારાષ્ટ્રને શક્તિ દે કે જેથી તે પોતાનો પૂરો યજ્ઞ આપે. તમારા જેટલી લોકમાન્યની પૂજા કોઈ નથી કરતું. તેઓ સ્વરાજ માટે જ જીવતા હતા, સ્વરાજ માટે જ જેલમા ગયા અને સ્વરાજનું જ કામ કરતાં તેમણે દેહત્યાગ કર્યો. તમે તેમના સાચા વારસ છો એમ સિદ્ધ કરી બતાવશો તો આ જ વર્ષમાં આપણે સ્વરાજ લઇશું અથવા તે લેતાં લેતાં મરી જઇશું. તેટલું કરી શકશો તો હું કહીશ કે તિલક મહારાજ તમારામાં ભલે જન્મ્યા. નહિ તો તમે તિલક મહારાજને માટે નાલાયક ઠરશો એમ કહેવા હું રજા લઉં છું.

હિન્દુસ્તાનની ઉન્નતિ જેટલી આ પાંચ છ મહિનામાં થઈ છે તેટલી આગળ કદી થઇ ન હતી એમ તમને જો ખાતરી થઇ જાય તો તમે આ જ વર્ષમાં સ્વરાજ લઇ લેશો. ત્યારે જ તમે તિલક મહારાજના આત્માને શાન્તિ આપશો. અત્યારે તો તેમનો આત્મા દુઃખથી વિસ્મય પામી રહ્યો હશે કે મહારાષ્ટ્રમાં કેમ હજુ શ્રદ્ધા નથી આવી કે તે હિન્દને પોતાની તપશ્ચર્યાથી ઉગારે.

મને ઉમેદ છે કે એકે માણસ આ તપશ્ચર્યાનું વ્રત લીધા વિના અહીંથી ઘેર નહિ જાય. તમે તમારા હાથ ઉંચા કરી દેશો એથી હું મુગ્ધ નથી થવાનો. હું તો પ્રતિમા પૂજું છું. મારે તો તમારા કાર્યની પ્રતિમા જોઇયે, સ્વર્ગસ્થ તિલક મહારાજની નહિ. આપણે સ્વરાજનો સોદો કરીયે છીયે. મને જ્યારે સિન્ધી ભાઇઓએ પૂછ્યું કે, જો આપણે કરોડ રૂપીયા નહિ ભેગા કરી શકીયે તો ? મેં કહ્યું કે તો તમે અને હું સાથે સિન્ધુ નદીમાં, ડૂબી

મરશું. હું જાણું છું કે મહારાષ્ટ્રમાં દ્રવ્ય ઓછું છે, પણ તેમાં શક્તિ વધારે છે. તે શક્તિથી તમે ઇચ્છો તો દ્રવ્યનો પણ વરસાદ વરસાવી શકો છો. આ મંડપમાં આ જ પળે તમે શું કરી શકો છો? જો તમારા દિલમાં એ બાબત વિષે આસ્થા ન હોય તો તો તમે સહુને જાહેર કરી દેજો કે 'અમે મહારાષ્ટ્રના જ્ઞાની લોકો બેન્થૅમ અને મિલને પી ચૂક્યા પછી માનીયે છીયે કે ગાંધી જે કહે છે તે પાગલપણું છે,' મને એટલું જ દુઃખ થશે કે અસહકાર જ્ઞાનાતીત છે, શ્રદ્ધાતીત નથી. પણ તમારું કર્તવ્ય નક્કી કરવું તમારા હાથમાં છે, હું તો એટલું જ કહીશ કે તમે જે સ્વીકારો તે હૃદયથી સ્વીકારજો.'

---

# ¶ ઉત્તરમાં મુસાફરી

### ત્રણ મહિના બાદ

ત્રણેક મહિના પછી મારા પત્રો દ્વારા 'નવજીવન'ના વાચકોની હું પાછી ભેટ કરું છું. બીજા કામના રોકાણને લીધે આટલા દિવસ ગાંધીજી જોડે જવાનું ભાગ્ય મને નહોતું મળ્યું. દરમિયાન ભાઈ 'રામાનુજે' ઠેકઠેકાણેની હકીકતોનાં સુન્દર બયાનો 'નવજીવન'ને આપ્યાં છે.

વાયવ્ય પ્રાન્તમાં અમે છ મહિને આવ્યા. લોકોનો ઉત્સાહ વધેલો લાગ્યો, પણ વ્યવસ્થાશક્તિમાં ઝાઝો સુધારો ન જણાયો. રાત્રે ગાંધીજીનો નિદ્રાભંગ હવે ભાગ્યે જ થાય છે, પણ સ્ટેશનો પર ભીડ, પોકારો અને બીજા ઉતારુઓની સગવડ પ્રત્યે દુર્લક્ષ વગેરે દોષોમાંથી હજુ આપણે છૂટ્યા નથી

### ટોળાંના ત્રાસ

બોરીબંદર પર રાત્રે હું જેમ તેમ નોકરોના ડબામાં જગા મેળવી શકેલો. નોકરો કેમે માને જ નહિ કે હું 'નોકર' હોઉં. પણ 'હું ગાંધીજીનો નોકર છું' એવી ખાતરી મળ્યા પછી મને તુરત તેમણે દાખલ કર્યો અને કહ્યું, 'અમે ગાંધીજીના ગુલામ છીએ.' બીજે દિવસે તેમની વૃત્તિ ફેરવાઈ. લોકોનાં ટોળેટોળાં સ્ટેશન ઉપર આવતા હતાં અને પેલાઓને પૂરી શાક લેવાને ડબામાંથી બહાર નીકળવું ફાવતું ન હતું. બપોરે બાર વાગ્યા પણ પેલાઓ કશું પામ્યા ન હતા! મારી આંખ મીંચાઈ એટલે પેલાઓ અમારે વિષે કડવાં વચનો કાઢવા લાગ્યા. મેં બેઠા થઈ મારી પાસે જેટલું કંઈ ખાવાનું હતું તે તેમને કાઢી આપ્યું. ને પાછી આંખ મીંચી. એટલે પેલાઓએ પાછી વાતો કરવા માંડી. એકે કહ્યું, 'જો કાલે તો તું આને ડબામાં પેસવા નહોતો દેતો. પેસવા ન દીધો હોત તો આજે શા હાલ થાત? એણે ખાવાનું આપ્યું તો આપણે પામ્યા, નહિ તો ભૂખ્યા જ મરવાનું હતું ને?' બીજાએ જવાબ આપ્યો, 'શા સારુ? ગાંધી અને ગાંધીના કોઈ પણ માણસોને પેસવા ન દીધાં હોય તો બધેય પૂરી શાક મળે?'

મુસાફરોની તકલીફનો આછો ખ્યાલ આવશે. કાનપુરના સ્ટેશન આગળથી અમે દસબાર વાર પસાર થયા હોઈશું, છતાં આ વખતે પણ હજારોનાં માથાં એકબીજા ઉપર ધક્કામુક્કી કરતાં ગાંધીજીના ડબા ઉપર ધસારો કરતાં હતાં. આપણી વ્યવસ્થાશક્તિની ન્યૂનતા અને ભક્તિની ઘેલછા જ મહાસમિતિને સવિનય સંગની સલાહ આપતાં અટકાવે છે. માલેગાંવનાં ધાડાંઓ આ જ પ્રકારનાં હશે. આજે તો સ્થળે સ્થળે કેવળ શાન્ત કાર્યમાં જ પરાયણ રહેવાની તથા તેમ કરવાની સૌને સલાહ આપવાની દરેક જાણની ફરજ છે. શાન્તિ વિના સ્વરાજ આવું જશે એ તો આજે સૌને ચોક્ખું ચાંદરણા જેવું ભાસી જવું જોઈએ.

## અલાહાબાદ મ્યુનિસિપાલિટી

અમારા ગયા પહેલાં અલાહાબાદમાં જરાક ખળભળાટ મચેલો. ત્યાંની મ્યુનિસિપાલિટીના કેટલાક ઉત્સાહી સભ્યોને બીજી મ્યુનિસિપાલિટીની માફક ગાંધીજીને માનપત્ર આપી ગાંધીજીના કાર્યને માટેની સહાનુભૂતિ પ્રકટ કરવાની ઇચ્છા થઈ. તેમણે ઠરાવ મૂક્યો. વિરુદ્ધ મતે તે ઊડી ગયો. એટલે લોકોએ ભેળા થઈને ઠરાવ કર્યો કે કેટલાક 'શહેરી બાપ઼ઓ'—'જામે જમશેદ' જેવા પત્રોનો 'City Fathers'ને માટેનો શબ્દ વાપરી લઉં ?—ગાંધીજીને માન ન આપે તો 'શહેરી બચ્ચાંઓ'એ તો જરૂર આપવું. એટલે કિસાનોની પરિષદ્ હતી તેમાં જ ગાંધીજીને માનપત્ર આપવામાં આવ્યું. પ્રતાપગઢ, ફૈઝાબાદ, બરેલી વગેરે જિલ્લાઓમાં સભાબંધીના હુકમો હોવાને લીધે પંડિત જવાહરલાલ નેહરુએ કિસાનોની પરિષદ્ અલાહાબાદમાં જ કરવાનો વિચાર રાખ્યો હતો. પરિષદ્ ચાંદનીમાં ખુલ્લા મેદાનમાં બેઠી હતી હજારો ખેડૂતો ગામડાંમાંથી ઉથરાયા હતા. પંડિત મોતીલાલજીએ ખાદીના કપડા ઉપર લખાયેલું સાદું માનપત્ર ગાંધીજીને વાંચી સંભળાવ્યું તેના ઉત્તરમાં કહેલાં વચનોમાંના અગત્યનાં અહીં ટાંકું છું:

"હું આજે પહેલીવાર અહીં નથી આવ્યો, ઘણી વખત આવી ગયો છું; બલ્કે હું તો અહીંનો પુરાણો રહીશ બની ગયેલો કહેવાઉં. પણ જેમ બીજી મ્યુનિસિપાલિટીઓ મને આવકાર આપી તે તે મ્યુનિસિપાલિટીઓ અમારી સાથે છે, કે નહિ તે ખાતરીપૂર્વક બતાવી આપે છે તેમ તમે પણ બતાવવાનો વિચાર કર્યો. અહીંના સભ્યોએ માન્યું કે મ્યુનિસિપાલિટીને રાજદ્વારી બાબત સાથે કશો સંબન્ધ નથી એટલે રાજદ્વારી કામોમાં પડેલા માણસોને માન આપવું ન જોઈએ. આ દલીલ ઠીક છે. પણ આપણે તો આજે જોઈ રહ્યા છીએ કે મ્યુનિસિપાલિટીને રાજદ્વારી કામમાં પડ્યા વિના છૂટકો નથી. મ્યુનિસિપાલિટી પોતાની તાકાતનો ઉપયોગ કરે તો જ આપણે સ્વરાજને માટે લાયક થઈએ. પણ અલાહાબાદની મ્યુનિસિપાલિટી સ્વરાજને પન્થે આસ્તેકદમ ચાલશે એમ લાગે છે. તેણે જે કામ કર્યું તે મારી સામે કશી અદાવતથી નથી કર્યું એમ સમજીને કર્યું. આજકાલ જે મ્યુનિસિપાલિટી માનપત્રો આપી રહી છે તે નાની છે, અલાહાબાદ જેવી મોટી નથી. પણ વાત તો એ છે કે નાની મ્યુનિસિપાલિટીથી જે કામ થાય છે તે મોટીથી નથી થતું,

કારણુ મોટી મ્યુનિસિપાલિટી એવી કઠણુ પ્રદ્ધતિને વશ થઇ જાય છે કે તે સ્હેજે તેના ચોકઠામાંથી નથી નીકળી શકતી.

"પણુ મ્યુનિસિપાલિટીની સાથે આપણે ઝગડો નથી કરી શકતા. એવાં તોફાનોમાં પડીશું તો આપણે આપણી મહાસભાની કારોબારી સમિતિએ કરેલાં ફરમાનો ભૂલી જવાના. આપણે તો આ વર્ષમાં ત્રણુ વાતો સિદ્ધ કરવાની છે, અને તે માનપત્રોથી, ગઝલો પઢવાથી કે જલસા કર્યાથી ન મેળવી શકીશું. સાચી સરકાર તો આપણે છીયે અને જ્યારે મહાસભાનું ફરમાન થયું છે કે અમુક જ કાર્ય કરવું ત્યારે તે છોડીને આપણે બીજું કાંઇ કાર્ય નથી કરી શકતા. આપણે જલસા છોડીશું, ગાનતાન છોડીશું, માનપત્રો આપવાનું છોડીશું તો સ્વરાજ નથી રોકાવાનું, પણુ મહાસભાએ સોંપેલું કામ છોડીશું તો સ્વરાજ જરૂર રોકાશે.

## અલાહાબાદ ફકીરાબાદ

આવકારપત્રમાં કહ્યું તેમ અલાહાબાદને તમે ખરૂ ફકીરાબાદ બનાવશો તો સ્વરાજ તુરત લઇશું અહીં આવ્યા છો તેમાંના કેટલાએ કમિટીમાં નામો દાખલ કરાવ્યાં છે? ( પં. જવાહરલાલઃ 'બધાએ.' ગાંધીજીએ આનન્દ પ્રગટ કર્યો.) ફકીરાબાદ પૈસા કેમ ઉઘરાવે એ પ્રશ્ન તમે કર્યો છે અને તો એનો ઉત્તર સ્પષ્ટ ભાસે છે. આ તો ત્રિવેણીસ્થાન છે. ત્રિવેણીના પવિત્ર સ્થાન પ્રયાગજીમાં લાખો માણસો યાત્રાળુ તરીકે આવે છે. હું જ્યારે જગન્નાથપુરીમાં ગયો ત્યારે જ મેં વિચાર કરી લીધો હતો કે આપણાં યાત્રાનાં સ્થાનો યાત્રાળુઓ પાસેથી નાણાં એકઠાં કરી સ્વરાજ મેળવવામાં ભારે મદદ કરી શકે છે. અહીંના તીર્થક્ષેત્રમાંથી વાયવ્ય પ્રાન્તનો ફાળો તો તમે સ્હેજે એકઠો કરી શકો."

આ પછી ગાંધીજી રેંટીયા અને સ્વદેશી વિષે બોલ્યા હતા, અને માલેગાવના ગુન્હા ઉપર સખત ઉદ્‌ગારો કાઢ્યા હતાઃ "આપણામાં ફાંસીએ ચડવાની તાકાત આવવી જોઇએ. મને કે પંડિતજીને પકડે તો અમને સ્વરાજ લાને છોડાવજો, તોફાનથી છોડાવવા ઇચ્છતા નહિ. માલેગાવે આપણુને ભારે ધકો આપવો જોઇયે. ત્યાંના લોકોએ મહાસભા અને ખિલાફત કમિટીને નામોશી લગાડી છે, ઇશ્વરનું અપમાન કર્યું છે."

## મહમદઅલીને શીદને પકડશો?

મૌ. મહમદઅલીના અફઘાન હાક વિષેના કેટલાક સ્પષ્ટ ઉદ્‌ગારોથી સરકાર ચીડાઇ છે અને તેમને પકડવા માગે છે એવી અફવાઓ જ્યાં ત્યાં ઉડી રહી છે, તેને ઉદ્દેશીને ગાંધીજી બોલ્યાઃ

"સરકાર ભાઈ મહમદઅલીને શા માટે પકડવા માગે છે? તેઓ જે કહી રહ્યા છે તે જ હું પણુ કહું છું. જો તેઓ કહે કે અમીર ચડી આવે તો એક પણુ હિન્દુ કે મુસલમાન બ્રિટિશ સલ્તનતને મદદ નહિ દે, તો હું પણુ તે જ કહી રહ્યો છું. હું અફઘાનોથી નથી

ડરતો. હું કોઈથી પણ ડરતો હોઉં તો હું નાલાયક છું. હું સાત કરોડ મુસલમાનથી ડરું તો નાલાયક છું. ઇન્સાનથી ડરવું એ તો સ્વરાજ માટેની નાલાયકી સૂચવે છે. સાત કરોડ મુસલમાન શા માટે હિન્દુઓથી ડરે ? કોઈ ધર્મ ડરવાનું નથી શીખવતો. અમીરને હું એટલું જરૂર કહું કે આ સલ્તનત અમારી વાત ન સાંભળે, અમારી માગણી હકપૂર્વક ન જ સ્વીકારે તો અમે તેને મદદ ન દઇયે. મારામાં, આપણામાં, આજે એટલી તાકાત નથી કે સિપાઇઓને આપણે સમજાવી શકીયે; કારણ તેઓએ પોતાનો ગુસ્સો નથી રોકયો. એટલે સિપાઈઓને સરકારની બાજુએ રહીને લડતા અટકવાની હું આજે સલાહ ન આપી શકું, પણ જે સલ્તનતને આપણે મિટાવવી છે તેને નભાવવામાં આપણે શા માટે મદદ કરીયે ? મહમદઅલીને પકડે તોપણ તમે તેમને સુખે જેલમાં જવા દેજો. તમે તેમને જેલમાં ન જવા દેવા માટે તોફાન કરશો, કાયરતા બતાવશો, તો તમે એમને લજવશો, ખુદાને લજવશો. મારા ઉપર તમે જરા પણ મહોબ્બત રાખતા હો, ખિલાફત પંજાબના મામલાનો આ જ વર્ષમાં ફડચો કરવા માગતા હો, તો તમે તોફાનની વાત ભૂલી જાઓ. તમે તેટલું પણ કરવા તૈયાર ન હો તો તમે સ્વરાજ માટે લાયક નથી, હું પણ લાયક નથી. "

કિસાનોની પરિષદ્ જોવાની તો અમને તક ન મળી, કારણ પૂ. પંડિત માલવીયાજીનો પત્ર આવવાથી ગાંધીજીને બીજે જ દિવસે સીમલા જવાનું નક્કી થયું. સીમલા વિષે ગાંધીજી તો ઘણુંયે લખી ચુક્યા છે. બીજું કેટલુંક હું આવતા પત્રમાં લખીશ.

શાંતિકુટી, સીમલા

મહાદેવ હરિભાઇ દેસાઇ

---

તા. ૨૯-૫-૧૯૨૧

## § સરહદ પરના ભાઈઓ

સરહદના પ્રાન્તમાં વસતા પંજાબી ભાઇઓ આખા હિન્દુસ્તાનની સહાનુભૂતિને પાત્ર છે. તેમની ઉપર પાડોશમાં વસતી સરહદ પરની જાતિઓની અવારનવાર ધાડો પડવાની હમેશા ધાસ્તી રહે છે. તેઓ રક્ષણના સાધન વગરના છે અને મને હકીકતો મળી છે ત્યાં સુધી તો સરકાર પણ એમનું કશું રક્ષણ કરતી જણાતી નથી. આજકાલ તો એ બાજુના સરકારી અમલદારોનો લગભગ એવો જ શિરસ્તો પડી ગયેલો જણાય છે કે ફરીઆદ કરવા આવનારને 'અલી ભાઇઓ પાસે જાઓ' અગર તો 'ગાંધી પાસે જાઓ' એમ સુણાવી દેવું ! જો સરહદનો પ્રાન્ત અમારે સુપરત

હોત તો અમે શું કરત એ તો મારી આગળ દીવા જેવું સ્પષ્ટ છે. અમારા હાથ નીચેના જીલ્લાઓની નિઃશસ્ત્ર વસ્તીનું રક્ષણ કરવાના પ્રયત્નમાં અમે અલબત્ત અમારા પ્રાણ મોંઘા કરત.

વળી સ્વરક્ષણને સારૂ અમે વસ્તીને જરૂરી જણાત તો હથિયારબંધ પણ બનાવત. પણ એથીયે વધુ તો અમે સરહદ પરની એ ધાડપાડુ જાતિઓનાં મન હરી લઇને તેમને લૂંટારા મટાડી ભરોસાપાત્ર પડોશીઓ બનાવી મુકવા મથત.

પણ અત્યારે તો છે તે સ્થિતિનો વિચાર કરવો રહ્યો. મારી તો એવી જ માન્યતા છે કે ત્યાં પણ હિન્દુઓ અને મુસલમાનો એકબીજા તરફ ભાઇચારાની જ લાગણીથી જ જોનારા છે, અને ત્યાંનો કોઇ મુસલમાન પોતાના હિન્દુ ભાઇ સામે ધાડપાડુઓને મદદ કરવાનો દ્રોહ કરનારો નથી. આમ સરહદની આ તરફની બાજુની મુસલમાન વસ્તી પેલીમેરની ધાડપાડુ જાતિઓ સામે એકંદર વસ્તીનું રક્ષણ કરવામાં ઓછી મદદરૂપ થઇ પડે તેમ નથી.

સરહદ પરની જાતોને વિષે પણ નિરાશ થવાનું કારણ નથી. મારી નજરમાં તો તેઓ પણ સમજુ બનાવી શકાય એવા છે. તેઓ ખુદાથી ડરનારા છે અને લૂંટ પણ કેવળ મોજને ખાતર નથી કરતા. હું તો એટલે સુધી માનું છું કે આખા દેશભર આજે જે આત્મશુદ્ધિનો મોજો પ્રસરી રહ્યો છે તેની પવિત્ર અસર નીચે તેઓ પણ તેમની મેળે જ આવી રહ્યા છે.

આવી જાતોને સુધારવાનું કામ સહેલું નથી. તેમાં વખતનો ભોગ તેમજ માણસની ધીરજની કસોટી રહેલી છે એ હું જાણું છું. વળી આવી વાત જેમની માલમિલકત પ્રત્યક્ષ લૂંટાઇ છે અગર તો સગાંવ્હાલાં ખૂંચવી જવામાં આવ્યા છે તેમને ઝાઝી દિલાસારૂપ ન જ નીવડી શકે એ પણ દેખીતું છે.

છતા આ મુશ્કેલીનું મૂળ તપાસવા જતાં પણ તે એનાં એ જ કારણોમાંથી જડી આવતું માલુમ પડશે. આપણે અંગ્રેજોથી ડરતા થયા અને ત્યારથી જ ગુલામ બન્યા. આજે સરહદના લોકોથી ડરીયે છીયે અને આપણી ગુલામીભરી નબળાઇમાં સન્તોષ માનીને અંગ્રેજ આપણું એમના હાથથી રક્ષણ કરે છે તેને સારૂ આભારનાં આંસુ આણીયે છીયે. મારે હિસાબે તો કોઇ પણ સ્વમાન સમજનારા માણસને માટે એથી વધુ મોટી નામોશીની સ્થિતિ બીજી કોઇ જ નથી કે જેમને તે પોતાને ભરખનાર માને છે તેમના જ ઉપર તેને પોતાની અગર પોતાના કુટુંબની સલામતી

કે સંરક્ષણનો આધાર રાખવો પડે. એ રીતે મારા પુરુષાતનને ખરસી કરીને મારી સલામતી મેળવવા કરતાં તો હું મારી અને મારાં સર્વ સગાવ્હાલાંઓની હોળી થયેલી બહેતર સમજું. આ બધી નાદારીની અને ડરકણુપણાની લાગણી જ આપણામાં આપણે આપણા રોજના વહેવારમાંથી ઇશ્વરને રૂખસત આપી દીધાથી પેઠી છે. આપણે આપણાં કામકાજમાત્રમાં ઇશ્વરને વિસારી મુકયો છે. આપણે કેવળ નાસ્તિક બની ગયા છીયે. આપણે માનતા થઈ ગઇ ગયા છીયે કે આખર સરવાળે પશુબળ એ જ એક આપણને ઉગારશે. પશુબળની સામે ઉભા રહેવાનો પ્રસંગ આવતાં જ આપણે આપણું બધું તત્ત્વજ્ઞાન વીંટાળી મુકીયે છીયે. ઉગ્યાથી આથમતા સુધીનું આપણું જીવન કયાંયે ઇશ્વરનું ભાન કરાવતું નથી. જો આપણને ઇશ્વરમાં લગીરે શ્રદ્ધા ઉપજે તો આજે જ આપણે સરહદના લોકો જોડે ભાઇચારો થતો જોઇ શકીયે. તેમ કરવા જતાં અલબત્ત આપણે પ્રસંગોપાત આપણી ઇજ્જતના કરતાં આપણી માલમિલકત અને કોઇ પ્રસંગે આપણી જાન સીદ્ધે રાજીખુશીથી આપી દેવા તૈયાર થવું પડે. સરહદ ઉપર વસતા આપણા એ પાડોશીઓ સાવ હિંસક પશુ જ છે અને માણસજાતની વધુ મુલાયમ લાગણીઓને ઝીલવાને કેવળ નાલાયક જ છે એમ માની લેવાની આપણે ચોકખી ના પાડવી જોઇયે.

આમ આપણું સ્વમાન સાચવીને આ ગુંચનો ઉકેલ કરવાના બે રસ્તા આપણી સામે રહે છે. એક તો લૂંટફાટ કે હુમલા સામે આપણા જાનમાલનું ગમે તેટલું નબળાઇભર્યું પણ રક્ષણ કરવાને આપણે કમર બાંધવી, અથવા તો ઉદાત્ત ભાવનાને ઝીલવાની માણસજાતની કુદરતી પ્રેરણાશક્તિમાં વિશ્વાસ ધરી એ સરહદ પરના ભાઇઓને સુધારવાનો પ્રયત્ન કરવો. મને તો લાગે છે કદાચ આ બન્ને માર્ગ આપણે એકીવારે લેવા વારો આવે. ગમે તેમ થાય તોપણ ત્રીજા અને હલકા માર્ગથી તો આપણે બચવું જોઇયે. તે માર્ગ એ કે બ્રિટિશ બંદુકો અને બ્રિટિશ હથિયાર આપણી વહારે રહીને આપણને આફતથી બચાવે. એ રસ્તો ચોકખો રાષ્ટ્રીય આપઘાતનો જ છે.

વળી મારાં લખાણ સરહદ પરના એ ભાઇઓને પહોંચતાં હોય તો એમને પણ હું તેમની જરીપુરાણી આદતો છોડી દેવા વીનવું. હું એમને સમજાવું કે જે પેગંબરના નામને તેઓ બીજાં બધાં નામોથી શ્રેષ્ઠ માને છે અને જેને તેઓ રહમ અને ઇન્સાફના ખુદાનો 'પેગંબર' ગણે છે તેની નસીહતને તેઓ એક પણ મરદ કે સ્ત્રીને લૂંટીને એબ લગાડે છે. જે જે કોઇ મુસલમાન અગર તો ઉલેમાનું આ

સીધા સાદા લોકો ઉપર કોઈ પણ પ્રકારનું વજન હોય તેમનો ધર્મ છે કે તેઓ આ સરળ લોકોને સમજાવે કે જો તેઓ ઇસ્લામને તેના ઉપર ઝઝુમી રહેલા સંકટમાંથી બચાવવાને ઇચ્છતા હોય તો તેમણે તે કાર્યને સારુ પોતાના હિસ્સાના નાનામાં નાના અંશ તરીકે એટલું તો કરવું જોઇયે કે તેમનો કોઇ પરોશી તેમને હાથે રંજાડાય નહિ. એમજ દરેક સરહદના વતનીને સમજાવી આપવું જોઇયે કે જેમને તે એવી રીતે નાહક પજવવા નીકળી પડે છે તેઓએ તેનું કશુંયે બગાડ્યું નથી જ, પણ ઉલટા તેઓ તો હિન્દુમુસલમાન બધા જ એક સાથે મળીને એકતાની ગાંઠે ગંઠાઇને ઇસ્લામની ઇજ્જત બચાવવાને આજે પોતાનું બધું બળ વાપરી રહ્યા છે.

---

## § મધ્ય પ્રાન્તમાં સખ્તી

દરેક પ્રાન્તમાં સરકારી સખ્તી પોતાનો ખાસ પચરંગી રંગ પકડતી જાય છે. સંયુક્ત પ્રાન્તમાં ચળવળના આગેવાનોને સામાન્ય રીતે છેડવામાં નથી આવતા. પંડિત મોતીલાલ નેહરુને એમણે લખેલી 'કિસાનોને સન્દેશ' વાળી પત્રિકા માટે અધિકારીઓએ કશું કર્યું નથી, પણ તે પત્રિકા વહેંચનારા જુવાનોને જેલ આપવામાં આવી છે. બીજી તરફ મધ્ય પ્રાન્તમાં જુઓ તો એથી ઉલટું છે. ત્યાંના કૃપાવંત મૅજિસ્ટ્રેટવર્ગે તો આગેવાનોને જ એક પછી એક વીણી વીણીને લેવા માંડ્યા છે. એમનો છેલ્લો ભક્ષ 'ભવિષ્ય' પત્ર વાળા ભાઇ સુન્દરલાલજી છે. ભાઇ સુન્દરલાલજી મધ્ય પ્રાન્તની વિદ્યાર્થી આલમ ઉપર અસાધારણ વજન ધરાવે છે. ખુનામરકી કે તોફાનનો જુસ્સો રોકવાની દિશાએ તેમનું વજન ભારે છે.

પણ ભાઇ સુન્દરલાલ નિર્ભય અને અસરકારક વક્તા છે અને તેથી મધ્ય પ્રાન્તની સરકારની નજરે તેમને ઝેરના બી વેરતા વારવા રહ્યા. આ રહ્યું ભાઇ સુન્દરલાલની સામેનું સરકારી તહોમતનામું :—

"તમે તા. ૨૭ માર્ચ ૧૯૨૧ને દિવસે અગર એ અરસામાં ખારણગામમાં પાંચેક હજાર માણસોની મેદની સમક્ષ ભાષણ કર્યું તેનો સાર એ હતો કે સરકારનું હિન્દુસ્તાનનું રાજ્યતન્ત્ર ઇરાદાપૂર્વક અને બદદાનતથી તેમજ આ દેશને ફોલી ખાવાના તથા તેને છેક જ નાદાર અને પામર બનાવી મુકવાના હેતુથી ચલાવવામાં આવે છે; દેશમાં હરહમેશ ફાટી નીકળતા ઘણી રોગો, દુકાળો, હુન્નરઉદ્યોગનો નાશ અને બીજી બધી આફતો એ વડે હિન્દુસ્તાનને બ્યાચરધાસર વિનાશના મ્હોડામાં લઇ જવાનું કાર્ય ચાલુ છે, તે બધાના મૂળમાં

અંગ્રેજ સરકાર જ છે. વળી મુસલમાનોને આપેલાં વચનો સરકારે તોડયાં છે, પંજાબમાં સરકારે કાળો કેર વર્તાવ્યો, તેથી પ્રજાનો સરકાર ઉપરનો બધો ઇતબાર ઉઠી ગયો છે; આ બધાનો એકમાત્ર ઇલાજ એ જ કે બ્રિટિશ અમલને હિન્દુસ્તાનમાંથી અહિંસાત્મક અસહકારના શસ્ત્ર વડે મિટાવી દેવો આ ભાષણથી તમે બ્રિટિશ હિન્દુસ્તાનમા કાયદાથી સ્થાપિત થયેલી સરકારને ધિક્કાર કે તિરસ્કારને પાત્ર બનાવી છે કે બનાવવાનો પ્રયત્ન કર્યો છે અગર તો તે સરકાર પ્રત્યે અપ્રીતિ ફેલાવી છે કે ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે અને એ રીતે મારી હકુમતમાં આવે તેમ હિન્દી પીનલ કોડની ૧૨૪ અ કલમ નીચે આવનારો ગુન્હો કર્યો છે."

આમ આરોપ સ્પષ્ટ શબ્દોમાં વર્ણવવામા આવ્યો છે. મારપીટ કે દંગાતોફાનની વાત કે ઇરાદાની પણ એમાં ફરીઆદ નથી. આખો ગુન્હો માત્ર અપ્રીતિ ફેલાવ્યાનો છે. આ તહોમતમાં એવું કશું જ નથી જે છેલ્લા બાર મહિના થયા હજારો સભાઓમા હજારો વેળા નહિ કહેવાઇ ચુક્યું હોય. ખરૂં જોવા બેસીયે તો તો અસહકારીનો ધર્મ જ અત્યારે પ્રજાની સરકાર તરફની અપ્રીતિને કડી બનાવવાનો અને તે ફેલાવવાનો છે. અસહકારનો સાર જ અત્યારે આ સરકાર તરફની અપ્રીતિ છે. આ દેશમાના એકેએક અસહકારીની આજે એ માન્યતા છે. ચાલુ સરકાર—એટલે કે રાજ્યતન્ત્ર, કોઇ ચોક્કસ વ્યક્તિ નહિ—દુષ્ટ છે; એના પ્રભાવ હેઠળ હિન્દ નીચોવાઇ રહ્યું છે; એના જ પ્રતાપે અગાઉ કદી ન આવેલી એવી નિર્ધનતા અને તેને પરિણામે દુષ્કાળ અને રોગે દેશમાં ઘર કર્યાં છે. રાજ્યતન્ત્ર જ હિન્દની આ નાદારીને માટે જવાબદાર છે. બ્રિટિશ પ્રધાનોએ મુસલમાનોને આપેલાં વચનો અલબત્ત-તોડયા છે. આ અને એથી પણ કેટલુંયે વધારે દરેક અસહકારી બેશક માને છે અને તેથી જ અસહકાર કરીને એ બદીનો તે નાશ કરવા મથે છે. બાઇ સુન્દરલાલને સરકારના તરફનો આવો સત્કાર પામવાને માટે હું મુબારકબાદી આપું છું. મને સાચે જ એમની અદેખાઇ આવે છે—મધ્ય પ્રાન્તની સરકાર સુખેથી બીજા પણ બધા આગેવાનોને પ્રજા પાસેથી ખૂંચવી લે. તેઓ જોશે કે તેમના એકએક પ્રયત્ન છતા જે અપ્રીતિને તેઓ આમ દાબી દેવા મથે છે તે તેમની પાગલ અને અવિચારી સખ્તીને પરિણામે વધારે ને વધારે તીવ્ર જ બનતી જાય છે. પ્રજાની ફરજ તો ચોકખી છે. તેણે તો તેના સંગીન કાર્યક્રમનું ચણતર બેખટકે ચણ્યે જ જવું રહ્યું. એમાં જ ભાવિ વિજયની તૈયારી સામપેલી છે. સરકાર મીજાજ ખોઇ બેસે નોપણ આપણે તો મેજું શાબૂત રાખીને શાન્તિપૂર્વક અડગ રહી આપણું કાર્ય કર્યે જવાનું છે.

---

તા. ૨૯-૫-૧૯૨૧

# ગુજરાતમાં વસતા ધનિકવર્ગને–

જૂનની ત્રીસમી તારીખ નજીક આવતી જાય છે. ગુજરાતમાં હજુ આપણે તિલક સ્વરાજ ફાળામાં બે લાખને પણ નથી પહોંચ્યા. તેમાયે ખરેખરા ધનિકવર્ગનો ફાળો ઓછો જ છે.

શું ધનિકવર્ગને સ્વધર્મ વ્હાલો નથી? ને શું તેઓ હિન્દુસ્તાનને 'તે જગતની સામે ઉભી શકે એવું જોવા ઇચ્છતા નથી? શું તેઓ હિન્દુસ્તાનમાં ત્રણ કરોડ કરતા વધારે માણસો ભૂખે મરે છે તેઓનું પેટ ભરવામાં પોતાનો ફાળો આપવા ઇચ્છતા નથી? શું તેઓને હિન્દુસ્તાનની કીર્તિ વ્હાલી નથી? શું હિન્દુસ્તાન ગુલામીમાંથી છૂટે એ તેમને પસંદ નથી? શું તેઓ ધારે તો ગુજરાતનો બોજો એક દહાડામા ઉઠાવી શકે તેમ નથી? શું કેવળ અમદાવાદના જ મીલમાલીકો ધારે તો દસ લાખ રૂપીયા એક દિવસમા આપી શકે તેમ નથી?

તેઓ ધારે તો ઘણું કરી શકે તેમ છે. હું આશા રાખું છું કે દેશમા અત્યારે તીવ્ર વેગથી ચાલી રહેલી ચળવળમાં તેઓ પોતાનો હિસ્સો આપ્યા વિના નહિ જ રહે.

'જો આપણે મદદ દઇયે તો સરકાર હરકત લાવશે' એવી દહેશત ધનિકવર્ગ મનમાંથી કાઢી નાખે એમ હું માગું છું. એવી દહેશત રાખવાના દિવસ ગયા. વળી જો એક જ પૈસાદારને આપવાનું હોય તો તેને ડર બતાવી શકાય; પણ જ્યાં બધાય આપવા બેસે ત્યાં ડર કેમ બતાવાય?

છતા ડર એવી ચીજ છે કે· આપવાની મરજી હોય છતા પહેલ કરવાની હિમ્મત કોઇને આવતી જ નથી. આવી જાતના ભયોને છોડવા એ પણ આ જંગી લડતનું એક મહાન પરિણામ હોવું જોઇયે. મારી ઉમેદ છે કે ધનિકવર્ગ હિમ્મત રાખી રાષ્ટ્રીય ઉન્નતિમા પૂરો ભાગ લેશે.

પણ કદાચ નિર્ભયતાનો ધર્મ પાળવો ધનિકવર્ગમાના .કોઇને કઠિન માલમ પડે તોયે દયાધર્મને તેઓ નહિ છોડે એવી હું આશા રાખીશ. દુષ્કાળીઆંઓને સારૂ જે મદદ થઇ શકે તે તો તેઓ આપે જ. ઝેરી મરકી જ્યારે ફેલાઇ હતી ત્યારે, આગળ દુષ્કાળ હતો ત્યારે, ધનિકવર્ગે દ્રવ્ય આપવામાં પાછી પાની નહોતી કરી. છેવટે, બીજું કંઇ તેઓ ન કરે કે કરી શકે તોયે દુષ્કાળનિવારણનો બોજો તો તેઓ ઉપાડી લેશે જ એવી હું પ્રાર્થના કરૂં છું.

---

# ગુજરાત બહારના ગુજરાતીઓને—

બેઝવાડાની માગણીનો પોતાનો ફાળો ગુજરાતે ઉપાડવાનો છે એટલું જ નહિ પણ ગુજરાતે નબળા પ્રાન્તોની પણ વહારે જવું રહ્યું છે, 'ને તેથી જ મેં ગુજરાતને હિસાબે દસ લાખ રૂપીયા મુકયા છે. જો ગુજરાત આટલો બોજો નહિ ઉચકે તો મને ધાસ્તી છે કે ત્રીસમી જૂન પહેલાં એક કરોડ રૂપીયા આપણે એકઠા નહિ જ કરી શકીએ.

પણ ગુજરાતની ઉપર ત્રીજો બોજો રહ્યો છે. ગુજરાતમાં કેટલીક જગ્યાએ દુષ્કાળ ચાલી રહ્યો છે. ત્યાં પણ મદદની જરૂર છે. આ ત્રણે બાબત તરફ ગુજરાતની બહાર રહેતા ગુજરાતી બાઇઓનું હું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. જ્યાં જ્યાં રહે છે, ત્યાં ત્યાંની તેઓની ફરજ તેઓએ અદા કરવી જોઇએ એ વિષે તો વિવાદ ન જ હોય. પણ તેટલી જ ફરજ તેઓની ગુજરાત પ્રત્યે રહેલી છે. જો ગુજરાતે દસ લાખનો ફાળો ભરવો હોય તો તે ફાળો ગમે ત્યાં વસતા બધા ગુજરાતીઓ ગુજરાત ભણી પણ પોતાની દૃષ્ટિ ફેરવે તો જ ભરાય. જો તેમ કરે તો ગુજરાત દસ લાખ પૂરા ભરી શકે, એટલું જ નહિ પણ તેથી વધારે આપવા પણ સમર્થ છે.

પારસી અને મુસલમાન ગુજરાતીઓને જો હું ગુજરાત પ્રત્યેની તેમની ફરજનું ભાન કરાવી શકું તો તેઓ પણ એકલા જ એક કરોડ રૂપીયા પૂરા પાડવાને શક્તિમાન છે.

હું વધારે ભાર ગુજરાતમાં ચાલતા દુષ્કાળ પર દેવા ઇચ્છું છું. ઓરિસામાં દુષ્કાળમાં ગુજરાતીઓએ સરસ ફાળો ભર્યો હતો. ખરૂં જોતાં તે દુષ્કાળને ગુજરાતે જ સંભાળી લીધો હતો એમ કહીએ તો ખોટું નથી. ત્યારે ગુજરાતનો દુષ્કાળ ગુજરાતીઓ સંભાળે તેમાં નવાઇ શાની હોય?

જેઓ બીજી બાબતોના અત્યારના વાયુને અનુકૂળ ન હોય તેવાઓની પાસે પણ દુષ્કાળ વિષે મારી યાચના છે. તેઓ દુષ્કાળના ફાળામાં બે રીતે નાણું ભરી શકે છે. એક તો તેને તિલક સ્વરાજ ફાળામાં જવા દઇને, અને જો તેમ કરતાં તેમને અડચણ હોય તો કેવળ દુષ્કાળ ફંડને સારૂ જ નાણું મોકલીને. ખરૂં જોતાં ત્રણ રીતે નાણાં મોકલી શકાય: (૧) વગરશરતે મોકલેલાં; આ બધાં તિલક સ્વરાજ ફાળામાં જશે; (૨) તિલક સ્વરાજ ફાળામાં, છતાં કેવળ દુષ્કાળને માટે જ વાપરવા સારૂ; આ નાણું તિલક સ્વરાજ ફાળામાં ગણાશે છતાં કેવળ દુષ્કાળને જ સારૂ વપરાશે; અને (૩) કેવળ દુષ્કાળને સારૂ ને તિલક સ્વરાજ ફાળામાં ન ગણવાની શરતે.

બીજી શરતે સરકારી નોકરો અને અસહકારનો વિરોધ કરનારા પણ છૂટથી નાણાં મોકલી શકે છે ને મોકલશે એવી હું ઉમેદ રાખું છું. જે નાણાં મળે છે તે બધાંનો હિસાબ બહાર પડે છે. સાવધાન મન્ત્રીઓ ને ખજાનચીના હાથમાં બધું કામ છે. એટલે વગરસંકોચે બહાર વસતા ગુજરાતીઓએ તાકીદે નાણાં મોકલવાં એવી મારી પ્રાર્થના છે.

આ કાગળ દક્ષિણ તથા પૂર્વ આફ્રિકામાં કે જાપાન, વિલાયત વગેરે સ્થળોમાં વસતા હિન્દીઓને મોડો મળશે. તેથી જેઓના સંબન્ધીઓ ઉપરની જગ્યાઓમાં વસે છે તેવાઓને તાર મોકલવા ગુજરાતમાં રહેનારા પણ બહાર સંબન્ધ ધરાવનારાઓને મારી ભલામણ છે.

---

# મારી નોંધ

## મહારાષ્ટ્રની યાત્રા

લો. તિલક મહારાજના જન્મપ્રાન્તમાં જવું—જેમાં આધુનિક કાળમાં વીર પુરુષો પેદા થયા છે, જેમાં શિવાજી થઇ ગયા, જેમાં રામદાસ અને તુકારામે ગાયું તેમાં જવું મારે સારુ યાત્રા રૂપે જ છે. મહારાષ્ટ્ર ધારે તો સઘળું કરી શકે એ વિશ્વાસ મને હમેશાં રહ્યો છે. પણ મહારાષ્ટ્રની અશ્રદ્ધા મને દુઃખ દીધાં જ કરે છે. વધારેમાં વધારે કાર્ય થઇ શકે એવો જે પ્રાન્ત છે ત્યાં જ ઓછામાં ઓછું થયું છે એમ મને ભય રહ્યાં જ કરે છે. મહારાષ્ટ્રના કામદારોને પણ એમ જ માનતા જોઉં છું. સીમલા છોડયા પછી હું કાલકા, અંબાલા પહોંચ્યો ત્યાંથી મધ્ય પ્રાન્તના ખંડવામાં ને તે પછી ભુસાવળ, સંગમનેર અને યેવલામાં પહોંચ્યો. આ નોંધ કુર્દુવાડી જતાં રસ્તામાં લખી રહ્યો છું. કુર્દુવાડી જવા યેવલાથી ધોંડ આવવું પડે છે ને ધોંડથી ગાડી બદલવી પડે છે. ધોંડ અમારી ગાડી મોડી પહોંચવાથી લેવાની હતી તે ગાડી ચાલી ગઇ હતી તેથી ધોંડનો અનુભવ પણ લીધો. આમવર્ગની શ્રદ્ધા બધે સરખી જ છે, પણ કામ કરનારાઓ ઓછા છે એમ લાગ્યું. પ્રબન્ધ કરવાની શક્તિ ઓછી છે, ધાંધલ ને ઘોંઘાટનો પાર નથી, માણસોથી સ્ટેશનો ખદબદતાં મુકવામાં આવે છે, પણ જ્યારે કામ તપાસીયે ત્યારે ઓછામાં ઓછું ભુસાવળ, સંગમનેર અને યેવલામાં જેઓ મને બોલાવનાર હતા તેઓ સરસ કામ કરનારા છે. એમ છતાં મેં પરિણામ ઓછું જોયું

આપણને માંધલનો, જયઘોષોનો, ચરણસ્પર્શનો હવે વખત જ ક્યાં છે? સ્ટેશને જવાનો વખત હોય તો કાં એટલો વખત કાંતવાને ન આપીયે? એટલો સમય ઉઘરાણું કરવામાં કાં ન ગાળીયે? મહાસભાના સભાસદો ક્યાં ઓછા કરવાના છે? દિવસ અને

રાત કામ કર્યા કરીયે ત્યારે જ આપણે જૂન માસ સુધીના કાર્યને પહોંચાયે તેમ છે. બે માસ ગયા પણ આપણે ૨/૩ કામ પણ પૂરૂં નથી કર્યું—અરધુંયે નથી કર્યું.

આપણે ત્રીસમી જૂન સુધીનું કામ પૂરૂં નહિ કરી શકીયે તો આપણી સ્વરાજ મેળવવાની ઇચ્છા કે શક્તિ ઓછાં ગણાશે.

ભુસાવળમાં ને સંગમનેરમાં ઉઘરાણું સામાન્ય રીતે ઠીક થયું ગણાય. પણ યેવલામાં તો કંઇ જ નહિ એમ મારે કહેવું જોઇયે. યેવલામાં ધન ખૂબ છે. ત્યાં બસો વર્ષથી વસતા ગુજરાતી વેપારીઓ છે, છતાં યેવલામાં તિલક ફંડમાં ઓછામાં ઓછા પૈસા મળ્યા છે. યેવલામા એક જ ગૃહસ્થે રાષ્ટ્રીય વિદ્યાલયને સારૂ વીસ હજાર રૂપીયા આપ્યા ખરા. આ પૈસા આપવાની તો ઘણા કાળથી વાત ચાલતી જ હતી. એ ગૃહસ્થે આપ્યા તે સખી ગણાય છે. તિલક ફાળામા તો જનતા પાસેથી ઉઘરાવવાનું હતું. તેમાં સ્ત્રીપુરુષોના મળી ભાગ્યે ત્રણસેં રૂપીયા થયા હશે; જ્યારે યેવલાની પાસેના એક નાનકડા ગામે તેને પાછરે થઇને પસાર થતાં ત્રણસેંની રકમ આપી!

## ધર્મસંકટ

યેવલામાં મારી ઉપર મહાધર્મસંકટ આવી પડયું. મને પેલા વીસ હજાર રૂપીયા મેળવવા ખાસ લઈ જવામાં આવ્યો હતો, રાષ્ટ્રીય શાળા મારે ઉઘાડવાની હતી. યેવલા અમે મોટરથી રાતના દસ વાગે પહોંચ્યા. જાહેર સભા રાતના એક વાગે થઇ! મારા થાકનો પાર ન હતો. આખા દિવસની મોટરની મુસાફરી પછી આ ઉજાગરો હતો. આ સભામા મેં રાષ્ટ્રીય શાળાની વાતો કરી તે જ સભામાં મેં સાંભળ્યું કે આ શાળામાં આ વર્ષને સારૂ પણ અંગ્રેજી શીખવવાનું છે! એવી શાળા ખોલવાને પણ હું નારાજ તો ખરો. છતાં અંગ્રેજી શિક્ષણ વિષે મારા ઉદ્‌ગારો કાઢી શાળા ખોલવા વિષે હું બે બોલ બોલ્યો. આટલો કડવો ઘૂંટડો તો ઉતાર્યો. બીજો દહાડો મારૂ પવિત્ર મૌનવાર હતો, છતાં મેં રાષ્ટ્રીય શાળા મૂંગે મ્હોડે ઉઘાડી આવવાની કબુલાત આપી હતી. તેવામાં મને ખબર મળ્યા કે એમાં તો અસ્પૃશ્યને દાખલ કરવાનો પ્રતિબન્ધ છે! આવી શાળા મેં આ વર્ષમાં તો એક પણ નથી ખોલી. શાળાઓ અનેક ખોલી છે. મારે લાચારીથી વ્યવસ્થાપકોને કહેવડાવવું પડયું કે મારાથી એવી શાળા ખોલવા નહિ જઇ શકાય; અને હું છેવટ ન જ ગયો. આવું જ સંકટ મને કરાંચીમાં સ્વદેશી ભંડાર ખોલવાની બાબતમાં આવી પડ્યું હતું. તે ભંડારમાં બધો ખીચડો હતો, તેથી તે ભંડાર ખોલવાની પણ મારે ના પાડવી પડી હતી. જે જે કામો અસહકારનાં વિરોધી હોય અથવા જેને વિષે હું ખાસ વિચારો ધરાવતો હોઉં તેનાં વિરોધી હોય, તેવાં કાર્ય કરવામાં મને ભેળવશો જ ન જોઇયે.

## મૌ. મહમદઅલીવાળું ભાષણ

ટીકા મી. મહમદઅલીના મદ્રાસના તથા હાલાજીના મુંબઇના ભાષણ ઉપર કશું ન કહેવા માટે 'ઇન્ડિયન સોશિયલ રિફૉર્મર' મને ઠપકો આપે છે. ટીકાવાળા પૅરેગ્રાફમાં લેખકે કરેલા ઈર્ષિતર્ક કે વફોષ્ઠિની વપરાશમાં હું નહિ ઉતરૂં. મારા ટીકાકારોને હું એ સ્થિતિમાં

## તા. ૨૯-૫-૧૯૨૧

'યંગ ઇન્ડિયા'નું સંપાદન કરું છું તેની જાણ નથી. છાપાંઓ હું ભાગ્યે જ વાંચું છું. મારી સતત ચાલુ મુસાફરીઓમાં છાપાં મને મળે છે પણ ભાગ્યે જ. પણ જ્યારે ૧પલી ટીકા મારા જોવામાં આવી ત્યારે મેં સીમલામાં મૌ. મહમદઅલીના ભાષણની એક નકલ ખાસ મંગાવીને વાંચી જોઇ. જે પૅરેગ્રાફ ઉપર ટીકા થઇ છે તે હું બે વાર વાંચી ગયો અને હું એમાં વાંધાભર્યું એવું કશું જ જોઇ શક્યો નથી. એ ભાષણમાં મૌલાનાએ પાછળથી અલાહાબાદમાં છાપાના પ્રતિનિધિને આપેલી મુલાકાત દરમિયાન કહેલી વાતથી અસંગત કે વિરોધી એવું કશું જ કહેલું નથી. મદ્રાસના ભાષણમાં તેમણે મુસલમાનોનું વલણ માત્ર રજૂ કર્યું છે. અલાહાબાદની મુલાકાતમાં તેમણે આદર્શ મુસલમાન વર્તનનો મેં કરી બતાવેલો અર્થ તેમજ તેમાં મુકેલી મર્યાદા સ્વીકાર્યા છે. મુસલમાનો જો કદી હથિયાર પકડે જ તો તે ઇસ્લામના રક્ષણની બાજુએ જ પકડે એ તો દેખીતી વાત છે. ગુંચવણ બધી ત્યાં ઉભી થાય છે કે અફઘાનો હિન્દને પચાવવાની દાનત કર્યા વગર અંગ્રેજોને શિકસ્ત આપવાની ચડાઇ લાવે એ આપણે અસંભવિત માનીયે છીયે. મુસલમાનોને માટે તેઓ અફઘાનોને જઇ મળવા સમર્થ હોય તોપણ જો તેઓ હિન્દને ખરા વફાદાર હોય તો તેની રીતે જઇને ન મળવાનું આ વફાદારીનું કારણ ગણાય ખરું; અને તે કદાચ ગણાશે પણ. પરન્તુ ગમે તે સ્થિતિમાં પણ મુસલમાનોને ધાર્મિક દૃષ્ટિએ તેમનું ખરું વલણ રજૂ કરવાનો હક તો આપણે આપીયે જ; અને તેઓ તેમ કરે તો તે સારૂ તેમને માન પણ આપીયે. અલી-ભાઇઓના બે મોટામાં મોટા ગુણ જ તેમની બહાદુરી અને તેમની સચ્ચાઈ છે. મૌ મહમદઅલીના ભાષણમાં આ બે સદ્ગુણ સિવાય બીજું કશું હું જોઈ શકતો નથી.

### ૬ લાલાજીના આક્ષેપ

પણ 'ઇન્ડિયન સોશિયલ રિફૉર્મર'ને તો હું એથી વધુ નિકટ લાવવા ઇચ્છું છું. મારા મદદનીશે લાલાજીની સામે થયેલી તીખી ટીકા તરફ મારું ધ્યાન ખેંચ્યું અને મારે એ વિષે કશું કહેવાપણું છે કે કેમ એમ પૂછ્યું. મારી પાસે એ ભાષણ નહોતું તેમ તે ઉપર થયેલી ટીકા પણ મેં જોઇ નહોતી. તેથી એ વિષે મેં લાલાજીને કાગળ લખી હકીકત પૂછાવી અને એ વિષે મને ખુલાસો લખી જણાવવા વિનન્તિ કરી. મેં એમને સૂચવ્યું કે જો તેમનાથી એક પણ ઉતાવળો શબ્દ બોલાઇ ગયો હોય તો તેમણે તે માટે ઉદાર મનથી માફી માગી લેવી જોઇયે. એઓની જોડેના નિકટ સંબન્ધથી હું એમની ઓળખાણનો અધિકારી થયો છું. તેમના ઉદાર, ક્ષમાશીલ અને નિખાલસ સ્વભાવથી હું પરિચિત છું તેમણે મને જવાબમાં લખ્યું કે મુંબઇમાં પોતે કરેલું ભાષણ ખાસ કાળજીપૂર્વક વિચાર કર્યા પછી જ ઉચ્ચારેલું હતું અને તેમાં કોઇની પણ ઉપર વ્યક્તિગત હુમલો નહોતો. તેમણે મૉડરેટોના વર્તન ઉપર એક પક્ષ તરીકે જ ટીકા કરી હતી. મારા અભિપ્રાય માટે તેમણે મજકૂર ભાષણની એક કાપલી પણ મારા પર મોકલી આપી. આ બધું હું સિંધમાં હતો ત્યારે બનેલું. એ ભાષણ

વાંચવાનું મારાથી ન બનેલું, અને પછી તો પાછો એ વાત જ હું ભૂલી ગયો. અન્તે 'સોશિયલ રિફૉર્મર'ના ઠપકાએ મને જગાડ્યો.

હવે હું લાલાજીનું ભાષણ વાંચી ગયો છું અને મને જણાવવાને ઘણી જ ખુશી ઉપજે છે કે તેમાં અપમાન કે અવિનયભર્યું મને કશું જ જડતું નથી. ભાષણ લાલાજીની હમેશની બેરસાદાર લડાકુ ભાષામાં તો છે જ. એની ઢબ પણ કોઈ એક પક્ષનો આગેવાન બોલતો હોય એવી છે. લાલાજીએ વરસોનાં વરસ પશ્ચિમમાં વસીને ટીકાની ઢબ પણ પશ્ચિમની કેળવી છે; પણ એ નિર્મળમાં નિર્મળ પાશ્ચાત્ય ઢબ છે એ પણ સાથે કહેવું જોઈએ. એમાં હલકું એવું કશું જ નથી. એમણે મુંબઈના ભાષણમાં મુકેલા આરોપ દીવાનપદ પામેલા મૉડરેટોના વર્તન ઉપરથી ખોટા નથી જ પડતા. લાલાજીનો આકરામાં આકરો આરોપ એ છે કે મૉડરેટો નોકરશાહીના સંઘમાં ભળીને લા-પતા થઈ ગયા છે. આ આરોપ અલબત્ત ગંભીર છે, પણ તેમણે રજૂ કરેલા દાખલાઓ તેને સચોટપણે પૂરવાર કરે છે. મૉડરેટો ચાહે તો સામો જવાબ વાળી શકે છે કે 'તમે બહાર રહ્યા દીવાનગીરીની મુશ્કેલીઓ શું સમજો!' પણ એ જ વસ્તુ સરકારના પક્ષમાં ભળેલા આગેવાનો જે ભ્રમણામાં ફસાયા છે તેને સચોટ પૂરવાર કરે છે. તેમણે જાણવું જોઈતું હતું કે તેમની આવી દશા થવાની જ. અને ત્યારે નહિ તો હવે તો તેઓ જાતઅનુભવથી સમજ્યા જ હશે, કે સરકારના ધોરણ ઉપર અસરકારક કાબુ મળ્યા સિવાય દીવાન બનવામાં પણ કશો સાર નથી. અત્યારે ચાલી રહેલી સરકારની દમનનીતિ લગભગ અગાઉના જેટલી જ ભૂંડી છે. અત્યારે કામ ચલાવવાનો ફારસ રાખવામાં આવ્યો છે તેથી અગાઉની સ્થિતિમાં કશો ખાસ ફેરફાર થયો નથી. હકીકત તો એ છે કે પીનલ કોડની રાજદ્વારી કલમોમાંની ઘણીખરી કલમો જ એવી છે કે લગભગ દરેક અસહકારીનું ભાષણ તેની હેઠળ આવી શકે. હું માનું છું કે જો મારા ઉપર તેવું તહોમત મુકવામાં આવે તો મારે એમાં સમજેલા રાજદ્રોહના આરોપને કબુલ જ કરી લેવો પડે. ચાલુ રાજ્યતન્ત્રને અપ્રીતિ ફેલાવવી એ તો અત્યારે દરેક અસહકારીનો ધર્મ થયો છે. અસહકારીઓ તો એક જખમી અને અપમાનિત પ્રજાના રોષને વ્યવસ્થિત અને શાન્ત માર્ગે રસ્તો કરી આપી રહ્યા છે. લાલાજીએ કરેલા આકરા આરોપોનો સંગીન અને વિચારવંત જવાબ અપાયેલો જોવા તો હું આતુર જ છું. બાકી મારા નમ્ર અભિપ્રાય મુજબ લાલાજીના ભાષણમાં તો અવિચારી કે મીજાજ ખોઈને ઉચ્ચારેલું તો એવું કશું જ નથી અને એ આખું ભાષણ એમણે અન્તે વિદ્યાર્થીને ઉદ્દેશીને કરેલા સુન્દર ઉપદેશના ગુરૂથી ક્યારે 'લુહ' પડતું કે બિગૂરું બનતું નથી.

## ૬ 'દેવતાઈ' પુરુષ

મારા ઉપર એક છાપાની કાપલી આવી છે. તેમાં મને દેવતાઈ પુરુષ તરીકે ઓળખાવવામાં આવ્યાની બીના છે અને મને પૂછવામાં આવ્યું કે મને સાચે જ કશો ખાસ ઈશ્વરી સાક્ષાત્કાર થયો છે કે કેમ? મારે નામે ફેલાવેલા પામેલા ચમત્કાર વિષે તો ઢ.

અગાઉ લખી ચુક્યો છું. તેમ આ છેલ્લા આરોપ વિષે પણ મારે તેટલો જ ચોખ્ખો ઇનકાર કરવો રહ્યો છે. દરેક ધર્મપરાયણ હિન્દુની પેઠે, હું અલબત્ત ઈશ્વરપ્રાર્થના કરું છું. હું એમ પણ માનું છું કે માણસથી ડરવું છોડી કેવળ ઇશ્વરી સત્ય શોધીએ તો આપણે બધા જ દેવતાઈ થઈ શકીએ. હું માનું છું કે હું શુદ્ધ ઇશ્વરી સત્ય શોધી રહ્યો છું અને માણસજાતની બધી જ બીક મેં છોડી છે. આ સ્થિતિમાં મને જરૂર એમ ભાસે છે કે ઈશ્વર અસહકારની પ્રવૃત્તિનો સાથી છે. ઇશ્વરી ઇચ્છાનો કશો ખાસ સાક્ષાત્કાર તો મને નથી થયો. મારી દૃઢ માન્યતા છે કે ઇશ્વર પ્રત્યેક માણસને અહોરાત્ર સાક્ષાત્કાર આપ્યાં જ કરે છે, પણ આપણે આપણા અન્તરાત્માના એ ઝીણા અવાજને કાને ધરવાની ના પાડીએ છીએ. આપણે આપણી સામેના અગ્નિથંભ સામે આપણી આંખો મીંચીએ છીએ. મને સર્વત્ર એની સર્વવ્યાપકતાનું ભાન થયાં કરે છે અને ઉપલો સવાલ કરનારને માટે પણ તે માર્ગ તેટલો જ ખુલ્લો છે.

## § હું લશ્કરભરતી સારૂ કેમ મથ્યો?

સિંધવાળા ભાઇ જેઠમલે મને ખુલ્લો પત્ર લખીને કેટલાક સવાલો પૂછ્યા છે. તેમાં, અપવાદ વગરની અહિંસાના વિચારો ધરાવનાર હું ખેડા જીલ્લામાં લશ્કરભરતી સારૂ કેમ મથ્યો એવો એક સવાલ કરેલ છે. મારો અહિંસાધર્મ મને શીખવે છે કે હથિયારને બળે કરીને હું દુનિયાને મારા મતની નહિ કરી શકું તેમ મારાં છોકરાંના હાથ પણ રખે તેઓ બીજા કોઈને મારવામાં તે વાપરે એ બીકે હું કાપી ન નાંખું. જે માણસ બીજા કોઇને ઈજા કરી શકે એમ છે છતાં સંયમ બતાવીને તેમ નથી કરતો તે જ અહિંસાધર્મ પાળે છે. હિન્દના સિપાઇનો જ્યાં સુધી શરીરબળ પર વિશ્વાસ છે ત્યાં સુધી તેમને હથિયાર મળવાં જ જોઇએ. લશ્કરભરતી વેળાએ મેં જેમનો શરીરબળ પર વિશ્વાસ હતો છતાં જેઓ લડાઈમાં ભળવા આનાકાની કરતા હતા તેમને જ લડાઇમાં સામેલ થવા અને કેવળ સરકાર સામે તેમને ફરીયાદનાં કારણ હતાં તેટલા ખાતર લડાઇથી દૂર ન રહેવા વીનવેલા. સરકાર જોડે સારાની રૂએ મદદ આપવા નીકળવાની મેં એમને ના પાડેલી. સારું કરવાની તો હમેશાં જ હું વિરુદ્ધ રહેતો આવ્યો છું.

## § અહિંસાધર્મ

હિન્દુસ્તાનમા શું કે દુનિયામાં શું કોઇ એક વખત માણસમાત્ર અહિંસાધર્મ પાળનારા હશે એવી અપેક્ષા હું નથી રાખતો. પોલીસ કદાચ સત્યયુગમાં પણ રહેવાના. પણ એવા વખતની તો હું જરૂર ઉમેદ રાખું છું કે જ્યારે આપણે હિન્દુસ્તાનમાં પશુબળના ઉપર ઓછો આધાર રાખતા હોઇશું; જ્યારે માણસના અન્તરમાં વસતો સાત્વિક અંશ, દૈવી પ્રકૃતિ—બ્રાહ્મણસ્વભાવ—માણસના જીવનવ્યવહાર પર રાજ્ય ભોગવતો હશે. આટલા વિવેચન પછી મારી અલી બિરાદરો જોડેની ગાઢ મિત્રતાનું રહસ્ય સમજવું પણ મુશ્કેલ નહિ રહે. હું એમને પૂરા ખાનદાન, ઇમાનદાર અને પોતાની જબાન ઉપર કાયમ રહેનારા ગૃહસ્થો માનું છું. તેઓ અસહકારની લડતમા છે ત્યાં સુધી અહિંસાધર્મ પાળવાની પ્રતિજ્ઞાનો અમલ

કરે છે ફિરકું મારે માટે ખરા છે. હિન્દુસ્તાનમાં અંગ્રેજોના રાજ્યને બદલે અફઘાનોનું રાજ્ય થવા દેવાની સામે તેઓ પણ ભાઇ જેઠમલના જેટલા જ છે. હું એમ પણ માનું છું કે જેમ જેમ જખ્મ જશે તેમ તેમ તેઓ એ પણ જોતા થશે કે શારીરબળથી હિન્દુસ્તાન કદી પણ—ઓછામાં ઓછું એક પેઢી સુધી તો નહિ જ—સ્વતન્ત્ર થઇ શકે એમ નથી. બીજી બાજુએ માનું છું કે આ પત્રમાં વખતોવખત ચર્ચાયેલો અસહકારનો સાદો કાર્યક્રમ હિન્દુસ્તાન ઉપાડી લે તો હિન્દુસ્તાન તેમજ ખિલાફત બન્ને આ જ વર્ષે આઝાદ બને.

## § મહાસભા કેટલો ત્યાગ માગે છે?

વકીલાત છોડેલા એક વકીલ ભાઇ પૂછે છે કે દરેક અસહકારીએ સંન્યાસી થઇને દુનિયાનો ત્યાગ કરવો જોઇયે કે નહિ? મને ધાસ્તી છે કે હું સંન્યાસીના જેવી જીંદગી ગુજારતો દેખાઉં છું તે ઉપરથી આ સવાલ પૂછવામાં આવ્યો છે, કારણકે અત્યારે દેશની સમક્ષ રજૂ કરવામાં આવેલો મહાસભાનો કાર્યક્રમ તો હજારો બોઅર સ્ત્રીઓએ, અને બાળકોએ બોઅર લડાઇ વેળાએ જે આપ્યું અગર તો છેલ્લા મહાયુદ્ધમાં હજારો અંગ્રેજ, ફ્રેન્ચ અને જર્મનોએ જે આપ્યું તેના સોમા ભાગનો ત્યાગ પણ પ્રજા પાસેથી ભાગ્યે જ માગે છે. આટલા અલ્પ ત્યાગથી જ મહાન ફતેહ આપણને મળી શકે છે તેનું રહસ્ય એ જ છે કે આપણા કાર્યક્રમમાં કોઇની હિંસા નથી, આપણું ધ્યેય સાવ શુદ્ધ અને ન્યાય્ય છે અને આપણે તેત્રીસ કરોડ છીયે.

## § અસહકારી બચાવ કરે?

સદરહુ ભાઇ આગળ જઇને પૂછે છે કે જો કોઇ અસહકારીની સામે ખોટા કેસ ઉભો કરવામાં આવે તો તેણે શું કરવું? જવાબ એટલો જ છે કે જેની સામે સરકારે ખોટાં તહોમત આણ્યા તેઓ તો જેલ મેળવી ચુક્યા છે. જેઓની સામે બીજા કોઇ ખોટા દાવા લાવે તે જો ફરીઆદી ખાનગી પંચ આગળ પતાવટ કરવા જવા તૈયાર ન હોય તો કોર્ટમાં પોતાને જે કંઇ કહેવું હોય એનો એકરાર રજૂ કરે અને પોતાનો સાક્ષીપુરાવો હોય તે પણ જોઇયે તો રજૂ કરે. પણ પોતાની બાજુ સાબીત કરવા સારૂ દલીલ કે વકીલ ન આપે. આમ કરવાથી સંભવ છે કે ચુકાદો એની તરફેણમાં આવે. પણ વિપરીતમાં વિપરીત કલ્પી લઇયે તોપણ કદાચ એને કોઇ બામટાને હાથ પોતાનું ધન કે મિલકત જવા દેવા વારો આવે. એથી વધુ મોટું જોખમ તો એ માર્ગમાં નથી જ. અને બારેમાં બારે વકીલોને રાખીને લાખો રૂપીયાના પાણી કર્યાં છતાં પણ ભલભલા કેસોમાં અવળા ચુકાદા અપાવાના દાખલ તો ક્યાં થોડા બન્યા છે?

## § અશ્રદ્ધા

એ ભાઇનો ત્રીજો સવાલ એ છે કે 'અસહકારનો પ્રજાકીય ચળવળને લગતો અંશ આપણું પોતાનું રાજ્યતન્ત્ર સ્થપાય નહિ ત્યાં સુધી સફળ થઇ શકે એવો છે ખરો?' આ સવાલના મૂળમાં આપણી પ્રજાકીય નાદારીની ભાવના રહેલી છે. આ અશ્રદ્ધાને લીધે

આપણા ધ્યેયને પ્રાપ્ત કરવામાં વિલંબ થઇ રહ્યો છે. એ ભાવના જ્યારે આપણામાંથી સમૂળી નષ્ટ થશે અને આત્મવિશ્વાસ આવશે ત્યારે જ આપણે સ્વરાજ મેળવીશું. પ્રજાકીય રાજ્યતન્ત્ર પણ પ્રજાને પોતાને જ હાથે રચવું પડવાનું. સરકારને હાથે પ્રજાકીય ચણતર થોડું જ બનવાનું હતું? દારૂની બદી સરકારની મદદ સિવાય આપણે કાં બંધ ન કરવી? પરદેશી કાપડ સરકારી મદદ સિવાય આપણે કાં બંધ કરી ન શકીએ? અસહકારથી આપણે જોઇ શકીએ છીએ કે મુદ્દાની ઘણીખરી બાબતોમાં આપણે આપણા જ પ્રયત્નથી સરકારથી સ્વતન્ત્ર થઇ શકીએ તેમ છે. સરકાર એટલે પ્રજાએ પોતાના કામ ચલાવવા ઉભી કરેલી એક આડત નહિ તો બીજું છે શું? આડતીઓ વિશ્વાસને અપાત્ર નીવડે ત્યારે શેઠને તેની જોડે વહેવાર બંધ કરવાનો સંપૂર્ણ હક છે એથી ઉલટું શેઠ જ્યારે પોતાને નિરાધાર અને લાચાર સમજવા લાગે છે ત્યારે તે આડતીઆની મૂઠીમાં જાય છે અને તેનો ગુલામ બને છે. આપણી અત્યારની સ્થિતિ એવી જ છે અને તેમાંથી ચાહે તે ભોગે પણ મુક્ત થયે જ આપણો છૂટકો છે

## ૨ સ્વરાજ મુલતવી રહે કે?

છેલ્લો સવાલ એમણે એ કર્યો છે કે 'ધારો કે મહાસભાએ દોરી આપેલા અસહકારના કાર્યક્રમમાં તેને પ્રજા તરફથી જોઇતા પ્રમાણમાં જવાબ ન જ મળ્યો, તો તેટલે દરજ્જે શું સ્વરાજપ્રાપ્તિ મોકૂફ રાખવામા આવશે?' આવી મોકૂફીનો વિચાર કરતા હું કમકમું છું, કારણ એમાં પ્રજાનો પોતાને વિષેનો અણવિશ્વાસ પ્રગટ થાય છે. મને તો એમ જ લાગ્યા કરે છે કે પ્રજા વખતસર ઘટતો જવાબ આપ્યા વિના નહિ જ રહે. છતા ,ઉપલા સવાલનો એક દલીલ તરીકે તો એ જ જવાબ આપવો રહ્યો કે જો નક્કી થયેલા કાર્યક્રમને પ્રજા તરફથી ઘટતા પ્રમાણમાં જવાબ ન મળે તો આપણું ધ્યેય પ્રાપ્ત કરવામાં ઢીલ થાય ખરી.

---

# ૧ સીમલામાં ગાંધીજી

### વાઇસરાયની મુલાકાત

સીમલા જવાનું કેમ થયું તે ગાંધીજી પોતે જ પોતાની નોંધમા ગયા અંકમા જણાવી ગયા છે. એ જ સંજોગો ગાંધીજીએ પોતાના સીમલાના જાહેર ભાષણમાં તેમજ સીમલા છોડયા પછી અંબાલા, લુધીઆણા, સંગમનેર વગેરે સ્થળે વર્ણવ્યા છે. 'ઇંગ્લિશમૅન' પત્ર આ કૃત્ય તરફ ભારે શંકાની દૃષ્ટિથી જુએ છે અને કહે છે કે ગાંધીજીના બધા સાથીઓ તેમના સીમલા જવાની વિરુદ્ધ હોવા જોઇએ, નહિ તો ગાધીજીને સીમલા જવાનાં કારણોના આટલા લાંબા ખુલાસા કેમ આપવા પડે? અહીં એટલું જ કહી દેવું જરૂરનું છે કે પૂ. પંડિત માલવીયાજીનો પત્ર અલાહાબાદ આવ્યો ત્યારે ત્યાં પંડિત મોતીલાલજી, અલી

ભાઇઓ, લાલા લજપતરાય અને બીજા કેટલાક નેતાઓ હાજર હતા. ગાંધીજીએ તેમની સાથે મસલત કરીને નિશ્ચય કરેલો કે સીમલા જવું તે મુખ્યત્વે પંડિતજીને મળવા માટે; અને પછી જરૂર જણાય તો વાઈસરાયને મળવું. મિ. ઍન્ડ્રુઝ જેઓ સીમલાથી તે જ દિવસે આવ્યા હતા તેમનું કહેવું હતું કે વાઇસરાય ગાંધીજીને મ્હોંઢેથી ગાંધીજીનું દૃષ્ટિબિન્દુ જાણવા આતુર છે. સીમલા જઇને પંડિતજીને મુખે પણ એ જ હકીકત સાંભળી. એટલે ગાંધીજીએ વાઇસરાયને લખી જણાવ્યું કે મારા વિચાર જાણવાની આપની ઇચ્છા હોય તો હું તે સંભળાવવાને તૈયાર છું. વાઇસરાય સાહેબે તે પ્રમાણે મળવાનો વખત ગાંધીજીને મોકલી આપ્યો. ગાંધીજી આટલા ખુલાસા આપે છે તે નેતાઓને માટે નહિ, પણ લોકોને માટે. લોકોની વિચારશક્તિ એટલી જાગૃત થયેલી છે કે તેઓ નેતાઓના પ્રત્યેક કૃત્યની બરોબર ચોકી રાખે છે, અને તે જ સ્થિતિ બરોબર છે. આ ચોકીદારોને સંતોખવા માટે આ હકીકતો ગાંધીજી વારંવાર આપી રહ્યા છે, તે એ સમજાવવા કે અસહકારનો સિદ્ધાન્ત એમ નથી કહેતો કે સામા પક્ષને પોતાનો પક્ષ શું છે તે સમજાવવો નહિ. સરકારનો નાનામાં નાનો અમલદાર આપણું દૃષ્ટિબિન્દુ જાણવા માગે તો તેને પણ તે સ્પષ્ટ રીતે સમજાવવું એ આપણો ધર્મ છે.

## 'હું કાંઈ લેવા નહોતો ગયો'

સીમલામાં વાઈસરાયને ગાંધીજી એક બે વાર નહિ પણ છ વાર મળ્યા! આટલી બધી મુલાકાતોમાં શું કરી આવ્યા એ પ્રશ્ન અનુચિત નથી અને તેનો જવાબ ગાંધીજી આપી ચૂક્યા છે. તેમણે અથથી ઇતિ સુધી વાઈસરાય સાહેબને અસહકારીઓનો પક્ષ સંભળાવ્યો, સમજાવ્યો. વાઇસરાયે પણ છ દિવસ સુધી કલાકના કલાકો શાન્ત ચિત્તે, સંપૂર્ણ સભ્યતાથી તે સાંભળ્યું. એથી એટલું તો કલ્પી જ શકાય કે તેમની આપણી સ્થિતિ સમજવાની ઇચ્છા તીવ્ર હોવી જોઈયે. આપણો પક્ષ સમજાવ્યા પછી ગાંધીજીએ તેમની હકીકત પણ સાંભળી. એટલે કાંઇ પરિણામ આવ્યું હોય તો એટલું આવ્યું કહેવાય કે વાઈસરાય ગાંધીજીને વધારે સમજતા થયા. અને ગાંધીજી વાઈસરાયને વધારે સમજતા થયા. આ ઉપરાંત કશું ફળ આવ્યું નથી એમ ગાંધીજી કહે છે. 'હું કાંઈ લેવા ગયો ન હતો કે લઇને આવું, હું તો દેવા ગયો હતો તે દઈ આવ્યો. આટલી મુલાકાતો પછી મારા વિચારો હતા તે જ કાયમ રહ્યા છે, અને આપણે એ જીતવું હોય તો દૃઢપણા જોરથી આપણી શાન્ત લડત ચાલુ રાખ્યાથી જ જીતાશે. સ્વરાજ આપવું વાઇસરાયના હાથમાં નથી; એ લેવું આપણા હાથમાં છે.' આ ગાંધીજીના સીમલા પછીના ઉદ્ગારો છે. આટલું તો ત્યાં શું બન્યું તે વિષે. 'તમે વાઈસરાયની સાથે શું વાતચીત કરી આવ્યા ?' એ પ્રશ્ન પણ નથી પૂછાતો એમ નથી. પણ એ પ્રશ્ન સુરુચિયુક્ત નથી એમ ઘણા કબૂલ કરશે.

## એક જ વાતાવરણ

જતી વેળા અમે કાલકા પહોંચ્યા ત્યારથી જ હું તો કંઇ જુદા જ વાતાવરણની ઉમેદ રાખતો હતો. ગરમી તો કાંઇક ઓછી થવા લાગી, પણ લોકોના મનનું વાતાવરણ

તો જરાય બદલાયલું ન લાગ્યું. કાલકાનું પ્લૅટફૉર્મ પણ માણસોથી ભરેલું હતું. પંજાબના સુતરના દડાઓ અહીંથી જ ફેંકાવા લાગ્યા, તે સીમલાને પાંચસેંમે મજલે પણ ઓછા ન ન થયા. કાલકા સ્ટેશન ઉપર પોલીસનાં માણસો પણ ઠીક આવકાર આપતાં હતાં. ગાંધીજીએ પૂછ્યું, 'તમે કેમ આવી શકયા ?' જવાબ મળ્યો, 'અમે તો અમારા વડાની રજા લઈને આવ્યા છીયે ! અને કાલકાથી તે સીમલા સુધીનાં ડઝનબંધ સ્ટેશનોએ માણસોનાં ટોળાં સ્ટેશન ઉપર આવતાં જ હતાં. હજારો ફીટ ઉંચે સીમલાના પહાડ પર લોકોને શા ખબર હશે ?' એમ મને સ્હેજ શંકા થતી હતી, પણ પહાડ ઉપરનાં અને નીચે તળેટીનાં માણસોના ઉત્સાહમાં મને કશો ફરક ન લાગ્યો. નાનામાં નાના સ્ટેશન ઉપર મજૂરો સુદ્ધાં આવીને તિલક સ્વરાજ ફાળામાં પૈસા અર્પે જતા હતા. એક ગામે તો સો સવાસો રૂપીયાની થેલી લોકોએ તૈયાર રાખી હતી. ત્યાંની વસ્તી માણ્યે જ ૫૦૦ માણસની હશે !

સીમલા સ્ટેશન ઉપર મને આપણો નવો રાષ્ટ્રીય વાવટો જોઇને આશ્ચર્ય થયું. લંબ-ચોરસ લાલ, લીલી અને ધોળી ભૂમિ પર રેંટીયાની આકૃતિ રૂ ચોંટાડીને કાઢી હતી !

સીમલા આઠ દિવસ રહ્યા તે દરમિયાન દર્શનને માટે આવનારની સંખ્યા બીજે કોઇ ઠેકાણે કરતાં ઉતરે એમ ન હતી. આખો દિવસ તળેટી ઉપરનાં ગામડાંઓનાં માણસો આવ્યા જ કરતાં, અને સવારે ને સાંઝે સરકારી કચેરીઓમાંથી નોકરો આવતા. સરકારી નોકરોની એકે ટોળી સ્વરાજ ફાળા માટે પોતાનું નાનું ઉઘરાણું લીધા વિના નહોતી આવતી ગાંધીજી વાઇસરાય સાહેબને ત્યાં ગયા હોય તો 'વાઇસરીગલ લૉજ'ની બહાર સેંકડો નોકરો—સેક્રેટરીઅટમાંના—દર્શન માટે ટોળું વળીને ઉભા હોય. આમ સરકારી નોકરો સરકારી જાહેરનામાંઓને ઓટીએ બાંધી પોતાથી થાય તેટલું કરી રહ્યા છે. સીમલાના નોકરોને ગાંધીજીએ ઊન ન વાપરતા હોય ત્યારે ખાદીનો ઉપયોગ કરવાને કહ્યું. પણ 'તેમણે બિચારાઓએ જણાવ્યું કે કદાચ ખાદી તેમની નોકરી લઇ લે તો ? આમને જ ઉદ્દેશીને ગાંધીજી ૧૫મી તારીખની સીમલાની જાહેર સભામાં બોલેલા કે 'જ્યાં તમને તમારી માતાએ કાંતેલા સુતરનાં કપડાં પહેરવાની પરવાનગી ન હોય તે સંતનતમાં હું રહેવા નથી માગતો. તેને મિટાવી દેવી જોઇયે અથવા સુધારવી જોઇયે.' ..

સીમલામાં જ્યારે સામાન્યવર્ગનો ઉત્સાહ ઠીક જણાયો ત્યારે કેળવાયલો વર્ગ એટલે મોટે ભાગે વકીલવર્ગ (કારણ વકીલવર્ગ સિવાયના ઘણાખરા તો સરકારી નોકરો જ હશે) તો અસહકારની ચળવળથી ન પલળેલો જણાયો કોઇ વકીલે સીમલામા વકીલાત છોડી નથી છતાં લાલા મોહનલાલ નામના એક પંજાબી ગૃહસ્થ જેઓ નામની વકીલાત હજી કરે છે અને વેપાર કરે છે તેમણે કાર્યમાં સહાનુભૂતિ બતાવવા ગાંધીજીને એક સાંઝે નોતર્યા અને ૧૦ હજાર રૂપીયા મિત્રમંડળ પાસેથી ભેગા કરી આપ્યા.

### સીમલાની જાહેર સભા

વાઇસરાય સાહેબની સાથે લાંબી મુલાકાતો છતાં સભાઓએ ગાંધીજીને સીમલામાં પણ છોડ્યા ન હતા; તેમજ શાન્તકુટી ઉપર પણ ઘણા યૂરોપીઅન અમલદારો, અંગ્રેજી

છાપાંના પ્રતિનિધિઓ વગેરે મુલાકાત માટે આવ્યાં જ કરતા. એક સ્ત્રીઓની સભા રાખી હતી તેમાં સ્ત્રીઓની હાજરી ઠીક હતી, પણ જે જાહેર સભા થઇ તે તો કોઈ ગંજાવર જલસો હતો.

જે સ્થળમાં આ સભા થઇ ત્યાંનું દૃશ્ય પણ અજબ મોહ પમાડે એવું હતું. મોટા રસ્તાથી ઉતરતાં લગભગ ૧ હજાર ફીટ નીચે થોડીક સપાટ જમીન છે ત્યાં થોડીક ખુરશીઓ અને માંચડો ગોઠવ્યો હતો, અને સામે પાંચસેં ફુટની ઉંચાઈ સુધી જાણે એક ઉપર એક અગાશીએ ચડી હજારો મધપૂડામાંની માખીઓની જેમ ચોંટયાં હતાં. સભામાં લાલાજી અને અંબાલાના વકીલ લાલા દુનીચંદ ઉપરાંત પંડિત માલવીજી પણ પધાર્યા હતા. સામેના તાડની ઉંચાઇને પણ ભૂલાવે એવાં દેવદારો પેલાં માણસોથી ખીચોખીચ ભરેલી અગાશીઓને સોહાવતાં હતાં. પ્રમુખસ્થાને લાલાજી બિરાજ્યા હતા. પ્રથમ ગાંધીજીને શહેરીઓ તરફથી એક માનપત્ર આપવામાં આવ્યું.

આજનું ગાંધીજીનું ભાષણ અગત્યનું હતું. આરંભમાં તેમણે વાઇસરાયની મુલાકાત લેવાનું કેમ થયું તે સંબન્ધે ખુલાસો કર્યો અને જણાવ્યું, "અમારી વાતનું કાંઇ પરિણામ આવશે ? હું કહું છું કે આવે અને નયે આવે. આપણે તો જે કરવાનું છે તે ખુદાની મદદ માગીને કરી લેવાનું છે. મેં વાઇસરાયને આપણો કેસ સુણાવ્યો ને તેમણે બહુ ધીરજ અને પ્રેમથી લાંબા સમય સુધી તે સાંભળ્યો. મેં પણ તેમનું કહેવું સાંભળી લીધું છે. મેં અંગ્રેજી સલ્તનતની મુશ્કેલીઓ તેમની પાસેથી સાંભળી. હું તો એટલું જ કહી શકું છું કે જે એકરાર આપણે ઇશ્વરને દરમિયાન રાખીને મહાસભામાં, શીખ લીગમાં તેમજ ખિલાફત પરિષદોમાં કરેલો છે તે પાળશું તો આ વર્ષમાં જરૂર ધારેલું મેળવશું. વાઇસરાય સાહેબના હાથમાં કાંઈ નથી. ઇંગ્લંડથી શું તાર આવે છે તે ભૂલી જાઓ. આપણી લડત ખાનદાનીની છે, ઇન્સાફની છે, અને ઇન્સાફ માટે મરવાને આપણે તૈયાર છીયે એ આપણે જગતને બતાવી આપવાનું છે. પરીક્ષા લીધા વિના ઇશ્વર કશું આપતો નથી, અને આપણે કાંઈ મેળવીયે તે પહેલાં એ પરીક્ષામાં ઉતર્યે જ આપણો છુટકો છે. બદમાશ જેવા બદમાશ પણ પોતાનું ધાર્યું મેળવવા માટે તૈયાર હોય છે તો તમે મોટા છ છ ફીટ ઉંચા પંજાબીઓ, જો ફરી પેટે ચાલવા ન માગતા હો, જો તમારામાંનો એક પણ નાકલીટી ને તાણવા માગતો હોય, તો જે પાઠ શીખ ભાઇઓએ શીખવ્યો તે લઇયે. એમની માફક માથું ફોડે મુકી ધર્મકૃત્ય માટે તૈયાર થાઓ. મહન્ત નારાણદાસની માફક ખુની ન બનો. ખુન કરીને સ્વરાજ નહિ મેળવી શકો; પંજાબ ને ખિલાફતના સવાલનો નીવેડો નહિ લાવી શકો. કોઇનું ખુન લઇને નહિ, ખુન આપીને જ તમે આ વસ્તુઓ મેળવી શકશો; લછમનસિંહની તાકાત મેળવીને જ મેળવી શકશો."

### આ સલ્તનત મટે તો ?

પછી 'આ સલ્તનત મટે તો હિન્દુઓનું શું થાય ?' એ પ્રશ્નનો ગાંધીજીએ ઉત્તર આપ્યો. "હું તો તમને કહું છું કે તમારાં તીર્થો પઠાણોને હાથે ભ્રષ્ટ થશે, તમારી ઓરતની

ઉજાગત લૂંટારો એવા ભયથી તમે જ્યાં સુધી ડરી રહ્યા છો ત્યાં સુધી તમારા હરદારને દાટી દો, તમારી ઓરતોને જોહાર કરાવો. તમે પઠાણોને મારી ન શકો તોપણ તેમનાથી ભાગી જવાની નહિ પણ તેમની સામે ઉભા રહી મરી જવાની તાકાત તો તમારામાં હોવી જ જોઇયે. અફઘાનથી ન ડરો, ન મુસલમાનથી ડરો; કેવળ ઇશ્વરનો ડર રાખો. પેગમ્બર સાહેબના જમાનામાં પણ સામેથી આવતાં ધાડાંઓને જોઈને કેટલાક ડરકણોએ કહ્યું હતું કે 'અમે એકલા જ છીયે. કેમ લડશું ?' પેગમ્બર સાહેબે જવાબ આપ્યો હતો, 'નહિ, તમે એકલા નથી; તમારી સાથે ખુદા છે' હું પણ તમને કહું છું કે તમે તમારી જાતને પામર ન માનો. તમે બહાદુર હશો તો તમારી સાથે અફઘાન પણ પાક બનશે. હું અફઘાનને ઓળખું છું. દક્ષિણ આફ્રિકામાં તેમનામાંના ઘણા મારા અસીલ હતા તેમની ખાનદાનીની મને પીછાન છે. તેઓ બૂરા હોય તોયે મને લાગે છે કે તેઓ ખુદાથી ડરનારા છે. જો મુસલમાનોને તમે ભાઇ સમજતા હો, જો તમારો તેમના ઉપર ઇતબાર હોય તો પઠાણોની દહેશત તમે જરાય ન રાખશો. જો પઠાણ આવે તો તેમની સાથે પણ અસહકાર કરવાવાળો હું બેઠો છું. હિન્દુસ્તાનનો એક પણ ટુકડો તેમને હાથ નહિ જવા દઉં. મને ખુદા તે ઘડીયે તાકાત આપશે કે હું તેમને ટુકડો લેવા દેતાં પહેલા મારી જીંદગી આપી દઉં. આપણે એકબીજાના ગેરવિશ્વાસથી ગુલામ બન્યા છીયે. જો મુસલમાનો ઇસ્લામને એબ આણશે, જો કરોડો મુસલમાનો દગો દેશે, તો ઈસ્લામ મરી જશે. આપણો અને તેમનો વાણીઆગતનો સંબન્ધ નથી, ખાનદાનીનો વ્યવહાર છે.

### ડાયર માટે જાહેર પ્રાર્થના

"બધા ધર્મોને હું કહું છું કે આપણે એકદિલ થવા માગીયે છીયે. ખ્રિસ્તીઓ સાથે આપણે એકદિલ નથી શું ? ઍન્ડ્રુઝ અને સ્ટોકસ જેવા મદદ કરે તે શું આપણે નથી સ્વીકારતા ? આપણે કોઇને દુશ્મન કરવા નથી માગતા. આપણે આપણું ખુન આપવા માગીયે છીયે. અંગ્રેજ નોકર બનીને રહે, ભાઈ બનીને રહેવા માગે, સરદારી છોડીને રહેવા માગે તો ભલે રહે, નહિ તો ચાલ્યા જાય.

"જેમ તેમ હોય, શાન્તિ વિના કશું નથી. જો તમે શાન્તિ છોડશો તો બાજી ખોશો. મારા દિલમાં મેં જનરલ ડાયર કે માયકેલ ઓડવાયર માટે સજા નથી ચાહી. અને આજે ઇદગાહની આ પવિત્ર જગ્યાએ હું ખુદાને પ્રાર્થના કરું છું કે ખુદા તેમના દિલને સાફ કરે."

છેવટ શીખોને ગુરુ નાનક અને ગુરુ તેગ બહાદુરની મારફત જીવતે મરી છૂટવાનો આપી સ્વદેશી પર વિવેચન કર્યું હતું.

### એક રમુજી પ્રસંગ

આ પછી લાલાજી ઉપસંહાર કરવાને ઉભા થયા. તેમણે હિન્દુમુસલમાન ઐક્ય અને નીડરતા ઉપરનાં ગાંધીજીનાં વચનો ઉપર વધારે ભાર મુકયો. દેશમાં અશાન્તિ ફેલાઇ રહી છે' એ આક્ષેપને તેમણે એક જ વાકયમાં ઉડાવ્યો: "દુનિયામાં આટલી વસ્તી વાળો એક દેશ એવો બતાવશો કે જે હિન્દુસ્તાન જેટલી શાન્તિ આવી વખતમાં જાળવી શકયો

હોય ?" સ્વરાજનો મન્ત્ર પ્રજા કેટલો પી ગઇ છે તે શ્રોતાઓને બતાવવા તેમણે કહ્યું, "ન કરે નારાયણ, અને ગાંધી મહાત્મા સ્વરાજથી કાંઇ ઓછું લઇ લે તો તે પણ આપણે ન લઇએ. મહાત્માજી આપણને છેતરે તો આપણને મહાત્માજી પણ ન જોઇએ." આ વચનોને શ્રોતાજનો પણ ગમ્મતમાં જ લેતા હતા, અને તરત 'મહાત્મા ગાંધીજી કી જે' કરીને વધાવતા હતા ! પછી માલવીયાજીએ મજાકમાં લાલાજીને કહ્યુ, 'આ બેઅદબીને માટે ગાંધીજીની માફી માગો.' લાલાજીએ આ પ્રમાણે માફી માગીઃ 'લોકો તો સ્વરાજ—શુદ્ધ સ્વરાજ—ને માટે ગાંધીજી જ્યાં લઇ જાય ત્યાં તેમની પાછળ જવાને માટે તૈયાર છે." આથી લોકોમાં ભારે ખુશાલીના પોકારો ચાલ્યા અને ફરી ફરી ઉઠતી 'મહાત્મા ગાંધીજી કી જે' થી ચોમેરના પહાડો કેટલીક મિનિટો સુધી ગાજી રહ્યા !

મહાદેવ હરિભાઇ દેશાઇ

---

તા. ૫-૬-૧૯૨૧

# વાઈસરૉય બોલ્યા

વાઇસરાય સાહેબનું ભાષણ વાંચ્યું. તે ઠીક છે એમ માનું છું; છતાં તેમાં સીમલાની ગંધ છે. આપણને તેની ફિકર નથી. બોલ્યું પાળવું એ ન્યાયથી જો. તે સાહેબ પોતાની કારકીર્દિનું માપ કરાવવા માગતા હોય તો તેમણે પાળી બતાવવું જોઇશે.

ખાણા પછી ભાષણો કરવાની ટેવ જ ભુંડી છે. ખાઇને માણસ આળસ મરડે છે. ખાઇને તુરત માણસ ઠરેલ વિચાર કરવાને લાયક નથી હોતો, અને તે પણ વળી એવા દબદબામાં અપાયેલું ખાણું કે જે દબદબાનાં ખાસ બયાન પણ છાપાંઓમાં છપાય. વાઇસિરાયનાં ભાષણોમાં તેથી જ જોઇયે તેટલી ગંભીરાઇ હોતી નથી.

હિન્દુસ્તાનને અત્યારે ગાંભીર્ય જોઇયે છે. હિન્દુસ્તાન જખમી છે. તેનો જખમ હજુ રૂઝાયો નથી, એટલું જ નહિ પણ તે જખમ ઉંડો જતો જાય છે. તેમાંથી લહુ લોહી વહ્યાં કરે છે. તે મલમપટ્ટીથી ઢાંક્યો જાય તેમ નથી. તેને સારૂ તો ભારે શસ્ત્રવૈદ્ય જોઇયે. તેનામાં કુશળતા હોવી જોઇયે. તેનામાં ધૈર્ય જોઇયે. સારા શસ્ત્રવૈદોને મેં જોખમકારક ક્રિયાઓ કરતી વેળા ભૂખે પેટ રહેલા જાણ્યા છે. કોઈ શ્રદ્ધાળુ વૈદોને શસ્ત્રક્રિયા કરતી વેળા ઈશ્વરનું નામ સાથે સાથે લેતા પણ જાણ્યા છે.

અલી ભાઇઓના કાગળને પણ તેઓ સાહેબ જેવો તેવો કાગળ ન માને. એ કાગળ તેમને ખાતર નથી લખાયો. એ કાગળ મિત્રોને ખાતર લખાયો છે. તેમના

ભાષણો તેમણે ભલે બતાવ્યાં. એક દુશ્મન પણ જો ભૂલ બતાવે તો તે કબૂલ કરવી એ ખાનદાનીની નિશાની છે. અલી ભાઇઓનાં કોઈ ભાષણોમાં કેટલાંક વાક્યો એવાં હતાં કે તેના બે અર્થ થઇ શકે. પોતાને, ધર્મને અને દેશને બચાવવાનો પ્રયત્ન કરનારના મુખમાંથી બે અર્થ વાળું વાક્ય જાણ્યેઅજાણ્યે પણ ન નીકળવું જોઇયે એ જ અલી ભાઇઓના લખાણનો અર્થ છે. તેમણે પોતાની ખાનદાની બતાવવા માગ જેવા મિત્રોની સલાહને માન આપ્યું છે ને પોતે પોતાની જીભ ઉપર હજુ પણ વધારે કાબુ મુકવાની શુદ્ધ ને પવિત્ર પ્રતિજ્ઞા કરી છે.

વાઇસરાય સાહેબને હજુ અનુભવની જરૂર છે. તેઓએ અગાઉ નથી ચાલેલી એવા પ્રવૃત્તિનો અભ્યાસ કરવાનો છે. તેમનું ભાષણ પ્રાથમિક અભ્યાસ સૂચવે છે. તેમના ભાષણમાં સાવધાનીનો પ્રયત્ન છે. પ્રયત્નની સફળતા પૂરી નથી. તેમણે અસહકારીને રીઝવવા પ્રયત્ન કર્યો છે. અસહકારીઓ ભાષણોથી રીઝે તેમ નથી. તેઓ ભાષણોનો અવળો અર્થ નહિ કરે; પણ પરીક્ષાને સારૂ તો તેઓને કાર્ય જ જોઇશે.

# ગુજરાતનો નિશ્ચય

ભરૂચમા ભરાયેલી પરિષદ વિષે હું બહુયે લખવા ઇચ્છુ છું. પણ મધરાતે થાકયોપાકયો થોડુ જ લખીશ.

આ માસની આખર સુધીમાં દશ લાખ રૂપીયા એકઠા કરવા, ત્રણ લાખ સભાસદ, એક લાખ રેંટીયા. આ ગુજરાતને સારૂ કઠિન છે તેટલું જ સહેલું છે.

માણસોને અભાવે કઠિન લાગે છે. ઘણાં માણસો—પુરુષો અને સ્ત્રીઓ—કામ કરવા નીકળી પડે તો સહેલું છે. આ ત્રણ કામમાં જેઓ કાચા અસહકારી છે, જેઓને અસહકારને વિષે શ્રદ્ધા નથી તે પણ મદદ કરી શકે. જેઓ અસહકારને પાપ માને છે તે જ ન કરી શકે. અસહકારને પાપ માનનારા તો ગુજરાતમાં એક હાથના વેઢા પર ગણી શકાય તેટલાયે નહિ હોય એવો મને વિશ્વાસ છે.

આટલા પૈસા કેમ પેદા થાય? (૧) સ્ત્રીઓ પોતાના દાગીના ઉતારે તો, (૨) ધનાઢ્ય પોતાની મિલકતના અમુક ટકા આપે તો, (૩) બધા કમાણીનો અમુક ભાગ આપે તો, (૪) દારૂ પીનારા પોતાના દારૂના ખર્ચનો અમુક હિસ્સો આપે

તો,' (૫) કેટલાક ધનવાળા પોતે સર્વસ્વ આપે તો;—આવા ઘણુયે 'તો' રહેલાં છે. તે 'તો'નો પ્રયોગ કરીને આપણે આપણું કામ પૂરું પાડવાનું રહ્યું છે.

ભરૂચ પરિષદે કરેલી પ્રતિજ્ઞા પૂરી ન પડે તો ગુજરાતનું નાક જાય, આ વર્ષે સ્વરાજ્ય મેળવવામાં વિઘ્ન આવે. જેઓ પૈસા ન આપી શકે તે રેંટીયાનું કામ કરી લે. જેઓ રેંટીયા ન ચલાવી શકે તે સભાસદ બનાવે. સૌ પોતપોતાના કર્તવ્યનું પાલન કરે.

ઇશ્વર ગુજરાતની લાજ રાખો.

---

# મારી નોંધ

## સભાસદનો ધર્મ

મને નીચે પ્રમાણે સવાલ કરવામાં આવ્યો છે:

"'પ્રતિનિધિઓ' કેવા ચુંટવા જોઇયે તે તમે લખ્યું તેમ પણ 'સભાસદો' કોણ થઈ શકે એ પણ જણાવો તો સારૂ."

જેઓ અસહકારનો ઠરાવ પસંદ કરે છે તેઓ તેને અનુકૂળ હોય તેવા જ પ્રતિનિધિ ચુંટે એ ચોકખું છે. એટલે પ્રતિનિધિ વકીલ ન હોય, ખિતાબદાર ન હોય, ખાદી પહેરનારો હોય, અન્ત્યજનો તિરસ્કાર ન કરતો હોય વગેરે. સભાસદને સારૂ તો નીચેની જ શરત છે:

૧. ૨૧ વર્ષનો કે તેની ઉપરનો હોય.

૨. ચાર આના દર વર્ષે ભરે.

૩. સ્વરાજ હિન્દુસ્તાનનું ધ્યેય માને.

૪. સ્વરાજ મેળવવા સારૂ શાન્તિ અને સત્ય એ બે જ સાધનો છે એમ માને આટલી શરતોનું પાલન કરનાર ભલે સહકારી હોય, ભલે ખિતાબદાર હોય, વકીલ હોય, વિલાયતી કાપડ પહેરતો હોય, છતાં મહાસભામાં સભાસદ થઈ શકે છે. મહાસભા એ પસંદ બાબત કરી, રહી, મહાસભામાં સભાસદ થવાને સારૂ ઓછામાં ઓછી મર્યાદા જ હોય. જે મર્યાદા સર્વમાન્ય છે તે જ રાખવામાં આવી છે. આ તો મહાસભાના કાયદાનો અર્થ.

મારી ઉમેદ એવી ખરી કે અત્યારે અસહકાર પણ એટલો વ્યાપક છે કે બધા અસહકારી જ હોય. પણ દેશની ભાવના વાંચવામાં મારી ભૂલ પણ થતી હોય અથવા દેશ માને છે તે કરવા તૈયાર નથી એમ પણ હોય. અસહકારી હોવાનો દાવો કરનાર

તા. ૫-૬-૧૯૨૧

પરિણામે જરૂર અસહકારની શરતનું પાલન હું ઇચ્છું. પણ મહાસભાના સભાસદ વધારે સંખ્યામાં અસહકારી થાય તો આગામી મહાસભાના વિચારોને બદલી પણ શકે. દિવસે દિવસે મામલો શુદ્ધ થતો જાય છે, ધ્યેય અને સાધન સ્પષ્ટ થતાં જાય છે. 'મામલામાં (ઉગે તે જ) માટી' એ કહેવત પ્રમાણે આપણે દેશમાં 'માટી'ને શોધ્યા કરીયે છીયે માટીને શોધવાનું મહાસભા એક સાધન છે.

## અલી ભાઇઓની પ્રતિજ્ઞા

મૌ. શૌકતઅલી તથા મૌ. મહમદઅલીની સહીથી નીચેનો ખુલાસો બહાર પાડવામાં આવ્યો છે:

"મિત્રોએ અમારાં કેટલાંક ભાષણો તરફ અમારૂં ધ્યાન ખેંચ્યું છે જેમાં તેમના અભિપ્રાય મુજબ ખુનામરકી તરફ ઉશ્કેરણી રહેલી હોય એવો ભાસ થાય છે. અમે જાહેર કરવા ઇચ્છીયે છીયે કે એ ભાષણોથી ખુનામરકી તરફ ઉશ્કેરણી કરવાનો અમે કદી ઇરાદો રાખ્યો નથી અને અમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે અમારાં એ ભાષણોમાંના કોઇ પણ ભાગ એવા અર્થમાં લઈ શકાય એમ હશે છતા અમારા મિત્રોની દલીલ અને તેમણે કરેલા અર્થમાં રહેલું વજુદ અમે જોઈ શકીયે છીયે, તેથી અમે અન્તઃકરણથી દિલગીર છીયે અને અમારાં ભાષણોમાંના કેટલાક ભાગોમાં આવેલી નાહકની તીખાશ માટે અમારી દિલગીરી જાહેર કરીયે છીયે. અમે પ્રજાને જાહેર રીતે ખાતરી આપીયે છીયે અને પ્રતિજ્ઞા કરીયે છીયે કે જ્યાં સુધી અમે અસહકારની પ્રવૃત્તિમા સામેલ છીયે ત્યાં સુધી હાલ કે ભવિષ્યમાં સીધી કે આડકતરી કોઈ રીતે ખુનામરકીની હિમાયત નહિ કરીયે અગર તો ખુનામરકીને અનુકૂળ વાતાવરણ પણ તૈયાર નહિ કરીયે. અમે અલબત્ત માનીયે છીયે કે જે અહિંસાત્મક અસહકારને વફાદાર રહેવા અમે અમારા વચનથી બંધાયા છીયે તેનાથી એમ કરવું એ વિરુદ્ધ છે."

---

# ભરૂચનાં ભાષણ

## ૧*

### પુરાણી પ્રતિજ્ઞા

આ ઠરાવ સીધો, સાદો, એક બાળક કે બાળા પણ સમજી શકે એવો છે. આ ઠરાવના પૂર્ણપણા પર હિન્દુસ્તાનના સ્વરાજનો આધાર છે, ખિલાફતનું કામ પૂરૂં થવાનો

* ભરૂચમાં મળેલી પાંચમી ગુજરાત રાજકીય પરિષદ્ સમક્ષ મેંચવાડાનો કાર્યક્રમ ૩૦મી જૂન સુધીમાં પાર ઉતારવાને વધુ જોરાબર્યા પ્રયત્નો આદરવાને લગતો બીજો ઠરાવ રજૂ કરતાં કરેલું ભાષણ; તા. ૧-૬-૧૯૨૧

આધાર છે, પંજાબના ઈન્સાફનો આધાર છે. ગુજરાતનાં ભાઇબહેનોને હું ગયા વર્ષની યાદ દેવડાવું છું. ગયે વર્ષે મહાસભાએ અસહકારનો ઠરાવ નહોતો કર્યો ત્યારે આપણે તે કર્યો હતો. જ્યારે પંજાબના ઈન્સાફ અને સ્વરાજની વાત પણ ન હતી ત્યારે આપણે ગુજરાતના હિન્દુ અને મુસલમાનોએ વિચારી લીધું હતું કે ખિલાફતનો ફડચો આપણે આપણી પોતાની સાત્વિક સત્તાને બળે કરવો છે. ખિલાફતના ફડચાની અંદર પંજાબ અને સ્વરાજનો ફડચો આવી જાય છે એવો વિચાર આખું હિન્દુસ્તાન ન કરી લે તોયે આપણે ગુજરાતીઓએ સર્વસ્વ હોમીને પણ ખિલાફતનો ફડચો લાવવાનો નિશ્ચય કરી દીધો હતો. તે વખતે ગુજરાતે જે શ્રદ્ધા બતાવેલી તેની હું તમને યાદ દેવા ઇચ્છું છું. રા. વિઠ્ઠલભાઈ સાહેબ આપણને મહેણું માર્યું છે કે આપણે આપણું કર્તવ્ય નથી કર્યું, આપણો પૂરો ફાળો નથી આપ્યો. આપણે કર્તવ્ય નહિ કરીયે તો એ મહેણાને લાયક જ રહીશું. પણ આપણે નિશ્ચય કરીશું તો કર્તવ્ય કરીને આપણે ત્રીસ દિવસમાં એ મહેણાને અવશ્ય ધોઇ શકીશું. આ પરિષદ્‌માં આવેલાં પ્રતિનિધિ ભાઇબહેનો આખું હિન્દુસ્તાન શું કરશે એનો વિચાર ન કરતા સૂતાં, બેસતા, ખાતાં ગુજરાતમાંના પોતાના કર્તવ્યનો વિચાર કરી લેશે તો 'દસ લાખ રૂપીયા, ૧ લાખ રેંટીયા અને ત્રણ લાખ સભાસદો જરૂર થઇ શકશે.

## રેંટીયાથી સરકાર કઇ રીત ચાલી જવાની?

રેંટીયાથી તે સરકાર કઈ રીતે ચાલી જવાની એ પ્રશ્ન પૂછાયો છે. એનો જવાબ એ છે કે રેંટીયા દેખીને સરકાર નહિ ચાલી નીકળે, પણ એ ૨૦ લાખ રેંટીયા ધારી મુદતમાં ચાલતા કરી મુકીને તમે જે શ્રદ્ધા દુનિયાને દેખાડી દેશો તે શ્રદ્ધા જોઇને સરકાર શરણ આવશે. એ આપણી શક્તિનું માપ છે. તમે આટલું કરી બતાવશો તે વખતે જગત જાણી લેશે, સરકાર સમજી ગઇ હશે કે તમે શ્રદ્ધાળુ છો, તમે સ્વરાજ સાચે જ લેવા માગો છો. તે વખતે આપણે સિપાઈઓને હથિયાર મુકવાનું કે પ્રજાને કર નહિ આપવાનું કહેવાપણું રહ્યું નહિ હોય. જ્યાં સુધી હિન્દુસ્તાનને એ શ્રદ્ધા નહિ આવે ત્યાં સુધી રેંટીયો એ જેટલી સહેલી વસ્તુ છે તેટલી જ મુશ્કેલ છે. રેંટીયો પૂરેપૂરો દાખલ થયો હશે તે વખતે હિન્દુસ્તાનમાં એક પણ માણસ ભૂખે નહિ મરતો હોય, ઓરતોને કમાવા માટે લાજ લુંટાવવી પડતી નહિ હોય; તે વખતે હિન્દુસ્તાનમાં ધર્મરાજ્ય હશે, રામરાજ્ય હશે, ખુદાઇ રાજ્ય હશે.

## દસ લાખ શા સારૂ?

એક લાખ રેંટીયા ચાલુ કરવા, ત્રણ લાખ સભાસદ મેળવવા અને ૧૦ લાખ રૂપીયા ભેગા કરવા એ ગુજરાતની શક્તિનું માપ છે. ગુજરાતને હિસ્સે તો ત્રણ લાખ રૂપીયા આપવાના આવે છતાં દસ લાખ રૂપીયા ભેગા કરવાનો બોજો ગુજરાતને માથે શા માટે એ સવાલ પણ પૂછાયો છે. ગુજરાતને આપણે આ ઇટતનો પાયો બનાવ્યું છે. પાયાને વધારેમાં વધારે બોજો ઉચકવાનો હોય એ કોણ નથી જાણતું? અને તેથી તેને માટે આટલાને એમ લાગે છે આપણા બધામાં શ્રદ્ધા હોય તો દસ લાખ રૂપીયા મેળવવા

## તા. ૫-૬-૧૯૨૧

મુશ્કેલ નથી. આપણે ગુજરાતમા જો એટલી શ્રદ્ધા નહિ બતાવી શકીયે તો હું મુંબઇમા જઇને વેપારીઓ પાસે શી રીતે માગી શકવાનો? બેઝવાડામાં નક્કી કરેલો કાર્યક્રમ વખતસર પાર ઉતારવાને સારુ આપણે મરી ફીટવું જોઇયે ત્રીસમી જૂને આ કામ ન થાય તો આપણે માટે મરી જવું એ જ બહેતર છે. આ સ્વરાજની ચાવી છે., એ ચાવી હિન્દુસ્તાને જાણી લીધી એમ આ બાદશાહી જે ઘડીએ જોશે તે જ ઘડીએ કાં તો તે નાસી જશે, નહિ તો પ્રજાની નોકર બનીને રહેશે.

### કયો ચમત્કાર મોટો ?

કલકત્તામા કોઇએ મૌ મહમદઅલીને પૂછેલું કે કેટલાક લોકો કહે છે કે રેંટીયાથી સ્વરાજ મેળવવાની વાત ચમત્કાર જેવી છે. મૌલાનાએ કહ્યું, 'હશે, પણ છ હજાર માઈલથી આવેલા મૂઠીભર ગોરાઓ તેત્રીસ કરોડ માણસો પર સત્તા ચલાવી શકે એ ચમત્કાર મોટો કે આ મોટો ?' સ્વરાજ મેળવવાને માટે આપણામાં આત્મશ્રદ્ધા આવવી જોઇશે, આપણે એક થવું જોઇશે. હિન્દુસ્તાન જેવુ મહાન મન્દિર જેમા મુસલમાનોની મસજીદો છે, હિન્દુઓના મન્દિરો છે, શીખોનાં ગુરુદ્વારા છે, પારસીઓના દેવળો છે, એ મન્દિરમાં પૂજા કરવા ગુજરાતીઓ જેવા પૂજારીઓ ૧૦ લાખ રૂપીયા આપી દે તો આપણે સ્વરાજને માટે લાયક છીયે ગુજરાત એટલું બાથ ભીડવા તૈયાર થાય તોયે બસ છે આટલી યોજનાશક્તિ ન બતાવીયે, આટલુ હોમવા તૈયાર ન હોઇયે તો આપણે સ્વરાજની વાત છોડી દેવી જોઇયે. આટલામાં ફકીર બનવાપણું કશુયે નથી તમે ગુજરાતી બહેનો એકલી જ જો આ વાતનો નિશ્ચય કરો તો ગુજરાતમાથી ૧૦ લાખ રૂપીયા કાલે જ આપી શકશો અત્યારે હિન્દુસ્તાન રાંડીરાંડ છે તે વખતે આપણને ઘરેણાં કે શણગાર ધારણ કરવાનો અધિકાર કેમ હોય ? હજારો માણસો ભૂખે મરતાં હોય તે વખતે સોનાચાંદીના દાગીના પહેરાયજ કેમ? તમે સૌ બહેનો સૌભાગ્ય સાચવવા જેટલા શણગાર રાખી બીજા બધા આપી દો તો ૧૦ લાખ રૂપીયા ઘડીવારમા તૈયાર છે. એ ભાવના ગુજરાતની બહેનોમા પ્રગટશે તેજ દિવસે દેવો આકાશમાથી જોવા ઉતરશે ગુજરાતની બહેનોએ સ્વરાજનો, સ્વધર્મનો આ મન્ત્ર જાણી લેવો જોઇયે કે અત્યાર તેમની લાજ ઘરેણા ઉતારીને જ સાચવી શકાય એમ છે.

### ગાંધી ગમે ત્યાંથી પૂરા કરશે !

આપણામા અવિશ્વાસ છે; કેટલાકને મારામા અતિવિશ્વાસ છે તેમને લાગે છે કે ગાંધી ગમે ત્યાથી એક કરોડ રૂપીયા લાવીને ત્રીસમી જૂન પહેલા પૂરા કરશે. પણ હું કહુ છું કે એ સાફ ભૂલભરેલી માન્યતા છે. ગાંધીમા કદાચ એવું બળ હોય તોપણ એમ ગાંધીને બળે મળેલું રાજ્ય એ ગાંધીરાજ્ય હશે, સ્વરાજ્ય નહિ હોય ગાંધીરાજ્યને તમે રાક્ષસી રાજ્ય સમજજો ગાંધીની તો એવી ઇચ્છા છે કે એના જેટલુ બળ, એના જેટલી આત્મશ્રદ્ધા બધામા આવે. માત્ર મારી ખામીઓ, મારામાં રહેલુ પાખંડ ઇત્યાદિ તમારામા ન આવો એ મારી ઇચ્છા છે. હું મારું રાજ્ય ઇચ્છતો નથી, હું સ્વરાજ ઇચ્છુ છું. અમે ત્રણ ભાઇઓમાં જે શૌર્ય અને એકદિલી છે તે તમારામાં આવો એમ હુ ઇચ્છુ છુ.

તા. ૫-૬-૧૯૨૧

## ઘરથી જ શરૂઆત કરજો

મેં એવા પણ માણસો જોયા છે કે જેમણે પોતાની ધર્મપત્નીને વિવેકથી સમજાવીને તેમની પાસેથી તેમનાં ઘરેણાં દેશને માટે લીધાં છે. તમે બધા પુરુષો એ વાતનો વિચાર કરજો. તમારી બહેનોને, તમારી પત્નીઓને સમજાવીને તેમના શણગાર ઉતારાવવાનો નિશ્ચય કરજો. શરૂઆત હમેશાં ઘરથી જ કરજો. જે જે સારાં કામ છે તેની શરૂઆત કુટુંબથી જ થવી જોઇયે. કુટુંબને બચાવીને અળગાં રાખીયે ત્યાં સુધી કામ નથી થઈ શકવાનું. હું આ પ્રતિનિધિ ભાઈઓને કહું છું કે તમે ફકીર થજો, એક લંગોટીથી ચલાવજો, રાતદિવસ દસ લાખ મેળવવા મહેનત કરજો અને ત્યારપછી જ કહેજો કે રૂપીયા ભેગા ન થઈ શકયા એ વખત આવશે તે વખતે ધનિકો પણ એની મેળે શરમાશે. આપણામાં ફકીરની શ્રદ્ધા આવવી જોઇશે.

## હું શું માગું છું?

હું તમને હમેશાને માટે ફકીર બનવા નથી કહેતો. જે ભોગ અંગ્રેજ સ્ત્રીપુરુષોએ ઉઘી લડાઇમાં આપ્યા, જે ભોગ દક્ષિણ આફ્રિકામાં જંગલી ગણાતા બોઅર લોકોએ આપ્યા, જે ભોગ આરબોએ આપ્યા તેનાથી તો હું તમારી પાસે ઓછો ભોગ માગું છું. આરબોએ સ્વદેશ ખાતર પોતાની પ્યારી જાનો આપી. અંગ્રેજને કહી દીધેલું કે અમારે તમારી ટ્રામ, મોટર, રેલવે નથી જોઇતી, અમને તો અમારો દેશ વ્હાલો છે. એ આરબોએ જે જોસ્સાથી આત્મયજ્ઞ કર્યો તે જ જોસ્સાથી તમે હું એથી ઓછું માગી રહ્યો છું તે આપો.

## તમારાં આભૂષણો પર મને દ્વેષ આવે છે!

સ્વરાજ ઘેર આવે ત્યારે હીરા, મોતી, આભૂષણો બધું પહેરજો. તે વખતે મને તમારા પર દ્વેષ નહિ આવે. અત્યારે તો મને દ્વેષ આવે છે. જોકે હું દ્વેષથી પણ મુક્ત થયો છું, છતાં જ્યારે હિન્દુસ્તાન આટલું પરેલું છતાં આજે શણગાર અને ઝવેરાત પહેરેલાં કોઈને હું મારી પાસે જોઉં છું ત્યારે મને દ્વેષ થાય છે. મને થાય છે કે આ હજી કેમ નહિ સમજતાં હોય? આ કામ તમે આજ રાતથી શરૂ કરી દેજો. નર્મદાને પવિત્ર તટેથી તમે આનો રંગ લઇને જશો તો ઘણું છે. હિન્દુમુસલમાન બન્નેના ભલાની ખાતર કામ કરવામાં, ધર્મનું રક્ષણ કરવામાં પાછી પાની ન કરશો. મન્દિરો બાંધવા પાછળ અને હીરાદીકરીના વિવાહમાં જેટલું ધન વાપરો છો તેટલું આ મહાન દેવાલય બાંધવામાં, આ વિવાહ કરતાં પણ વધારે સંગીન કાર્યમાં આપશો તો દસ લાખ રૂપીયા ભેગા કરવા એ કંઇ જ વાત નથી. ગરીબ માણસો પાસે પૈસો ન હોય તો તેમની વતી તમે પોતે ચાર આના આપીને એમનાં નામ મહાસભાના ચોપડામાં નોંધાવજો. રેંટીયા માટે સુતારો અને લુહારોને મેળવી લઈયે તો એ પણ રમત વાત છે. હું તો કહું છું એકલી બહેનો સ્ત્રીઓ દિવસ કામ કરવા નીકળી પડે તોપણ પૈસા ભેગા કરવા એ રમત વાત છે. ભાષણો કરીને હવે હું થાકી ગયો છું. પણ મને હજી ગુજરાતની બહેનો પરથી વિશ્વાસ નથી ગયો. તેમનામાં એટલી નિર્મળતા,

એટલી શ્રદ્ધા છે કે ધર્મરાજ્યની વાત સાંભળતાં જ તેઓ પીગળી જાય છે. એમની પાસેથી જે ધરેણાંના વરસાદ વરસે છે તેમાંથી મારામાં શ્રદ્ધા આવી છે.

### લોર્ડ રીડિંગ પાસેથી મારામાં શ્રદ્ધા નથી આવી !

મારી શ્રદ્ધા બહેનો પાસેથી, ભંગીઓ પાસેથી આવી છે. થોડા જ દિવસ પર વળી એક પારસી ભાઇએ મને બાર હજાર રૂપીયા મોકલી આપ્યા છે. તે પારસી દક્ષિણ આફ્રિકાવાળા ભાઇ રૂસ્તમજી છે. એ ટાટા કરતાં ઓછા પૈસાદાર છે, પણ એમની પાસે ટાટા કરતાં વધારે વિશાળ હૃદય છે. એમને પહોંચ મોકલવાનો પણ મને વખત નથી મળ્યો. આવા લોકો પાસેથી મારામાં શ્રદ્ધા આવેલી છે.

### આ ઉત્તમ ચોઘડીઉં છે

આપણું સ્વરાજ સીમલામાંથી નથી આવવાનું. અહીંઆં લાલ, લીલા અને સફેદ રંગ વાળો જે વાવટો ફરકે છે અને જેના પર રેંટીયાનું ચિત્ર આલેખાયું છે તે વાવટાને માટે તમે મરવાને તૈયાર થાઓ તે દિવસે સ્વરાજ છે. તમારી વાત સાંભળવા જે અંગ્રેજ તમને બોલાવે તેને તમે તે સુખે કહો—સમજાવો પણ સ્વરાજ તો તમારે જ બળે આવવાનું છે તે સમજી રાખજો. આ ઉત્તમ ચોઘડીઉં છે. આ અમૃત ચોઘડીઉં ભૂલ્યા તો જેમ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે તે વખતે મ્હોં ધોવા જનારને આપણે મૂરખ કહીયે છીયે તેમ હિન્દુસ્તાન પણ મૂરખ ગણાશે. આ પરિષદ્‌ને એ અમૃત ચોઘડીઉં ગણીને તમે એનો ઉપયોગ કરી લેજો. આપણે જો દૃઢ પ્રતિજ્ઞા કરીને કામ કરીશું, મરવાને તૈયાર થઇશું તો પંજાબનો ન્યાય, ખિલાફતનો ઇન્સાફ અને સ્વરાજ એ ત્રણે વાત આપણા હાથની છે.

## ૨*

### 'ઠંડી તાકાત' જોઇયે છે

આપણે આગળ વધતા જઇશું તેમ આપણે સરકારને વિનન્તિ કરવાની નહિ હોય પણ આપણને પોતાને વિનન્તિ કરવાની હશે તેમાં આપણે કાચા નીવડીશું તો આપણો સ્વરાજનો રોટલો કાચો રહેશે અને આપણે પાકા હોઇશું તો સ્વરાજનો રોટલો પાકો થશે. પૈસા, રેંટીયા અને સભાસદો તો આપણે આંખે જોઇ શકીયે, પણ શાન્તિ તો દિલમાં રાખી શકાય. તે આંખે જોવાની વસ્તુ નથી. આપણને જીવવાને જેમ શ્વાસની જરૂર છે તેવી જ જરૂર આ લડત માટે શાન્તિની છે એ વાત હિન્દુસ્તાને સમજી લેવી જોઇયે. આપણે પથ્થરમાં છે તેવી, પાટુ મારે તોયે શાન્ત રહે એવી શાન્તિ નથી જોઇતી, આપણે જાનવરના જેવી, કૂતરાના જેવી—કે કોઇ મારે એટલે ભસવા માંડીયે, નહિ તો મરદા હોઇયે એવી—શાન્તિ નથી જોઇતી. આપણે તો સરદાર લછમનસિંગ અને દલીપસિંગે બતાવી આપી તેવી શાન્તિ જોઇયે છે. ભાઈ શૌકતઅલીના શબ્દોમાં કહું તો આપણને ઠંડી તાકાતની

* અહિંસાને લગતા ઠરાવ પર બોલતા કહેલું ભાષણ; તા. ૧-૯-૧૯૨૧

જરૂર છે. એ નથી મેળવી ત્યાં સુધી આપણે સ્વરાજને માટે લાયક નહિ ગણાઈએ. હવાઈ જહાજોને બળે સ્વરાજ લેવા ઇચ્છશું તો તે સો વર્ષે પણ નહિ મળે. માલેગાંવના કિસ્સાથી સ્વરાજનો કાંટો પાછો ઠેલાયો. એથી આપણે સ્વરાજ ખોઈ બેસવાના નથી એ સાચું, પણ તેથી આપણે પાછા તો ઠેલાયા જ. સરકાર શાન્તિ રાખે ત્યારે શાન્તિ રાખવી એ આપણી શરત નથી. એ તો સરકાર સાથે સહકાર થયો. આપણે તો શાન્તિમય અસહકાર કરવા બેઠા છીએ. સરકારના ગોળીબાર કે માથા પર એરોપ્લેનમાંથી દારૂગોળા છૂટે ત્યારે પણ શાન્ત બેસીને આપણું કામ ચલાવ્યે જ જઈએ અને કલેક્ટરને મારવા ન દોડીએ, પોસ્ટ ઑફિસ ન બાળીએ ત્યારે જ સાચી શાન્તિ કહેવાય. એ શાન્તિ મેળવી લીધી હશે ત્યારે આપણને આ સરકાર જાય તો પઠાણ આવશે એવી બીક નહિ લાગે. આપણામાં જ્યા સુધી શાન્તિની તાકાત હશે ત્યાં સુધી આપણને કોઈ નથી જીતી જવાના.

આપણે શીખી લેવાનો એક પાઠ આ શાન્તિનો અને બીજો પાઠ હિન્દુમુસલમાનના ઐક્યનો છે. આપણે આપસમાં લડયાં કરીશું તો એમાં જ આપણી લડત ખતમ થઈ જવાની. આપણે તો શૌર્યની હિમ્મત જોઈએ છે, નામર્દાઈની નહિ આપણે હિમ્મતની શાન્તિ જોઈએ છે. એવી શાન્તિ મારા જેવો અશક્ત તેમજ જે મારા જેવા પાંચને ખીસામાં રાખી શકે એવો છે તે બન્ને રાખી શકે છે. હું નાનો દસ બાર વર્ષનો હતો ત્યારે ભૂતથી ડરતો. તે વખતે મારી દાઇ રંભાએ મને કહેલું કે છોકરા, ભૂત આવે ત્યારે રામનું નામ લેવું. એમ હું 'રામરક્ષા'નો પાઠ કરતો અને ભૂતપલીતને ઓરડીમાંથી કાઢી શકતો. હિન્દુસ્તાનમાં જે શાન્તિ જોઇએ છે તે પેલા પ્રાણ જતાં પણ શયદો ન કબૂલ કરનારા આરબ છોકરાના જેવી, પ્રલ્હાદના જેવી શાન્તિ છે. મુસલમાનોને હું કહેતો આવ્યો છું કે તમે તે આરબ છોકરા તરફ નજર રાખો અને હિન્દુઓને કહેતો આવ્યો છું કે તમે પ્રલ્હાદ તરફ નજર રાખો અને તેમના જેવી શાન્તિ, ધીરજ અને હિંમત કેળવો.

માલેગાંવને ઠરાવમાં મુકયું છે તેનું કારણ એ કે એને આપણે ભૂલી જવાનું છે અને લછમનસિંગ અને દલીપસિંગની શાન્તિને—તેમના આત્મબલિદાનને યાદ રાખવાનું છે. આવી શાન્તિ કેળવવાને સારૂ તમે અહીં હાથ ઉંચા કરશો એનો અર્થ એ થશે કે આજથી તમે માણસનો ડર છોડયો છે અને એક ખુદાનો જ ડર રાખતા થયા છો. જ્યાં સુધી આપણે માણસમાત્રનો ડર છોડી ખુદાથી ડરતા થયા નથી ત્યાં સુધી જગત આપણને ડરાવી રહ્યું છે અને ડરાવશે. એ તાકાત ગુજરાતની મારફતે હિન્દુસ્તાનને આપવાની છે. ગુજરાતની મારફતે તો સરકારનો વેરો બંધ કરવાનું કામ કરવાનું છે. પણ તે કામ આપણામાં શાન્તિની તાકાત આવે ત્યારે જ થઇ શકે. પ્રભુ બધા ભાઈઓને એ તાકાત આપો.

તા. ૯-૬-૧૯૨૧

તા. ૯-૬-૧૯૨૧

# કવિની ચિન્તા

કવિવર રવીન્દ્રનાથને લૉર્ડ હાર્ડિંજે એશિયાના કવિશ્રેષ્ઠ કહ્યા, અને આજે તે લગભગ દુનિયાના કવિશિરોમણિ થયા છે અગર તો થતા જાય છે એમ કહેવામાં હરકત નથી. કવિની અત્યારને સમયે હિન્દુસ્તાનને સારુ મોટામાં મોટી સેવા કઇ હોય ? અલબત્ત, તેમનાં કાવ્યો દ્વારા હિન્દુસ્તાનનો સન્દેશો દુનિયાને સમજાવવાનું કાર્ય. કવિ આ વસ્તુ બરાબર સમજે છે તેથી જ તેમને કાળજી છે કે હિન્દુસ્તાનને નામે આજે કોઇ જાતનો ખોટો કે નબળાઇભર્યો સન્દેશો દુનિયાને પહોંચે નહિ. આમ સ્વાભાવિક રીતે જ એમને હિન્દુસ્તાનની ઇજ્જતની ચિન્તા રહે છે.

હિન્દુસ્તાનમાં આજે અસહકારની જે પ્રવૃત્તિ ચાલી છે તેને વિષે યુરોપથી થોડા વખત ઉપર કવિએ પોતાના કેટલાક વિચારો દર્શાવ્યા છે. તેઓ લખે છે કે આ વૃત્તિની જોડે પોતાના અન્તરાત્માનો મેળ બેસાડવા તેઓ બહુ મથ્યા, પણ કેમે કર્યા એમના અન્તરના સૂરનો અસહકારના સૂર જોડે મેળ બેસી શક્યો નહિ. અસહકારની ધાંધલ અને ધમચકડી વચ્ચે તેમની વીણાના તારને છેડવા લાયક તેમને કશું જ મળી શક્યું નહિ.

કવિએ ત્રણ જોરદાર કાગળોમાં પોતાની વ્યથા રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે અને તેમાં તેઓ જે હિન્દુસ્તાનની પોતે કલ્પના કરે છે તેવા હિન્દુસ્તાનને અસહકાર જેવું તત્ત્વ શોભી શકે નહિ, કારણ અસહકાર એ નેતિવાદી એટલે કે નકાર અને નિરાશાનો સિદ્ધાન્ત છે, એમ જણાવે છે. હિન્દુસ્તાનની ઇજ્જતને વિષે કવિની કાળજીને માટે હરકોઇ હિન્દીને અભિમાન જ થાય એ વિષે તો બે મત હોઇ જ ન શકે. વળી એઓએ એમની શંકાઓ આવી સુન્દર અને સ્પષ્ટ ભાષામાં યુરોપથી આપણને લખી મોકલી તે સારુ પણ આપણે ખુશી થવું જોઇએ.

સંપૂર્ણ માન અને નમ્રતાપૂર્વક કવિની શંકાઓનો ઉત્તર આપવા હું પ્રયત્ન કરીશ. તેમના અગર તો તેમની અલૌકિક પ્રતિભાથી મુગ્ધ થતા વાચકની ખાતરી કરી આપવામાં કદાચ હું નિષ્ફળ પણ થાઉં; છતા હું કવિને તેમજ હિન્દુસ્તાનને એટલી ખાતરી અવશ્ય આપવા ઇચ્છું છું કે અસહકારનો સિદ્ધાન્ત જે તાત્ત્વિક સ્વરૂપમાં કલ્પાયો છે તેમાં એવું કશું જ નથી કે જે અખત્યાર કર્યા માટે કોઇ પણ દેશની પ્રજાને કે વ્યક્તિને શરમાવું પડે. વળી આખર સરવાળે તેના અમલ

તરફથી જોતાં જો કદાચ અસહકાર નિષ્ફળ ગયેલો જ માલમ પડે તોપણ જેમ સત્યનું આચરણ કરનાર તેના વ્યવહારમાં સફળ થયેલો ન દેખાય તેટલા ઉપરથી આપણે સત્યના સિદ્ધાન્તને નિષ્ફળ ગણી કાઢી નથી નાંખતા, તેમ અસહકાર પણ સિદ્ધાન્તરૂપે દૂષિત નહિ જ ગણાય. કદાચ અસહકાર એના યોગ્ય સમય પહેલાં પણ દેશમાં દાખલ થયો હોય. જો એમ બન્યું હશે તો હિન્દુસ્તાને અને દુનિયાએ પણ એને પાકવા દેવો પડશે. પણ એટલું તો ચોક્કસ જ છે કે હિન્દુસ્તાનને માટે કાં તો ખુનામરકી નહિ તો અસહકાર એ બે સિવાય ત્રીજો મુક્તિનો માર્ગ નથી.

તેમ કવિએ એવો પણ ભય રાખવાનું મુદ્દલ કારણ નથી કે અસહકારના મૂળમાં હિન્દુસ્તાન અને પશ્ચિમના દેશો વચ્ચે કશી 'ચીનની દીવાલ' ઉભી કરવાનો હેતુ રહેલો છે. તેમાં તો ઉલટો એ બે વચ્ચે સાચો, ખાનદાનીભર્યો અને એકબીજા પ્રત્યેનાં માન અને વિશ્વાસ ઉપર ખડો થયેલો સ્વેચ્છાપ્રેરિત સહકાર સ્થાપવાનો રસ્તો કરવાનો જ હેતુ છે. આ આખી લડત જ અત્યારે પ્રજાને જે ફરજીયાત સહકાર કરવો પડે છે તેની સામે, અધિકારીવર્ગના એકતરફી સંપની સામે તેમજ સુધારાને નામે પોતાને ઓળખાવતી છતાં ખરૂં જોતાં શસ્ત્રબળના જોર ઉપર પ્રજા પર લદાયેલી અને લોકોને ચૂસી ખાનારી પદ્ધતિની સામે છે.

અસહકાર એટલે આવી નિર્બળ દુષ્ટતામાં આટલા દિવસ આપણે અજાણે અને નાખુશીપૂર્વક ભાગ લેતા આવ્યા તે હવે પછી લેવાનો ઇનકાર કરવો.

પણ કવિ સૌથી વધારે તો વિદ્યાર્થીઓને લગતા અસહકારથી ભડક્યા છે. એમને લાગે છે કે તેમને તો નવી શાળાઓ સ્થાપ્યા પહેલાં સરકારી શાળાકૉલેજો છોડવાનું નહોતું જ કહેવાવું જોઇતું. અહીંઆં મારાથી કવિની જોડે મળતા નથી જ થવાતું. લખવાવાચવાની કેળવણીને હું જીંદગીમાં કદી પણ સાતમે આસમાન નથી ચડાવી શક્યો. મારો અનુભવ છે કે માણસનું ચારિત્ર એ તેની લખીવાંચી શકવાની કેળવણીથી તદ્દન ઇલાયદી વસ્તુ છે અને એકલી લખવાવાંચવાની કેળવણી માણસની નૈતિક કમાઇમાં એક દમડીનો પણ ઉમેરો કરે છે એવો નિયમ નથી. મારી તો દૃઢ માન્યતા છે કે સરકારી શાળાઓએ આપણી બધી મર્દાનગી હરી લીધી છે અને આપણને નામર્દ, નાદાર અને નાસ્તિક કરી મુક્યા છે. અસન્તોષથી તેમણે આપણાં જીવનને ભરી દીધાં છે અને બીજી બાજુએ એ અસન્તોષ મટાડવા માટે કશો જ માર્ગ ન રાખીને દસે દિશાએ આપણે માટે નાસીપાસી જ પીરસી મુકી છે. જે કારકુનો અને દુભાષીઆઓ મેળવવા એમણે મૂળ શાળાકૉલેજો કાઢેલી તે

કારકુનો અને દુભાષીઆઓ બનવા ઉપરાંત આજે આપણે બીજા શું થઇયે છીયે? હરકોઇ સરકાર પ્રજાની મરજીયાત દેખાતી મદદ ઉપર જ હમેશાં પોતાની પ્રતિષ્ઠા બાંધે છે અને જો આપણને ગુલામ બનાવ્યા રાખવાના કામમાં સરકારની જોડે સહકાર કરવો એ આપણે સારૂ પાપ છે તો જે સંસ્થાઓ દ્વારા આપણે એવી સરકારની જોડે વધારેમાં વધારે મરજીયાત સહકાર કરતા દેખાઇયે છીયે ત્યાંથી જ અસહકારનો આરંભ કરી દેવો શું સાવ વાસ્તવિક નથી? યુવકો અને નવજવાનોનો વર્ગ જ હમેશાં હરકોઈ પ્રજાની બધી આશા અને ઉમેદોનો દારૂગોળો છે. મારી દૃઢ માન્યતા છે કે જે ક્ષણે આપણને સુઝી આવ્યું કે ચાલુ રાજ્યતન્ત્ર સાવ દુષ્ટ જ છે અગર તો મુખ્યત્વે કરીને દુષ્ટ છે, તે જ ક્ષણથી આપણાં બાળકોને એવી સરકારનો પાસ લાગવા દેવો એ આપણે માટે પાપ થઇ ચુકયું.'

અને વિદ્યાર્થીઓએ આવેશમાં આવી જઇને શાળાકૉલેજો છોડી, અગર તો આવેશનો ઉભરો શમતાંની સાથે જ ઘણા મોટા ભાગના છોકરાઓ ત્યાગેલી સરકારી કે અંશતઃ સરકારી શાળાકૉલેજોમાં પાછા ગયા, એ દલીલથી તો મેં રજૂ કરેલા સિદ્ધાન્તને કશી જ ક્ષતિ નથી પહોંચતી. ઉલટું એમની એવી પાછીપાની મેં સૂચવેલા પગલાની અઘટિતતા સૂચવવાને બદલે તેની વધુ અગત્ય જ સૂચવે છે. કારણ એ આપણે કેટલી હદ સુધી પડયા છીયે એનો સાચો ચિતાર આપણી સામે ખડો કરે છે. વળી રાષ્ટ્રીય શાળાઓ સ્થપાવાથી પણ કંઈ બહુ ઝાઝા વિદ્યાર્થીઓ સરકારી શાળાકૉલેજો છોડી આવતા નથી એવો અનુભવ છે. સૌથી મક્કમ અને સાચા વિદ્યાર્થીઓ તો કશી રાષ્ટ્રીય શાળા કે કૉલેજ ભણવા સારૂ મળી શકશે કે કેમ એનો કશો વિચાર કરવા ન થોભતાં બહાર નીકળેલા વિદ્યાર્થીઓ જ છે; અને મને ખબર છે ત્યાં સુધી એ જ વિદ્યાર્થીઓ આજે મોખરાના સેવકો બનીને દેશની સરસમાં સરસ સેવા બજાવી રહ્યા છે.

પણ 'આ વિદ્યાર્થીઓને શાળાઓ છોડવવાની સામેનો કવિનો વાંધો ખરી રીતે તો મૂળ અસહકારના જ સિદ્ધાન્ત પ્રત્યેના એમના વિરોધને લીધે છે. નિષેધાત્મક કે નેતિવાદી એવી દરેક વસ્તુથી કવિ ભડકે છે. એમનો આખો આત્મા જ ધર્મની નિષેધાત્મક આજ્ઞાઓ સામે ઉકળી ઉઠે છે. કવિનો આ અસન્તોષ એમના પોતાના જ અપ્રતિમ શબ્દોમાં રજૂ કરીશ:

"આ હીલચાલની તરફદારી કરતાં રા.........એ મને ઘણીવાર કહ્યુ છે કે હરકોઇ ક્રાન્તિના આરંભમાં માણસનામાં આદર્શને પચાવીને પોતાનો કરી લેવા કરતાં વિરોધી લાગણી

વસ્તુઓનો ત્યાગ કરી દેવા તરફની વૃત્તિ જ હમેશાં વધુ જોરાવર હોય છે. આમ હોય છે એ હું જાણું છું છતાં હું એને આદર્શ સત્ય તરીકે સ્વીકારી શકતો નથી. હિન્દુસ્તાનમાં બ્રહ્મવિદ્યાનું ધ્યેય મોક્ષ એટલે છૂટકારો છે, જ્યારે બૌદ્ધોનું ધ્યેય નિર્વાણ એટલે શૂન્યત્વ (શમી જવું) છે. મુક્તિનો આદર્શ સત્યના ભાવાત્મક સ્વરૂપની તરફ આપણું લક્ષ ખેંચે છે, જ્યારે નિર્વાણ તેના અભાવાત્મક સ્વરૂપની આપણા મન ઉપર છાપ પાડે છે. તેથી જ બુદ્ધે સંસારની દૃષ્ટિ 'દુઃખ'ની ઉપર ઠેરવવા પ્રયત્ન કર્યો જે દુઃખમાંથી જીવને તરી જવાનું છે, અને બ્રહ્મવિદ્યાએ 'આનન્દ' સ્વરૂપ ઉપર ભાર દીધો જેને જીવે પ્રાપ્ત કરવાનું છે."

આ અને આવા જ બીજા જે ફકરાઓ કવિના પત્રોમાં છે તે ઉપરથી તેમના મનનું વલણ કઇ દિશાએ છે તેની કુંચી આપણને જડી આવે છે.

મારા નમ્ર અભિપ્રાય મુજબ તો માણસના જીવનપથમાં નિષેધ એ વિધિના જેટલી જ ઉપયોગી અને આદરણીય વસ્તુ છે. ભૌતિક બંધનોમાંથી છૂટકારો અગર તો એ બંધનોનો અભાવ જીવને 'આનન્દ'મા જ દોરી જાય. અન્તમાં એટલું જ કહીને હું આ દલીલ પૂરી કરીશ કે બ્રહ્મવિદ્યા એટલે કે શાસ્ત્રોનો પણ છેલ્લો નિર્ણય 'નેતિ' જ છે. ઉપનિષદોને બ્રહ્મનું સૌથી છેવટમાં છેવટનું વર્ણન કરવાને 'નેતિ' સિવાય બીજો શબ્દ જડ્યો નથી.

આથી મને લાગે છે કે કવિવર રવીન્દ્રનાથ અસહકારના નેતિવાદી સ્વરૂપની આશંકા કરીને નાહક જ ભડકી ઉઠ્યા છે. આપણે વિચારી જોઇયે કે સરકારને 'ના' કહેવાની પણ તાકાત આપણામાં રહી હતી શું? સરકાર ગમે તે કહે, ગમે તે કરે, ગમે તે આપણી પાસે કરાવવા માગે, 'નહિ કરીયે' કહેવાની તાકાત પણ આપણે ખોઇ બેઠા હતા. એવી 'ના' કહેવી 'રાજદ્રોહ' થઇ બેઠો હતો! આમ આપણા અન્તઃકરણને કબૂલ ન હોય એવી વાતમાં સહકાર કરવાની ઇરાદાપૂર્વક 'ના' કહેવાની તાકાત કેળવવી એ પણ માણસને માટે દરેક ખેડૂતને વાવેતર કરતા પહેલાં જડ ઘાલી બેઠેલા જાળાઝાંખરાં પેડી-સાફ કરવાં જેટલાં જરૂરી છે તેટલું જ જરૂરી છે. ખેડૂતને તો મોલ ઉગીને વધ્યે જતા હોય તે દરમિયાન પણ નકામા ઉગતા ઘાસ કે વેલાઓને નીંદી કાઢવાનું કાર્ય હમેશાં કરતા રહેવું પડે છે. તે જ રીતે જ્યારે એક આખી પ્રજા અસહકાર કરવા ઉભી થાય ત્યારે તેનો પણ એ જ અર્થ છે કે સરકાર પ્રજાની શરતે જ એ પ્રજાની જોડે સહકાર કરે. આવી શરતો સરકારને સંભળાવી દેવાનો હરકોઇ પ્રજાને હક છે અને ઇશ્વરથી બ્હીને ચાલનારી દરેક સરકારનો પણ એ જ ધર્મ છે કે તે પ્રજાની શરતે જ પ્રજાની સેવા શોધે.

અસહકાર એ પ્રજાએ આપેલી એક જાતની નોટિસ છે કે પ્રજા સરકારના હાથ નીચે સગીર બાળકની સ્થિતિમાં રહેવા હવે ખુશી નથી. આ નોટિસનો અમલ કરાવવાને માટે પ્રજાએ ખુનામરકી કરીને—એકબીજાના જાનમાલ ખૂંચવીને હિસાબ કરી લેવાનો અધાર્મિક અને અસ્વાભાવિક માર્ગ ઇરાદાપૂર્વક છોડી દઇને અસહકારનો ધર્મસંગત અને સ્વાભાવિક માર્ગ અખત્યાર કર્યો છે. અને જે સ્વર્ગીય સ્વરાજ પોતાના દેશને પ્રાપ્ત થયેલું જોવાનો કવિનો મનોરથ છે તે મેળવવાનું જો કદી હિન્દુસ્તાનના ભાગ્યમાં હશે જ તો તે અહિંસાત્મક અસહકારના નિર્મળ શસ્ત્ર વડે જ મળવાનું છે એવો મારો વિશ્વાસ છે. કવિને મારી અરજ છે કે તમે દુનિયાને તમારો શાન્તિનો સન્દેશો બેધડક સંભળાવ્યે જજો અને અન્તરમાં વિશ્વાસ રાખજો કે અસહકારની લડતથી તો હિન્દુસ્તાન, જો તે પોતે કરેલી પ્રતિજ્ઞાને વફાદાર રહેશે તો, તેમના ઉચ્ચ તેમજ ઉદાત્ત સન્દેશાના જીવતા અને જળહળતા દાખલા રૂપે જ પોતાની જાતને સિદ્ધ કરશે. 'સ્વદેશાભિમાન' શબ્દને તેના આજના અધમ અર્થમાંથી ઉગારી લઇ તેને જે વિશાળ અને વ્યાપક વિશ્વબન્ધુત્વનો સૂચક બનાવવાનો પોતાનો આટલા કાળથી પ્રયત્ન છે તે જ અર્થ આપવાનો અસહકારની પ્રવૃત્તિનો હેતુ છે. યુરોપના પગ આગળ દીનહીન પડેલું કે એના ચરણસ્પર્શ વડે પોતાને કૃતકૃત્ય થયેલું માનનારૂં હિન્દ માનવજાતિને કશો જ આશાનો સન્દેશ આપી શકે નહિ શકે નહિ. જાગૃત અને સ્વતન્ત્ર હિન્દુસ્તાન આજની વ્યાકુળ કષ્ટાતી દુનિયાને શાન્તિ અને આશ્વાસનનો સન્દેશો અવશ્ય આપી શકે. એ સન્દેશો હિન્દુસ્તાન ઉન્નત માથે ટટાર ઉભું રહીને દુનિયાને આપી શકે એ સારૂ જોઇતી ભૂમિકા તૈયાર કરવાનો અસહકારનો ઉદ્દેશ છે.

---

# આપણી કસોટી

હિન્દુસ્તાને બે માસ પહેલાં બેઝવાડામાં પોતાના પનોતા પ્રતિનિધિઓની મારફતે ચર્ચા કર્યા પછી વિચારપૂર્વક પ્રતિજ્ઞા કરી કે ત્રીસમી જૂન સુધીમાં

૧. આપણે ઓછામાં ઓછા એક કરોડ રૂપીયા તિલક મહારાજના સ્મરણ અર્થે એકઠા કરવા ને તેનો ઉપયોગ સ્વરાજ મેળવવા સારૂ કરવો.

૨. આપણે મહાસભાના દફતરમાં ઓછામાં ઓછા એક કરોડ ૨૧ વર્ષનાં સ્ત્રીપુરુષોનાં નામ નોંધાવવાં.

૩. આપણે ઓછામાં ઓછા વીસ લાખ રેંટીયા હિન્દુસ્તાનમાં ચાલુ કરવા.

આમાંનું એક પણ કાર્ય જો આપણે હાથે અધૂરૂં રહે તો હિન્દુસ્તાનની લાજ જાય, વાંચનારની જાય, મારી પણ જાય. હાલ તો પૈસાની વાત કરવા માગું છું. એ લાજ રાખવા માટે. ભીખારી બનીને પણ મારી પાસે હોય તો એક કરોડ રૂપીયા આપવા જોઇયે. વાંચનારે પણ તેમ જ કરવું ઘટે. લાખના કરતાં લાજ વધારે વ્હાલી હોવી જોઇયે. સ્વરાજ મેળવવું એટલે હિન્દુસ્તાનની લાજને આપણી પોતાની લાજ જાણવી. હિન્દુસ્તાનનું દુઃખ તે આપણું અંગત દુઃખ માનવું.

આખા હિન્દુસ્તાનમાં મળી હજુ આપણે વીસ લાખ કરતાં વધારે રૂપીયા એકઠા નથી કર્યા. એંશી લાખ એકઠા કરવા રહ્યા. તેટલું કરવાને આપણી પાસે આજથી ચોવીસ દહાડા જ રહ્યા. આગલે વેગે કામ કરીયે તો ચોવીસ દહાડા કંઇ જ નથી. આપણી ગતિને નવો વેગ આપીયે તો ચોવીસ દહાડા ઘણા છે.

ગુજરાત ધારે તો એકલું એંશી લાખ રૂપીયા આ માસની આખરે એકઠા કરી લે. પણ ગુજરાતને પોતાનામાં એટલો વિશ્વાસ નથી, તેથી ગુજરાતને કંજુસની જેમ પોતાની શક્તિનો આક દસ લાખ રૂપીયાનો માંડ્યો છે. ભરૂચમાં ગુજરાતના પ્રતીનધિઓએ પરિષદમાં વિચારપૂર્વક પ્રતિજ્ઞા કરી કે હિન્દુસ્તાનના કર્તવ્યના બોજામાંથી ગુજરાતના બોજા તરીકે

૧. દસ લાખ રૂપીયા દેવા,
૨. ત્રણ લાખ સભાસદો દેવા, ને
૩. એક લાખ રેંટીયા ચાલુ કરી દેવા.

આ પત્રિકાનો મુખ્ય હેતુ તો દસ લાખ રૂપીયા એકઠા કરવાની ફરજ ને તે કેમ અદા કરી શકાય તે બતાવવાનો છે.

વધારેમાં વધારે કેટલું આપી શકાય એ તો મેં સૂચવ્યું, પણ એવા આપનારા ઘણાં નથી હોતા. ઘણાને તો કંઇક આધાર કે ધોરણ જોઇયે. મિત્રોની સાથે ચર્ચા કર્યા પછી હું નીચેનું ધોરણ સૂચવું છું:

૧. પગારદારે પોતાના માસિક પગારનો ઓછામાં ઓછો દસમો ભાગ આપવો.

૨. વેપારી, વકીલ, દાક્તર વગેરે સ્વતન્ત્ર ધંધાદારે છેલ્લા બાર માસની પોતાની ચોકખી કમાણીનો ઓછામાં ઓછો બારમો ભાગ આપવો.

૩. સ્થાવર મિલકતનું ભાડું કે રોકડ મિલકતનું વ્યાજ ખાનારે પોતાની મિલકત ગીરો મુકી હોય તો ગીરોની રકમ બાદ કરતાં વધે તેટલી મિલકતની કિંમત પર ઓછામાં ઓછા અઢી ટકા આપવા.

ઉપરના ધોરણે બધા આપે તો આપણને એક કરોડ રૂપીયા સ્હેજે મળે.

વાંચનાર, તમે હિન્દુ હો કે મુસલમાન, પારસી, ખ્રિસ્તી કે યહુદી, તમે સ્ત્રી હો કે પુરુષ, તમે મીલના માલીક હો કે મજૂર, તમે નોકર હો કે સ્વતન્ત્ર ધંધાદારી હો, બીજાનો ખ્યાલ ન કરતાં, કોઇની સાથે સરખામણી ન કરતાં, તમારી શક્તિ હોય તેટલું તો તમે આજે જ કોઇ ઉઘરાવનારની રાહ જોયા વિના ફાળો લેવાને નક્કી થયેલા મથકોમાંથી કોઇ પણ ઠેકાણે આપી તમારૂં કર્જ અદા કરી લેજો.

**જ્યાં પૈસા ભરો ત્યાંથી પહોંચ લેજો.**

તમારાં સગાને, મિત્રને આ પત્રિકા વંચાવજો ને તેમની પાસેથી પણ ઉઘરાવી ભરી દેજો.

---

# ૧ ગાંધીજીની મનોદશા

### ‘હમારી ફી ધર દો’

ગાંધીજી હવે મુસાફરી કરે છે તે કેવળ બેઝવાડાનો કાર્યક્રમ ૩૦મી જૂન પહેલાં પૂરો કરવાને માટે જ. સ્થળે સ્થળે કાર્યક્રમને ઉત્તેજન મળે એવાં જ એમનાં ભાષણો હોય છે; પણ એ ઉપરાંત દરેક સ્થળે જવાની પ્રથમ શરત સો તે સ્થળે સારૂં ઉઘરાણું કરેલું હોવું જોઇયે, અથવા સારા ઉઘરાણાની આશા આપવી જોઇયે એમ હોય છે. મૌલાના શૌકતઅલી તો પોતાની મજાકની ભાષામાં આ ઉઘરાણાને ‘ફી’ કહે છે, અને હરકોઈ સ્થળે જવાનું આમન્ત્રણ આપવા આપનારને કહે છેઃ ‘ઇતને હજાર રૂપીયે ફી હમારી હૈ, ઇતને હજાર ફી મહાત્માજીકી હૈ; ચાહો ઉસકે લે જાઓ!’

આ ફી માટે જ ગાંધીજીને અંબાલા લઈ જવામાં આવેલા. ત્યાં ચાર હજાર રૂપિયા ઉઘરાવી શકાયા. આ માટે ચાર કલાકની અંદર ચાર સભાઓ ભરવી પડી; બે સ્ત્રીઓની અને બે પુરુષોની. પંજાબમાં સૂતરના ઢગલાનો પાર નથી, પણ હજી ખાદીનો વાપર તો ઓછો જ છે. ચાર બહેનો ખરા દિલથી પોતાની મુશ્કેલીઓ ગાંધીજી આગળ જણાવતી હતી, અને ખાદીની વપરાશ સ્ત્રીઓમાં દાખલ કરાવવાની પ્રતિજ્ઞા લઈ ગઇ હતી.

અંબાલાથી નીકળી ખંડવા આવ્યા. ત્યાં ઠીક ઠીક ઉઘરાણું થયું કહેવાય. ત્યાંથી ભુસાવળ જવા નીકળ્યા. મુસાફરી દિવસની હતી. સ્ટેશન ઉપર તિલક સ્વરાજ ફંડના પૈસા

તો ભેગા થતા હતા જ. એક સ્ટેશન ઉપર લોકોનો ભારે હલ્લો હતો. તેમને ઉદ્દેશીને ગાંધીજીએ બોલેલાં વચનોનો સાર અહીં મુકી દઉં છું. (દરેક ઠેકાણે એકાદ મિનિટ તો, તેઓને સમય હોય તો બોલે છે જ, પણ અહીં પાંચેક મિનિટ સુધી બોલવાનો સમય મળ્યો હતો.)

## ગાંધીજી અધીરા થયા

"સ્ટેશન ઉપર આવનારાઓએ પૈસા લઈને જ આવવું જોઈયે. આપણે ત્રણ ઉપાધિમાંથી આ વર્ષમાં મુક્ત થવાનું છે. તેને માટે બેઝવાડામાં ઉપાયો યોજાયા. જૂન ૩૦મી સુધીમાં ૧ કરોડ રૂપીયા નહિ થાય તો નાક કપાશે, અને જો તેવું થવાનો વખત આવ્યો તો હું જરૂર કહેવાનો કે આ વર્ષમાં સ્વરાજ નહિ મળે. સ્વદેશી ચાલી રહ્યું છે, પણ તોયે જોઉં છું કે કેટલાક તો માત્ર સ્વદેશી ટોપી પહેરીને જ સ્વદેશી થયા કહેવડાવવા માગે છે. હું હવે તમને સ્પષ્ટ કહું છું કે પરદેશી કાપડ છોડવા મામતા ન હોય તેવાને હું મળવા નથી માગતો. ખાદીને ખાનદાનીનો પોષાક નથી બનાવી ત્યાં સુધી સ્વરાજ નથી મળવાનું. જો આ લડત આત્મશુદ્ધિની છે એ વાત ખરી હોય તો ખાદી પહેરવા ઉપરાંત તમે શરાબ તજો, વ્યભિચાર તજો, પ્રામાણિક બનો, માલેગાંવના લોકોની માફક પાગલ ન બનો, ભંગીચમારને અસ્પૃશ્ય ન માનો, તેમની અને બ્રાહ્મણની સરખી સેવા કરો. ફુલો ન લાવો; સ્વરાજ માટે ફુલોને બદલે પૈસા લાવો."

આ ટૂંકાં ને ટચ વાક્યોમાં ગાંધીજીનાં ઘણાં ભાષણોનો નીચોડ આવી જાય છે. એમાં એમની હાલ ચાલી રહેલા કામથી થતી અધીરાઈ સ્પષ્ટ દીસે છે. આટલાં વર્ષમાં ગાંધીજીની બીજી પ્રવૃત્તિનો જેણે અભ્યાસ કર્યો છે તેને આ મનોદશાથી આશ્ચર્ય નથી થવાનું. એક લક્ષ્ય બાંધી દઈ તેઓ તેને માટે તન્મય બને છે અને બીજા સૌને તન્મય બનાવવાને ઈચ્છે છે લોકો તેમ તન્મય ન બને તો સ્હેજ અધીરા થાય છે. મને યાદ છે કે રંગરૂટ ભરતી કરતી વખતે કોઈ મળવા માગતું અથવા તો અમુક માણસ 'સરસ' છે એમ તેમને કહેવામાં આવતું તો તેઓ કહેતા: 'એ રેક્રુટ થાય એમ છે?' ત્યારપછી સત્યાગ્રહ વખતના એક ભાષણમાં તેમણે કહેલું, 'હું તો સ્વદેશીઘેલો થયો છું, વૈદર્ભી જેમ નળ માટે ઘેલી થઈ હતી તેમ હું સ્વદેશીઘેલો થયો છું, મને બીજો વિચાર નથી.' આ જ દશા આજે તેમની છે. તેઓ સ્વરાજઘેલા છે અને દેશને પણ તેની પાછળ ઘેલો થવાનું કહી રહ્યા છે.

## હું તો પ્રજાનો ગુલામ છું

આ જ મનોદશા હવે પછીના ઘણાખરા પ્રસંગોએ દીસતી હતી. ભુસાવળ તા. ૨૦મીએ પહોંચ્યા. ભુસાવળમાં ભાઈ દાસ્તાનેએ પોતાનાથી થાય તેટલી મહેનતે ઉઘરાણું કરીને દોઢેક હજાર રૂપીયા ભેગા કર્યા હતા. ત્યાંના ભાષણના બે ચાર ઉદ્ગાર અહીં મુકી દઉં:

તા. ૯-૬-૧૯૨૧

"લોકમાન્યને તમે પૂજનારા છો. અહીં લોકમાન્યને તમે સાક્ષી રાખ્યા છે. (મરાઠી પ્રદેશમાં અવેય લોકમાન્યની મૂર્તિ કે છબિ સભાને સ્થાને હોય જ.) સ્વરાજના જે આત્મા હતા, સ્વરાજ જેમનો મન્ત્ર હતો, તેઓનો આત્મા તમને પૂછે છે કે તમે સ્વરાજ માટે કેટલું કરવાને તૈયાર છો? શું તમે તેમના નામને અમર રાખવા માટે એક કરોડ રૂપીયા ન ભેગા કરી શકો? પરદેશી કાપડને તમે ન કાઢી શકો ત્યાં સુધી સ્વરાજના દર્શન નથી. જે ખાદી નથી પહેરતો, જેને ઝીણાં મલમલનાં વસ્ત્ર વિના નથી ચાલતું, તેને બારણે હું નહિ ચડું. આજ સુધી સરકારને સુણાવ્યું છે કે તમે ફલાણું કરો. હવે પ્રજાને સુણાવવા માગું છું કે તમારૂં આ કર્તવ્ય છે. હું તો પ્રજાનો ગુલામ છું. પણ પ્રજા મને અમુક રસ્તે જ ગુલામ બનાવી શકે છે. જે શરતો મેં પ્રજા આગળ મુકી છે તે પાળીને જ તે મારી સેવાની આશા રાખી શકે ચરણસ્પર્શમાં તો પતન જ રહેલું છે."

### સંગમનેરની અવ્યવસ્થા

ભુસાવળથી સંગમનેર આવ્યા. સંગમનેર તો હજારો માણસો આવશે, એ એક મચ્છરથલ છે, એવી એવી વાતો કરવામાં આવી હતી. પણ બધી વાતો ખોટી પડી. ત્યાંના જેવી અવ્યવસ્થા અથવા કુવ્યવસ્થા ક્યાંયે ન જોઇ. ઘણો જ સમય ગુમાવવો પડે એવું લાંબું સરઘસ કાઢયું હતું. તેમાં કાન ચીરી નાખે એવા અવાજ કરવામાં આવતા હતા; મુકામનું કશું ઠેકાણું ન હતું; એક મન્દિરમાં લઇ ગયા; ત્યાં સેંકડો માણસોનો ધસારો થયો અને લવલેશ શાન્તિ ન રહી. આ સંજોગો જ અધીરાઇ ઉત્પન્ન કરે એવા હતા. ત્યાંના ભાષણમાં ગાંધીજીના દિલને થયેલું તીવ્ર દુઃખ જ જોઇ શકાય છે.

"આજે ભારેમાં ભારે સલ્તનતનો આપણે મુકાબલો કરી રહ્યા છીયે. ત્રણ મહા-પ્રશ્નોનો ફેંસલ લાવવાનો છે. પણ આપણા ચાળા કશું કરવાના નથી લાગતા મને આજના દૃશ્યથી વિચાર આવ્યો કે આખા હિન્દુસ્તાનમાં જો આ જ પ્રમાણે કામ ચાલી રહ્યું હોય તો સ્વરાજને માટે હિન્દ લાયક નથી. હિન્દુસ્તાનમાં સ્થળે સ્થળે મળતા પ્રેમના સાગરમાં હું નાહી રહ્યો છું. પણ પ્રેમાગ્નિથી જ્યાં સુધી શક્તિ પ્રગટે નહિ ત્યાં સુધી તે પ્રેમ નકામો છે. મને મારી પૂજા નથી ગમતી, **મને ચરણસ્પર્શ નથી ગમતો. મને તે અતિશય અપ્રિય છે એમાં હિન્દુસ્તાનનું તો પતન જ રહ્યું છે. હિન્દુસ્તાન ચરણસ્પર્શથી સ્વરાજ નથી મેળવવાનું;** હિન્દુસ્તાનને હું ટટાર-ઉભેલું જોવા માગું છું. જગતમાં બધા દેશની સામે તે ટટાર ઉભું રહે એ જોવા ઇચ્છું છું. મારે નથી જોઈતું ગાંધીરાજ, નથી જોઈતું વ્યક્તિરાજ મારે એક સ્વરાજ જ જોઇયે છે. એટલે મને ચરણ-સ્પર્શ નથી જોઈતો."

ઉપર કાળા બીબાંમાં આપેલા ઉદ્ગારો સર નારાયણરાવ ચંદાવરકરને હું ભેટ કરૂં છું. 'ગાંધીજી પોતાને અવતાર મનાવા દે છે, ચરણસ્પર્શ કરવા દે છે, તેની સામે કશો હુંકાર -સુધ્ધાં નથી કરતા,' એવો તેમણે 'ટાઇમ્સ' પત્રમાં આક્ષેપ કર્યો છે. 'યંગ ઇંડિયા' પત્ર પણ તેઓ નામદાર વાંચતા નથી જણાતા. તો આ ઉદ્ગારો તેમને શી રીતે પહોંચશે? (પણ ન પહોંચે તેમાં વાંક કોનો?)

## વર્ણસંકર કારભાર

ગાંધીજીને પહેરાવવામાં આવેલો હાર કોઇ રંગીલો માળીને ત્યાંથી આણેલો હશે, એટલે તેના ઉપર ખાસી જાપાની રેશમની ગુલાબી પટીઓ હતી! તેથી સ્વાભાવિક રીતે ગાંધીજીનું દિલ દુભાયું:

"યુરોપીય સુધારાની નકલ આપણે તેની અતિશયતામાં જ કરી. તેના કરતાં તેની સુન્દરતાની નકલ કરત તો સારું. આ રિબનનો ઉપયોગ તો કેવળ ઓરતોને માટે જ થાય છે. તમને ક્યાં શું વાપરવું તેનો પણ ખ્યાલ નથી, ત્યારે શા સારુ તે વાપરો છો? પુષ્પની સાથે રિબનથી શોભા વધતી હશે એમ તમે માન્યું, એ બતાવે છે કે હિન્દુસ્તાનમાં આપણો વર્ણસંકર કારભાર ચાલી રહ્યો છે. એ કારભારમાંથી બચવાનો ઉપાય મહાસભા બતાવી રહી છે. તમે કરો છો તેમાં નથી વિવેક, નથી વિચાર. તિલક મહારાજની પૂજા કરો છો? તિલક મહારાજે તો એક જ મન્ત્ર બતાવ્યો છે. એ જ મન્ત્ર જપતાં તેમણે દેહ છોડ્યો. તિલક મહારાજનો વારસો તો હિન્દુસ્તાનને હતો, પણ હિન્દુસ્તાનના બીજા ભાગો કરતાં તમારી ફરજ વધારે છે. ૧લી ઑગસ્ટને દિવસે તમે તેમના આત્માને શો ઉત્તર વાળશો? પણ સ્વદેશી તો બનો. મન્દિરમાંથી તો પરદેશી ચીજોનો ઉપયોગ છોડો. પૂજારીઓને કહું છું કે તમે મને પરદેશી કાપડથી શણગારેલાં મન્દિરમાં લઇ જાઓ છો તેથી મને દુઃખ થાય છે."

સંગમનેરમાં ૧૬૦૦ રૂપીયા થયા.

### યેવલા

યેવલાએ તો બારે નિરાશા ઉત્પન્ન કરી. ત્યાંની અવ્યવસ્થાનો પણ પાર ન હતો. રાતે ૧૧ વાગે પહોંચ્યા; ચોખ્ખી 'ના' છતાં સરઘસ નીકળ્યાં; બે વાગે સભા થઇ! અને સભા થતાં શું થયું તે તો ગાંધીજી ગયા અંકમાં પોતે જ કહી ચુક્યા છે. ત્યાંના ધર્મ-સંકટની વાત કરી છે તે વિસરવી જોઈતી નથી.

### બાર્શી

અહમદનગરથી નીકળી શોલાપુર જીલ્લામાં આવ્યા. બાર્શીમાં રા. યશવંતપ્રસાદ દેશાઇને ત્યાં મુકામ હતો. એઓ એક વણવાંકાંતવાની મીલ ચલાવતા હોઇ ખાદીના પ્રચારમાં ભારે રસ લેનારા છે, અને આર્થિક રીતે ખાદી જ ઉદ્ધારકર્તા છે એમ ચોક્કસ માનનારા છે. એમણે તો મીલના મજૂરો માટે રેંટીયા રાખ્યા છે. તેમની મીલના ચોગાનમાં અનેક રેંટીયા ચાલે છે અને તેની ખાદી નીકળે છે. આ મજૂરો અને મીલના નોકરોએ મળીને ગાંધીજીને માટે એક થેલી તૈયાર રાખી હતી જ. આ થેલી ૧૭૦૦ રૂપીયાની હશે. સાહેરનું બાર્શીનું ઉધરાણું માંડ તેટલું હશે.

સાંજે બાર્શીમાં સભા થઇ. ત્યાંના રા. ઝુરાણે ત્યાં રચેલું કાર્ય વર્ણવવા ઉભા થયા અને શાન્તચિત્તે, કાંઇક અભિમાન સાથે કહેવા લાગ્યા કે અમારો બાર્શી તાલુકો કૃતકૃત્ય થઈ ચુક્યો છે, કારણ તેણે ગાંધીજીને ખર્ચ કરવાના ૪૨૦૦ રૂપીયા તો હવે લગભગ થઇ જવા આવ્યા છે; ૨૫ જેટલા તો રેંટીયા ચાલે છે! અને તેના સુતરમાંથી ખાદી થાય છે, એટલું જ નહિ પણ

તે વણાય પણ છે અને પૂના વેચાવા જાય છે! આ 'કૃતકૃત્યતા' ની ગાંધીજીએ પોતાના ભાષણમાં ઠીક ખબર લીધી. આખું ભાષણ બહુ મહત્ત્વનું છે, અને પ્રાન્તના દરેક કાર્યકર્તાને વિચારવા જેવું છે.

## ઉલટો હિસાબ

"આપણા ભાઈએ આનન્દથી કહ્યું કે બાકી જીલ્લો ખુશીથી પોતાનું કામ કરી લેશે. હું ભાઈ સુલાખેના હિસાબને ધન્યવાદ નથી દઈ શકતો. પ્રત્યેક જીલ્લો, તાલુકો, ફિરકો આવો ઉલટો હિસાબ કરવા માંડે તો તો હિન્દુસ્તાનના દરેક જણ દીઠ બે પૈસા લેખે પણ હિસાબ ચલે! પણ એ ત્રીસ કરોડમાંથી ત્રણ કરોડ તો એવા છે કે જેને પૂરું એક રોજનું ખાવાનું પણ નથી મળતું. એવા ત્રણ કોટિની પાસેથી કોણ બબ્બે પૈસા લેશે? હિન્દુસ્તાનના અપંગો પાસેથી કોણ બબ્બે પૈસા લેશે? મુંબઈવાળો કહે કે અમારો હિસ્સો પૂરો થયો. અને તેમ કહીને બેસી જાય તો કદી આપણે આપણું કાર્ય કરી શકવાના નથી. આવો હિસાબ છોડયે જ છૂટકો છે. પ્રત્યેક સ્ત્રીપુરુષે સમજવું જોઈયે કે એક કરોડ રૂપીયા હિન્દુસ્તાનમાં ભેગા કરવા માટે દરેકે પોતે કેટલા કાઢવા જોઈયે. હું તો એ પૂછું છું કે તમારા જીલ્લાના લોકોની શક્તિ કેટલી છે? તિલક મહારાજના જીવનને પૂજીયે છીયે તેમાંથી કાંઈક તો બોધ લઈયે. તેમણે એવો વિચાર કરેલો ખરો કે જેટલું દરેક હિન્દી આપે તેટલું જ હું પણ દેશને આપીને બેસી રહું? તેમણે તો તેમનું સર્વસ્વ આપ્યું. હું તમને પૂછું છું કે સર્વસ્વ આપનાર કેટલા રહ્યા છે? પણ સર્વસ્વ તો ઘેર ગયું. તમે જેટલું આપી શકો છો તેટલુંયે આપી ચુક્યા? પરમેશ્વર કોઈની પાસે શક્તિ ઉપરાંત નથી માગતો. શક્તિ પ્રમાણે ન આપે તો તે પોતાના દેશનો, ગામનો દ્રોહી છે. તમે તમારા દ્રોહી ન થાઓ. તમે તમને છેતરો નહિ એમ હું ઈચ્છું છું. આપણે એક ભારે સલ્તનતની સામે લડવાનું રહ્યું છે. આપણને એણે છેતર્યા; આપણને દગો દીધો; આપણને એણે પેટે ચલાવ્યા. એ સલ્તનતને આપણે દગાથી કે શેતાનિયતથી ન જિતાવી શકીયે. દગાબાજીનો ઉપાય ખાનદાની છે; શેતાનિયતનો ઉપાય ખુદાની શક્તિ છે. તમે તમારા હૃદયને ન ફોસલાવશો. તમે તિલક મહારાજની સ્મૃતિને કાયમ રાખવા માગતા હો તો તેમની સંવત્સરી ફરી આવે તે પહેલાં તમારો જન્મસિદ્ધ હક છે તે આજે તમને જે શાસ્ત્ર બતાવ્યું છે તે પ્રમાણે ગણતરી કરીને સિદ્ધ કરી આપશો.

## રેંટીયા નંગ ૨૫; અને ખાદી મુંબઈ જાય!

૨૫ રેંટીયા છે અને ખાદી તો મુંબઈ પૂના જાય છે એમ તમે કહ્યું ત્યારે મારું હૃદય રડવા લાગ્યું. અહીંથી ખાદી બહાર જાય તેનો અર્થ તો એ છે કે તમને ઝીણું કાપડ જોઈયે એટલે ખાદી તમે અહીં વાપરી ન શકો, અને બહાર મોકલો છો. તમારું સ્વદેશી તો એ છે કે તમે તમારું જોઈ લો સુખનો વિચાર જ ન કરો. મારું સ્વદેશાભિમાન કહે છે કે હું પ્રથમ મારું ઘર, પછી શહેર, પછી પ્રાન્ત સ્વતંત્ર બનાવું. હું તમને કહેવા માગું છું કે ૨૫ રેંટીયાથી તમે ભારે સલ્તનતની સામે મુકાબલો નથી કરી શકવાના. આપણે મહાસભાને માનતા હોઈયે તો સ્વદેશીતત્ત્વ બરાબર સમજી લેવું જોઈયે. વકીલોએ વકીલાત ન છોડી એનું

મને દર્દ છે; પણ વકીલો નિર્ભય કે ધાર્મિક બને તેટલાથી કંઈ આખો દેશ નિર્ભય ને ધાર્મિક ન બને; અને સારા સારા વકીલોએ તો ભોગ આપ્યા અને ખાનદાની બતાવી છે. બીજા વકીલો જે અશ્રદ્ધાથી ભર્યા છે, કુટુંબનિર્વાહનો જેમને ભય છે, તેઓ પણ ભવિષ્યમાં નીકળશે પણ સ્વદેશી માટે તો એમ જ છે કે દેશ જ્યાં સુધી એ ગ્રહણ ન કરે ત્યાં સુધી પરદેશી કાપડ આવતું બંધ નથી થવાનું. હું મારા દિલને છેતરી નથી શકતો. હિન્દીઓને હું જેટલો મળું છું તેટલો બીજા કોઇને નહિ મળતો હોઉં પણ ૩૦ કોટિને મારો અવાજ હજી નથી પહોંચ્યો મીલનું કાપડ તો ગરીબ માટે છે, જેમને મારો અવાજ નથી પહોંચી શકતો. તે ગરીબોને માટે જ રહેશે તો જ મીલના માલીકો ખાનદાન ગણાય. જેને મારો અવાજ ન પહોંચે તેને માટે તો બીજો ઉપાય નથી, સિવાય કે તેઓ અહીં કાપડ કાઢે અને તે વાપરે. એમાં દ્રવ્ય, યજ્ઞ કે હોશિયારીની જરૂર નથી એને માટે દિલની લાગણીની જરૂર છે

## ૨૫ રેંટકુડીથી આપણો શુક્રવાર કેમ વળે ?

મૌ મહમદઅલીએ કહ્યું છે કે રેંટીયો વેચીને આપણે ગુલામીનો પાયો નાખ્યો જો ગુલામી છોડાવવા માગતા હો તો રેંટીયો લો. ચરખા વિના હિન્દુસ્તાનના અત્યાચાર, દારિદ્ર ભગાડવા અશક્ય છે. આથી તમને કહું છું કે તમે ખોટું મિથ્યાભિમાન ન લો કે ૨૫ રેંટકુડીથી આપણો શુક્રવાર વળી ગયો. હું તો અહીં ભાઇને ખાદી પહેરતા નથી જોતો ખાદીની ટોપી જ પહેરીને ૫૦ કરોડનો વેપાર નથી બંધ કરી શકાતો તમારે ખાદીનો બોજો ઉપાડવો જ પડશે !

## આપણા ઘરડાઓ બારીક પહેરતાં શરમાતા

તમારે બારીક કપડું લેવું હોય તો તમે તમારી સ્ત્રી, છોકરા, છોકરીને બારીક કાંતતાં શીખવો. ૩૦ વર્ષ ઉપર તો આપણા ઘરડાઓ બારીક કાપડ પહેરતાં શરમાતા મારી માતાનું પવિત્ર સ્મરણ મને હજી છે. તે તો પોતાની વહુ માટે બારીક લુગડાં રાખતી; પોતે પહેરતાં તો તે શરમાતી. તમે હિન્દની પ્રાચીન સાદાઈ ગ્રહણ ન કરો તો હિન્દુસ્તાનની બારીક મલમલનો ઉદ્ધાર ન કરી શકો તમે ૪૨૦૦ સભાસદ દાખલ કરીને સન્તોષ માની લેશો તો બિહારનાં ભુખ્યાઓને કોણ દાખલ કરશે ? તમે ૧૦૦૦૦૦ ની વસ્તીમાંથી ૫૦ હજાર જ્યારે ભેગા કરો ત્યારે કામ થવાની આશા રહેશે. ઉલટો હિસાબ છોડીને સીધો હિસાબ કરો"

આટલો આ મહત્ત્વના ભાષણનો મેં અંશ આપી દીધો. બીજા વિષયો વિષે તેઓ કહેલાં તે આપ નથી લીધો. હુંકામાં ટુંકાં અને લાંબાં ભાષણોમાં ગાંધીજીનું કોઈ સમજાય એવું નહીં જે અધીરાઈ ગાંધીજીની અહીં દેખાય છે તે તેમના ભરુચ પ્રાન્તિક પરિષદના અધ્યક્ષ ભાષણમાં વધારે ખૂંચે એવી રીતે જોશો એ અધીરાઇને દેશ શું જવાબ નહિ આપે ?

મહાદેવ હરિભાઇ દેસાઇ

તા. ૧૨-૬-૧૯૨૧

તા. ૧૨-૬-૧૯૨૧

# ગુજરાતની ફરજ

કોઇ પણ કામનો આરંભ ન કરવો એ પ્રથમ બુદ્ધિલક્ષણ છે, પણ જો આરંભ કર્યો તો તેને પારુ હતારવું બહુ આવશ્યક છે. ગુજરાત પરિષદે નર્મદાના પવિત્ર તટ પર નિશ્ચય કર્યો કે ગુજરાતે આ માસની જ આખરે દસ લાખ રૂપીયા તિલક સ્વરાજ ફાળાને સારૂ એકઠા કરવા, ત્રણ લાખ સભાસદો અને એક લાખ રેંટીયા આપવા પરિષદને આટલા કાર્યને વિષે વિશ્વાસ ન હતો તો પરિષદ તે ઠરાવનો ઇનિકાર કરી શકતી હતી. તેને બદલે પરિષદે તેને વધાવી લીધો પરિષદ એટલે ગુજરાત કાઠીયાવાડથી આવેલા સભ્યો. તેઓએ ઇરાદાપૂર્વક પ્રતિજ્ઞા કરી કે જૂન માસની વીસમી તારીખ પહેલા ઉપલાં ત્રણ કાર્યો પૂરા કરવાં. એ પ્રતિજ્ઞાનું પાલન ન થાય તો આપણે સ્વરાજને સારૂ લગભગ નાલાયક ઠરીયે ને ગુજરાતની મારફતે સ્વરાજ મેળવવાનો પ્રયત્ન કરવો એ મુશ્કેલ થઇ પડે. મેં પરિષદમા કહ્યું તે હું માનું છું. એટલે કે જો હિન્દુસ્તાનનો એક પણ પ્રાન્ત સંપૂર્ણ અસહકાર કરવાને સારૂ તૈયાર થાય તો સ્વરાજ મળે. આ પ્રવૃત્તિનો ગુણ જ કાટખૂણાના જેવો છે. જેમ એક ચોરસ આકૃતિમાં એક કાટખૂણો હોય તો બીજા પણ ત્રણ કાટખૂણા જ હોય. તેમ જ જો એક પ્રાન્ત તૈયાર થઇ જાય તો બીજા તૈયાર જ હોય. વાત કેવળ ભડક ભાગવાની છે. વાઘ મનાતા કોઇ પ્રાણીને જો પાચ સાત તેને ઓળખી ગયા હોય તે તેનો ડર છોડી તેની સાથે ગેલ કરે તો બીજા તો તેમ કરતા તુરત થઇ જ જાય. એકનો અનુભવ બીજાને જ્ઞાન આપવાને બસ છે. તેવું જ સ્વરાજનું છે. એક મોટા સમુદાયે પોતાની શક્તિ બતાવવાની રહી.

પણ જો ગુજરાત ફક્ત જ છુટી ન શકે તો છેલ્લા ધોરણની, પરીક્ષા કઇ રીતે પસાર કરે? પરિષદે મુકરર કરેલો ક્રમ એ તો કક્કાની પરીક્ષા છે. એવી પ્રાથમિક પરીક્ષામાં આપણે પાર ન ઉતરીયે તો આપણને જ આપણે વિષે અશ્રદ્ધા ઉત્પન્ન થવાની.

આ લેખ બહાર પડશે ત્યારે લગભગ અરધો માસ ગયો હશે. જો આપણે પરિષદની પ્રતિજ્ઞા પૂરી કરવી હોય તો દરેકે પોતાનું કાર્ય સમજી બોજો ઉઠાવી લેવો જોઇયે. ઘણા માણસો યથાશક્તિ આપે તો આપણે પાર ઉતરીયે અથવા થોડા ભગીરથ થઇ સર્વસ્વ આપે તોયે પૂરૂં થાય.

સૌ પોતાની ફરજ બજાવશે તો આપણે વગરમુશ્કેલીએ આપણું કામ પૂરૂં કરશું.

ગુજરાતનો યથાશક્તિ ફાળો દસ લાખ ન હોય. ગુજરાતે આજ લગી જાહેર પ્રવૃત્તિઓમાં આપવા ઇચ્છયું નથી તેથી આપ્યું નથી. મુંબઇ ઉપર નજર રાખી છે તેથી ગુજરાતને પોતાનો વિશ્વાસ નથી. વીરમગામ કેમ બાર હજાર આપી સન્તોષ માને? વઢવાણ કેમ છ સાત હજાર જ આપીને સન્તોષ માને? આ બધી રકમો આપણી જાહેર કામોની બખિલાઈની નિશાની છે. છતાં એવોયે સમય હતો કે જ્યારે વઢવાણ કે વીરમગામમાં એટલા પૈસા પણ થવા મુશ્કેલ હતા. વીરમગામ તથા વઢવાણમાં આટલું મળ્યું તો વધારે પણ મળે ને જેમ ત્યાં મળે તેમ બીજે મળે. દરેક મોટા શહેરે પોતાની શક્તિનું માપ લઇને પોતાનો ફાળો ઉઘરાવી લેવો. જે ધોરણ મેં મિત્રવર્ગની સલાહ લઇને જાહેર કર્યું છે તે તો લાગુ પાડી જ દેવું જોઇએ. પગારદાર કોઈ પોતાના માસિક પગારના દસ ટકાથી ઓછું ન જ આપે. મોટો પગાર મેળવનાર પોતાની મેળે વધારે આપી નાના પગારદારોને ઢાંકે. વેપારી, વકીલ, દાક્તર વગેરે પોતાની કમાણીના બારમા ભાગથી ઓછું ન જ આપે; છતાં પ્રથમ પંક્તિના વકીલદાક્તરને સારૂ આંક કેવો? જે વકીલ વરસે દહાડે રૂ. ૬૦૦૦૦ કમાતો હોય તે શું માત્ર પાંચ હજાર આપીને સન્તોષ પામે? શ્રી. દાસ પોતાની કમાણીનો અર્ધો ભાગ જાહેર કામમાં ખર્ચતા પાછું વાળી ન જોતા. જ્યારે વકીલોને ધંધો છોડવાની વાત આવી ત્યારે તેમણે પોતાની કમાણીનો અર્ધ ભાગ ખુશીથી આપવાની સૂચના કરી હતી. એટલે એવા વકીલ પોતે ખૂબ આપી પોતાના બીજા મનથી નબળા ભાઇઓને ઢાંકે. મિલકતવાળો, વ્યાજ ઉપર જ નભનાર પોતાની મિલકત ઉપર અઢી ટકા આપે તેમાં શી નવાઈ? જેની પાસે એક લાખ રૂપીયાના મકાન છે તે માણસ અઢી હજાર રૂપીયા આપે તેમાં કંઇ વધારે કરે? સેંકડે અઢી રૂપીયા આપવા એ તો વધારેમાં વધારે છ માસનું વ્યાજ થયું. ઘણા તો સો રૂપીયાની મિલકતનું ભાડું કે વ્યાજ વર્ષના પાંચ ટકા નહિ પણ બાર ટકા પાડે છે. તેને સારૂ તો અઢી રૂપીયા તે અઢી માસનું જ વ્યાજ થયું. આમ વિચાર કરતાં ગુજરાતનાં શહેરોમાંથી આપણે સ્હેજે દસ લાખ રૂપીયા ત્રીસમી જૂન પહેલાં ભેળા કરી શકીએ છીએ. શક્તિ, ઇચ્છા ને કાર્યદક્ષતાની ત્રિવેણી મળે તો અતિ પ્રયાસ વિના ગુજરાત જરૂર પોતાની પ્રતિજ્ઞા પૂરી કરે. ઇશ્વર ગુજરાતને સહાય કરો.

---

તા. ૧૨-૬-૧૯૨૨

# ૬ ખાણા પછીનું ભાષણ

વાઇસરૉય સાહેબે મિ. શાસ્ત્રીના ભાષણને ખાણા પછીનું વક્તૃત્વ કહ્યું એ જ વર્ણન કદાચ વાઇસરૉય સાહેબના પોતાના ભાષણને તેટલું જ લાગુ પડે છે. અગાઉના દિવસોમાં, હું મૅન્શન હાઉસમાં વખતોવખત અપાતાં જુદા જુદા વડા પ્રધાનોનાં ઐતિહાસિક કહેવાતાં ભાષણોનો કંઇક સૂક્ષ્મ અભ્યાસી હતો. એ ભાષણો ઉપર મને હમેશાં કૃત્રિમતાનું આવરણ જણાતું. વાઇસરૉયનું ભાષણ હું કાળજીપૂર્વક વાંચી ગયો. મારે દુ:ખની સાથે કહેવું પડે છે કે એમાં પણ હું ઉપર કહી તેવી જ કૃત્રિમતાની ગન્ધ અનુભવું છું. વાઇસરૉય સાહેબે ઇરાદાપૂર્વક એને આવો કૃત્રિમ રંગ ચડાવ્યો એમ હું નથી કહેતો. એમ તો ઊલટું આતુર હિન્દુસ્તાનને કંઇક સાચો અસરદાર સન્દેશો આપવાને તેમણે કાળજીપૂર્વક પ્રયત્ન કર્યો હોય એવાં સ્પષ્ટ ચિહ્નો એ ભાષણમાં મોજૂદ છે. છતાં સરવાળે તેવો કશો સન્દેશો હિન્દી પ્રજાને આપવાના કાર્યમાં મારા નમ્ર અભિપ્રાય મુજબ તેઓ સાહેબ નિષ્ફળ નીવડ્યા છે. આને માટે વાઇસરૉયના હોદ્દાને અંગે સ્વાભાવિક બની રહેલી અનેક મર્યાદાઓ જવાબદાર છે એ પણ સાચું છે. હાકેમ તરીકે બ્રિટિશ સત્તામાં ભૂલને અવકાશ જ નથી એ હમેશનો દાવો પોતાના ભાષણમાં તેઓ પોતે પણ કરી લેતાં ખચકાયા નહિ.

આ દેશમાં જાતીય અસમાનતા એટલે કે કાળાગોરાની મોટપનાનપના ભેદનું નામનિશાન સરખું ન જ હોઇ શકે અને ન હોવું જોઇએ એ વાતને તો એમણે અબાધિત સિદ્ધાન્ત રૂપે, 'શંકાના ઇલાકાની બહારની' તરીકે જ ગણાવી. હું તેઓ નામદારને નમ્રપણે કહેવાની રજા લઉં છું કે આજના હિન્દીને માટે આના જેટલી હડહડતી ખોટી અને બનાવટી વાત બીજી એકે નથી. કારણ તેનો જાતિઅનુભવ—પછી તે પોતે ગમે તેવડા મોટા દરજ્જાનો હિન્દી કેમ ન હોય—એ દાવાને ડગલે ડગલે જૂઠો પાડે છે. કોઈ પણ સામાન્ય અંગ્રેજની સામું જુઓ. પોતાની જાતિની ચડતીના ખ્યાલ પાછળ તેને ઘેલો નશો. એ ખ્યાલ આજે એનો લગભગ ધર્મ થઇ પડ્યો છે. વળી તે પોતાના આ ખ્યાલને ઢાંકવાની પણ કશી જ જરૂર જોતો નથી. જેમ વહેવારોમાં તેમ આ દેશમાં પણ એ ખ્યાલ ડગલે ને પગલે તમારા ઉપર સવાર છે. કાયદાપોથીઓમાં પણ એ મોજૂદ છે. વાઇસરૉય સાહેબના ભાષણમાં [illegible] ભૂતકાળની અનેક ભૂલોને માટે ખુલ્લા દિલનો એકરાર અને તેને પરિણામે

'જાગ્યા ત્યાંથી સવાર' ગણી નવે ચોપડે નવા પાનાથી શરૂઆત કરવાની નિખાલસતા સાંપડતી નથી.

આમ 'બ્રિટિશ રાજ્યતન્ત્રના પાયાના સિદ્ધાન્તો' ઉપરનું વાઇસરાય સાહેબનું વાર્તિક મારા નમ્ર અભિપ્રાય મુજબ બસૂરૂં નીવડયું છે. પણ એઓ નામદારે અલી બિરાદરોને વિષે કરેલો ઉલ્લેખ તો મને ધાસ્તી છે કે વળી એથીયે વધુ બેહૂદો બન્યો છે. હું જોઉં છું કે આ ભાઇઓને વિષે બોલવામાં વાઇસરાય સાહેબે અસાધારણ ખબરદારી રાખી છે. કશી જ લાગણી ન દુખવવા એમણે ખૂબ પ્રયાસ કર્યો છે. પણ ખરૂં જોતા એમાં લાગણી દુખવવા ન દુખવવાનો કયાંય સવાલ જ નહોતો. અલી બિરાદરો જે કંઇ બાબતમાં ચાતર્યા હોય અગર તેમણે ભૂલ કરી હોય તે બાબતમાં તેમનો મુલાજો રાખવાની કશીયે જરૂર નહોતી. અલી બિરાદરોએ બહાર પાડેલો ખુલાસો મારી સલાહને તેમણે માન્ય રાખ્યાથી જ બહાર પડયો છે. એમાં મિત્રોને ઉદ્દેશીને માફી માગવામાં આવેલી છે, સરકારને ઉદ્દેશીને નહિ. સરકાર પકડે કે કામ ચલાવે તેનાથી બચવા ખાતર નહિ પણ પોતાના અંતરના તેમજ મિત્રોના અવાજની જોડે પોતાનો રાગ જાળવવાને સારૂ માગેલી છે. આમ હોવાથી તેઓ 'પોતાની પ્રતિજ્ઞા પાળશે ત્યાં સુધી તેમના ઉપર સરકાર કામ નહિ ચલાવે' એવી ખાતરી આપવા નીકળવું એ ખાંખદ્ નહિ તો નાહકનો વાણીક્ષય છે. ના. લૉર્ડ રીડિંગની સરકાર અલી બિરાદરો ઉપર ચાહે ત્યારે કામ ચલાવવાને મોકળી છે.

અસહકારની આ લડતમાં છૂપી કે ઉઘાડી કોઇ પણ નમૂનાની ચાલાકીને કે રાજદ્વારી દાવપેચને સ્થાન જ નથી. અસહકારમાં એક જ ચાલાકીને અવકાશ છે અને તે સત્યભાષણ, સત્યનો આગ્રહ અને સત્યનું જ અનુકરણ—પછી તેને સારૂ ચાહે તેટલો ભોગ ભલે આપવો પડે. વાઇસરાય સાહેબે મને અલી બિરાદરોનાં ભાષણો બતાવ્યાં. મેં જોયું કે એમાંના કેટલાક ફકરા ઘટતા અર્થમાં વાંચી શકાતા નહોતા. તેમાંથી ખુનામરકીને ઉત્તેજન મળી શકે એવા અર્થ કાઢી શકાય એમ હતું. મને તરત જ લાગ્યું કે સરકાર કામ ચલાવવા તૈયાર હોય કે ન હોય, તોપણ મારો ધર્મ અલી બિરાદરોને શી સલાહ આપવાનો હતો એ તો સ્પષ્ટ હતું. મેં તે આપી અને અલી બિરાદરોએ તે માની. વાઇસરાય સાહેબને સૂચવવાની રજા લઉં છુ કે જો તે નામદાર અસહકારીઓને નિઃશસ્ત્ર કરી મુકવા આતુર હોય તો સર્વ પ્રકારની રાજદ્વારી ચાલાકી છોડી દઇ, સાવ નિખાલસ વૃત્તિ અખત્યાર

તા. ૧૨-૬-૧૯૨૧

ફરવી એ જ તેમને માટે એક માત્ર ધોરી માર્ગ છે. અસહકારીઓ આશ્રય કે રક્ષણની શોધમાં નથી; તેમને તેની જરૂર પણ નથી. અને વાઇસરાય સાહેબ પણ અધિકારીવર્ગના ગુન્હાઓને ઢાંકવાનો પ્રયત્ન ન કરે એવી સાચી આશા હું તેમની પાસેથી રાખું.

હકીકત એ છે કે શું આજના હિન્દુસ્તાનમાં કે શું આવતી કાલે ઘડાઈ તૈયાર થનારા હિન્દુસ્તાનમાં—અધિકારનો દોર ચલાવનારા વર્ગને સારૂ હવે સ્થાન રહ્યું નથી. તેથી વાઇસરાય સાહેબ પણ જો તેઓ પોતાની 'એવા ઇન્સાફના પાયા ઉપર રચાયેલું જે રાજ્ય અહીં ચલાવવાનો અમારો (અંગ્રેજોનો) ઇરાદો છે તેને હિન્દીઓ પૂરા દિલથી ઝીલી લેશે' એ માન્યતાને વળગી રહેશે તો તેમને તરત જ પોતાની ભૂલ જડી આવશે. હું ભવિષ્ય વરતું છું કે હિન્દના ભાવિ ચણતરમાં હવે અંગ્રેજોના હેતુઓ શું છે અને તેઓ શું ઇરાદો રાખે છે તેને હિસાબમાં વજન નહિ મળે; હિન્દીઓ પોતે શું ઇરાદો રાખે છે તેનો જ હિસાબ ગણાશે. પોતાનો કારભાર ગમે તે રીતે પણ જાતે ચલાવવાનો તેઓ વધુ અને વધુ આગ્રહભર્યો દાવો કરી જ રહ્યા છે. ગમે તેટલું સુન્દર સુરાજ્ય પણ સ્વરાજની ગરજ સારી શકે નહિ એ તેઓ હવે જોતા થવા લાગ્યા છે.

આમ ધારની વાઇસરાય સાહેબના ઇરાદાઓને વિષે નથી; તેમનો ઇરાદો તો શુભ છે એવો મારો વિશ્વાસ છે. ધારતી તેઓ નામદાર જે ધ્યેયને માટે કામ કરી રહ્યા છે તે ધ્યેયને જ વિષે છે. તેઓ ભવિષ્યના કોઈ એક અચોક્કસ કાળે હિન્દને માટે ઉજ્જ્વલ ભાવિ જોઈ રહ્યા છે, જ્યારે બધા હિન્દીઓ નહિ તો ઓછામાં ઓછું અસહકારીઓ તો એકેએક એમ જ માનનારા છે કે હિન્દનું ભારે ઉજળું ભવિષ્ય અત્યારે આ ઘડીએ પણ ચાલુ રાજ્યતન્ત્રને હાથે છિન્નભિન્ન થઇ રહ્યું છે. કારણ એ રાજ્યતન્ત્ર જ પ્રજાને સદાને માટે નહિ તોપણ કાળના કાળ સુધી ગુલામીમાં ડૂબેલી રાખવાની ખાસ કુંચીઓ સાથે હેતુપૂર્વક તૈયાર કરવામાં આવ્યું છે. કેટલીકવાર એ દૃષ્ટિ વચ્ચેનું અન્તર જ તેના આદર્શને પણ એકબીજાથી જુદા પાડી દે છે. તેમ જ્યારે કોઈ વ્યક્તિ હિન્દને માટે દૂરના ભવિષ્યને સારૂ સ્વતન્ત્રતાના આદર્શને કબૂલ રાખી હાલને માટે 'સગીરની દશામાં સન્તોષ માનવાની' હિમાયત કરે ત્યારે હું કહું કે હિન્દી પ્રજાના આદર્શથી એ આદર્શ સાવ જુદો છે. સ્વરાજ એ તો લોકમાન્ય કહેતા તેમ હિન્દુસ્તાનનો ગળથુથીનો હક હોવો

જોઈયે. એ હકના ભોગવટાથી આટઆટલા કાળથી એને વંચિત રાખવામાં આવ્યું છે. હિન્દી પ્રજામાં આજે અધીરાઈ જોવામાં આવે એમાં નવાઇ શી ?

આટલી ચર્ચા પછી કદાચ વાઇસિરાય સાહેબને તેમણે વાંચેલા અને સાભળેલા સિદ્ધાન્તની યથાર્થતા વધુ સારી રીતે સમજાશે કે કર્યાના પ્રાયશ્ચિતરૂપે આજે સરકાર તરફથી લેવામાં આવનાર હરકોઇ પગલાને વિષે જ્યાં સુધી તે પગલું પ્રાયશ્ચિત્તનું માપ પૂરૂં ભરી કાઢવામા ઓછું પડશે ત્યાં સુધી તે ગમે તેવું નિખાલસ દેખાતું હશે અને કેટલાકનું તેથી સમાધાન પણ થાય તેવું હશે, તોપણ ઓછામાં ઓછું અસહકારીઓને તો તેના મૂળમા રહેલી દાનતની શુદ્ધતા વિષે શક જ રહેવાનો. તેઓ તો એવા પ્રયત્નમાં હિન્દને ગુલામીની યાતનાઓમાં રાખવાની મુદત બની શકે તેટલી લંબાવવાનો હેતુ જ જોશે. હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યને આજે કલંક લાગ્યું છે. જલિયાવાલાના નિર્દોષ શહીદોનાં ખુન અને ઇસ્લામના દ્રોહના તેને ડાઘ લાગ્યા છે. અને જેમ ચોકખું દૂધ પણ ઝેરવાળા કટોરામાં પડતાં હરકોઇ વિચારશાળી માણસ તેને ઝેર જ કહે તેમ બ્રિટિશ સરકારના પણ એકેએક કૃત્ય સામું હિન્દુસ્તાનમાં આજે તેની (ઇંગ્લંડની) અત્યારની ઇજ્જતને હિસાબે જ હરકોઇ દ્વારા જોવાય એ દેખીતું છે. હિન્દુસ્તાનની અશાન્તિ એ અશાન્તિનાં મૂળ કારણો શોધી કાઢીને તેને જ દૂર કર્યાથી અગર તો છેવટ તેનો ઇલાજ કર્યાથી જ મટી શકે એમ છે; ગમે તેવી ભારે પણ ચાર હકો કે છૂટોની મધલાળથી આજની કડવાશને ઢાંકવાનો પ્રયત્ન કર્યાથી નહિ.

---

# § કાબુલનો હાઉ !

## ૩

બાબુ બિપિનચન્દ્ર પાલ જેવા શાખત દેશભક્તને પણ મતલબી લોકોએ ઉભું કરેલું અફઘાન હાઉ વળગ્યું છે એ જાણી મારી પેઠે જ અનેક લોકો આશ્ચર્ય પામશે. પાલબાબુ સંપૂર્ણ સ્વરાજના માનનારા છે, અને હું પાલબાબુને જણાવવાની રજા લઉં છું કે એ સ્વરાજ જ્યાં સુધી આપણે આપણામાંથી આ નાદારી અને નિરાધાર-પણાની ભાવનાને કાયમને માટે દફનાવીશું નહિ ત્યાં સુધી આપણે હાથે સ્થપાવું અસંભવિત છે. સ્વરાજનો અર્થ જ એ છે કે અફઘાન અગર તો આપણા દેશમાં ઉભા થનાર બીજા કોઇ પણ ભયને પહોંચી વળવાની આપણી તૈયારી. અસહકારની

આખી યોજના જ બીજાઓની શુદ્ધબુદ્ધિમાં આપણા પોતાના જેવો જ વિશ્વાસ રાખવાના અને એવા વિશ્વાસને સારૂ તેઓ અપાત્ર છે એવું જો તેઓ સિદ્ધ કરી આપે તો તેમની કુટિલતાને શુદ્ધ આપભોગ દ્વારા જ હંફાવવાની જાતે તૈયારી કરવાના સિદ્ધાન્ત ઉપર ખડી થયેલી છે. ખુદ બિપિનબાબુએ પોતે અલાહાબાદમાં હિન્દુમુસ્લીમ પરિષદ્ વેળાએ ડૉ. સપ્રુને જવાબ આપતાં જે શબ્દો કહ્યા હતા તેની હું તેમને યાદ આપું ? તેમણે જાતે કહેલું કે 'જે એકતા, દક્ષતા અને સહનશક્તિને બળે કરીને અત્યારની ગુલામીમાંથી અમે બહાર પડીશું તે જ શક્તિ તેવી જાતના બીજા બધા જ ભયની સામે બાથ ભીડવાનું બળ અમારામાં મુક્યા વગર કેમ રહેશે ?'

જે સાર્વભૌમ ઇસ્લામ પન્થના આગમનની આશંકાથી પાલબાબુ ફડકી ઉઠ્યા છે તેમા જેટલે દરજ્જે દુનિયામાં બધાં મુસલમાન રાજ્યોના સંગઠનની ભાવના રહેલી છે તેટલે દરજ્જે તો મારે હિસાબે એ એક પ્રશંસાપાત્ર સિદ્ધાન્ત જ છે. અલબત્ત, એવું સંગઠન દુનિયાને નીચોવવાના અગર તો જોરજુલમથી દુનિયાને ઇસ્લામની અનુયાયી બનાવવાના હેતુથી થાય તો એ સિદ્ધાન્ત ભયપ્રદ ખરો. પણ મારી ઓળખાણમાંના એક પણ દરેક મુસલમાનને આ સિદ્ધાન્તને એવા અર્થમાં લેતો મેં મારી આટલી જીંદગીમા જોયો નથી. દુનિયા પશુબળના સામ્રાજ્યથી થાકી છે.,

પાલબાબુને હું ખાતરી આપું છું કે હું લોકોની કોઈ પણ ભાવનાઓ જોડે રમત નથી કરી શકતો. બુરી ભાવનાઓથી ભાગવા તરફ અને સારીને હરપ્રયત્ને વળગી રહેવા તરફ જ હમેશાં મારૂં વલણ રહે છે. હું માનતો જ નથી કે વિચારી મુસલમાનો અફઘાન સત્તાને વિચારી હિન્દુઓના કરતા કોઇ પણ રીતે વધુ આવકાર આપે. 'કાબુલનો હાઉ' વાળા મારા અગાઉના લેખમા મારા એક સાથીનું વલણ બગાબર શું હતું અને એ કેટલું ચોક્કસ હતું તે સિદ્ધ કરવાના અને સ્વાર્થી લોકોને બુમોથી ફફડી ઉઠવાની સામે હિન્દુસ્તાનને ચેતવવાનો જ મારો પ્રયત્ન હતો.

. અફઘાન ચડાઇ આવે અગર તો એવી ચડાઇની અફવા સરખી ફેલાય તો તેટલા ઉપરથી પણ મુસલમાનોની ઘણી મોટી વસ્તીમાં ખુલ્લો બળવો નહિ તોપણ અંધાધુંધી તો જરૂર મચી જાય એ પાલબાબુનો ખ્યાલ મને હરગીજ કબૂલ નથી. ઉલટી મારી તો એવી દૃઢ માન્યતા છે કે મુસલમાનોને તો આજે એવી કશી જ મૂર્ખાઇ કરતા પહેલાં ઘણો જ વિચાર કરવો પડે એટલું એમના મઝહબની ઇજ્જતનું એમાં જોખમ રહેલું છે. મૌ. શૌકતઅલી અનેક જગાએ કહે છે તેમ મુસલમાનો એની રીતે હિંસાઅહિંસાની કબુંબર કરી મુકે એટલા ભોળા નથી.

પાલબાબુએ હિન્દુઓને પણ તેમના 'ઘણા મોટા ભાગના લોકોમાં' 'મુસલમાનો જેડે પોતાનો પણ હિસાબ સમજી લેવાની' ચિન્તાનું આરોપણ કરી ભારે અન્યાય કર્યો છે. હું એમને ખાતરી આપું છું કે આ બાબતમાં હિન્દુઓની લાગણીઓને એઓ કેવળ અવળા અર્થમાં સમજ્યા છે. મુસલમાનો ખિલાફતના સવાલને વિષે જેટલા ચિન્તાતુર છે તેટલા જ હિન્દુઓ ગોવધના સવાલને વિષે છે; અને હિન્દુઓ જાણે છે કે તેમના મહાન મનોરથની સિદ્ધિ મુસલમાનોની પ્રીતિ સંપાદન કર્યા વગર બીજે એકે માર્ગે નથી; અને મારી ખાતરી છે કે હિન્દુઓ જ્યારે મુસલમાનોને ગાયના બચાવને ખાતર અનેક નાનીમોટી બાબતો જતી કરતા જોશે ત્યારે દરેક હિન્દુ દરેક મુસલમાનના ભૂતકાળના એકેએક અન્યાય ખુશીથી ગળી જશે. તેમ મુસલમાન પણ એકેએક જો જોશે કે હિન્દુઓની ખુશીથી આપેલી મદદથી જ તે ઇસ્લામની ઇજ્જત રાખી શકેલ છે તો તે પણ હિન્દુઓના અહેસાનથી પોતાને હમેશને માટે બંધાયેલો ગણશે.

અફઘાન ચડાઇ આવે તો મુસલમાનો તેમજ હિન્દુઓ તેને આવકાર આપે એ પાલબાબુના ખ્યાલનો હું સાફ ઇનકાર કરું છું. મૌ. મહમદઅલીના કાલ્પનિક ઇરાદાઓની સામે આખા દેશમા ચારેમેરથી જે વિરોધ ઉઠ્યો તે જ હરકોઇને બતાવી આપે એમ છે કે હિન્દુસ્તાનની પ્રજા એવી કશી અફઘાન ચડાઇને હરગીજ સાખી શકે નહિ.

પણ પાલબાબુ જ્યારે કહેવા એમે છે કે અમીર ચડાઇ કરે અને તે વેળા જો આપણે સરકારને મદદ ન કરીયે તો દેશમા કેવળ ક્રાન્તિ જ થાય ત્યારે હું તેમને સૂચવવાની રજા લઉં છું કે એમા બીજો રસ્તો છે જ નહિ એવું કંઇ નથી. જો હિન્દુસ્તાન અસહકારી બનીને એવે વખતે સરકારને મદદ નહિ કરે તો સરકાર પ્રજાની જોડે પતાવટ કરશે. એવી પતાવટ કરી લેવી અને ખિલાફત તથા પંજાબના જખમો રૂઝવવા તેના કરતાં તો હિન્દુસ્તાનને વીલું મુકીને ચાલતા થવું બહેતર એમ માનવા જેટલી બ્રિટિશ પ્રજા જડ અને બેઅક્કલ છે એમ હું માનતો નથી. એટલુ કરાવવાની શક્તિ હજુ આજે હિન્દુસ્તાનમા નથી એ હું પૂરેપૂરું સમજું છું; હું તો માત્ર પાલબાબુના ખ્યાલમાં ન આવી શકનારો એવો બીજો એક સંભવ માત્ર સૂચવું છું.

પાલબાબુને લાલાજીએ તેમજ મેં સીમલામા જાહેર કરેલા વિચારો અને અમારા અગાઉના વિચારો વચ્ચે વિરોધ દેખાય છે. હકીકતમાં તો અમારા એમાથી

એકેએ અફઘાન ચડાઈની વાતને કદી જ આવકારદાયક કહી નથી. છતાં હું ખુશીથી ફરી એકવાર આ બાબતમાં મારું વલણ સ્પષ્ટ શબ્દોમાં રજુ કરું છું:

૧. અફઘાનો હિન્દુસ્તાન ઉપર ચડાઈ કરવા માગે છે એ વાતને હું માનતો નથી.

૨. હું માનું છું કે એવી ચડાઈ જો આવે જ તો તેને પહોંચી વળવાને સરકારની પાસે પૂરતી સામગ્રી છે.

૩. મારે એ પણ દુઃખની સાથે કબૂલ કરવું જોઈએ કે જો કદી એવી અફઘાન ચડાઈ આવે જ તો આપણા એકેએક રાજામહારાજા અત્યારે સરકારને વગરશરતની મદદ આપે.

૪. હું એમ પણ માનું છું કે એક પ્રજા તરીકે આપણે હજુ એટલા બધા ભ્રષ્ટ અને અફઘાનોના હેતુઓ વિષે જ નહિ પણ હિન્દુમુસલમાન આપસમાં પણ એક-બીજાને વિષે એટલા શંકાશીલ છીએ કે એવી ચડાઈ જેવી કશી આફત આવવાનાં ચિહ્ન જણાય તેની સાથે જ કેટલાક તો કેવળ ગભરાટના માર્યા જ સરકારની મદદે દોડી જાય અને એ રીતે હિન્દુસ્તાનની બેડીઓ વધુ સખત કરાવવામાં હથિયાર-રૂપ બને.

૫. તાત્ત્વિક દૃષ્ટિએ તો કોઈ પરસત્તા હિન્દુસ્તાન ઉપર ચડાઈ કરે તેમાં અને ખિલાફતની ખાતર થઈને હિન્દુસ્તાનમાંની બ્રિટિશ સરકાર સામે ચડાઈ લાવે એ બે વચ્ચેનો ભેદ સમજી શકાય એમ છે. અફઘાનો હિન્દુસ્તાન સરકારને કેવળ ધેંચપરાણે કરવા ખાતર ચડાઈ લાવે એવું હું માનતો નથી. છતાં સાથે મને એમ પણ લાગે ખરું કે જો તેઓ હિન્દુસ્તાન ઉપર ચડાઈ લાવે અને તેમાં સફળ થાય તો હિન્દુસ્તાનમાં પોતાનું રાજ્ય સ્થાપન કરીને અહીંઆં રહી પડવાની લાલચમાંથી પણ તેઓ ભાગ્યે જ બચી શકે.

૬. આવી મારી માન્યતા છતાં જે સરકારને હું કાં તો સુધારવા નહિ તો મિટાવવા મથી રહ્યો છું તે સરકારને વગરશરતે મદદ કરવી એને હું એક અસહકારી તરીકેના મારા ધર્મથી વિરુદ્ધનું કાર્ય સમજું છું.

૭. એવા પ્રસંગની ધાંધલ વેળાએ મૂઠીભર અસહકારીઓના વિરોધની છાપ ભલે ન પડેલી જણાય, પણ એવો એમનો વિરોધ પ્રજામાં જે આત્મબળનાં બીજ વેરશે તેમાંથી પ્રાણવાન અને તેજસ્વી હિન્દ ઊભું થશે.

૮. પોતાની ઇજ્જત આપીને અફઘાનની આફતમાંથી હિન્દુસ્તાન પોતાનું રક્ષણ ખરીદે તેના કરતાં તો અફઘાનોને હાથે તેનો દાળોવાટો થઇ જાય એ મારે મન બહેતર છે. જે સરકાર ખિલાફત અને પંજાબના જખમોને હજુ વહેવા દઇ રહી છે એ જ નઠોર અને પશ્ચાત્તાપહીન સરકારને હાથે હિન્દનું રક્ષણ ઇચ્છવું, એ હિન્દુસ્તાનની ઇજ્જતને વેચવા નીકળવા સમાન છે.

૯. છતા બ્રિટિશ પ્રજાને વિષે મારો એવો વિશ્વાસ છે કે જે ઘડીએ આપણે આપણા ધ્યેયને વિષે પૂરતું નિશ્ચયબળ બતાવી આપીશું અને તેને માટે પૂરતો ભોગ આપી છૂટશુ તે જ ઘડીએ બ્રિટિશ પ્રજા આપણા અવાજને સંપૂર્ણ અનુકૂળ સૂરથી ઝીલી લેશે. મારો ઇતિહાસનો અનુભવ એવો છે કે એ પ્રજા સીધા સરળ ન્યાયની વાત સાંભળનારી નથી. એવો શુદ્ધ ન્યાય તેની 'વહેવારુ બુદ્ધિ'ને અતિ અગોચર લાગે છે. છતા જ્યારે એ ન્યાયની પાછળ તેનો અમલ કરાવનારું બળ સજ્જ છે એમ તે દેખે છે ત્યારે તે જ ઘડીએ અનુકૂળ થઇ જવાની દૂરંદેશી તેનામાં છે—પછી એ બળ પશુબળ હો કે આત્મબળ હો, એની તેને તમા નથી.

બાકી પ્રત્યેક અસહકારીનો તો ધર્મ જ છે કે તે અફઘાનને ચોકખું કહી દે કે ખિલાફતને તેનો લડાઇ અગાઉનો દરજ્જો પાછો મેળવી આપવાની અસહકારમા પૂરતી શક્તિ છે એવો પોતાનો વિશ્વાસ છે અને તેથી હિન્દુસ્તાન તેઓની લશ્કરી મદદ કે મધ્યસ્થી બિલકુલ માગતું નથી. દરેક અસહકારી અફઘાનને સમજાવી દે કે હિન્દુસ્તાનને ગુલામીમાં ટકાવવા ખાતર બ્રિટિશ સરકાર જોડે કોઇ પણ જાતના વહેવારમા ઉતરવા ઇનકાર કરીને જ તેઓ હિન્દુસ્તાન તરફથી માન અને કદર પામી શકશે. દરેક અસહકારી અફઘાનોને કહી દેશે કે હિન્દુસ્તાનના દિલમાં તેના પડોશીઓ પ્રત્યે શુદ્ધ અને નિર્મળ ભાઇચારા સિવાય બીજા કશા જ પ્રકારની લાગણી નથી.

# મારી નોંધ

## કટાયેલી તોપો

દક્ષિણના પ્રવાસ વિષે મારો વધારે લખવાનો વિચાર હતો, પણ ત્યારપછીના અનુભવો ઉપર એટલું બધું લખવાનું છે કે મારે કેટલાક અગત્યનાં સ્મરણોને પણ ટૂંકેથી જ પતાવવાં રહ્યાં. હું જોઉં છું કે જ્યાં જ્યાં જરાયે શ્રદ્ધા છે, કામદારો છે, ત્યાં ત્યાં લોકો ઉદાર દિલે પૈસા આપે છે. તેવા દાખલાઓ આ મુસાફરીના ટાંકવા જેટલો વખત મને નથી બાર્શી, કુર્દુવાડી, પંઢરપુર ને શોલાપુરની મુસાફરીમાં એ જોઇ શક્યો. બાર્શીમાં એક જ મીલ છે. તેના માલીક ભાવનગરના દેશાઇ કુટુંબના ભાઇ યશવંતપ્રસાદ હરિપ્રસાદ છે. તેઓ મીલના માલીક છતાં દરેક જાહેર કામમાં ભાગ લે છે ને પોતાનો ફાળો આપે છે. પોતે જે રીતે રહે છે તે બધા મીલમાલીકોએ અનુકરણ કરવા જેવી છે. પોતાને સારુ મજૂરોના જેવું જ એક ઝુંપડું બાંધ્યુ છે. પોતે, પોતાના કામદારોએ ને મીલના અમલદારોએ મળીને તિલક સ્વરાજ ફંડમાં ભર્યું. ત્યાંના મજૂરો મને સુખી લાગ્યા. ભાઇ યશવંતપ્રસાદની રેંટીયામાં અટળ શ્રદ્ધા છે ને પોતે જાતે રેંટીયાનો પ્રચાર કરી રહ્યા છે. મીલના બાળકોને પણ રેંટીયો શીખવે છે પોતે ખાદી પહેરે છે ને બીજાઓને પહેરવાનો ઉપદેશ કરે છે. બાર્શીમાં બીજા વેપારીઓ ઘણા છે છતાં તેઓએ પૂરી મદદ નહિ આપવાથી ધારીયે તેટલો ફાળો ત્યાં ન થઇ શક્યો.

કુર્દુવાડી તો એક રેલજંકશનનું જ ગામ છે. વસ્તી માત્ર બે હજારની છે, છતાં ત્યાંથી લગભગ ૨૦૦૦ રૂપીયા થયા. તે તો એક કચ્છી ભાઇ શેઠ રાયમલના ઉત્સાહને જ આભારી છે. પંઢરપુર એ તો દક્ષિણનું કાશી છે; છતાં ત્યાં તો પ્રમાણમાં નિરાશા જ થઇ પણ પંઢરપુર એ એવું સ્થાન છે કે ત્યાંને સારુ તો નોખું જ પ્રકરણ જોઇયે. ત્યાં દક્ષિણના ઘણાખરા પુરાણા સંતો અને જ્ઞાનીઓએ નિવાસ કરેલો. શોલાપુર પણ પ્રકરણ માગે. તે દક્ષિણમાં વેપારનું ભારે મથક ગણાય. તેમાં લિંગાયતોનું સિદ્ધેશ્વર નામનું એક તળાવમાં આવેલું સુન્દર દેવળ છે. શોલાપુરમાં મીલો છે. બીજો પણ ઘણો વેપાર છે. ત્યાં દસ હજાર ઉપરાંત રૂપીયા થયા પણ તેના વેપારના પ્રમાણમાં તે ઘણા જ થોડા ગણાય

શોલાપુર પછી અમે કર્ણાટકમાં પ્રવેશ કર્યો બાગલકોટ અને બીજાપુર ગયા. બન્ને જગ્યાએ ઉત્સાહ ખૂબ હતો. પૈસા પણ ઠીક થયા, જોકે ત્યાં દુષ્કાળ હતો. અહીં ભાઈ હોસકેરીનું રાજ્ય છે તેમની ઉપર હમણાં તો ત્યાંના માજીસ્ટ્રેટ સાહેબે કંઈ નોટિસ કાઢવાની મહેરબાની પણ કરી છે. બીજાપુર મુસલમાની બાદશાહતમાં પંકાયેલું છે. ત્યાં ઘણાં જૂનાં મકાનો,

મસજીદો અને દરગાઓ છે. સુલતાન મહમદનો રોજો ને ત્યાંની જુમ્મા મસજીદ જોવા જઈ શક્યો. જેટલા પૈસા મુસલમાન બાદશાહોએ કબરો પર ખરચ્યા છે તેટલા કોઈએ દુનિયામાં નહિ ખરચ્યા હોય. તાજમહાલ એક રત્નજડિત કબર જ છે.

બીજાપુરના રોજાનો 'ગોળ ઘુમટ' જગત્પ્રસિદ્ધ ગણાય છે એમ મને કહેવામાં આવ્યું. ઘુમટ બસેં ફુટ જેટલો ઉંચો છે. ઘુમટની અંદર ફરતી ગૅલરી છે. તે દોઢસો પગથીએથી ચડાય છે. ગૅલરીનો વ્યાસ સવાસો ફુટ હશે. બન્ને છેડે ઉભેલા માણસો દીવાલ ભણી મ્હોં રાખી કાનમાં વાત કરે તે સંભળાય છે. બીજાપુરની જુમ્મા મસજીદ પણ ભવ્ય છે. ત્યાં હાથે લખેલું, વેલોથી શણગારેલું અને ખીસામાં મુકી શકાય એવું કુરાને શરીફ પણ જોયુ..

છતાં મારે જે લખવું છે તે તો કટાયેલી તોપોનું ને પડી ગયેલા કિલ્લાઓનું. જે તોપો એક વેળા બાદશાહીની નિશાની હતી, લોકોને ડરાવતી હતી, તે તોપો આજે જીર્ણ થયેલી જોઈ ને તેની ઉપર હિન્દુમુસલમાન બાળકોને 'ઘોડે' રમતાં મેં જોયાં. આસપાસનો કોટ ખંડેર થઈ ગયેલો જોયો ને મને કોહાબાની તોપો વિષે મેં લખેલું વાક્ય યાદ આવ્યું. હું માનું છું કે હિન્દુસ્તાન શાન્તિમય અસહકાર પૂરો બજાવશે તો બ્રિટિશ તોપોને કાટ ચડશે, તે પર ઘાસ ઉગશે ને તેની ઉપર તેમજ હિન્દુસ્તાનમાં સરકારે બાંધેલા કિલ્લાઓમાં આપણાં બાળકો ગેડીદડે રમશે. આ વચન ઉપર ઘણા થોડાએ શ્રદ્ધા રાખી છે; કેટલાક હસ્યા છે, કેટલાકે મારી ભોળાઈની દયા ખાધી છે; એમ છતાં મારી એ માન્યતા દિવસે દિવસે વધારે દૃઢ થતી જાય છે. દિલ્હીનો કોટ જોઈને કોઈ કહે કે મોગલ બાદશાહી કદી પણ તૂટી પડે ? શું એવા વિચાર કરનારને તે બાદશાહીને સમયે લોકોએ નહિ હસી કાઢયા હોય ? છતાં હું માનું કે જેટલું શક્ય મોગલ બાદશાહીનું પડવું હતું તેથી વધારે શક્ય આ બાદશાહીનું પડવું છે લોકોના શુદ્ધ અણગમાની સામે કોઈ બાદશાહી ટકી જ ન શકે. જે બ્હીયે તેને જ બીજો બ્હીવડાવે. હિન્દુસ્તાનમાં ઘણા અપંગોને હું સરીઆમ રસ્તાઓમાં પડેલા જોઉં છું. તેઓને કોઇ બ્હીવડાવતું નથી, કેમકે તેઓ પોતે નિર્ભય થઇ પડયા હોય છે. તેમને વિશ્વાસ છે કે તેમને કોઇ કંઇ કરનારું નથી. હજારો ચાલતા માણસને તેઓની હાજરીની અગવડ જણાય છે, તોપણ તેઓ તેની બરદાસ કરી લે છે. તે જ પ્રમાણે જો આપણે પેલા અપંગની જેમ નિર્ભય થઇ જઇયે તો કોહાબાની તોપો કે કિલ્લો આપણને ધુરકાવવાને બદલે તે આપણને ડંખરહિત લાગશે.

## નિર્દોષ ટોપી

પી આ લખતાં જ હું છાપામાં ખબર વાંચું છું કે શ્રી. કોજલજી કોર્ટમાં ધોળી ટોપી
ગ્રેશ પહેરીને ગયા તેથી તે તેમને ઉતારવાનો હુકમ કોર્ટે કર્યો. તેમણે ના પાડી તેથી તેમનો

રૂ. ૨૦૦ દંડ કર્યો ને એક કલાક બહાર મોકલ્યા. કલાક પછી વળી પાછા તેઓ તે જ નિર્દોષ ટોપી પહેરીને દાખલ થયા, તેથી તેમને વળી ઉતારવાનો હુકમ કરવામાં આવ્યો ને વળી તેમણે ઇનકાર કર્યો ને વળી રૂ. ૨૦૦ દંડ થયો ! પછી માજીસ્ટ્રેટે બીલ માજીસ્ટ્રેટ. કને તેમને મોકલવાનો હુકમ કર્યો. જ્યાં આવું અંધેર ચાલી શકે છે ત્યાં વકીલો વકીલાત કરવા તૈયાર છે! પણ વકીલો ગમે તેમ કરે; આટલું જાણ્યા પછી પણ લોકો પરદેશી ટોપીને વળગી રહે તો તેના જેવી બીજી શરમ કઈ હોય ! નિર્દોષતા જ્યારે દોષ ગણાવા લાગે ત્યારે સ્વરાજની નોબત ગગડી સમજવી. પણ નિર્દોષતા આમ દોષ ઠરે ત્યારે જો લોકો નિર્દોષતાથી ડરવા લાગે તો ગુલામીની સાંકળનો ખળકાટ વધે. જૂના જેલીઓને પોતાની બેડી સાફ કરતાં ને તેના ખળકાટથી ખુશ થતા મેં નજરે જોયા છે. જેમ જેમ અસહકારી ઉપર જુલમ થતો જાય તેમ તેમ અસહકારને દઢાવવો એ જ આપણી પાસે ગુલામીના બંધન તોડવાનો રસ્તો છે. બીજાપુરની બધી કોર્ટોમાં બધે સફેદ ટોપી જ જોવામાં આવે તો માજીસ્ટ્રેટ કોનો દંડ કરે ને કેમ વસુલ કરે ?

## ગુજરાત પરિષદ્

આ પરિષદ્‌નાં સ્મરણ પણ મારે ટુંકાં જ લખવાં રહ્યાં. આ પરિષદ્ તે આગામી મહાસભાની તૈયારી તરીકે ગણાવી જોઈયે. તૈયારી તરીકે એ પરિષદે કેટલુંક કામ તો બહુ સ્તુત્ય કર્યું ગણાય.

પરિષદ્‌નો શણગાર સાદો ને મોટે ભાગે સ્વદેશી હતો. પરિષદ્‌માં બધી બેઠકો ભોંય પર જ હતી. પ્રમુખ અને બીજા કેટલાક ઓટા ઉપર ગાદીએ બેઠા હતા. વાવટાઓ મુખ્ય ભાગે ખાદીના હતા. સ્વરાજનો વાવટો મંડપને મોખરે ફરકી રહ્યો હતો. લોકો ઘોંઘાટ નહોતા કરતા. જગ્યાની તંગી ન હતી. બૈરાંઓને સારુ ગોઠવણ ઘણી સારી ગણાય. સ્વાગતકારિણી સભાના પ્રમુખનું ભાષણ ટુંકું ને સરસ ગુજરાતીમાં હતું. તેમણે પોતાનું ભાષણ વાંચતાં માત્ર પંદર મિનિટ લીધી. પ્રમુખનું ભાષણ પણ ટુંકું, સાદું, મુદ્દાસર ને વિનયી હતું. તેમાં જેટલો વિવેક તેટલું જ શૌર્ય હતું. હિમ્મત અથવા શૌર્યની સાથે તોછડાઇ, ગરમ વિશેષણો વગેરે હોવાં જ જોઇયે એમ આપણે ઘણીવાર માની લઈયે છીયે. શ્રી. વલ્લભભાઇ પટેલે બતાવી આપ્યું કે શુદ્ધ જોરની સાથે તો શુદ્ધ સભ્યતા જ હોય. તેમનું ભાષણ વાંચતાં બરાબર ત્રીસ મિનિટ ગઇ હતી. આમ બન્ને ભાષણો ટુંકાં હોવાથી પ્રજાનો વખત બચી ગયો, કોઇને થાક ન લાગ્યો ને બે દિવસમાં ખૂબ કામ થઇ શક્યું. પરિષદ્‌ની બેઠક સવારના ને સાંજના રાખવાની યોજનાથી લોકો તાપમાંથી બચી ગયા. આપણામાં સવારના વહેલી સભાઓ બોલાવવાની પ્રથા, વધારે લોકપ્રિય બનાવવાની જરૂર છે. ઉનાળાના દહાડામાં તો અવશ્ય કરીને સભાઓ વહેલી સવારે જ કરવી જોઇયે.

મારા જેવા દરદીને સારુ ખુરશી રાખવામાં આવે છે. તે બદલીને હવે આપણે પુરાણી બાજઠ દાખલ કરવી જોઇયે. જ્યાં બધા ભોંયપર કે ઓટલે બેઠા હોય છે ત્યાં વચમાં એક

ખુરશી જરાયે દીપતી નથી. ખુરશી એ માનની નિશાની નથી એ આપણે સિદ્ધ કરી મુકવું જોઇયે એક જગ્યાએ ખુરશીથી ગેરસમજ થઇ હતી. ત્યાં બે જ ખુરશીઓ હતી; એક મારે સારૂ બોલવાની ને બીજી પ્રમુખની. હવે એક અજાણ્યા ગૃહસ્થ જરા સભાના શરૂ થયા પછી આવ્યા. સહુ નીચે જ બેઠા તો હતા, પણ આ ગૃહસ્થને લાગ્યું કે જો તે નીચે બેસે તો પોતાનું અપમાન પોતે જ વહોરી લીધા બરોબર થાય. હું સમજી ગયો. તેમને એમાં કશું અપમાન નહોતું એ કહીને સમજાવવું મને યોગ્ય ન લાગ્યું. મેં તુરત જ ટેબલ ઉપર બેસી મારી ખુરશી ખાલી કરી. જો મારે સારૂ જાજમ જ હત તો ઉપરની મુશ્કેલી ઉભી જ ન થાત. વાત નજીવી છે પણ તેમાં સાર ઠીક ઠીક રહ્યો છે.

સ્વયંસેવકોએ ઠીક સેવા કરી ગણાય. ભાઈ પુરાણીની તાલીમની અસર ચોકખી જોવામાં આવતી હતી છતાં તેઓમાં હજુ વધારે કાર્યદક્ષતાની આવશ્યકતા છે એમ મને લાગ્યું. તેઓમા અવાજ શાન્ત કરવાની સમજ ઓછી જોઇ. ટોળે વળીને ઉભવાની ટેવ પણ હતી. તેઓનો બાળકો પ્રત્યેનો વિનય કદાચ ઓછો હશે. જે પ્રજા પોતાનાં બાળકોને, પોતાની સ્ત્રીઓને ને પોતાના નોકરોને માન નથી આપતી તે પ્રજાની સભ્યતા નાશ પામે છે. સેવકોએ તો ધર્મ માનીને દુર્બળની રક્ષા કરવી જોઇયે, તેઓને માનથી બોલાવવા જોઇયે ને તેઓને યોગ્ય સગવડો કરી આપવી જોઇયે.

સ્વયંસેવકોથી તો ખાદી સિવાય બીજું કપડું ન જ પહેરી શકાય. પરિષદ્‌માં આવેલા ઘણાખરા પ્રતિનિધિઓએ પરદેશી કપડાં પહેર્યાં હતાં. આ દૃશ્ય ખેદકારક હતું. હવે તો સ્વદેશીની પ્રતિજ્ઞાને નવ માસ થઇ ગયા, છતાં પ્રતિનિધિ પણ સ્વદેશી કપડાંનો મોહ ન છોડે, ખાદીના ભારથી ગભરાય અથવા તેનાથી શરમાય એ તો દરીયામાં આગ લાગવા જેવું થયું. તે કોણ બૂઝાવે? હું જાણું છું કે પાઘડી અને ધોતીઆં વિષે ખાદીમાં ભારે મુશ્કેલીઓ જોવામાં આવે છે. પણ વિચારપૂર્વક એ બન્ને બાબતનો ફેરફાર થઇ શકે એમ છે. ઝીણું ધોતીઉં પાંચ વારનું જોઇયે. જાડું સાડાત્રણ વાર ચાલી શકે છે. ઝીણું બાવન ઇચ પનાનું જોઇયે તો જાડું પીસ્તાળીસ ઇંચનું ચલાવી શકાય. ખાદીને રંગાવીને તેની પાઘડી કરાવવી એ મુશ્કેલીની વાત જ નથી; પણ જો તેવી પાઘડીનો ભાર ન ઉચકી શકાય તો જ્યાં સુધી પાતળી ખાદી તૈયાર ન થાય ત્યાં લગી ખાદીની ટોપીથી જ ગુજારો કરવો જોઇએ.

આપણે આગામી મહાસભાને સમયે ખાદી સિવાય બીજું કંઇ જ ગુજરાતમાં ન દેખાડીયે એ ખાસ ઇચ્છવા જેવું છે. તેમાં કાંઈ ગુજરાત ખોશે? ગુજરાતને તો ગરીબોનાં ઘર જ ભર્યા હશે. જે માણસ એક વાર ખાદી લે છે તે ઓછામાં ઓછા ત્રણ આના ગરીબના ઘરમાં મુકે છે. આટલી બધી શક્તિ જ્યાં એક વાર ખાદીમાં રહેલી છે ત્યાં કેમ કોઈ પણ માણસ ખાદી પહેર્યા વિના રહે? ખાદીમાં કેટલું સ્વદેશાભિમાન છુપાયેલું છે એ તો ખાદીને સમજપૂર્વક પહેરનાર જ જાણે.

તા. ૧૨-૬-૧૯૨૧

## બહેનોનું બલિદાન

જ્યારે મેં પૈસાની માગણી કરી ત્યારે બહેનોએ જે દૃશ્ય બતાવ્યું તે ન ભૂલાય એવું હતું. એક પછી એક એમ બહેનોની હાર જ ચાલી. તેઓએ દાગીના અને રૂપીયાનો વરસાદ વરસાવ્યો. પુરુષોએ તે ઝીલી લીધો ને ઠીક પૈસા આપ્યા કહેવાય. આટલી ઉદારતા જ્યાં સ્ત્રીપુરુષોએ બતાવી ત્યાં મને એમ ખબર મળ્યા છે કે બે બહેનોએ પોતાના કંઈ દાગીના આપ્યા તેને સારુ તેમના પતિઓ તેમને ખીજ્યા. ઘરેણા એ સ્ત્રીધન છે. તેની ઉપર પુરુષને કશો અધિકાર નથી. સ્ત્રીઓ દાગીનાનો ઉપયોગ સત્કાર્યમાં કરે તેમાં પતિએ વચમાં ન આવવું જોઈએ એવો મારો નમ્ર અભિપ્રાય છે.

પણ જેટલો સન્તોષ સ્ત્રીઓની ઉદારતા વિષે હતો તેટલો જ અસન્તોષ તેમના પોષાક વિષે મારે જાહેર કરવો જ જોઈએ. વિલાયતી, જાપાની ને ફ્રાન્સની સાડીએ જેટલો પ્રવેશ ગુજરાતમાં કર્યો છે તેટલો ભાગ્યે જ હિન્દમાં બીજે કોઈ ઠેકાણે હશે.

આ વિષય બહેનોએ વિચારવા યોગ્ય છે. હિન્દુસ્તાનને ખાતર, હિન્દુસ્તાનની ગરીબ સ્ત્રીઓની પવિત્રતાની રક્ષાને ખાતર, ગુજરાતની બહેનોએ ઈરાદાપૂર્વક ખાદીની સાડીનો ભાર ઉચકવો ઘટે છે.

## પ્રદર્શન

પરિષદ્‌ને અંગે ખાદીનું, રેંટીયાનું ને રૂ પીંજવાના સરંજામનું પ્રદર્શન હતું. રેંટીયામાં ખાસ નવીનતા ન હતી પણ તેમાં અનેક પ્રકારની યુક્તિઓ હતી. કોઈ મુસાફરીને સારુ હલકા ને પેટીમાં મુકેલા બનાવેલા હતા, તો કોઈમાં સૌન્દર્ય હતું તો કોઈ મજબૂતીને સારુ વખાણવાલાયક હતા. જેટલી કળા આજકાલ કારીગરો અનેક જગ્યાએ રેંટીયા પાછળ વાપરી રહ્યા છે તેટલી બીજી કોઈ બાબતમાં નહિ વપરાતી હોય. આગામી મહાસભા અને તેને લગતું પ્રદર્શન આપણે આદર્શ બનાવી રાખીએ એવી મારી પ્રાર્થના છે.

## સરભેજ ને આણંદ

જ્યાં આગળથી કામ થયું હોય, જ્યાં થોડાયે દિલથી કામ કરનારા હોય તેમાં ને જ્યાં અગાઉ કામ ન થયું હોય તેમાં કેટલો ફરક હોય છે તેનો અનુભવ સરભેજ અને આણંદમાં થયો. સરભેજમાં એક કલાકમાં બે હજાર જેટલી વસ્તીમાંથી લગભગ ૧૨૦૦ રૂપીઆ થયા ને આણંદ જ્યાં પાંચ હજારની વસ્તી છે ને જ્યાં સરસ વેપાર છે ત્યાં માત્ર પાંચસેં રૂપીઆ થયા. સરભેજમાં રાષ્ટ્રીય શાળા છે. સરભેજની સભામાં અત્યન્ત શાન્તિ હતી. સ્ત્રીઓ અને પુરુષો સરખી સંખ્યામાં હાજર હતાં ને બન્નેને સારુ એક જ સભાથી ચાલી શક્યું. આણંદમાં બે નોખી સભા હતી. બન્નેમાં ઘોંઘાટ ને અવ્યવસ્થાનો પાર ન હતો. સરભેજની સભામાં અન્ત્યજોને પણ આવવાની રજા આપવામાં આવી હતી. તેઓનાં ૨૦ ઘર છે, તેમાંથી ૩૨ રૂપીયાનું ઉઘરાણું તેઓએ તિલક ફંડને સારુ કર્યું હતું. આણંદમાં અન્ત્યજોની નોખી મુલાકાત કરવી પડી ને ત્યાંથી સાતેક રૂપીયા મળ્યા.

આ ટીકા કરીને હું સાણંદના દોષો બતાવવા નથી ઇચ્છતો. મારી ખાતરી છે કે જો સાણંદમાં થોડા ચારિત્રવાન સ્વયંસેવકો કામ કરે અને તેઓ થોડા સ્થાનિક ગૃહસ્થોને રસ લેતા કરી મુકે તો સાણંદ સરખેજની સાથે ઉભી શકે. મારી ઉમેદ છે કે સાણંદમાં કોઈ ને કોઈ સ્વયંસેવક પહોંચી જશે ને ત્યાં જોઇતી જાગૃતિ આવશે. સાણંદનિવાસીઓને હું સલાહ આપું છું કે તેઓએ તુરત ત્યાંનું જાહેર કાર્ય વ્યવસ્થિત કરી સાણંદમાં જેવી શક્તિ છે તે પ્રમાણે તેને શોભાવવી.

## પરદેશને નુકસાની?

પરદેશને નુકસાની પહોંચાડીને હિન્દુસ્તાનને લાભ પહોંચાડવાનો દોષ હું ન કરૂં, એ મારા લખાણને ઉદ્દેશીને એક યુવક પૂછે છે કે રેંટીયાથી ને અસહકારથી ઇંગ્લંડને ભારે નુકસાન પહોંચશે તેનું શું? આવા પ્રશ્નો થયાં જ કરે છે. સાવ ઝીણું કાંતનારા સવાલો સારા હોય છે, પણ જો પૂછનારા માનસિક કંતામણને છોડી રેંટીયાના કંતામણને વળગી જશે તો તેઓનાં માનસિક કોકડાં એની મેળે ઉકેલાઇ જશે. રેંટીયાથી કે અસહકારથી ઇંગ્લંડને કશું નુકસાન હું માનતો જ નથી. એ બન્ને આત્મશુદ્ધિનાં સાધન છે. તે આપણને તેમ ઇંગ્લંડને પાવન કરનારાં છે. દારૂની દુકાનો બંધ કરવાથી પીનારને કે વેચનારને જેમ આપણે નુકસાન માનીયે તેમ જ અસહકાર અને રેંટીયા વિષે. વળી હું ઘર બાળીને તીરથ કરવા નથી ઇચ્છતો. જેમ હું પરદેશને નુકસાન ન પહોંચાડું તેમ મારા દેશને પણ નુકસાન ન થવા દઉં. જેમ મૅંચેસ્ટરનો વેપાર હિન્દને નુકસાનકર્તા છે તેથી ત્યાજ્ય છે, તેમ હિન્દુસ્તાનનો ચીનની સાથેનો અફીણનો વેપાર ચીનને નુકસાનકર્તા હોઇ હું ત્યાજ્ય સમજું છું. કોઇ ગેરલાભ ઉઠાવતા હોય તે આપણે આપણા શાન્ત પ્રયત્નથી દૂર કરીયે તેથી સામેનાને નુકસાન હોય જ નહિ.

## હિન્દુમુસલમાન ઐક્ય

એ જ ભાઇને હિન્દુમુસલમાન ઐક્ય વિષે શંકા ઉઠ્યા કરે છે. તે લખે છે કે જ્યાં સુધી હિન્દુસ્તાનનું એક પણ અબોલું પ્રાણી મુસલમાનને હાથે મરે છે અને જ્યાં સુધી તેઓ તાબુતમાં 'ઢાંઈટો' લટકાવે છે ત્યાં સુધી ઐક્ય સંભવે જ નહિ. આમાં હું બહુ અજ્ઞાન જોઉં છું. કરોડો હિન્દુ બીજાં જાનવરો મારે છે, કાચીંડા જેવા પ્રાણીઓને ધર્મને બહાને લટકાવે છે, તેમ છતાં તેઓની સાથે તકરાર નથી થતી, તો મુસલમાનની સાથે કેમ કરીયે? સહિષ્ણુતા એ પણ હિન્દુધર્મનો ને બધા ધર્મનો ગુણ રહ્યો છે. મુસલમાનો હિન્દુના માનને સારૂ, મહોબતને સારૂ ગાયને બચાવી રહ્યા છે એ હું તેમનો ઉપકાર માનું છું અને બધા હિન્દુએ માનવો જોઇયે.

---

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૧૬–૬–૧૯૨૧

## મૉડરેટ ભાઈઓને–

વ્હાલા મિત્રો,

તાલીમ અને સંગતે કરીને જેઓ આજ દિવસ લગી મૉડરેટોને નામે ઓળખાતા આવ્યા છે તેમના જ સમાગમમાં હું ઉછરેલો છતાં આજે વિચારોમાં હું તમારાથી વિખૂટો પડી ગયેલો છું એ વાત મારે માટે જેવાતેવા દુ:ખની નથી. કંઈક સંજોગોને કારણે ને કંઈક પ્રકૃતિ જ મૂળથી એવી તેને લીધે આટલી જીંદગીમાં હું કદી જ હિન્દુસ્તાનના કોઈ પણ રાજદ્વારી પક્ષમાં તેને પોતાનો કરીને ભળી શક્યો નથી છતાં મારે એમ પણ કહેવું જ જોઈએ કે રાષ્ટ્રીય પક્ષના લોકોના કરતાં મૉડરેટ પક્ષના ચોકોની જ મારા જીવન ઉપર વધુ અસર થયેલી છે. દાદાભાઈ, ગોખલે, તૈયબજી, ફિરોજશાહ મહેતા, એ બધાં નામ મારે માટે પૂજ્ય અને પ્રાતઃસ્મરણીય છે. તેમની દેશસેવા પ્રજાથી કદી જ ન ભૂલી શકાય. આ દેશના મારા જેવા કેટલાયના જીવનમાં તેમના આદર્શથી દેશભક્તિની જ્યોત પ્રગટી હશે. તમારામાંના ઘણા જેઓ હજુ હયાત છે તેમની જોડે પણ મેં અનેક મધુર પ્રસંગોના લ્હાવા લીધા હશે. આજે

કઇ વસ્તુને કારણે હું તમારાથી વિખૂટો પડી રાષ્ટ્રીય પક્ષના લોકોના ખોળામાં ફેંકાયો છું? આજે તમારા કરતાં રાષ્ટ્રીય પક્ષની જોડે મારો વધુ મેળ ખાય છે તેનું શું કારણ? તમે હિન્દુસ્તાનને રાષ્ટ્રીય પક્ષના લોકોના કરતા ઓછું ચાહો છો એમ માનવાને હું અસમર્થ છું; દેશને સારુ થઇને આપભોગ આપવાને રાષ્ટ્રીય પક્ષના લોકોના કરતાં ઓછા ખુશી છો એવું માનવાની હું ના પાડું છું; તેમ, બુદ્ધિમાં, ચારિત્રમાં અને કાર્યશક્તિમાં પણ મૉડરેટો ચડિયાતા નહિ તોપણ રાષ્ટ્રીય પક્ષથી ઉતરે એવા તો નથી જ. આમ ભેદ માત્ર આદર્શનો જ છે એ ખુલ્લું છે.

પણ જુદા જુદા આદર્શના વાદમાં ઉતરીને હું તમને નહિ થકવું. અહીંઆં તો હું માત્ર અસહકારના કાર્યક્રમમાં જે ચણતરનાં પગથીઆં છે તે તરફ જ તમારું લક્ષ ખેંચવા ઇચ્છું છું. 'અસહકાર' શબ્દ કદાચ તમને નહિ ગમતો હોય. એ કાર્યક્રમમાંનાં કેટલાક પગથીઆં પણ તમને અળખામણાં લાગતાં હશે—અને લાગે છે એ હું જાણું છું. પણ અસહકારીઓ તમારા જેટલા જ ભારતમૈયાના પૂજારી છે એટલી જ વાત જો તમે કબૂલ રાખતા હો તોપણ તેમના કાર્યક્રમમાંનાં-જે પગથીઆ-ઓને વિષે મતભેદ છે જ નહિ તેમના અમલ પ્રત્યે પણ શું તમે મૈત્રીની નજરથી ન જુઓ? હું દારૂનિષેધ જેવી બાબતની વાત કરી રહ્યો છું. હું તમને મારા તરફથી ખાતરી આપી શકું છું કે આખી પ્રજા આ બદીથી કંટાળી છે. જે દુર્ભાગી લોકો આ વ્યસનના ગુલામ બનેલા છે તેઓને તેમની પોતાની જ સામે થવામાં મદદ કરી ઉગારવાના છે. કેટલાક તો એવી મદદ પોતાને મ્હોડે માગી રહ્યા છે. આવી સાર્વત્રિક લોકલાગણીનો મોજો જ્યારે આ બદીની સામે ઉઠયો છે તે વખતે તેનો લાભ લેવા હું તમને ન વીનવું? વળી આ હીલચાલ અત્યારે તક જોઇને કોઇએ જાણીજોઇને ઉઠાવી એવું પણ નથી બન્યું. એ એની મેળે જ ઉઠી છે. હું તમને ખાતરી આપું છું કે સરકારની આબકારી આવક-બંધ પાડવાનો હેતુ એમાં છેલામા છેલ્લો અને આ હીલચાલ ચલાવી ર્‌હેલાઓના મનમાં સાથી ઓછા મહત્વનો છે. એ બદીથી જ પ્રજા થાકી ગઇ છે. આ દેશમાં અત્યારે આ બદીનો જેટલો વિરોધ થઇ રહ્યો છે તેટલા મક્કમ અને કેળવાયેલા વિરોધ સામે દુનિયાના કોઇ પણ દેશમાં દારૂનું વેચાણ ચાલી શકે નહિ. નાગપુરનાં ટોળાંએ કેટલીક ભૂલો કે બળાત્કાર કર્યાં હશે, છતાં એમનું ધ્યેય તો પવિત્ર હતું, એમની આંખ સામે માત્ર એક જ વસ્તુ હતીઃ લોકોના પંચ-પ્રાણ હરી લેનારા આ મદ્યપાનની જડ સમાજમાંથી કઇ રીતે ઉખાડવી. પ્રજા પાસે પરાણે દારૂ કેમ છોડાવાય, જેમને દારૂ પીવો છે તેમને સા સગવડ હોવી જ જોઇએ,

તા. ૧૬-૬-૧૯૨૧

એ દલીલથી તમે રખે ભરમાતા. પોતાની પ્રજામાંના દુર્ગુણોને પોષવાનું રાજ્યનું કામ નથી. વ્યભિચારખાનાંઓને આપણે વ્યભિચારના ઇજારા દઈને કે નિયમો બાંધી આપીને સગવડો કરી આપતા નથી. ચોરને આપણે તેની ચોરી કરવાની વૃત્તિને સંતોષવાની સોઇ નથી કરી આપતા. દારૂ તો મારે હિસાબે ચોરી કે કદાચ વ્યભિચારના કરતાં પણ બૂરી ચીજ છે. કારણ ઘણીવાર આ બન્ને કુકર્મનું પિતૃપદ દારૂને જ હોય છે. આથી આ રોગ બદીને દેશમાંથી સંપૂર્ણ રૂપે ટાળી દેવાના અને દારૂના એકેએક પીઠાને ઉડાડી મુકવાના કાર્યમાં સામેલ થવા હું તમને વીનવું છું. કેટલાયે કલાલો તેમણે ભરેલી ઇજારાની રકમો તેમને પાછી મળે તો આજે રાજી થઈને પોતાનાં પીઠાં બંધ કરવા તૈયાર છે.

'છોકરાઓની કેળવણીનું શું?' એ સવાલ તમે પૂછશો. હું નમ્રતાપૂર્વક જણાવું છું કે દારૂની આવકમાંથી આજે આપણાં બાળકોને કેળવણી લેતાં જોવાં એ આપણે માટે ભારેમાં ભારે નામોશી છે. આપણાં બાળકોની કેળવણી આપણે જતી કરીને પણ આ બદીને સમાજમાંથી ઉખાડવાને આજે જ આપણે તૈયાર નહિ થઈએ તો ભાવિ પ્રજાના શાપ આપણે માથે ઉતરશે અને આપણે પણ તેને લાયક જ ઠરીશું.

પણ મારે હિસાબે તો આમ કરવા જતાં આપણે આપણાં બાળકોની કેળવણી ખોવાપણું પણ નથી. હું જાણું છું કે તમારામાંના ઘણા રેંટીયાની મદદથી શાળા કૉલેજોની કેળવણીને સ્વાશ્રયી કરી મુકવાના મારા ખ્યાલને હાસ્યાસ્પદ ગણો છો, પણ હું તમને ખાતરી આપું છું કે રેંટીયો આપણા કેળવણીના પ્રશ્નનો જેટલો સચોટ ઉકેલ આણે છે તેટલો બીજું કોઇ પણ સાધન લાવી શકે એમ નથી. નવા નવા કર ઉપાડવાની પ્રજામાં શક્તિ રહી નથી. છે તે કરો પણ અસહ્ય થઇ પડ્યા છે. આ સ્થિતિમાં જો પ્રજાની દિવસે દિવસે વધતી જતી ગરીબાઇનો ઇલાજ કરવો હોય તો દારૂઅફીણની આવક જ નહિ પણ બીજી આવક પણ સારી પેઠે ઘટાડવી પડવાની.

અને એ જ સવાલ મને હાલના આ રાજ્યતન્ત્રના વિષય ઉપર લાવી મુકે છે. સુધારા મેળવીને દેશ વધુ દરિદ્ર, વધુ ગુલામ જ નથી બન્યો તો બીજું શું થયું છે? સુધારા હેઠળ વાર્ષિક ખરચો ન વધ્યા? જેમ જેમ આ રાજ્યતન્ત્રનો હું વધુ વધુ અભ્યાસ કરતો જાઉં છું તેમ તેમ મારી તો વધુ ને વધુ જ ખાતરી થતી જાય છે કે આ રાજ્યને સુધારવાના કાર્યમાં થીગડાં દઈને ચલાવી લેવા મથવું એ કેવળ ફાંફાં છે. અર્ધદગ્ધ ઇલાજોને હવે સ્થાન જ નથી. જડમૂળમાંથી બધો

પલટો થવાની જરૂર છે. એવા રાજ્યપલટાનો ઉચ્ચાર સરખો તમને અળખામણો છે એ હું જાણું છું. પણ હું જે રાજ્યપલટાની હિમાયત કરી રહ્યો છું તે ખુનામરકી અને તોપતલવારથી થનારો નહિ પણ દેશના ઉંચા દરજ્જાના હોદ્દા ભોગનારાઓના રહેણીકરણીને લગતા ખ્યાલોના પલટાને વિષે છે. મારે સાફ કહી દેવું ઘટે કે સિવિલ સર્વિસની ઉપલી શ્રેણીના નોકરોને મળનારા રોજ દહીને વધતા જનારા, પગારોનું ધોરણ જોઇને હું તો ચમકુ જ છું, અને મને આશા છે કે તમે પણ એથી ચમકી જશો જ. પાવડે પગાર ખેંચનારા આ રાજ્યકર્તાઓની જીંદગીમા અને તેમના પગ તળે છુંદાતી ધૂંધવાતી કરોડોની પ્રજા જે જીંદગી ગાળી રહી છે તે વચ્ચે કશુયે સરખાપણું તમે જોઇ શકો છો? ગામડાઓમાં કે રસ્તા પર મળતા સેંકડો-હજારો કંગાળ લોકો સામુ જુઓ. તેમના ચોટી ગયેલાં પેટ, તેમની આંખોની જ્યાના ફૂવા અને તેમની દૂરથી ગણી શકાતી પાસળીઓમાં તમે માગ કથનનો જીવતો જાગતો પુરાવો જોશો.

હવે તમે રાજ્યકર્તાઓના વર્ગને પામ્યા છો, તમે સુધારાની છાયામાં પ્રધાનોના પદ પામી રાજ્યકર્તાઓ બન્યા છો. તમારી એડીઓ તમારી અગાઉના પરદેશીઓના કરતા કશીયે મુલાયમ નથી એવું જ તમારે વિષે પણ ન બોલાય એ સંભાળજો. શું તમારે પણ પાયમેમે મનદેથી જ રાજ્ય ચલાવવું જોઇએ? શું તમારે પણ તમે જે, ધોરણને એક વરસ અગાઉ વખોડતા હતા તેને જ જાતે અખત્યાર કરીને રાજ્ય ચલાવવું જોઇએ? તમારા જ અમલ હેઠળ એક માણસને તેના ચોક્કસ અભિપ્રાયોને સારૂ આજે જનમ કાળાપાણીની સજા અપાઇ છે. એના ભાષણમાં ખુનામરકીની ઉશ્કેરણી હતી એ દલીલ તમને નહિ શોભે, કારણ ગઇ કાલ જ તમે પોતે એવી દલીલોથી સન્તોષાતા નહોતા. અલી બિરાદર જેવાઓએ પોતાના ભાષણમા ખુનામરકીની ગંધ હોવાથી શંકા ઉઠવાને સારૂ પણ મિત્રોની માફી માગી છે. એમણે જેલ જવાની બીકે માફી માગી એવું માનીને તો તમે દેશને મહાઅન્યાય જ કરશો. દેશમા નવા જ જુસ્સાનો જન્મ થયો છે. દુન્યવી અદાલતના ન્યાયાધીશના કરતા અન્તરની અદાલતના ન્યાયાધીશની બીક પ્રજામાં આવી છે. છેલ્લા છ મહિનામાં સંખ્યાબંધ ઉચ્ચ આદર્શો વાળા નવજવાનોએ સરકારે તેમની પાસે માગેલી જામીનગીરીઓ આપવામાં નામોશી માનીને તેવી જામીનગીરી આપવા ઇનકાર કરી તેની જેલોને વહાલી કરી છે એથી તમે વાકેફ છો? તમારા જ અમલ હેઠળ ભોળા શિવ જેવા સાવ નિર્દોષ મોપલા લોકોની ધીરજ કસોટીએ ચડાવવામાં કશી બાકી રાખ-

-વામાં આવી નથી, જેમાં અત્યારની ઘડી સુધી મોપલાઓએ હાર ખાધી નથી. હું તો ધારૂં અને હું એમ અન્તઃકરણથી માનું છું કે જે શાન્તિ અને ન્યાયને નામે આ બધો કેર અત્યારે વર્તી રહ્યો છે તેમાં તમારો કશો જ હાથ નથી. પણ જ્યાં તમારી આંખમાં પણ ધૂળ નાંખવામાં આવતી હોય એવી બાબતો સિવાયની બીજી તો એકે બાબતમાં 'તમારા હાથમાં કશું જ નથી' એમ તો પ્રજાને કે મને તમારાથી ન જ કહેવા દેવાય. પણ આમાંથી તો મારે આપણા આદર્શોની ચર્ચા કરવી પડે, જેમાં હું અત્યારે નહિ ઉતરૂં. જો દારૂની આવક બંધ પાડવાના કામ પૂરતો પણ પ્રજાને આજે તમારો સહકાર મળી શકે તોપણ તમે અત્યાર સુધી દેશની બજાવેલી અનેક સેવાઓમાં ઉમેરો કરશો, અને એવું પણ બને કે એવું એક જ પગલું પણ બીજી અનેક શક્યતાઓને વિષે તમારી આંખ ખોલી દે.

તમારો સદાનો

મોહનદાસ કરમચંદ ગાંધી

## § અંગ્રેજી વિદ્યા અને રવિબાબુ

કવિવર રવીન્દ્રનાથના અસહકાર ઉપરના લેખોનો નમ્ર જવાબ આપવાનો પ્રયત્ન કર્યા પછી શાન્તિનિકેતનના વ્યવસ્થાપક ઉપરનો તેમનો કાગળ મારા જોવામાં આવ્યો. એ કાગળમાં જુસ્સો છે અને વિગતોનું અજ્ઞાન છે એ જોઇ મને ખેદ થયો. મિ. પીઅર્સન જેવા સાચા અને નેક અંગ્રેજનું ભાષણ પણ લંડનમાં આપણા કેટલાક વિદ્યાર્થીઓએ સાંભળવાની ના પાડી તેથી કવિશ્રીને સ્વાભાવિક રીતે રોષ ચડ્યો. મેં હિન્દી સ્ત્રીઓને અંગ્રેજી ન ભણવાની સલાહ આપી તેનું પણ તેમને તેટલું જ ખોટું લાગ્યું છે. આવી સલાહ આપવાના મારાં કારણો તો કવિશ્રીએ પોતાની મેળે જ કલ્પ્યાં છે.

અસહકારીઓ ઍન્ડ્રુઝ સાહેબને પૂજે છે, મિ. સ્ટોક્સ માટે તેમના મનમાં આદર છે; નાગપુરમાં અસહકારીઓએ મિ. વેજ્વુડ, બેન સ્પૂર અને હૉલફર્ડ નાઇટનાં ભાષણ વિવેકપૂર્વક સાંભળેલાં; મૌલાના મહમદઅલીએ એક અંગ્રેજ અમલદારે મિત્ર તરીકે જ્યારે દાવત આપી ત્યારે એને ત્યાં ચા પીવાની પણ હા પાડેલી; ચુસ્ત અસહકારી હકીમ અજમલખાને પોતાની ટિબ્બી કૉલેજમાં લૉર્ડ અને લેડી હાર્ડિંજની છબી ખુલી મુકવાનો સમારંભ કરેલો, એટલું જ નહિ પણ તે સમારંભ ઉજવવા તેમણે ઘણા

અંગ્રેજોને આમન્ત્રણ કરેલું,—આ બધું જો કવિશ્રી ધ્યાનમાં રાખત અને અસહકારને લીધે વિદ્યાર્થીઓ ઉદ્ધત થાય છે એવો આરોપ મુકવાની ઉતાવળ તેમણે ન કરી હોત તો કેટલું સારૂં થાત! તેમજ આજની હીલચાલ ધાર્મિક છે અને તેથી રાષ્ટ્રધર્મ, દેશાભિમાન વગેરે જૂના શબ્દોમાં નવો જ અર્થ દાખલ થવા લાગ્યો છે અને તેથા તે વૃત્તિઓનું કાર્યક્ષેત્ર પણ વધવા લાગ્યું છે એટલી શ્રદ્ધા રાખત, પોતાના મનમાં શંકારૂપી પિશાચને સ્થાન ન આપત, તો કેટલું સારૂં થાત!

કવિની દિવ્ય દૃષ્ટિથી જો તેમણે એટલું જોયું હોત કે હિન્દી સ્ત્રીઓની ઇચ્છા સંકુચિત થાય એવી ઇચ્છા પણ મારા હૃદયને સ્પર્શી ન શકે, અંગ્રેજી વિદ્યા અંગ્રેજોની છે એટલા જ કારણસર હું તેનો વિરોધ ન કરી શકું, જો કવિશ્રીએ યાદ રાખ્યું હોત કે સ્ત્રીઓને સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય આપવા માટે હું મારી આખી જીંદગી લડતો આવ્યો છુ, તો તેમને હાથે મને જે ગેરઇન્સાફ થયો છે તે ન થવા પામત. હું જાણું છુ કે જાણીજોઇને તો પ્રત્યક્ષ શત્રુને પણ તેઓ કોઇ દહાડો ગેરઇન્સાફ ન જ કરે. કવિશ્રીને વખતે ખબર નહિ હોય કે આજે લોકો જે અંગ્રેજી ભણે છે તે વેપારી બુદ્ધિથી અને કહેવાતા રાજકીય લાભને ખાતર જ ભણે છે. આપણા વિદ્યાર્થીઓ એમ માનતા થયા છે ( અને હાલની સ્થિતિ જોતા તે સાવ સ્વાભાવિક છે ) કે અંગ્રેજી વગર તેમને સરકારી નોકરી ન જ મળી શકે. છોકરીઓને તો સારો વર મળે એટલા જ માટે અંગ્રેજી ભણાવવામા આવે છે! હુ એવા કેટલાયે દાખલા જોઉં છું કે જેમાં અંગ્રેજો જોડે અંગ્રેજી બોલતાં આવડે એટલા જ માટે સ્ત્રીઓ અંગ્રેજી ભણવા માગે છે. પોતાની સ્ત્રી પોતાની સાથે અથવા પોતાના મિત્રો સાથે અંગ્રેજીમાં બોલી શકતી નથી એવું દુઃખ માનનારા કેટલાયે પતિઓને મેં જોયા છે! હુ એવાં કુટુંબોને પણ ઓળખું છું કે જેમાં અંગ્રેજી ભાષાને સ્વભાષા 'બનાવવામાં' આવે છે! સેંકડો નવજવાનો એમ માને છે કે અંગ્રેજીનું જ્ઞાન થયા વગર હિન્દુસ્તાનને સ્વાતન્ત્ર્ય મળવું અશક્ય જેવું જ છે. આ દોષે સમાજમાં એટલું ઘર ઘાલ્યું છે કે જાણે કેળવણી એટલે માત્ર અંગ્રેજી ભાષાનું જ જ્ઞાન. મારે મન તો આ બધાં આપણી ગુલામીનાં અને અધઃપતનનાં સ્પષ્ટ ચિહ્નો છે. આજે જે રીતે દેશી ભાષાઓની ઉપેક્ષા થાય છે અને તેમને ખાવાના પણ ફાંફા પડે છે તે મારાથી તો બિલકુલ જોયું જતું નથી. માબાપો પોતાના દીકરાઓને અને પતિ પોતાની પત્નીને પોતાની સ્વભાષા છોડી અંગ્રેજીમાં પત્રો લખે તે તો મારાથી કેમ જ ખમી શકાય?

મને લાગે છે કે કવિશ્રી જેટલો જ હું પણ ચંડોલની સ્વતન્ત્રતા પર મુગ્ધ છું. મને પણ ખુલ્લી હવા પર શ્રદ્ધા છે. મારૂં ઘર બધી બાજુએ ઉભી દીવાલોથી ઢંકાયેલું

રહે અને એની બારીઓ અને બાકોરાંઓ બંધ કરી પૂરી દેવામાં આવે એ હું નથી ઇચ્છતો. મારા ઘરની આસપાસ દેશદેશાંતરની સંસ્કૃતિનો પવન સૂસવતો રહે એમ જ હું પણ ઇચ્છું છું. પણ તે પવનથી મારી ધરતી ઉપરથી મારા પગ ડગી જાય અને હું ઉથલી પડું એ હું નથી ઇચ્છતો. પારકાના ઘરમાં આગંતુક, ભીખારી અથવા ગુલામ તરીકે રહેવા હું રાજી નથી. ખોટા અભિમાનને વશ થઇને અથવા કહેવાતી સામાજિક પ્રતિષ્ઠા મેળવવાને ખાતર મારી દેશભગિનીઓ ઉપર અંગ્રેજી વિદ્યાનો નાહક બોજો નાખવાની હું ના પાડું છું. આપણા દેશના જુવાન છોકરાઓ અને છોકરીઓ જો તેમને સાહિત્યમાં રસ હોય તો દુનિયાની બીજી ભાષાઓની પેઠે જ અંગ્રેજી પણ પેટ ભરીને ભલે ભણે એમ હું ઇચ્છું અને પછી આશા રાખું કે તેઓ અંગ્રેજી ભણ્યાનો લાભ ડૉ. બોઝ, રાય અને ખુદ કવિશ્રીની પોતાની પેઠે હિન્દુસ્તાનને અને દુનિયાને આપે. પણ હિન્દુસ્તાનનો એક પણ માણસ પોતાની જન્મભાષાને ભૂલી જાય, તેનો ઉપહાસ કરે, અથવા તેની શરમ માને અગર તો તેને એમ પણ થાય કે તે પોતાના ઉત્તમમાં ઉત્તમ વિચારો સ્વભાષામા મુકી ન શકે, એ મને ન પરવડે. હું તો બંધ બારણાના ધર્મને માનતો જ નથી; મારા ધર્મમાં ઇશ્વરે સરજેલી ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુને પણ સ્થાન છે; પણ તેમા જાતિ, ધર્મ, વર્ણ કે રંગના ગર્વને હરગીજ સ્થાન નથી. આ આન્તરશુદ્ધિની, સુધારાની અને આખી દુનિયાનું હિત સાધનાર દેશાભિમાનની મહાન હીલચાલ વિષે કવિશ્રીની ગેરસમજ થઇ છે એ જોઇને હું બહુ જ દલગીર થયો છું. કવિશ્રી જો ધીરજ રાખશે તો તેઓ જોશે કે પરદેશમાં તેમને પોતાના દેશબન્ધુઓને સારૂ દિલગીર થવું પડે કે નીચું જોવું પડે એવું કશું જ આજે હિન્દુસ્તાન નથી કરી રહ્યું. આ હીલચાલને અંગે જે કેટલીક દિલગીરીભરી ઘટનાઓ બની તે જ આ હીલચાલનું સાચું સ્વરૂપ છે એમ તેઓ ન માની લે એવી હું તેમને નમ્રતાપૂર્વક ચેતવણી આપું છું. ડાયર અને ઓડવાયર ઉપરથી અંગ્રેજ લોકોની કિંમત કરવી એ જેટલું ભૂલભરેલું છે તેટલું જ લંડનમાં કેટલાક વિદ્યાર્થીઓએ બતાવેલા અવિવેક ઉપરથી અથવા માલેગાંવના અત્યાચાર ઉપરથી અસહકારની કિંમત આંકવી એ પણ ભૂલભરેલું છે.

# બહેનો પ્રત્યે—

આ મારી છેલ્લી પત્રિકા છે. પત્રિકાઓનું આજ લગીનું પરિણામ હું જાણતો નથી. જે જે વર્ગને સારૂ પત્રિકા લખી છે તે વર્ગમાંનો એક પણ પૂરો જવાબ આપે તો દસ લાખ રૂપીયા જૂન માસના અન્ત સુધીમા થાય જ.

બહેનોએ આખા ભારતવર્ષમાં જે જાગૃતિ બતાવી છે તેટલી બીજા વર્ગે નથી બતાવી. બહેનોએ આજ લગી રાષ્ટ્રીય સભાઓમા સંખ્યાબંધ આવવાનું રાખ્યુ જ નથી. પણ હવે બધી જગ્યાએ તેઓ હજારોની સંખ્યામાં આવવા લાગી છે એ જ મારા જેવા શ્રદ્ધાળુને સારૂ તો શુભ ચિહ્ન છે. એ જ મને તો બતાવે છે કે હવે ધર્મરાજ્ય આપણી નજીક આવતું જાય છે.

હિન્દુસ્તાનની લાજ બીજા વર્ગ ન રાખે તોયે સ્ત્રીઓ રાખી શકે છે. સ્ત્રીઓએ હમેશા ધર્મને સાચવ્યો છે. ધર્મને સારૂ સ્ત્રીઓએ પોતાનો દેહ આપ્યો છે. ધર્મને સારૂ સીતા દમયંતીએ હજારો દુઃખ ઉઠાવ્યા છે.

સ્ત્રીઓની ઉદારતા સેંકડો વહેમો અને ધૂર્તોને પણ પોષી રહેલ છે. તે જ સ્ત્રીઓ જ્યારે રાષ્ટ્રકાર્યને સમજી જાય તો પછી બાકી શું જ રહે ? પછી રાષ્ટ્રનો ખજાનો ખાલી ન જ રહેવો જોઇયે.

સ્ત્રીઓથી સ્વર્ગસ્થ લોકમાન્ય તિલકનું નામ અજાણ્યું નથી. તેઓનું સ્મરણ તેમને ઓછું પ્રિય નથી. તેમનું ચારિત્રબળ હિન્દુસ્તાનને દીપાવે છે. તેમનો આત્મ-ભોગ હિન્દુસ્તાનને પોષે છે. તેમનું સ્મરણ કાયમ રાખવા સારૂ અને સ્વરાજ સ્થાપવા સારૂ ગુજરાતનો ફાળો દસ લાખ રૂપીયા છે. આ ફાળામાં બહેનો રૂપીયા ને ઘરેણાં આપી શકે છે.

ઘરેણાને આજે બહેનો શું કરશે ? જ્યારે હિન્દુસ્તાનના કરોડોને ખાવાનું પૂરૂં નથી મળતું, જ્યારે હિન્દુસ્તાનમા અત્યાચાર વ્યાપી રહ્યો છે, ત્યારે બહેનો ઘરેણાને કેમ પહેરી શકે ? અશોકવાટિકામા સીતાજી ઘરેણાં પહેરતા હતા ? દમયંતી વનમાં વલવલતી હતી ત્યારે તેના અંગ ઉપર દાગીના હતા ? તારામતી જ્યારે હરિશ્ચંદ્ર સંગે ભટકતી હતી ત્યારે શું હીરામોતીના હાર પહેરતી હતી ? આ અધર્મના જમાનામા ઘરેણાં પહેરવાં એ મને તો અયોગ્ય જણાય છે.

જે બહેનો ઘરેણા પોતાના દુઃખના સમયને સારૂ મદદરૂપે સંઘરે છે તેમને હું એટલું જ કહીશ કે જો તમે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો તો ઘરેણા કરતા તે વિશ્વાસ

તમને વધારે મદદગાર થશે. યાદ રાખજે કે હિન્દુસ્તાનમા કરોડો સ્ત્રીઓ તો એવી જ છે કે જેમની પાસે વાલની વીંટી પણ નથી ને જેઓને ઉંચે આભ અને નીચે ધરતી જ છે. તેઓને પણ ઇશ્વર ખાવાનુ આપી રહે છે. તમે પણ જો કામ કરતા નહિ શરમાઓ તો તમારા પવિત્ર હાથપગ તમને ઘરેણાના કરતા વધારે જવાબ દેશે. જેને દાંત આપ્યા છે તેને ઇશ્વર જરૂર ચાવણું આપશે. મહેનતુ પ્રામાણિકને આજ લગી ભૂખે મરવું નથી પડયું. આળસુને જ ઘરેણાની ઉપર આધાર રાખવો પડે છે. બહેનો આળસ તજો અને ઘરેણા પણ તજો.

બહેનો જે પૈસા ભરશે તેનો ઉપયોગ જ ઘરેણાની ગરજ સારશે, કેમકે તે પૈસા ગરીબ બહેનોને રેંટીયા આપવામા ને આપણા બાળકોને ખરૂં ભણતર આપવામાં જશે. એટલે જે પૈસા કે ઘરેણા બહેનો ભરશે તેનો ઉપયોગ ખરૂં જોતા તેમને જ મળશે. પોતાની કમાણી પોતાની પાસે રાખી પોતે જ તેનો ઉપયોગ મોજશોખમા કરે છે તે કુટુંબઘાતી ગણાય છે, સ્વાર્થી કહેવાય છે. જે પોતાની કમાણી કુટુંબની પેટીમા નાખે છે તેને પણ તેટલો જ ઉપયોગ પોતાની કમાણીનો મળે છે. પણ તે કુટુંબસેવક ગણાય છે, નિઃસ્વાર્થી ગણાય છે. દેશસેવા એટલે દેશને કુટુંબ ગણવું દેશની પેટીમા આપણે મુકેલા પૈસાનો પણ આપણને પૂરો ઉપયોગ મળે છે. જેમ આપણે મુકેલાનો ઉપયોગ બીજાને મળે છે તેમ બીજાએ મુકેલાનો ઉપયોગ આપણને મળે છે. આમ જે બહેનો પૈસા કે ઘરેણા આપશે તે કશુંયે નહિ ખૂએ.

બહેનો પોતાના પતિને ને કુટુંબને પણ આ કામમા પ્રેરી શકે છે. ઘણી વેળા સ્ત્રીઓના અતિ ખરચને લઇને પુરુષો ઇચ્છે એટલું દેશને દાન નથી દઇ શકતા. કોઇ વેળા સ્ત્રી પોતાના પતિને દાન કરતા રોકે પણ છે. આમ ન કરતા પુરુષવર્ગને ઉત્તેજન આપવા હું બહેનોને વીનવું છું. મારી જાણ બહાર નથી કે ઘણી સ્ત્રીઓ પુરુષવર્ગને વધારે આપવા પણ પ્રેરે છે ને તેમાં સ્નેહમંદ પણ થાય છે. એના જેવી બીજી બહેનો પણ થાઓ.

જે બહેનો આ પત્રિકા વાંચે તે બીજીને વંચાવે એવી મારી પ્રાર્થના છે. બહેનો પોતે જ આપીને સન્તુષ્ટ નહિ રહે પણ પોતાની બહેનપણીઓને પણ આપવા પ્રેરશે એવી મારી આશા છે.

જ્યાં પૈસા ભરો ત્યાંથી પહોંચ લેજો.

સત્યાગ્રહાશ્રમ
જેઠ શુદ ૯, સં. ૧૯૭૭

તા. ૧૬-૬-૧૯૨૧

# મજૂરોને ઠપકો*

## ખંજર ભોંક્યું!

મૌ. મહમદઅલી સાહેબ આજે પહેલી જ વાર અમદાવાદમાં આવેલા છે. તમે એમનું સ્વાગત કર્યું છે અને એમનું વ્યાખ્યાન સાંભળવા ઇચ્છો છો મારો ઇરાદો તેમની અને તમારી વચ્ચે વધારે અન્તર પાડવાનો ન હતો, પણ જ્યારે હું અહીંઆં આવી પહોંચ્યો ત્યારે મારા દિલમાં ખંજર ભોંકવામાં આવ્યું, એટલે હવે હું બે ચાર મિનિટમાં ફેંસલો નહિ કરૂં. મેં જ્યારે સાબરમતી પર સાંભળ્યુ કે મૌલાના સાહેબ આવી ગયા છે ત્યારે મને હર્ષ થયો અને હું સીધો ચાલ્યો આવ્યો. પણ અહીં આવતાં વેંત મેં શું સાંભળ્યું? મજૂરો આજે કામ ઉપર ચડ્યા નથી. તેઓ મીલોમાં ગયા અને ચાલ્યા આવ્યા. આમ કરીને હિન્દુમુસલમાન મજૂરોએ પોતાનું નાક કાપ્યુ છે, અનસૂયાબહેનનું નાક કાપ્યું છે, બેંકરનું નાક કાપ્યુ છે. એમનું નાક કઇ રીતે કપાયુ છે તેનો ખુલાસો તમે પોતે જ કરજો. પણ માર નાક તો તમે કાપ્યું જ છે.

## તમે મને વટાવી નહિ શકો

મજૂરો મને વટાવી નહિ શકે. હું તો માનું છું કે હિન્દુસ્તાનમાં કોઇ મને નહિ વટાવી શકે. હિન્દુસ્તાનને ગુલામીમાંથી છોડાવવા મથી રહ્યો છું તે હું કંઈ મજૂરોની ગુલામીમાં નહિ પડું. તમે એમ ધારતા હશો કે નસૂયા તો બાઈ માણસ છે, એને ફોસલાવી શકાશે; ગાંધી ઘરડું પાન ખખળી ગયેલ છે ને હિન્દુસ્તાનમાં ફર્યા કરે છે, એને પણ ફોસલાવી શકાશે. પણ એને તમે એમ ફોસલાવી નહિ શકો. તમે હમણાં ભાઈ અખતર પાસેથી જાલીમ વિષેની કવિતા સાંભળી. જાલીમની ગુલામીમાંથી છૂટવા માગનાર બીજાને ગુલામીમાં નાંખી ન શકે. મૌ. શૌકતઅલી અને મહમદઅલીને સારામાં સારી રીતે માન તમે મીલમાં કામ કરીને જ આપી શકત. ત્રણ દિવસ તમે ઇદના તહેવારની રજાઓ પાળી! ગઈ કાલનો ઘુંટડો પણ જેમ તેમ કરી હું ઉતારી ગયો. પણ આજનો ઘુંટડો ઉતારવો અશક્ય છે.

---

*અમદાવાદના મીલમજૂરોએ ઇદના તહેવારની દર વરસ મુજબ બે દિવસ રજા પાળવાને બદલે ત્રણ દિવસ પાળી. ચોથે દિવસે અલી બિરાદરોની પધરામણી હતી તેથી તેમના સ્વાગતને સારૂ માલીકો પાસેથી રજા લીધી અને તે દહાડે મૌ. શૌકતઅલી એકલા જ પધાર્યા તેથી મૌ. મહમદઅલીના સ્વાગત માટે પાંચમે દહાડે પણ આગેવાનો અને મુખીઓની ના છતાં વળી પાછી રજા પાળી. આ દુર્વર્તન માટે તા. ૧૨-૬-૧૯૨૧ની રાત્રે મિરજાપુર સેવાશ્રમના ચોગાનમાં મૌ. મહમદઅલીના વ્યાખ્યાન માટે મળેલી જાહેર સભામાં ગાંધીજીએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણની શરૂઆત મજૂરોને સખત ઠપકાનાં વચનોથી કરી હતી.

તા. ૧૬-૬-૧૯૨૧

## તમારી તલવાર ગાંધીની ગરદન પર ફરશે

તમે એમ માનો છો કે ગાંધી ખુનામરકી કરવા તો ઈચ્છે છે, પણ એ મોટા માણસ એટલે એમનાથી કંઇ એમ ન કહેવાય; તેથી જ્યારે એ કહે કે ખુનામરકી ન કરવી ત્યારે આપણે એવો અર્થ કાઢવાનો કે ખુનામરકી કરવી ! એવો અવળો અર્થ તમારાથી ન કાઢી શકાય. એવો અવળો અર્થ કાઢી ૧૯૨૧ના એપ્રિલમાં તમે બે નિર્દોષ માણસનાં ખુન કર્યાં. તમે એવો અર્થ ન કાઢશો કે ગાંધી તો મોટા માણસ છે, એ કહે કે મકાન ન સળગાવવાં ત્યારે મકાન સળગાવવાં, એ કહે કે તલવાર ન ચલાવવી ત્યારે તલવાર ચલાવવી, એ જ તમારૂં કામ છે. યાદ રાખજો કે ફરીથી તમે એવી ભૂલ કરશો તો તે વખતે તમારી તલવારને ગાંધીની ગરદન પર ફરવાનું હશે. જે ગાંધી તમને પોતાના સગાં માને છે તે તમને કહે છે કે એ કંઇ કહે તેનો તમે અવળો અર્થ કરશો તો એના પોતાના ગળા પર છરી ફરશે. તમારી એવી ભૂલોના વિચારમાત્રથી હું થરથરી જાઉં છું. તમે નીલ છોડીને પાછા બહાર નીકળ્યા જ કેમ ? બે ચાર માણસોએ દબાવ્યા, કંઇ કહ્યું એટલે ચાલી નીકળ્યા ! એમ ભાગી છૂટીને તમે જવાંમર્દી નથી બતાવી. જો મુસલમાન ખિલાફતનો, હિન્દુઓ હિન્દુ ધર્મનો અને એ બન્ને હિન્દુસ્તાનનો બચાવ કરવા ઇચ્છતા હોય તો તેમણે સિંહ બનવું જોઇશે, ઘેટાં બન્યે નહિ પાલવે. આપણે બદમાશી નથી કરવી. એમ કરીને આપણે ધર્મને અને ઇસ્લામને બચાવવા નથી માગતા. આપણે તો જવાંમર્દી બતાવવી છે. આપણે દગાનો મુકાબલો દગાથી નથી કરવો, ખુનીને મારવો નથી પણ મરવું છે. આ વાત તમે જાણી અને સમજી લેજો. આજે મજૂરોએ પોતાના કામથી મારૂં નાક કાપ્યું છે, મૌલાના સાહેબનું અપમાન કર્યું છે, ખિલાફતનું, સ્વરાજ્યનું, હિન્દુસ્તાનનું કામ રોક્યુ છે; સ્વરાજ્યનો ચાંદ રોક્યો છે; એને આજે ગ્રહણ લગાડ્યું છે. મારા જેવા માણસ જે આજે એક જ કામમાં તલ્લીન થઇ ગયેલો છે તેને તમે નાસીપાસ કેમ કરી શકો ? મને મજૂરો પર એટલો બધો વિશ્વાસ હતો કે જે ખાનદાન મજૂરોએ ૨૩ દિવસ ઝાડ નીચે બેસી ખુદા સમક્ષ પ્રતિજ્ઞા લીધી હતી તેઓ ખુદાને નહિ ભૂલે. આજે તમે ખિલાફતને, હિન્દુ ધર્મને અને હિન્દુસ્તાનને ભૂલી ગયા.

## મીલમાલીકોની માફી માગજો

એના પ્રાયશ્ચિત્ત તરીકે તમે મીલમાલીકોની માફી માગજો અને જેટલા કલાક કામથી દૂર રહ્યા હો તેટલા કલાક ભરી દેજો. એમ કરવાંમાં ખાનદાની રહેલી છે. તમને એમ ભય છે કે મીલમાલીકો તમને કચરશે. એવો ભય ઘેટાંને હોય છે; જેનામાં તાકાત હશે તે એમ ડરશે નહિ એવાને કોઇ નહિ દબાવે. એવી તાકાત નહિ હોય તેવાને આખી દુનિયા દબાવશે. તર્કેમવાલાતનો અર્થ જ એ કે ઇન્સાનિયતને જાણવી અને શીખવવી.

અમારી પાસેથી તમે કામ કરાવવા ઈચ્છતા હો તો અમે કહીયે તેનો ઉંધો અર્થ ન કરો. હવે હું કયું મ્હોડું લઇને મીલમાલીકોની પાસે સ્વરાજ અને ખિલાફત માટે મદદ

માગવા જવાનો ? તેઓ મને સંભળાવે છે કે તમે જે કામ કરી રહ્યા છો તેથી તો હિન્દુસ્તાનનું સત્યાનાશ વળવાનું છે. અમે કરોડપતિઓ છીયે તો સાટે અમે મજૂરોને પણ કંઇક આપેલું છે. મજૂરોને અમે પૈસા આપીયે તે તેમણે સારી રીતે તો વાપરવા. અત્યારે તો તેઓ જે રીતે પૈસા વાપરી રહ્યા છે તે માર્ગે વાપર્યે જશે તો હિન્દુસ્તાન વંઠી જશે. હું આવું ઇચ્છતો નથી, પણ તમે તો એ જ રસ્તો લઇ બેઠા છો. હું પોતે મીલમાલીક હોત તો હું તમને બતાવી દેત કે તમે મને ગુલામીમાં નાંખી નહિ શકો. અત્યારે મીલમાલીકો તમારી આગળ બકરાં થઇ ગયા છે. તેઓ લાગ આવ્યે તમને અને તમે લાગ આવ્યે તેમને ક્ચરવાને તૈયાર છો. તમે બન્ને વર્ગ એકબીજાથી ડરો છો. અને તેથી મીલમાલીકોની માફી માગતાં તેઓનું ચડી ન વાગે એવું તમે ઇચ્છો છો.

## માફી કોને સારૂ માગી ?

હું તમને અલી ભાઇઓએ માગેલી માફીની વાત કરવા ઇચ્છું છું. એ માફી શું જેલમાં નહિ જવાને ખાતર માગેલી છે ? અલી ભાઇઓ કંઇ જેલથી ડરતા નથી. અમે ત્રણે જણ આ વર્ષમાં ફાંસીએ ચડવાની પેરવી કરી રહ્યા છીયે. ત્યારે શું એ માફી તમારે સારૂ માગી છે ? નહિ. એ માફી ખિલાફતના ન્યાયની ખાતર ખાનદાનીથી કામ કરનારાઓને સારૂ છે. મેં એમને કહ્યું કે તમારા ભાષણમાં તીખાશ રહેલી છે, એમાંથી કોઇ એવો પણ અર્થ કાઢી શકે કે તમે ખુનામરકી કરાવવા ઇચ્છો છો. એમણે મારી નમ્ર સલાહ માની અને નિખાલસ દિલથી આખા હિન્દુસ્તાનને જણાવી દીધું કે અમે ખુનામરકી નથી ઇચ્છતા. એ ભાઇઓ જાણે છે કે અમન ને તલવાર વચ્ચે મેળ હોઇ શકે નહિ તેઓ કહે છે કે તર્કમવાલાતથી જો ખિલાફતનો ફડચો નહિ આવે તો અમે તલવાર ખેંચી પોતે મરીશું અગર દુશ્મનને મારીશું અને ખિલાફતનો ફડચો લાવીશું. મારો પોતાનો ધર્મ મને તલવાર ખેંચવાની ના કહે છે. હું કોઇને મારી નાંખવા નથી ઇચ્છતો. હિન્દુ ધર્મને બચાવવા હું મરી જાઉં પણ કોઇને મારૂં નહિ. મારી અને અલી ભાઇઓની વચ્ચે આટલો ફેરક છતાં હું એમને સમજાવી શક્યો છું કે અત્યારે તલવાર ન ખેંચવી એ આપણું કામ છે. એમણે માફી માગી છે તે જેલમાંથી બચવા સારૂ નહિ. પણ દિલ પરનો અંકુશ ગુમાવીને જેલમાં જવું તે હરામ છે. આપણે પાક બનીયે, કુરબાની કરીયે અને તેમ કરતાં જાલીમ આપણને જેલમાં મોકલે તો દુનિયા તેના પર થૂંકે છે. પાક માણસને ફાંસીએ ચડાવે તે આખા જગતના તિરસ્કારને પાત્ર થાય છે. અમે ઇચ્છીયે છીયે કે અમે સરકારના હાથમાં જઇયે અને સરકાર અમને ફાંસીએ ચડાવી દે. અલી ભાઇઓની એ માફીનો અમદાવાદમાં બીજો અર્થ થતો હોય, હિન્દુસ્તાનમા બીજો અર્થ થતો હોય તો અમદાવાદ બૂડે છે, હિન્દુસ્તાન બૂડે છે. દિવસે દિવસે આપણામાં ખાનદાનીની જડ ઉંડી જતી જાય છે. તમે તાલીમબાજ બનો, ખાનદાન બનો જાઓ. કોઇ વાત તમને ન રુચે ને તમે નાપસંદગી બતાવી સામે થાઓ એ જુદી વાત, પણ તમે શિરજોરી કરો એ કેમ ચાલે ? એ કાયદો તમે શીખી જાઓ તો ખિલાફત અને પંજાબના ન્યાય અને સ્વરાજ તમારા હાથમાં છે.

તા. ૧૯-૬-૧૯૨૧

### મીલનું કાપડ કંગાલો પહેરે

મઝૂરો માટેની પત્રિકા આજે વહેંચાઇ છે. તિલક સ્વરાજ ફંડમાં પૈસા આપવા, મહાસભાને ચોપડે નામ નોંધાવવાં અને ઘરમાં ચરખો દાખલ કરવો એ મઝૂરોની ફરજ છે. ઘરમાં ચરખો દાખલ કર્યો એટલે તમારે માટે દુષ્કાળનો વીમો ઉતરી ચુક્યો એમ સમજજો. મઝૂરોએ મીલનું કાપડ ન પહેરવું જોઇયે અને સમજી જવું જોઇયે કે મીલનું કાપડ તો જે કંગાલ માણસો છે તેવાને માટે છે.

### માજણ્યા ભાઈ

મારા અને અલી ભાઈઓના સંબન્ધ વિષે હું બે શબ્દ કહેવા માગું છું. અમારો સંબન્ધ કોઈ પણ માજણ્યા ભાઇ વચ્ચેના સંબન્ધથી ઉતરતો નહિ હોય. હું ૧૯૧૫માં, દિલ્હી ગયો ત્યારથી મેં એ બન્નેને જાણ્યા છે; તે દિવસથી મેં એમને નથી છોડયા તેમ એમણે મને નથી છોડયો. તેઓ ધર્મચુસ્ત મુસલમાન છે, હુ ધર્મચુસ્ત હિન્દુ હોવાનો દાવો કરું છું. એ નથી ઇચ્છતા કે હું મારો ધર્મ બગાડું, હુ નથી ઇચ્છતો કે એ એમનો ધર્મ બગાડે. પોતપોતાનો ધર્મ પાળવા છતા અમે એટલી સ્થિતિએ પહોંચ્યા છીયે કે એકીસાથે ફાંસીએ ચડી ખાખ થઇશું હિન્દુ ધર્મ અને ઇસ્લામ બન્નેમાં એટલી ખાનદાની જરૂર રહેલી છે.

હવે હું મૌલાના સાહેબને વિનન્તિ કરૂ છું કે એમને આપવાનો પેગામ એઓ તમને આપે.

---

તા. ૧૯–૬–૧૯૨૧

## હદ આવી

લાહોર જીલ્લાના મૅજિસ્ટ્રેટે મહાસભાની લાહોર શહેરસમિતિની બેઠક બંધ કર્યાની ખબર આવી લાગી છે. સભાસબંધીના કાયદા મુજબ જાહેર સભાનો અર્થ તો આજ સુધી એવો જ થતો જોયો છે કે જે સભામા જાહેર પ્રજામાનો કોઈ પણ શખ્સ દાખલ થવાની શરતો કબૂલ કરીને હાજર રહેવાનો હક ધરાવી શકે આવી સભાઓ સિવાયની બીજી બધી સભાઓ ખાનગી જ કહેવાય. લાહોર સમિતિની સભા તો દેખીતી રીતે જ માત્ર સમિતિના સભ્યોને માટે હતી અને તેમ જાહેર પણ કરવામા આવ્યું હતું. પણ મૅજિસ્ટ્રેટ સાહેબને તેટલાથી કળ વળે તેમ નહોતું. તેમણે સમિતિના મન્ત્રીને પોતાની સમક્ષ હાજર થવા અને પોતાને સન્તોષ થાય તેવો ખુલાસો કરવા ફરમાવ્યું. લાલા અમીરચંદે સ્વાભાવિક રીતે જ એમ 'જીહુજૂર' કરવા ના પાડી અને વિનયપૂર્વક લખી જણાવ્યું કે મળનારી સભા એ માત્ર

સમિતિના સભાસદોની એટલે ખાનગી હતી અને તે ચોક્કસ કામને માટે જ બોલાવવામાં આવી હતી.

પણ મૅજીસ્ટ્રેટ સાહેબ એમ સખણા શાના રહે? એમણે સભાબંધીના કાયદાનો લાગલો જ ઉપયોગ કર્યો અને સમિતિની-સભા બંધ કરવાનો હુકમ બજાવ્યો જ. મન્ત્રીએ આ હુકમ સાવ ગેરકાયદેસર હતો એનો વાંધો ઉઠાવ્યો અને છતાં તુરતને માટે તેનો સવિનય ભંગ ન કરતાં પોતે તેને તાબે થાય છે એવી મૅજીસ્ટ્રેટને ખબર આપી. એ તો દિવસે દિવસે ખુલ્લું જ થતું જાય છે કે નોકરશાહી હવે અસહકારીઓને કાયદાના 'સવિનય ભંગ'ની ઝુંબેશમાં ઉતારવાને અધીરી થઇ છે અને તેથી તે અસહકારીઓને જ્યાં અને ત્યાં આમ ધોંચપરોણા કરીને લલકારી રહી છે. હું ખાતરી આપું છું કે હવે થોડાક જ વધુ આવા હુકમો નીકળવાની વાર છે અને નોકરશાહીની તરસ છીપવાને ઝાઝો વિલંબ નહિ જ થાય. આટલા દિવસ આપણે આપણી દુર્બળતાને કારણ આવા હુકમો સાંખતા આવ્યા. આજે પ્રજા પોતાના બળને કારણે આ બધા હુકમો સાંખી રહી છે અને એ બળ દિવસેદિવસ વધી રહ્યું છે. પણ નોકરશાહીને આ શાનું સૂઝે? આખા દેશભર જ્યાં જ્યાં આવા હુકમો નીકળે છે ત્યાં બધે જ તેનો સવિનય ભંગ કરવાને પ્રજા તલપાપડ થઇ રહી છે. પણ તેમનો નમ્રતેદાર સંયમ અને જાતે સ્વીકારી લીધેલી તાલીમ જ જેને જેને આવા હુકમો મળે છે તેને તેનો સવિનય ભંગ કરતાં અટકાવે છે. હજી વધુ તાલીમ અને વધુ સંયમ કેળવીને પણ પ્રજા ચાલશે જ. કાયદાના 'સવિનય ભંગ'નો અમલ કરવાનો ઉચ્ચ અધિકાર અને લાયકાત આપણને પ્રાપ્ત થાય તે પહેલાં આ બન્ને ગુણોને હજુ પુષ્કળ વધારે પ્રમાણમાં આપણે કમાવા પડશે. સવિનય ભંગ તે જ છે જેમાં કોઇ પણ પ્રકારની શેખી કે ધમકી ન હોય, જોરજબરાઇ ન હોય. એમાં અંધાધુધી પણ ન હોય. સવિનય ભંગ કરનાર માણસ જેલને માગી લે છે. એ જેલનો આશક છે. તેથી તે પકડાય કે જેલ જાય ત્યારે શોક કે રોષનાં પ્રદર્શન કરવાપણું ન હોય પણ તેને તેની ઇષ્ટ વસ્તુ મળી તે સારૂ આનન્દઓચ્છવ કરવાપણું જ હોય. ચોક્કસ નક્કી કરી આપેલા કાયદાની બહારના બીજા કાયદાઓ પ્રજા નહિ બાગે અગર તો મુખ્ય આગેવાનો પકડાય તોપણ પ્રજા તોફાન કે રમખાણ નહિ કરી બેસે એવી આપણે ખાત્રી લઇ શકતા હોઇએ તો આવની કાવથી જ કાયદાનો સવિનય ભંગ શરૂ થઇ શકે. અસહકારમાં આહિંસા જેટલી જરૂરી વસ્તુ છે તેટલી જ કાયદાના ભંગમાં વિનય આવ્યની

વસ્તુ છે. કાયદાનો સવિનય ભંગ એ અસહકારનું તીખામાં તીખું સ્વરૂપ છે; કર ભરવાના ઇનકાર કરતાં પણ વધુ તેજ અને જલદ કાયદાનો સવિનય ભંગ કરનાર પોતે જ પોતાનો કાયદો બને છે. કાયદાનો સવિનય ભંગ કરનારાનામાં ઊંચી કોટીની હિમ્મત અને સારાસારવિવેકશક્તિ જોઇયે. કાયદાના સવિનય ભંગમાં રાજ્યની સત્તાનો અગર તો દખલગિરીનો સંપૂર્ણ ઇનકાર રહેલો છે અને તેથી રાજ્ય જ્યારે ન્યાયનીતિમાં સાવ દીવાળાકું બની ગયું હોય અને એને સુધારવાના બધા પ્રયત્નો ફોક હોય ત્યારે જ એનો ભંગ વ્યાજબી ગણાઈ શકે.

સંભવ છે કે મારા વિચારમાં દોષ હોય, મારી બુદ્ધિમાં મન્દતા કે જડતા હોય; પણ મારી આંખને આ સરકારના રંગઢંગમાં ક્યાંયે પશ્ચાત્તાપનો લવલેશ સરખો દેખાતો નથી. એટલું જ નહિ પણ હું તો એને ઉલટી પ્રજાને ધોચપરોણા કરીકરીને તેને હાથે તોફાન કે મારફાડ કરાવવાની અને પછી ફરી પાછી ડાયરશાહી ચલાવવાનું ખાસું બહાનું શોધવાની પેરવી કરી રહેલી દેખું છું. પંજાબના પાપનું જે એક જ રસ્તે પ્રાયશ્ચિત્ત સંભવે છે. તે કરવાના સરકારના ઇનકારનો અર્થ જ એ છે કે અમૃતસરની પેઠે લોકો જ્યા જ્યાં ક્યાયે ઘેલા થાય ત્યા ડાયરશાહી ચલાવીને અપરાધી નિરપરાધી સૌ કોઇને ધોળે દહાડે તારા દેખાડી દેવા અને અમૃતસરના એક અધિકારીના શબ્દોમાં કહીયે તો આજની પ્રજાના અપરાધના ફળ એમના છોકરાંનાં છોકરાંને ભોગવવાં પડે એટલે સુધી એમને વશે કરવી.

પરાણે ગળામા પહેરાવેલી બ્રિટિશ ઝૂંસરી અસહ્ય છે. એ જીવતીજાગતી નામોશી છે. જે પ્રજામા પોતાના માનની લાગણી જાગેલી છે તેણે તે ઝૂંસરીને ફગાવી દેવામાં રહેલી હાડમારી, દુઃખો અને આત્મબલિદાન આપ્યે જ છૂટકો છે. અંગ્રેજોને અહીં રહેવું હોય તો તેઓ મિત્ર બનીને, બરોબરીઆ બનીને રહી શકે છે; અગર તો જો તેમને નોકરી કરવી હોય તો તે પણ તેઓ સાચેસાચા નોકર થઇને કરી શકે છે. તેમણે પોતાના શેઠની ઇચ્છા જ સંપૂર્ણ ચોખ્ખાઇપૂર્વક બજાવી લાવવી જોઇયે. હિન્દી મજૂરોને તેમનાથી નીચોવી પીવાય નાહ; અંગ્રેજ મૂડીદારોને માટે કશી જ ખાસ છૂટો કે લાભો માગી શકાય નહિ. તેમણે આપણામાના નાનામા નાના જોડે પણ બરોબરીઆને નાતે હરિફાઈ કરી લેવી રહી. તેમની યોજનાશક્તિ, તેમની ઉદ્યમશીલતા અને તેમનાં સાધનોની વિપુલતા વડે કરીને તેઓ અહીં સહેલાઇથી જબરો વેપાર ખેડે તેમાં તેમને કોઇ ના ન પાડે., માત્ર તેમના સંગીન-બંદુકો અને તેમની ચાબુકનો દોર જ આથમવો જોઇયે. પંજાબનો ઇનસાફ

ફરવાનો સરકારનો ઇનકાર, મુસલમાન ભાઇઓને મનોખવાનો ઇનકાર સૂચવે છે કે એ રોગ આથમવાના હજુ કશા ચિહ્ન નથી.

આપણી તરફથી તો સરકારના આ વલણ જોડે સમાધાની કરવાપણું કશુયે ન જ હોવું જોઇયે. આપણે નબળા હોઇયે કે સબળા—જે કઇ ભોગ આપવા પડે, જે બલિદાન દેવાં પડે, જે કંઈ પાયમાલી વહોરી લેવી પડે, તે સર્વ કંઇ માથે લઇને પણ આ લડત છેવટ સુધી લડે ગયે જ છૂટકો છે તેથી 'કાયદાના સવિનય ભંગ'ને માટે ઠીક ઠીક પ્રમાણમા સલામતીભર્યું વાતાવરણ આપણે પેદા કર્યુ છે એમ આપણને જણાય તેની સાથે જ આપણે એ હોડીના સઢ પણ ફરકાવ્યે જ છૂટકો છે. દરમિયાન લાહોર જેવા મેજિસ્ટ્રેટ જેવા તુમાખી અધિકારીઓના હુકમો પણ આપણે ગળી લેવા ઉચિત છે. આજે અન્યાયી કાયદાઓનું પણ વિચારપૂર્વક પાલન કરવાનો જે સંયમ આપણે બતાવીશુ તેમાથી જ કાલ સવારે એ જ કાયદાઓ વિનયપૂર્વક ભાગવાનુ સામર્થ્ય આપણામા આવશે.

---

# ૬ ગરીબોનો વાલી

"તુલસી હાય ગરીબ કી કબૂ ન ખાલી જાય
મૂએ ઢોર કે ચામસે લોહા ભસ્મ હો જાય!"

"બંગાળ સરકાર ઉપર માનવજાતિને નામે હુ તહોમત મુકું છુ કે તેમણે ગરીબોને કચડ્યા છે જ્યા જ્યા દાખવવાની હતી ત્યા તેણે રોષ સમજ્યા, જ્યા દુર બતાવવાની હતી ત્યા તેણે ગુરખા નરપશુઓને છૂટા છોડી મુક્યા; જ્યા માણસની માણસાઇ જ સહાનુભૂતિ અને કરુણાને પુકાર કરી રહી હતી ત્યા બંગાળ સરકારે દુર માણસાઇ વેચી ખાધી અને પટવા પર પાટુની પેરે આટલુ ઓછું થયુ હોય તેમ આજે પાછી એ રોજીંદા છાપાઓમા પોતાના જાહેરાતખાતા મારફત આ હેવાનિયતભર્યા અત્યાચારના બચાવ પ્રગટ કરાવી રહી છે!... ... ...

"એકલા બંગાળ જ શું, આખા હિન્દુસ્તાનની સામે આજે એક જ સવાલ છે. અને તે એટલો જ કે બંગાળ સરકાર જ નહિ પણ ખુદ હિન્દુસ્તાન સરકાર દિવસેદિવસ, ગરીબ અને દુખિયાંની સામે થઇને ધનિક જાલીમોનો પક્ષ કરી રહી છે. આ ભયાનક તહોમત છે તેથી જ તો એ ગરીબો ગાંધીજીના વાવટા હેઠળ આજે આમ ઉભરાઇ રહ્યા છે, કેમકે તે ગરીબમા ગરીબ છે, તેમણે ગરીબોને અપનાવ્યાં છે અને તે તેમનાં દુઃખ પોતે બરાબર સમજે છે. તેથી જ તો લોકો આજે સરકાર જ્યા ક્યાંક તેમને કંઇક આપવા તૈયાર છે

ત્યાં પણ તેનો ઇનકાર કરવા લાગ્યાં છે. આ કટોકટીના કાળનું નૈહાટીમાં એક નજરે જોનારે મને સુણાવ્યું તેના કરતાં વધુ સચોટ ચિહ્ન મારી નજરે ચડ્યું નથી. આસામથી પાછા ફરેલા આ ગરીબ મજૂરો અહીં પ્રત્યક્ષ ભૂખમરો વેઠી રહ્યા હતા. તેમની આગળ ઊનો ઊનો ભાત પીરસવામાં આવ્યો. પણ જેવું એમણે સાંભળ્યું કે એ ચાવલ સરકારનો મોકલેલો હતો તે જ ઘડીએ તેમણે એ ભાતને હાથ સરખો અડકાડવાનો ઇનકાર કર્યો! એમાં તેમને પાછા ચ્હાના બગીચાઓ પર લઇ જવાનો સરકારનો કંઇક પેચ હોવો જોઇયે એવી એમને ધાસ્તી લાગી. પણ સેવાસમિતિનાં માણસોએ જ્યારે તેમને વસ્તીમાંથી આણેલા ચાવલ આપ્યા ત્યારે તેઓ એવા તો ભૂખ્યા ડાંસ હતા કે ચાવલને એમ ને એમ કાચા જ ખાવા મંડી પડ્યા!

### કયામતનો દિવસ શરૂ થયો છે

“ હિન્દુસ્તાનમાંના બ્રિટિશ અમલના ઇતિહાસમાં આ નવો અને અશુભ બનાવ છે. જેઓ આપણી આંખ સામે ચાલી રહેલી આ ક્રાન્તિની વચ્ચે નથી અને જે તેમના કાગળપત્રો અને હુમારોની વચ્ચે દટાયેલા છે તેઓ આટલેથી વેળાસર ચેતશે તો સારું છે. કારણ કયામતનો દિન આવી લાગ્યો જણાય છે ને ચિત્રગુપ્તના ચોપડા ઉઘડ્યા છે. સરકારને એક જ સૌથી મોટા સવાલનો જવાબ આપવો પડવાનો છે, અને તે એ કે ‘તમે ધનિકોના તાલેવાનોનો પક્ષ કરશો કે ગરીબોનો—મોહતાજોનો? તમે ધનદોલતના બંદા છો કે ખુદાના? તમે બેમાંથી કોના પક્ષના છો?”

. આસામના ચ્હાના બગીચાઓ છોડી નીકળેલા મજૂરો ઉપર ચાંદપુર ગામ આગળ જે અત્યાચારો ગુજર્યા—અને જે હજુ પૂરા થઇ ગયા છે એમ નથી—તે વિષે બાઇ ઍન્ડ્રુઝે વિચારપૂર્વક તૈયાર કરીને કલકત્તામાં આપેલું લેખી બાયણ જેમણે વાંચ્યું છે અને જેમણે તે પર ફરી ફરી ઉભરાતે હૈયે આંસુ સાર્યાં છે તેઓ ઉપર ટાંકેલા ફકરાઓને તુરત ઓળખશે. બાઇ ઍન્ડ્રુઝ પોતાને જે લાગે છે તે સ્પષ્ટ લખનારા તેમજ કહી દેનારા માણસ છે. તેઓ સત્યને પોતાની પાસે પ્રગટતાં જેમ અટકાવતા નથી તેમ બીજા પાસે પણ તેને છૂપાવતા નથી. તેઓ દિનરાત માનવસેવામાં પોતાની જાતને ઘેસવી નાખનારા છે. તેઓ દેશના મોટામાં મોટા હાકેમની સામે પણ આરોપ આણતાં જેમ અચકાતા નથી તેમ પોતાની ભૂલ પણ જો તેમને જણાઇ આવે તો કબૂલ કરતા આનાકાની કરતા નથી. અને તેઓ આવા સત્યવાદી, ચુસ્ત અને ઇશ્વરથી ડરનારા હોવાથી જ કેટલાક છાપાઓ તેમને કાં તો ગાળો આપ્યાં કરે છે નહિ તો તિરસ્કારવૃત્તિથી તેમનું નામ જ પડતું મૂકે છે. ફીજી, દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, સીલોન, પંજાબ વગેરેને લગતા તેમણે જાહેર કરેલા

અહેવાલો આજની ઘડીએ પણ જેટલા ને તેટલા જ સાચા છે. તેમાંના ઘણાખરા ખુદ ત્યાં ત્યાંના અધિકારીઓને મ્હોડે પણ કબૂલ રાખવામાં આવેલા છે, કેટલેક દાખલામાં એઓ ગરીબ અને નિરાધારને સહાય કરવામાં સફળ નીવડ્યા છે, અને મારી ખાતરી છે કે ભવિષ્યમાં પણ તેમની બદનામી કરવાના બીજા કેટલાયે હુમલાઓને તેઓ તરી પાર ઉતરશે.

પણ આજના આ લેખનો હેતુ ભાઇ ઍન્ડ્રુઝનો બચાવ કરવાનો નથી. આસામના અત્યાચારોને લગતો આ લેખ લખીને મારા જખમી દિલને ઠંડક મલમ લગાડવાનો અને તેમાથી શીખવાનો જ મારો ઉદ્દેશ છે. આસામના મજૂરોએ હડતાળ પાડી તેની સાથે જ મને એ લગભગ આખા દેશની થઇ પડેલી આફતના સ્થાન ઉપર પહોંચી જવા વીનવનારો તાર મળ્યો હતો. મેં મિત્રોને તાર કર્યા, જેને જેને લખવા યોગ્ય લાગ્યું તે બધાને કાગળો લખ્યા, પણ હાથમાંનું કામ પડતું મેલીને ત્યાં પહોંચવાની મારી હિમ્મત ચાલી નહિ. કોઇ પણ માણસને ગમે તેવું નાનું પણ જે નાકું સંભાળીને તે પોતાનું કામ બજાવી રહ્યો હોય ત્યાંથી છૂટવાનો ઘટતો માર્ગ ન જડી આવે ત્યાં સુધી તેને છોડીને ગમે તેટલું ભારે પણ બીજું નાકું સંભાળવા દોડી જવાનો અધિકાર ન હોઇ શકે. મને તેવો માર્ગ ન જડ્યો. તેથી હાથનું કામ પડતું મેલીને ચાલી નીકળવાની મારી હિમ્મત ચાલી નહિ. આમાં મારે હાથે કશું અઘટિત થયું હોય તો એ ગરીબ, મોહતાજ, મૂંગાં મજૂર ભાઇબહેનો તેમજ ઇશ્વર મને તેની ક્ષમા આપશે. કારણ મને લાગે છે કે અહીં રહીને બેઝવાડાનો કાર્યક્રમ પાર પાડવામાં ગિરફતાર રહેવામાં હું એ મજૂર ભાઇબહેનોની પૂરી સેવા કરી રહ્યો છું. મારી લાચારીનું ભાન મને વધુ દુઃખદાયી તો એ કારણે છે કે કંઇ ને કંઇ કારણસર મજૂરવર્ગ એમ માનતો થઇ ગયો છે કે જ્યારે જ્યારે અને જ્યાં ક્યાંયે તેઓ દુઃખમાં હશે ત્યારે ત્યારે હું તેમની પડખે હોઉં જ હોઇશ. આવા મોટા ભાગના દાખલાઓમાં હું તેમને મારી સાચા દિલની પ્રાર્થના અને સહાનુભૂતિ સિવાય બીજું કશું ભાગ્યે જ મોકલી શકું છું એ મારી લાચારીનું મને પૂરેપૂરું ભાન છે. અન્તરાત્મા દરેક ઠેકાણે ઉડીને પહોંચવા ઉત્સુક છે, પણ શરીર અસમર્થ છે; તેથી આવી આવી ઘટનાઓની વાતો જ્યારે જ્યારે મને પહોંચે છે ત્યારે ત્યારે હું કેવળ સાંભળું છું ને સમસમી રહું છું.

પણ સદ્ભાગ્યે માણસ જેટલો દુર્બળ છે તેટલો જ પરમેશ્વર સમર્થ છે. એ અનન્ત સાધનો દ્વારા કાર્ય કરે છે. એના ભાથામાં ઍન્ડ્રુઝ અને દાસો પોલા

છે. હું તો એવી જ શ્રદ્ધા ધરીને સુખી થાઉં છું કે ઈશ્વર કોઈ દુખિયાને વીસરી મુકતો નથી. આપણે તો ઈશ્વરનું નામ લઈ નમ્રભાવે બની શકે તેટલી કાળજીપૂર્વક આપણને સોંપેલું કાર્ય કર્યે જઈએ એટલું જ આપણે જોવાનું છે.

આસામના અત્યાચારે બાઈ ઍન્ડ્રુઝને સરકારની સામે વળતું એક નવું ભયાનક તહોમત આણવાની ફરજ પાડી છે. તટસ્થતા અને નિષ્પક્ષપાતપણાને નામે ગરીબ મજૂરોની અત્યન્ત તાકીદની હાજતો સુદ્ધાં પૂરી પાડવા તરફ બતાવવામાં આવેલી નઠોરતા, ગુરખા લોકોએ વરસાવેલા ગોળીબાર અને એવા તદ્દન નિઃશસ્ત્ર નિરાધાર લોકોની સામે એવો ગોળીબાર કરવાની જરૂર ઊભી થયાનો સરકારનો હમેશનો જરીપુરાણો બચાવ,—આ બધું સરકારને સાવ જંગલી અને કોઈ પણ જાતના આત્મમાનને માટે તદ્દન નાલાયક તરીકે ઓળખાવે છે. ગુરખા સિપાઈઓને શા માટે મજૂરો ઉપર શિકારી કૂતરાઓની પેરે છોડવામાં આવ્યા? સૌ કોઈ જાણે છે કે લશ્કરમાં કેટલાક લોકો તો કેવળ પશુ અને હેવાનની ઢબે વર્તવાને સારુ જ કેળવેલા હોય છે. લશ્કરી લોકોને આમ નિઃશસ્ત્ર પ્રજા ઉપર છોડી મુકવામાં આવે ત્યારે એનો અર્થ શું એ પ્રજા જાણે છે. દરેક જણ જાણે છે કે લશ્કરભરતીમાં જનારા લોકોમાં માણસજાતના કેટલાક દુષ્ટમાં દુષ્ટ નમૂનાઓ હોય છે. લડાઈના મેદાન ઉપર તેઓ કદાચ ખપના હતા હશે, પણ હડતાળીઆ મજૂરોને ઠેકાણે લાવવાના કામમાં તેમનો ઉપયોગ કરવો એ કેવળ તાલેવાન અને બળીઆનો જ ઉઘાડો પક્ષ કર્યા સમાન છે.

મારી નજરે તો મુદ્દાની એવી પ્રત્યેક બાબતમાં સુધારાનો બધો જ શ્રમ ભાંગતો જાય છે. અને એ નિઃસંશય છે કે આવતા થોડા મહિનામાં કાં તો આ રાજ્યતંત્રમાં એટલો પલટો થવો જોઈએ કે તેમાં નાનામાં નાનો તે મોટામાં મોટાનો બરોબરીઓ ગણાશે, અને નહિ તો એક એવી ઝુંબેશ જામશે કે જેવી દુનિયાએ અગાઉ કદી નહિ દેખી હોય. દહાડાના દહાડા સુધીના ભૂખ્યા ટળવળી રહેલા મજૂરો સરકારને નામે મોકલવામાં આવેલો ભાત લેવાની ના પાડે ને મ્હોં ફેરવે એનું રહસ્ય તાલીમની મદદથી જીવવાનો ઇનકાર નહિ તો બીજું શું હોઈ શકે? અને આવી શાન્તિભરી હિમ્મત અને ત્યાગનો જુસ્સો જ્યારે આખા હિન્દુસ્તાનમાં વ્યાપી જશે ત્યારે સરકારનું આવી બન્યું જ સમજવું. આપણે ખુન લેવાની નહિ, કેવળ ખુન આપવાની—મરી છૂટવાની કળા શીખી લેવાની જ જરૂર છે. ખુન લેવાને રસ્તે આપણે એક સરકારને દફનાવશું તો તેની જગાએ બીજી તેવી જ દેશ જો

થવાનો અને દીન હીન ગરીબ નિર્દોષ બિચારાં આજની પેઠે આમ ને આમ જ કચડાતા રહેવાના.

મ્હાના બગીચાના આ મજૂરો તરફ લાગણી દર્શાવવાને ખાતર બ્રહ્મપુત્રામાં ચાલતી સ્ટીમરોના માણસોએ પણ હડતાળ પાડી તેને ભાઈ ઍન્ડ્રુઝે વાજબી રીતે જ વખોડી કાઢી છે. આ હડતાળ ગમે તેણે પડાવી હોય પણ તેણે તેમ કરીને મ્હાના મજૂરોનુ હિત નથી જ કર્યું. હિન્દુસ્તાનમાં આપણે રાજદ્વારી હેતુઓની ખાતર મજૂરોની હડતાળો નથી જોઇતી. આપણે હજુ તેટલી તાલીમ નથી મેળવી. અત્યારે તો તેવી હડતાળો ન પડે તેમા જ આપણી સ્વતન્ત્રતાની લડતને મદદ થવાની છે. આપણને અત્યારે નિરંકુશ અસન્તોષનું વાતાવરણ નથી જોઇતું. એવી અશાન્તિ આપણા કાર્યક્રમના છેલ્લા પગથીઆઓ ખરાં કરવામાં આપણને અંતરાયરૂપ થાય એમ છે. જે સિપાઈ ગુસ્સાતુર થઇ કુદરતી સમજુતો ગાંડા જનાવરની પેઠે ભાવે તેમ દોડાદોડ કરે છે તે લશ્કરમાં રહેવાને નાલાયક છે. આપણે આપણામાંનાં બધા બેતાલ અને બેલગામ તત્ત્વો પર કાબુ મેળવવો જોઇયે, અથવા તો સરકારનો કર્યો તેમ એવા નિરંકુશ તત્ત્વોનો પણ ત્યાગ કરી-કઇને તેમને એકાકી કરી મુકવાં જોઇયે. આમ એક જ રીતે આપણે હડતાળીઆઓ તરફ સહાનુભૂતિ બતાવવાનું અને તેમને મદદ કરવાનું રાખવું જોઇયે; અને તે એ કે જ્યારે જ્યારે જે દુઃખો માટે તેમણે હડતાળ પાડી હોય તેના વાજબીપણા વિષે શંકાને સ્થાન ન હોય ત્યારે તેમને ધનધાન્ય ઇત્યાદિથી બનતી મદદ મ્હોંચાડીને આપણે તેમને તેમની લડતમાં ટટાર અને મક્કમ રાખવાને બનતું કરવું. બીજી બધી હડતાળોને અટકાવવાને આપણે આગ્રહપૂર્વક મથવું જોઇયે. આપણે મૂડીનો કે મૂડીવાળાઓનો નાશ નથી માગતા; આપણે તો મૂડીદારો અને મજૂરો વચ્ચેના નાતો સરખો કરવા માગીયે છીયે. આ સ્થિતિમાં એક હડતાળ પ્રત્યે લાગણી દર્શાવવા બીજી હડતાળો પડાવવી એ મૂર્ખાઇ લેખાય.

ભાઇ અન્ડ્રુઝે આ ગરીબ મજૂરોને તેમના વતનભેગા કરવાને પૈસાની મદદ માગી છે. એમની અપીલ આપણા ભુખ્યાડાંસા ભાઇઓ પ્રત્યેની આપણી લાગણી-નું એટલે કે સ્વરાજ્યને માટેની આપણી ધગશનું માપ છે. મને ઉમેદ છે કે એકલા કલકત્તાએ જ આ 'ગરીબના વાલી'ની ભિક્ષાની ગોળી છલકાવી દીધી હશે.

---

તા. ૧૯-૬-૧૯૨૧

# ૬ વાઇસરાય વિષે વધુ

વાઇસરાય સાહેબના ભાષણનો થોડો વધારે વિચાર કરવો ઘટે છે. દરદી જ્યારે દરદથી પીડાય છે ત્યારે જે વૈદ રોજનાં પડીકાં આપે છે તે સામાન્ય ગણાય છે. ક્ષયથી પીડાયેલાને સારુ જેમ જલદ માત્રા જ હોય અથવા તો કંઇ જ ન હોય, તેમ હિન્દુસ્તાન જે અત્યારે ભારે પીડાથી હલમલી રહ્યું છે તેને સારુ જો કોઇ વાઇસરાય વૈદ બનવા માગે તો તેણે તો અસામાન્ય વૈદ બનવું જોઇયે. પણ રીડિંગ સાહેબે તો એક પગ દહીંમાં ને બીજો દૂધમાં રાખ્યો છે. એમ કરતાં તેઓ સાહેબ ઉભયભ્રષ્ટ થાય તો નવાઇ નહિ. એક તરફથી કહે છે કે આ સામ્રાજ્યમાં કાળા ધોળા વચ્ચે અસમાનતા કે ભેદ હોય જ નહિ—હોવા જોઇયે નહિ, ને બીજી બાજુથી અત્યારે આંધળો પણ જોઈ શકે એવી જે અસમાનતા વર્તી રહી છે તેની કબૂલતનો એક પણ અક્ષર તેમના ભાષણમાં નથી. તેમનું ભાષણ વાચનાર અજાણ્યો હોય તો એમ જ સમજે કે બ્રિટિશ સામ્રાજ્યમાં કદી રંગભેદ રહ્યો નથી અને કોઇ વેળા જો કોઇએ જોયો હોય તો તે અપવાદ રૂપે જ હશે. હકીકત એ છે કે રંગભેદ ન હોય એ જ અહીં તો અપવાદ રૂપે છે.

દરદને ઢાંકવાથી દરદનો ઇલાજ મળતો નથી ને દરદ વધે છે. ઘરમાં રહેલા અંગારને આપણે ઢાંકીયે તો તે યોગ્ય વાયુ ન મળતાં બધું બાળી મૂકે છે. તે જ રીતે ઢાંકેલું દરદ, ઢાંકેલો ગુન્હો પણ ઉલટો વધારે જ ફુટી નીકળે છે ને ભયંકર સ્વરૂપ પણ પકડે. વાઇસરાય સાહેબે હિન્દુસ્તાનના દરદને ઢાંક્યું છે.

અત્યારે હિન્દુસ્તાનને ચાલાકીની ગરજ નથી. હિન્દુસ્તાન કર્ણપ્રિય શબ્દપ્રયોગોથી સન્તુષ્ટ થાય તેમ નથી, હિન્દુસ્તાનને સાદાઈ અને સચ્ચાઇ જોઇયે. હિન્દુસ્તાનને કાદમ્બરી નથી જોઇતી, હિન્દુસ્તાન ગીતા માગે છે. હિન્દુસ્તાનને અરેબિયન નાઇટ્સ ન જોઇયે, કુરાન ખપે; હિન્દુસ્તાનને જંતરમંતર ન ચાલે, હિન્દુસ્તાનને સીધી વાત જ ભાવે. હિન્દુસ્તાન પાતરાંથી રીઝે તેમ નથી, હિન્દુસ્તાન મૂળને વળગ્યું છે. વાઇસરાયે શબ્દપ્રયોગના સુકાં પાતરાં વેર્યાં છે. તે કેમ ચાલે ?

જ્યારે આપણે ખોટા માનમરતબાના ખ્યાલોને કાઢવા મથી રહ્યા છીયે ત્યારે વાઇસરાય સાહેબ મને પોતાના સીમલાના ઠેકાણાની યાદી દેવડાવે છે ! મને મળવાને પોતે ઇચ્છ્યું છતાં મળવાની કેમ જાણે ઇચ્છા તો મારી જ હોય નહિ એમ કહી પોતાનો દરજ્જો જાળવતાં ખોઈ બેસે છે ! અલી ભાઇઓએ કેમ જાણે જેલમાં-

નિશ્ચય ઉપર હું આવ્યો. મેં વાઇસરાયના મન્ત્રીને લખ્યું કે જો વાઇસરાય સાહેબ અસહકારની લડતને લગતા મારા વિચારો મારે મ્હોડેથી સાંભળવા ઈચ્છતા હશે તો હું ખુશીથી તેમને મળવા આવીશ. તે મુજબ હું તેમને મળ્યો. પણ તે અલી ભાઇઓને પકડવાના સરકારે કરેલા નિર્ણયને ફેરવાવવાને સારૂ નહિ, પણ હું અસહકારી શા માટે બન્યો તે તેમને સમજાવી આપવા માટે. તેમ પહેલા દિવસની અમારી આખી મુલાકાત—જે બધી મુલાકાતોમાં સૌથી લાંબી થઇ હતી—દરમિયાન અલી ભાઇઓની ચનારી પરહેજીને લગતો એક અક્ષર પણ ઉચ્ચારાયો નહોતો. અલી ભાઇઓની વાત બધી વાતોની જોડે વાતચીતના સાધારણ વહેણમાં નીકળે ત્યારે જ નીકળી અને તે અહિંસા-તત્ત્વની તેમજ તેનો કેટલી હદ સુધી પ્રત્યક્ષ અમલ થઇ રહ્યો છે એને લગતી ચર્ચા ચાલી ત્યારે જ નીકળી. તેમાં જ્યારે વાઇસરાય સાહેબે મને અલી ભાઇઓનાં ભાષણોના રિપોર્ટ-માંના ઉતારા દેખાડ્યા ત્યારે મેં જોયું કે એમાંથી જે અર્થ કાઢવા કેટલાક લોકો મથી રહ્યા હતા તેવો અર્થ તેમાંથી કાઢી શકાય એવું હતું ખરૂં. તેથી મેં વાઇસ-રાય સાહેબને કહ્યુ કે સરકાર તેમને પકડે કે ન પકડે, હું પોતે તો અલી ભાઇઓને મળીશ તે સાથે જ આ બાબતમાં ખરી હકીકતનો ખુલાસો બહાર પાડી પોતાનુ વલણ ચોકખું કરી દેવા તેમને વીનવીશ. સરકાર એમને પકડવાનું કે કામ ચલાવવાનું બંધ રાખે તો જ હું અલી ભાઇઓને આવી સલાહ આપું એવી કશી શરત એની અંદર હતી જ નહિ. સરકારે પોતાની ઇચ્છાથી એ ખુલાસા પછી પોતાનો નિર્ણય ફેરવ્યો એ ડહાપણ કર્યું. એમ કરવું સ્વાભાવિક પણ હતું. મારા મનને એથી રાહત મળી એ પણ હું કબૂલ કરી લઉં છું. પણ પાલખાણની પેઠે હું એમ નથી માનતો કે અલી બિરાદરો પકડાત તો અવશ્ય ખુનામરકી થાત. અલી બિરાદરો મારી પેઠે જ અત્યારે ગજાદ્રોહના કાયદાનો ભંગ તો કરી જ રહ્યા છે અને તેથી પરહેજી અને જેલના ઉમેદવાર છે જ. અને પ્રજા જો અમને સાથ આપે જશે તો મોડીવહેલી પણ આ જ વરસ દરમિયાન અમારે એ સ્થિતિ લાવ્યે જ છૂટકો છે કે જ્યારે કાં તો અમને ત્રણેને પકડ્યા વગર નહિ તો પ્રજાને તેની માગણીઓ પૂરી કરી આપ્યા વગર સરકારને ત્રીજો રસ્તો નહિ રહે. અલી ભાઇઓની માફીનો અર્થ એટલો જ છે કે જેનો પોતે પણ બચાવ ન કરી શકે એવા ભલતા કારણસર તેઓ પકડાવા માગતા નથી.

આમ ખુનામરકીને ઉત્તેજન આપ્યાના ખોટા બહાના હેઠળ અલી ભાઇઓ ન પકડાય એ જોવાને હું જેટલો તત્પર હતો તેટલો જ એ બન્ને ભાઇ તેમજ હું

તા. ૧૯-૬-૧૯૨૧

'કાયદાથી સ્થાપિત થયેલી' આ સરકારને વિષે અપ્રીતિ ફેલાવવાના આરોપસર પકડાઇયે એ જોઇને તો હું આનન્દ જ પામુ. અમને બધાને લાગ્યું કે જે બધી ઘટનાઓ બની રહી હતી તે વચ્ચે અલી ભાઇઓએ પોતાના ચોકખા વલણનો એવો ખુલાસો બહાર ન પાડવો એ લડતને નુકસાન પહોંચાડવા અને શત્રુના હાથમા મદદરૂપ થઇ પડવા સમાન હતું.

મુદ્દાની નહિ એવી બધી નાનીસૂની બાબતોમાં હું ચર્ચા કરીને અગર છૂટછાટ મુકીને સમાધાની કરવાની ઉમેદ રાખું છું એ પાલબાબુની ધારણા સાચી છે. પણ વાઇસરાયની જોડે એવી કશી જ આડવાળની શરતો મેં ચર્ચી નથી. એ કામ પ્રજાએ રીતસર ચુંટી કાટેલા અને એ કામને માટે અધિકાર આપેલા પ્રતિનિધિઓનુ છે; મારૂ ન હોય. પાલબાબુને હું ખાતરી આપુ છુ કે એમ પ્રજાની જાણ બહાર મારી મુખત્યારીએ હું ફડચો કરીશ એવી કશી જ બીક તેમણે રાખવી નહિ. તેમ એવી કશી શરતો નક્કી કરવાનો વખત આવશે ત્યારે પડદા પાછળ નમી કરવાનું એવું કશુ જ નહિ હોય. બે અજાણ્યા માણસો મળે અને એકબીજાનો પરિચય કરવાની ખાતર ભેગા બેસી વાતોચીતો કરે તે ખાનગી કે અગત સ્વરૂપની તો કહેવાય જ. અમે એકબીજાને ઓળખતા થવા ખાતર મળ્યા. છતા હું વાચકને એટલું કહી દેવા ઇન્તેજાર છુ કે અમારી વચ્ચે થયેલી વાતચીતને પરિણામે તુરતમા કશી સમાધાની થવાની આશા તે ન જ બાંધે એવી સમાધાનીને માટે પ્રજા પણ કરવાનુ તેટલુ હજુ કયાં કરી છુટી છે? અને વાઇસિરાય પણ મારે હિસાબે તો તેલ અને પાણીને એક કરવા મથી રહ્યા છે. એઓ છાશની દોણીમાં દૂધ બગવા માગે છે. એમને ખિલાફત અને પંજાબના જખમ વહેતા રહેવા દેવા છે અને તોય હિન્દને મનાવવું છે, ખુશી કરવું છે! આ કેમ બની શકવાનુ?

જો પંજાબ અને ખિલાફતના ઇન્સાફ મળી જાય તો સ્વરાજની લડતનું બાકીનું કામ હું બીજા આગેવાનોને સોંપી દઇ નિવૃત્ત થઇ જાઉં એ પાલબાબુની અટકળ સાચી છે. કારણ હિન્દુસ્તાન જે દહાડે આ બે મહાન અન્યાયોનો ઇન્સાફ મેળવી લેવા જેટલું સામર્થ્ય બતાવી શકશે તે દહાડે પછી સ્વરાજ સ્થાપવું એ તો માત્ર માણસ મોકલી દેવાની ખબર આપવા જેવી જ વાત રહી હશે. દરેક અન્યાયનો ઇન્સાફ મેળવવાની અને ડાયરશાહી તેમજ લૉઇડ જ્યૉર્જશાહી ન થવા દેવાની લોકોમા શક્તિ આવે એટલે એથી સ્વરાજ કંઇ બીજું રહ્યું એમ મને નથી લાગતું. માઇકલ ઓડવાયરનો પન્થ જાલીમનો છે અને લૉઇડ જ્યૉર્જનો

વિશ્વાસઘાતનો છે. આ બે પન્થરૂપી દૈત્યોનો આપણે પહેલો નાશ કરીશું ત્યારપછી જ આપણે સ્વરાજ ચલાવવાને લાયક થઇશું. બંગાળના અસહકારીઓ જો મારી વાઇસરૉય જોડેની મુલાકાતને સારૂ મારા ઉપર રોષે ન ભરાયા હોય તો તેનો એટલો જ અર્થ છે કે તેઓ જાણે છે કે પંજાબ અને ખિલાફતનો પ્રથમ ફડચો થયા સિવાય કોઇ જાતની સમાધાની થવી અસંભવિત છે. તેઓ જાણે છે કે સ્વરાજની યોજનાઓ ઉપર ચર્ચા કરવાનો સમય કોઇ પણ જાતની સમાધાનીમાં અત્યારે અન્તરાયરૂપ એવા આ બે મહાઅન્યાયો દૂર થયા પહેલાં સંભવતો જ નથી. એ અન્યાયો દૂર થવાની આશા ન હોય તો પછી હિન્દુસ્તાનને સંપૂર્ણ સ્વાધીનતા સિવાય બીજું ધ્યેય જ ન હોઇ શકે. બારીસાલ પરિષદમાં મળેલા બંગાળીઓને પાલબાબુની સ્વરાજની ચર્ચાનો એટલા સારૂ રોષ ચડ્યો કે બાઇ મારા ધારવા મુજબ તેમને પાલબાબુની એવી ચર્ચા 'બેંશ ભાગોળે' ના જેવી પ્રસંગ પહેલાની અને સ્વરાજના યોગ્ય જુસ્સાને હરકતકર્તા લાગેલી. પાલબાબુનો પ્રયત્ન પાયો મજબૂત કર્યા પહેલા કળશ ચડાવવા જેવો હતો. અત્યારે સ્વરાજની યોજનાઓની એવી અપ્રાસંગિક ચર્ચાઓ કરવાનું છોડી દેવા હું પાલબાબુને નમ્રપણે વીનવું છું અને તેમને ખાતરી આપું છું કે હું પોતે તો સ્વરાજની કોઇ પણ યોજનાને વિષે પ્રજાના પ્રતિનિધિઓની જોડે ખુલ્લી અને સંપૂર્ણ ચર્ચા કર્યા વગર કોઇ પણ જાતની પ્રવૃત્તિ કરવાનો નથી. ખિલાફત અને પંજાબની બાબતમાં તો કશું ચર્ચા કરવાપણું કે નહીં કરવાપણું છે જ નહિ, કારણકે એ બાબતમાં સમાધાની માટેની પ્રજાની ઓછામાં ઓછી માગણીઓ સૌ કોઇને વિદિત છે.

---

## § 'લીડર'ની ટીકા

નિશાળો ભંગાવવાનું અને વકીલોને વકીલાત છોડી ઘેર બેસવાનું કહેવાનું ફરી હવે બેઝવાડાનો કાર્યક્રમ કાઢીને તેમાં પ્રજાને પરોવવાનું મને ડહાપણ આવ્યું તે માટે 'લીડર' પત્રે મારાં અઘટિત વખાણ કર્યાં છે, અને આટલા દિવસ પ્રજાને અસહકારનાં ખંડનાત્મક અંગ સ્વીકારવાનો ઉપદેશ કર્યો એટલા સારૂ મારો ઉપહાસ કર્યો છે. તે પત્રમાં એક લખનાર મને બાજીનો ક્રમ હવે સાવ પાછો ખેંચી લેવા વીનવે છે. 'લીડર'ને તથા તે લખનારને તરત વિદિત થાય કે હું ઇચ્છું તોય તેમ કરવાને નાચાર છું. એ સત્તા મહાસભાની અને ખિલાફત કમિટીની

છે. અને ખંડનાત્મક અંગ ઉપરની મારી શ્રદ્ધા તો જેવી ને તેવી જ અડગ છે. એટલે મહાસભા તથા ખિલાફત કમિટી તેને છોડે તોય હું પોતે તો તે ન જ છોડું. તેમને મન અહિંસા પરમધર્મ ન હોય. એ મંડળમાંથી એકેને અહિંસા પરમધર્મ નથી. પરન્તુ મારે મન તો અહિંસા એ સંસારના સન્તાપમાત્રનું પરમનિવારણ છે. એટલે વકીલો પાછા વકીલાત કરવા મંડે અથવા વિદ્યાર્થીઓ પાછા સરકારી નિશાળે જાય એમાં મારી સંમતિ કદાપિ ન હોય. અને મહાસભા જ્યાં લગી અસહકારી છે ત્યાં લગી વકીલો અથવા સરકારી શાળાઓના વિદ્યાર્થીઓ મહાસભાનો કારભાર કરે એમાં પણ હું સંમત ન થાઉં.

અસહકારના પહેલા પગથીઆ સમાન ખંડનાત્મક અંગનો ભાષણો ઇત્યાદિ દ્વારા પ્રચાર હવે પૂરો થયો. ઇલકાબ, કોર્ટ, નિશાળ અને ધારાસભા પરત્વે આપણી શું સ્થિતિ છે તે જાણી લીધું. આ વસ્તુઓની આગલી પ્રતિષ્ઠા નાશ પામી છે એમ હું માનું છું. સંખ્યાની દૃષ્ટિએ એકાએક ધ્યાન ખેંચે એવું પરિણામ નજરે નથી પણ એ જોઇને સામા પક્ષ વાળા ભલે આશ્વાસન લે. જે લોકોએ મહાસભાનો આદેશ માગ્યો છે તેઓ દ્વારા શાન્તિમય છતાં સંગીન પ્રચાર થયાં જ કરશે. પણ એક વાત તો સ્પષ્ટ છે કે મહાસભાએ ઠરાવેલી ત્રણ શરતો પળાય નહિ ત્યાં લગી સહકાર થવો અસંભવિત છે.

ખેડવાણના કાર્યક્રમમાત્રથી સ્વરાજ્યસ્થાપના ન થાય એ વાત મનેય માન્ય છે, પણ સ્વરાજની દિશામા તે એક મોટું પગલું છે એવો મારો ચોક્કસ અભિપ્રાય છે. આટલું કામ પાર પડયું એટલે પ્રજામાં આત્મવિશ્વાસ આવશે અને જરૂર પડયે તે બીજાં પગલાં પણ લઇ શકશે, એક કરોડ મતદારો (મહાસભાના સભાસદને અનેક વિવિધ મંડળોને સારૂ રાષ્ટ્રીય પ્રતિનિધિ ચુંટનારા મતદારો જ છે) એટલે સ્વરાજને માટે એક વાસ્તવિક મતાધિકારીઓનું જૂથ ઉભું થયું. વીસ લાખ રેંટીયા ફરવા માંડે એટલે જગત જાણે કે હવે હિન્દુસ્તાને દરિદ્રતાને દેશવટો આપવાનો, સ્વાવલંબી થવાનો અને આર્થિક સ્વાતન્ત્ર્ય પામવાનો નિશ્ચય કર્યો છે. એક કરોડ રૂપીયા મળે તો પોતાના ભાગ્યમાં લખેલા શુભલેખ સાચા પાડવાના પ્રજાના નિશ્ચયનું શકુન થયું ગણાય.

બીજી પ્રજાઓના ઇતિહાસોથી આપણે આપણાં મગજ એટલા બધાં ભરી દીધા છે કે ત્રીસ વર્ષના કે સો વર્ષના વિગ્રહ વિના—એટલે લશ્કરી શિક્ષણ તથા મોટાં સૈન્ય વિના-આપણી ઇષ્ટસિદ્ધિ થાય એ આપણને ગળે જ ઉતરતું નથી.

તા. ૧૯-૬-૧૯૨૧

આપણે આપણો પોતાનો ઇતિહાસ વાંચવાનો શ્રમ લેતા નથી અને એક રાજા જાય ને બીજો આવે, રાજવંશો સ્થપાય ને નાશ પામે, છતાં પ્રજાનું રૂંવાડું ફરકતું નહિ એ વાત આપણે ભૂલી જઇયે છીયે. છેલ્લું મહાભારત યુદ્ધ પણ આપણને એ જ શીખવે છે કે લશ્કર કરતાં દેશના ભવિષ્ય વિષેની આપણી દૃષ્ટિ ફેરવવાની જ વિશેષ જરૂર છે. લાંબા કાળના અભ્યાસે કરીને આપણા મનમાં બસ એમ જ ઠસી ગયું છે કે આપણી કરોડોની પ્રજા એક લાખ અંગ્રેજ (જેમાંના બધા કંઇ અમલદારો નથી) આગળ કશી ગણતરીમાં નથી! એકવાર અંગ્રેજી રાજ્યનો ડર આપણે કાઢી નાખીયે અને આપણે ચરણરજદાસ છીયે એ વિચારને કાયમને માટે દફનાવી દઇયે એટલે તે જ ક્ષણે આપણો છુટકારો છે. હું માનું છું કે એક વર્ષની અંદર આટલો વિચારપલટો શક્ય છે, અને મને આશા છે કે એટલી મુદતમાં હિન્દુસ્તાન તૈયાર થઇ જશે. આજ લગી આપણે બોલ્યા છીયે બહુ ને કર્યું છે થોડું. મહાસભાના બે જ વર્ષ પહેલાના ઠરાવો જોઇયે તોયે જણાઇ આવે કે અરજી કરવાનો ઠરાવ થયો હોય પણ અરજી થાય નહિ એ સ્થિતિ હતી. આજલગી કંઇ કામ હોય તો આપણે સરકારના મ્હો સામું જોઇને બેસતા; અને સરકાર તો આપણી સામું જોતી નથી એ આપણે જાણ્યું, એટલે આપણને અસન્ત નિરાશા થઇ છે. આપણી ઉપર કે સરકાર ઉપર આપણને વિશ્વાસ રહ્યો નથી. અસહકારની પ્રવૃત્તિ એ આ નિરાશા અને અવિશ્વાસના કાળા વાદળાને હઠાડીને આશાનાં કિરણ સર્વ દિશાએ ફેલાવવાનો પ્રયત્ન છે. આપણને આપણા પોતામાં આસ્થા બેસી એટલે અંગ્રેજનેય આપણા ઉપર આસ્થા બેસશે એવું મારૂં વચન છે. તે પછી જ સરકાર અને આપણી વચ્ચે સહકાર સંભવે, ત્યાં લગી નહિ જ. વિચારશું તો આપણને જણાશે કે ચાલુ રાજ્યતન્ત્રનું આખું મંડાણ આપણી નબળાઇના તલસ્પર્શી અભ્યાસ ઉપર છે, અને આપણી નબળાઇ એથી વધે છે, ઘટતી નથી. અસહકારમાં જેટલો રાજ્યપદ્ધતિના અન્તર્ગત સડા સામો વિરોધ છે તેટલો જ આપણા પોતામાંની હૃદયદુર્બલતા સામો પણ વિરોધ છે. દુષ્ટ રાજ્યપદ્ધતિનો સ્પર્શ થતાં જ અંગ્રેજ અને હિન્દી બેય વટલાઇ જાય છે. જેને અસહકારમાં અશ્રદ્ધા હોય એને પણ એક અખતરા તરીકે અસહકારનો ક્રમ અનુસરી જોવા હું વીનવું છું, અને એટલી પણ ખાતરી આપું છું કે જો એ ક્રમ પ્રજાને હાથે સંપૂર્ણ રીતે પાર પડશે તો સ્વરાજ પણ આ જ વર્ષે સ્થપાયા સિવાય રહેનાર નથી.

---

તા. ૨૬-૬-૧૯૨૧

તા. ૨૬-૬-૧૯૨૧

## § કરોડ કરો

કોઇ પણ વ્યક્તિના સ્મરણને ખરા આદરભાવથી કાયમ કરવાનો માર્ગ એક જ છે, અને તે એ કે તેના જીવનના ધ્યેયને સિદ્ધ કરવું. જેને આખા હિન્દુસ્તાને 'લોકમાન્ય' કરીને થાપ્યા અને આજે પણ જેને પ્રજા 'લોકમાન્ય' એ એક જ નામથી ઓળખવા માગે છે તેમનું સ્મરણ તેમના સમગ્ર જીવનના એકમાત્ર ધ્રુવ લક્ષ્ય 'સ્વરાજ'ની સ્થાપના સિવાય બીજું કયું હોઇ શકે?

ઑગસ્ટની ૧લી તારીખ આવશે ને લોકમાન્ય સ્વર્ગે સિધાવ્યાને એક વર્ષ થશે. લોકમાન્યનું વર્ષશ્રાદ્ધ હિન્દુસ્તાન કઇ રીતે કરે? સ્વરાજ સ્થાપી બતાવીને જ હિન્દુસ્તાને લોકમાન્યની વરસી વાળવી શોભે. આવું શ્રાદ્ધ કરીયે એ લોકમાન્યનું કેવું સુન્દર, કેવું ઉમદા સ્મારક કર્યું કહેવાય! અને ૧લી ઑગસ્ટ આવી પહોંચે તે અગાઉ લોકમાન્યનું એવું સ્મારક કરવું અશક્ય છે એમ માનવાને પણ કશું કારણ નથી.

છતા મારા જેવો આશાવાદી પણ ઑગસ્ટની ૧લી તારીખે તો સ્વરાજ-સ્થાપનાની ઝાંખીની ઉમેદ ન કરે. તથાપિ જો આપણે રાતના દિવસ કરીને ઉદ્યમ કરીએ, ઉદ્યમમાં ગિરફતાર થઇ જઇએ તો અક્ટોબરની ૧લી તારીખે તો અવશ્ય સ્વરાજ સ્થાપી શકાય. પણ એથીયે વધુ આશાભરી કલ્પના કરીએ તોપણ તા. ૩૧મી ડિસેમ્બરથી તો સ્વરાજસ્થાપનાની તારીખને કોઇ પણ રીતે આઘી ન જ ઠેલી શકાય. જો મોડામા મોડું તા ૩૧મી ડિસેમ્બરને દિવસે પણ હિન્દુસ્તાન સ્વરાજ ન જાહેર કરી શકે તો મારે હિસાબે તો મહાસભાએ ડૂબી મરવું રહ્યું.

પણ બેઝવાડામાં આપણે માથે લીધેલા કરોડ રૂપીયા પણ જો આપણે મુદ્દતસર ભેળા ન કરી શકીયે તો સ્વરાજસ્થાપના તો કેટલી દૂર રહી? આજથી તો એક કરોડ પૂરા કરવાને હવે આપણી પાસે ચોકખા ચાર દિવસ રહ્યા છે.

થયેલું કામ આપણે તપાસી જઇએ. જો બધું વ્યવસ્થાસર પાર ઉતરે તો મુંબાઇનો ભંડાર ત્રીસમી જૂન સુધીમા ૪૦ લાખ ભેળા થશે. આ ચાળીસ લાખ પણ જુદા જુદા પ્રાન્તો તરફથી નીચે ધાર્યા મુજબની રકમ મુદતની અંદર પૂરી ભરાય તો જ, એ ધ્યાનમા રાખવાનું છેઃ બંગાળ ૩; પંજાબ ૪; સિન્ધ ૩; આન્ધ્ર

૩; મધ્ય પ્રાન્ત ૩; બિહાર ૪; ગુજરાત ૧૦; અને બાકીના બધા પ્રાન્તો મળીને ૧૦ લાખ. આ પ્રમાણે મુંબઇ સિવાય બહારના બધા પ્રાન્તો મળીને ૪૦ પૂરા કરી લે એમ માનીયે.

બાકીના સાઠ લાખ મુંબઇએ જ કરવા અને કરાવી આપવા રહ્યા. જો આપણે ૩૦મી જૂન પહેલાં કરોડ કરવા હોય તો મુંબઇ અને કલકત્તાના ધનિકોમાંથી જ એટલે કે જેમને આ લડતને વિષે શ્રદ્ધા છે અને તેના પ્રત્યે જેની લાગણી છે તેમની વચ્ચેથી જ ભેળા કરવા રહ્યા.

જો હિન્દુસ્તાનનો ધનિકવર્ગ સમજી જાય કે તેમની ખરી સલામતી આ તુ સરકારથી ડરવામાં નહિ પણ નીડર બનીને પ્રજાની લડતને મદદ કરવામાં રહેલી છે, તો આ કરોડની રકમ એકઠી કરવી તો શું પણ એક મહિનામાં સ્વરાજ સ્થાપવું એ પણ કશી મોટી વાત ન રહે. આજે એ ધનિકવર્ગ લાખો રૂપીયા મેળવી રહ્યો છે તે કરોડો રૂપીયા દેશ બહાર મોકલીને, એટલે કે તેઓ પોતાને મળનારા લાખો રૂપીયાના બદલામાં તેમના કરોડો કંગાલ દેશવાસીઓના મ્હોનો કોળીઓ ઝૂંટવીને અમર તો અનેકોને ભૂખે ટળવળાવીને કરોડો રૂપીયા પરદેશીઓના ઘરમાં મોકલે છે, તેઓ જ આજે બીજા હરકોઇ વર્ગના કરતાં મુખ્યત્વે કરીને હાલનું રાવણમય્યું રાજ્યતન્ત્ર નભાવી રહ્યા છે, જે રાજ્યતન્ત્ર આખર વેળાએ નરી ડાયરઓડવાયરશાહી ચલાવીને પણ હિન્દુસ્તાનને કબજે રાખવા બેસુમાર લશ્કરી ખરચનો બોજો વેંઢારી રહ્યું છે.

પણ આજે પ્રત્યક્ષ જે સ્થિતિ વર્તી રહી છે તે તરફ પણ આપણે દુર્લક્ષ ન જ કરીયે. આપણા ધનવાનમાં ધનવાન માણસો આજે કલેકટરો અને કમીશનરોની ઈતરાજી વહોરતાં ડરી રહ્યા છે. કેટલાક તો પ્રામાણિકપણે અસહકારના વિજયમાં જોખમ જોઇ રહ્યા છે. તેમને લાગે છે કે અસહકાર સફળ થાય તો ઓછામાં ઓછું તુરતને માટે તો અંધાધુંધી, ખાનાખરાબી અને જાનમાલનો નાશ પ્રવર્ત્યા વગર રહે જ નહિ. આવા લોકોને આપણે ધીરજ ન ખોતાં મનસાવાચાકર્મણા અહિંસાની ભાવનાથી આખા દેશના વાતાવરણને ભરી દઇને ખંત અને ઉદ્યોગથી તેમનાં મન જીતી લેવાં.

દરમિયાન આ ખોટ જો આપણે ભરી કાઢવી હોય તો જે થોડા ધનિકો અને અનેક ગુણસંપન્ન સ્ત્રીપુરુષો અત્યારે આપણી લડતમાં સામેલ છે તેમણે અત્યાર સુધી આપ્યા તેના કરતાં વધુ મોટા ભોગો આપવા રહ્યા છે એ આપણે સચોટ વગી જવું જોઇયે. મુંબઇમાં આનો ઠીક આરંભ થઇ ચુક્યો છે. ઘણાંએ

તા. ૨૬-૬-૧૯૨૧

મહેનત કરનારા મર્જીશ્રીમંતોની નાનીમોટી ટુકડીઓ 'ફરોડ કરવા' નીકળી પડેલી અત્યારે મુંબઈમાં ઠેરઠેર જોવામાં આવે છે. તેમને અનેક ચડઊતર ઓળંગવી ઊતરવી પડે છે; પણ તેઓ હિમ્મત ન હારતાં, પરિશ્રમ સામું ન જોતાં, પોતાનો માર્ગ કાપ્યે જાય છે.

આપણે ઉઘરાણીની, આગ્રહની, કે શરમાવીને આંકડો મુકાવવા આવનારની રાહ જોઇ બેસી રહેવાનું છોડી દેવું જોઇએ. મુંબઇના ધનિકોએ ઉઘરાવવા આવનારની રાહ ન જોતાં જાતે જ પોતપોતાની રકમો મોકલી આપીને ઉઘરાવનારાઓને તેટલી મદદ કાં ન કરવી? તેમ બીજાઓ ભરે પછી ભરવા સુધી રાહ જોવાની ટેવ પણ કાં રાખવી?

અને જેઓ લાખોહજારો ન આપી શકે તેવાઓનું શું? તેવાઓ પણ થોડાક ધનિકોની ઉપર પડનારો અતિશય બોજો થોડે અંશે પણ અવશ્ય હલકો કરી શકે. તેમણે કોઈ સંસ્થા કે સોસાયટી તરફના નિમન્ત્રણની રાહ જોઇ બેસી ન જ રહેવું ઘટે. દરેક ફિરકાએ, દરેક ન્યાતે, દરેક વેપારીબજારે, પોતપોતાના ઇલાકા કે બજારનો ફાળો ઉઘરાવવાનું અને યોગ્ય સ્થળે ભરાવવાનું ચાલુ કરી દેવું જોઇએ. બાકી રહેલા આ ચાર દિવસો જે જેને કોઇ ને કોઇ ફાળો એકઠો કરવાની તાકાત છે તેણે તે એકઠો કરવાની રીતસર સત્તા મેળવીને નાણાં ભેળાં કરવામાં જ ગાળવા નિશ્ચય કરવો જોઇએ.

હિન્દુસ્તાનના બધા પ્રાન્તોનું કુલ ભરણું મળીને ૪૦ લાખથી વધુ ન થાય એ નામોશીની વાત તો છે જ. એ નામોશી ધોઈ કાઢવાનો વખત હજુયે નથી વીત્યો. હજુયે આપણે આ આપભોગના ઉત્સવના છેલ્લા ચાર દિવસોને પર્વના દિવસો સમજીને સંપૂર્ણ નિઃસ્વાર્થી સ્વાર્થત્યાગી અને ફાળો ઉઘરાવવા પાછળ પોતાની બધી શક્તિઓ આપી દે એવા સેવકો દેશને આપીને એ નામોશી ધોઇ શકીએ છીએ.

ધનિકવર્ગના આટલા બધા લોકો દ્રવ્ય આપવાને નારાજ છે તેમજ આમ વર્ગમાંથી ફાળો ઉઘરાવવાની સંપૂર્ણ યોજના આપણે નથી તૈયાર કરી શક્યા એનો અર્થ એ જ થયો કે આપણામાંના થોડાકે મરણીઆ થઇને સ્વરાજસંસ્થાપનાના આ યજ્ઞમાં પોતાનું સર્વસ્વ હોમવું અને રાષ્ટ્રની સેવાને ખાતર ફકીરી લેવી. ગુજરાતના ચાર કાર્યકર્તા આગેવાન ભાઇઓ પોતાનું સર્વસ્વ અર્પણ કરીને આ દિશાએ મંગળાચરણ કરી ચુક્યા છે. એક ભાઇ જેઓ વિદેહ થયા તે તો પોતાની જીંદગીની

કુલ કમાણીની રકમ રા. ૨૫ હજારથી વધુ, આના પાઇ સિક્કે સ્વરાજ ફાળાને આપતા ગયા છે. મને ઉમેદ છે કે આ ભાઇઓના ઉજ્જ્વલ આપભોગનો ચેપ બીજાઓને પણ લાગશે. સ્વતન્ત્રતાની લડતમા આવનારને ત્રિકાળે પણ નુકસાન ન હોય.

જો આ જ વર્ષે આપણે સ્વરાજ મેળવવું હોય તો આપણે ઓછામા ઓછો એકવાડાનો કાર્યક્રમ તો પ્રતિજ્ઞા કરેલી મુદતની અંદર પૂરો કરી બતાવવો જ જોઇયે. આપણે કરોડ રૂપીયા કરી બતાવીશું તો તે એ કાર્યક્રમની સફળતાની એક જીવતી જાગતી સાબીતી થશે.

મહાસભાના કરોડ સભાસદો કરવાનું અને ૨૦ લાખ રેંટીયા ચાલુ કરવાનું કામ પણ ઓછું મહત્ત્વનું નથી. આને સારૂ આ છેલ્લા દિવસોના પ્રયત્ન તરીકે હું આખા દેશભર ગામેગામ અને જ્યા જ્યા ભરી શકાય ત્યા બે ગંજાવર જાહેર સભાઓ ભરવાની સૂચના કરૂં છું. એક આજે અને બીજી ત્રીસની તારીખને દિવસે. આ સભાઓમા મહાસભાનું ધ્યેય લોકોને સમજાવી બતાવવાનું અને ૨૧ વરસ અને તેથી વધુ ઉમરના એકેએક સ્ત્રીપુરુષને પોતાને ત્યાની કોઇ એક જૂની મહાસભાસમિતિના સભાસદ બનાવવાનું કામ કરવામા આવે. સભાસદો નોંધવા અને તેના લવાજમના ચાર ચાર આના ઉઘરાવવા સિવાય બીજું કશુ જ કામ આ સભાઓમા ન થાય. આ બધી જગાઓમા આ દિવસોને સારૂ સભાસદો નોંધવાના કાયમ મથકની સમિતિઓ તરફથી પૂરા પાડવામાં આવે અને જવાબદાર માણસો સભાસદો મેળવવાનું કામ માથે લે.

રેંટીયાઓના નક્કી આંકડાઓ હજુ આપણને મળ્યા નથી, છતા મારી પાસે ગામેગમથી જે જે અહેવાલો આવી રહ્યા છે તે ઉપરથી મને વિશ્વાસ છે કે રેંટીયો પ્રજાવર્ગમા એટલે સુધી દાખલ થઇ ચુક્યો છે કે થોડા કે વધુ પ્રમાણમા કાંતનાર વીસ લાખ રેંટીયા દેશમા ફરતા થઇ ગયા હોવા જોઇયે.

---

## ગુજરાતમાં આપભોગ

ગુજરાતે પ્રજાકાર્યમાં ભારે આપભોગ કર્યો હજુ મેં જાણ્યો નથી. જે આપભોગ ભરૂચ પ્રરિષદ વેળાએ થયો તેને હું ગુજરાતનો આપભોગ ગણુતો નથી. તે ગુજરાતમાં થયેલો આપભોગ છે, ગુજરાતમાં જ્યારે ઘણા સ્ત્રીપુરુષો દેશને સારૂ સર્વસ્વ આપે ત્યારે જ આપણે ગુજરાતના આપભોગની વાત કરી શકીયે.

પોતાની ખરી સ્થિતિનું જ્ઞાન થાય ત્યારે બીજાને પોતાનું સિંહપણું ઓળખી લેતાં વાર નથી લાગતી. એક પ્રાન્ત પણ અસહકારની સંપૂર્ણ સફળતા બતાવે એટલે બીજાને જરાયે વખત લાગે તેમ નથી. અને એકમાં પણ સ્વરાજની શક્તિ આવી કે ખિલાફતનો અને પંજાબનો પણ ફેંસલો થયો જ સમજવો. એ શક્તિ કેવી એનો ખ્યાલ બીજે સમયે આપવા ધારું છું. અત્યારે તો એટલું જ સૂચવવા ઇચ્છું છું-કે આપણે અસહકારની પૂરી શક્તિ મેળવવાની તૈયારી કરીયે તેમાંયે ઘણા જુવાનોએ, ઘણી સ્ત્રીઓએ સંપૂર્ણ ત્યાગ કરવો જોઇયે.

બધું આપે તો ખાય શું ? બીખ માગીને ખાવું ને સેવા કરવી તેના કરતા સેવાનો વિચાર છોડી પોતાનું ને કુટુંબનું પેટ ભરવું એ જ બરોબર જણાય; અને 'બીખ' માગીને સેવા કરવાની હોય તો ઉપરનો વિચાર બરોબર જ છે. પણ દરેક મજૂર પોતાની મજૂરીજોગો લાયક છે જ. અને જે સેવાનો હું વિચાર કરી રહ્યો છું એ સેવા સરદારી કરવાની નહિ પણ ખરેખરી મજૂરી કરવાની. સ્વયંસેવક એ કે જે પગાર લઇ સેવા કરતો હોય એના કરતાં વધારે વૈતરું કરે, વધારે પ્રામાણિક હોય, વધારે શક્તિ ધરાવે, વધારે નમ્ર હોય, હુકમને તાબે રહેવાની શક્તિ વધારે ધરાવે. એવા સેવકને માત્ર તેના પેટપૂરતું જ આપેલું હોય. એ ભિક્ષા ઉપર નથી નભતો, પણ એ દેશની સાચી સેવા કરે છે. એ વધારે આપે છે અને થોડું લે છે. જે પોતાની પાસે દ્રવ્ય રાખીને દેશની મફત સેવા કરવાનો દાવો કરે છે એ પેલા સર્વસ્વ આપનારના કરતાં ઓછો યોગ્ય છે. જો સામાન્ય અનુભવ એથી ઉલટો હોય તો એનો અર્થ એ છે કે સર્વસ્વ આપનારે ચોરી કરી, એટલે કે તેણે પોતાનુ દ્રવ્ય તો આપ્યું છે પણ પોતાનું મન, પોતાનું શરીર નથી આપ્યાં. એટલું જ નહિ પણ સર્વસ્વ આપવાનો દાવો કરી વધારે લે છે અને ઓછું આપે છે. હું મારી પાસે રહેલા લાખ આપીને દેશને લાખોના ખરચમાં ઉતારું, મારો વખત ચોરું, મારું મન ચોરું તો હું અવશ્ય ભીખારી બન્યો, ભીખારીથી પણ નપાવટ બન્યો. એવા આપભોગનું વર્ણન હું નથી કરી રહ્યો. જે આપભોગની માગણી હું કરું છું તેમાં ભીખારીપણાને અવકાશ જ નથી. એ આપભોગ છૂપાવ્યો છૂપી શકતો નથી. અને જ્યાં સુધી એવી સ્થિતિ દેશમાં ઉત્પન્ન નથી થઇ ત્યાં સુધી સ્વરાજનો વિચાર કરવો નિરર્થક છે. જ્યારે કેટલાંક સ્ત્રીપુરુષો સર્વસ્વ હોમવા તૈયાર થશે ત્યારે જ સ્વરાજ-સેના ઉભી થશે, ત્યારે જ તેની પાછળ સામાન્ય ત્યાગ કરનારા નીકળી પડશે અને તેઓ શોભશે.

પોતાની ખરી સ્થિતિનું જ્ઞાન થાય ત્યારે બીજાને પોતાનું સિંહપણું ઓળખી લેતાં વાર નથી લાગતી. એક પ્રાન્ત પણ અસહકારની સંપૂર્ણ સફળતા બતાવે એટલે બીજાને જરાયે વખત લાગે તેમ નથી. અને એકમાં પણ સ્વરાજની શક્તિ આવી કે ખિલાફતનો અને પંજાબનો પણ ફેંસલો થયો જ સમજવો. એ શક્તિ કેવી એનો ખ્યાલ બીજે સમયે આપવા ધારૂં છું. અત્યારે તો એટલું જ સૂચવવા ઇચ્છું છું કે આપણે અસહકારની પૂરી શક્તિ મેળવવાની તૈયારી કરીયે તેમાંયે ઘણા જુવાનોએ, ઘણી સ્ત્રીઓએ સંપૂર્ણ ત્યાગ કરવો જોઈયે.

બધું આપે તો ખાય શું ? ભીખ માગીને ખાવું ને સેવા કરવી તેના કરતા સેવાનો વિચાર છોડી પોતાનું ને કુટુંબનું પેટ ભરવું એ જ બરોબર ગણાય; અને 'ભીખ' માગીને સેવા કરવાની હોય તો ઉપરનો વિચાર બરોબર જ છે. પણ દરેક મજૂર પોતાની મજૂરીજોગો લાયક છે જ. અને જે સેવાનો હું વિચાર કરી રહ્યો છું એ સેવા સરદારી કરવાની નહિ પણ ખરેખરી મજૂરી કરવાની. સ્વયંસેવક એ કે જે પગાર લઇ સેવા કરતો હોય એના કરતાં વધારે વૈતરૂં કરે, વધારે પ્રામાણિક હોય, વધારે શક્તિ ધરાવે, વધારે નમ્ર હોય, હુકમને તાબે રહેવાની શક્તિ વધારે ધરાવે. એવા સેવકને માત્ર તેના પેટપૂરતું જ આપેલું હોય. એ ભિક્ષા ઉપર નથી નભતો, પણ એ દેશની સાચી સેવા કરે છે. એ વધારે આપે છે અને થોડું લે છે. જે પોતાની પાસે દ્રવ્ય રાખીને દેશની મફત સેવા કરવાનો દાવો કરે છે એ પેલા સર્વસ્વ આપનારના કરતા ઓછો યોગ્ય છે. જો સામાન્ય અનુભવ એથી ઉલટો હોય તો એનો અર્થ એ છે કે સર્વસ્વ આપનારે ચોરી કરી, એટલે કે તેણે પોતાનું દ્રવ્ય તો આપ્યું છે પણ પોતાનું મન, પોતાનું શરીર નથી આપ્યાં. એટલું જ નહિ પણ સર્વસ્વ આપવાનો દાવો કરી વધારે લે છે અને ઓછું આપે છે. હું મારી પાસે રહેલા લાખ આપીને દેશને લાખોના ખરચમા ઉતારૂં, મારો વખત ચોરૂં, મારૂં મન ચોરૂં તો હું અવશ્ય ભીખારી બન્યો, ભીખારીથી પણ નપાવટ બન્યો.' એવા આપભોગનું વર્ણન હું નથી કરી રહ્યો. જે આપભોગની માગણી હું કરૂં છું તેમા ભીખારીપણાને અવકાશ જ નથી. એ આપભોગ છુપાવ્યો છુપી શકતો નથી. અને જ્યાં સુધી એવી સ્થિતિ દેશમાં ઉત્પન્ન નથી થઇ ત્યા સુધી સ્વરાજનો વિચાર કરવો નિરર્થક છે. જ્યારે કેટલાંક સ્ત્રીપુરુષો સર્વસ્વ હોમવા તૈયાર થશે ત્યારે જ સ્વયંસેના ઉભી થશે, ત્યારે જ તેની પાછળ સામાન્ય ત્યાગ કરનારા નીકળી પડશે અને તેઓ શોભશે.

પોતાની ખરી સ્થિતિનું જ્ઞાન થાય ત્યારે બીજાને પોતાનું સિંહપણું ઓળખી લેતાં વાર નથી લાગતી. એક પ્રાન્ત પણ અસહકારની સંપૂર્ણ સફળતા બતાવે એટલે બીજાને જરાયે વખત લાગે તેમ નથી. અને એકમાં પણ સ્વરાજની શક્તિ આવી કે ખિલાફતનો અને પંજાબનો પણ ફેંસલો થયો જ સમજવો. એ શક્તિ કેવી એનો ખ્યાલ બીજે સમયે આપવા ધારું છું. અત્યારે તો એટલું જ સૂચવવા ઇચ્છું છું-કે આપણે અસહકારની પૂરી શક્તિ મેળવવાની તૈયારી કરીયે તેમાયે ઘણા જુવાનોએ, ઘણી સ્ત્રીઓએ સંપૂર્ણ ત્યાગ કરવો જોઇયે.

બધું આપે તો ખાય શું ? ભીખ માગીને ખાવું ને સેવા કરવી તેના કરતા સેવાનો વિચાર છોડી પોતાનું ને કુટુંબનું પેટ ભરવું એ જ બરોબર ગણાય; અને 'ભીખ' માગીને સેવા કરવાની હોય તો ઉપરનો વિચાર બરોબર જ છે. પણ દરેક મજૂર પોતાની મજૂરીજોગો લાયક છે જ. અને જે સેવાનો હું વિચાર કરી રહ્યો છું એ સેવા સરદારી કરવાની નહિ પણ ખરેખરી મજૂરી કરવાની. સ્વયંસેવક એ કે જે પગાર લઇ સેવા કરતો હોય એના કરતાં વધારે વૈતરું કરે, વધારે પ્રામાણિક હોય, વધારે શક્તિ ધરાવે, વધારે નમ્ર હોય, હુકમને તાબે રહેવાની શક્તિ વધારે ધરાવે. એવા સેવકને માત્ર તેના પેટપૂરતું જ આપેલું હોય. એ ભિક્ષા ઉપર નથી નભતો, પણ એ દેશની સાચી સેવા કરે છે. એ વધારે આપે છે અને થોડું લે છે. જે પોતાની પાસે દ્રવ્ય રાખીને દેશની મફત સેવા કરવાનો દાવો કરે છે એ પેલા સર્વસ્વ આપનારના કરતાં ઓછો યોગ્ય છે. જો સામાન્ય અનુભવ એથી ઉલટો હોય તો એનો અર્થ એ છે કે સર્વસ્વ આપનારે ચોરી કરી, એટલે કે તેણે પોતાનું દ્રવ્ય તો આપ્યું છે પણ પોતાનું મન, પોતાનું શરીર નથી આપ્યાં. એટલું જ નહિ પણ સર્વસ્વ આપવાનો દાવો કરી વધારે લે છે અને ઓછું આપે છે. હું મારી પાસે રહેલા લાખ આપીને દેશને લાખોના ખરચમાં ઉતારું, મારો વખત ચોરું,-મારું મન ચોરું તો હું અવશ્ય ભીખારી બન્યો, ભીખારીથી પણ નપાવટ બન્યો. એવા આપભોગનું વર્ણન હું નથી કરી રહ્યો, જે આપભોગની માગણી હું કરું છું તેમા ભીખારીપણાને અવકાશ જ નથી. એ આપભોગ છૂપાવ્યો છૂપી શકતો નથી. અને જ્યાં સુધી એવી સ્થિતિ દેશમાં ઉપજ નથી થઇ ત્યાં સુધી સ્વરાજનો વિચાર કરવો નિરર્થક છે. જ્યારે કેટલાંક સ્ત્રીપુરુષો સર્વસ્વ હોમવા તૈયાર થશે ત્યારે જ સ્વરાજ-સેના ઉભી થશે, ત્યારે જ તેની પાછળ સામાન્ય ત્યાગ કરતારા નીકળી પડશે અને તેઓ શોભશે.

એવા ત્યાગનો આ સમય છે. પ્રાન્તિક સમિતિએ સ્વયંસેવકોની માગણી કરી છે, જેની શક્તિ નથી, જેને કંઇ ધંધો સૂઝતો નથી એવાઓએ અરજી કરી હોય તો ભલે કરે, પણ જેની અરજીની હું આશા રાખું એ તો એવાની કે જે પોતાનું સર્વસ્વ આપીને દેશ જેટલું આપી શકે તેટલાથી પોતાનો ગુજારો કરે અને તેમ કરવામાં ગૌરવ માને. બીજું કાંઇ પણ ન સૂઝે ત્યારે જેઓ સ્વરાજના સેવક થાય તેવાના વડે આપણે આ મહાધર્મયુદ્ધમાં કદી પણ જીત મેળવવાના નથી. તેથી હું ઉમેદ રાખું છું કે જે ભાઇઓએ ત્યાગ કરેલો છે તેમનો ચેપ બીજા ઘણાને લાગશે અને ગુજરાતમાંના ત્યાગનું વર્ણન કરવાને બદલે ગુજરાતના ત્યાગનું વર્ણન કરવાનો શુભ પ્રસંગ મને પ્રાપ્ત થશે.

---

# મધુરી અને પુષ્પા

મધુરી અને પુષ્પા બે ૭ સાત વર્ષની બાળાઓ છે. હું એક કુટુંબની મુલાકાતે તિલક સ્વરાજ ફાળામાં દાન લેવાને લોભે પહોંચી ગયો હતો.

કુટુંબના પ્રેમાળ સ્ત્રીપુરુષોથી હું વીંટળાયેલો બેઠો હતો. તેવામાં મધુરી મારી પાસે ધીમે ચાલતી આવી પહોંચી. મેં તેને બોલાવી. કમનસીબે મને ખુરશીએ બેસાર્યો હતો. આ કુટુંબમાં ટેબલખુરશી વાપરવાનો ઠીક ચાલ હતો. ખુરશીએ બેઠેલો હું મધુરીને ખોળામાં તો કેમ બેસાડું ? મેં તેને મારી પાસે લીધી ને તેનું માથું મારા ખોળામાં મૂક્યું. મધુરી ધીમે સાદે બોલી:

'મેં તમને છેતર્યા છે !'

'મને તો મોટેરાં છેતરે, બાળકો કદી ન છેતરે. તું મને ન જ છેતરે.'

આમ મેં હસીને જવાબ આપ્યો. હું મધુરીની મુખમુદ્રા જોઇ રહ્યો હતો.

'મેં તમને સાચે જ છેતર્યા છે, મેં તમને દોઢ જ રૂપીયો આપ્યો.' મધુરીએ હિમ્મતથી ઉત્તર વાળ્યો.

'ત્યારે તો હું ખરે જ છેતરાયો. તેં તો આટલા દાગીના પહેર્યા છે ને મને દોઢ જ રૂપીયો આપ્યો ?'

એમ કહી મેં મધુરીનો નાનકડો હાથ મારા હાથમાં લીધો. તેની બંગડી મારા હાથમાં નાચવા લાગી. હું બોલ્યો:

'હવે તો તારે પ્રાયશ્ચિત્ત કરવું જોઇયે. નાનાં બાળકો તો તદ્દન નિર્દોષ હોય. તે કદી કોઇને છેતરે નહિ. પ્રાયશ્ચિત્ત કરવું એટલે પાપ ધોવું, મેલ કાઢવો. હવે તારે તો મેલ કાઢવો જ જોઇયે.'

'એ મેલ હવે કેમ નીકળે ? મેં તમને છેતર્યા તો ખરા જ.'

'મેલ કાઢવાનો સહેલો ઉપાય છે. તું તો સમજી ગઇ છે કે તારે મને ઘરેણાં આપવાં જોઇતા હતા, તેથી જ તેં કહ્યું કે તેં મને છેતર્યો. હવે તો તું મને બધાય ઘરેણા આપી દે એટલે તારૂં પાપ ધોવાઇ જશે.'

મધુરીનું મ્હોં હમણાં સુધી તો તેજસ્વી હતું, તે કંઇક ઝીલું પડયું. હું સમજ્યો ને મેં શરૂ કર્યું:

'બાળકોને ઘરેણાનું શું કામ હોય ? આપણે તો આપણા કામ વડે શોભીયે. ઘરેણા તો ખોવાય પણ ખરાં. તેના કરતાં તે આપણે સારાં કામમાં આપી દઇયે. તું તો બહુ ડાહી છોકરી લાગે છે. વળી પોતાનો ગુન્હો કબૂલ કરે છે. તારે રાજી થઇને બધાય ઘરેણાં આપી દેવાં જોઇયે. તેમાંથી હું ગરીબ ઘરોમાં રેંટીયા આપીશ. તારા જેવા બાળકોને ભણાવીશ. તારા જેવી બીજી છોકરીઓએ પણ પોતાનાં ઘરેણા આપ્યાં છે'

હું થોભ્યો.

મધુરીના કાનમા બે ઝીણાં માણેકના લવીંગીઆ હતા. હાથમા બે સોનાની ચૂડી ને એક કાચની બંગડી હતી. તે ધીમે સાદે બોલી:

'હુ આ કાચની બંગડી આપુ તો ચાલે ?'

આ બાળકને હું શું જવાબ દઉં ? એને તો મારી સાથે લઇ જઇને મારી દીકરી જ બનાવી લઉં ? પણ મને તો એવી કેટલીયે દીકરીઓ છે. હું તો હાલ કૃપણ વાણીઓ જ રહ્યો છું, લેવાનું જ જાણું છું. તેથી હું બોલ્યો:

'તારી કાચની બંગડીનાં પણ હું તો નાણાં કરૂં. છતા મને તો તારા બધાં ઘરેણા જોઇયે. તે આપવામા શી મોટી વાત છે ? એક તો તારૂં પાપ ધોવાશે ને મારા જેવાનુ કામ થશે. આપણને તારા ઘરેણા સ્વરાજ લેવામાં કામ આવશે. મને બધા નહિ આપે ? '

'હું મારી સોનાની બંગડી તો નહિ આપું. પણ મારાં આ (લવીંગીઆ બતાવીને ) લેશો ?'

તા. ૨૬-૬-૧૯૨૧

'એ તો તું ઠીક બોલી. પણ મને આ બંગડી પણ આપે તો કેવું સારું ?'

મધુરી કંઈક કોચવાઈ. મેં તેને બકી ભરીને કહ્યું: 'ઠીક ત્યારે લવીંગીઆં આપજે.'

મધુરી દોડી ગઈ. એક મિનિટમાં પાછી આવી. લવીંગીઆં ઉતારવાં શરૂ કર્યાં. દરમિયાન હું બોલ્યો:

'માજીની રજા લીધી ?'

'મને રજા આપી છે.'

'બધાં ઘરેણાં આપી દેવાનું કહ્યું. પણ મારે મારી બંગડી નથી આપવી.'

લવીંગીઆં ઉતર્યાં, મારા હાથમાં પડ્યાં. એક વળી નીચે પડી ગયેલો તે ધ્યાનથી શોધી મને મધુરીએ આપ્યો.

પણ મારો લોભ કેમે કર્યો ન જાય. મારી નજર પેલી બંગડી પરથી ન ઉતરે. હું આ બાળાનું નામ અત્યાર લગી જાણતો ન હતો. કોની છોકરી હતી તે પણ નહોતો જાણતો. મેં હવે નામ જાણી લીધું, તેના લાયક બાપને ઓળખી લીધા ને બોલ્યો:

'અરે મધુરી ! આ બંગડીમાં આટલી શી લાલચ ? તારા જેવી નિર્દોષ છોકરીને તે વળી ઘરેણાં કેવાં ? બંગડી પણ આપે નહિ ?'

મધુરી પીગળી. તેણે પોતાને જ હાથે બંગડી ઉતારી ને મારા હાથમાં મૂકી ! મને લાગ્યું કે હું જીત્યો.

પણ જીતી તો મધુરી. મારું મન એ બાળકીએ ચોરી લીધું. તેનાં માતપિતાનો મનમાં દ્વેષ કરવા લાગ્યો. એવાં બાળક સર્વ માબાપને હજો એમ આત્માએ માગ્યું. મારો સ્વરાજ મળવા વિષેનો વિશ્વાસ વધ્યો. મેં મધુરીને કહ્યું:

'હવે તો તેં હદ વાળી. તું બીજી બંગડી આપે તોયે ન લઉં. પણ આટલું આપ્યું તેટલું તેં ખુશી થઈને આપ્યું છે ? તારે પાછું જોઈએ તો તું લઈ લે.'

એમ કહી મેં ઘરેણાં તેની આગળ ધર્યાં.

'એ તો મેં તમને ખુશી થઈને આપ્યાં છે. મારે પાછાં નથી જોઈતાં.'

મને સવાશેર લોહી ચડ્યું.

દરેક વાંચનારે હજુ રેંટીયો ન લીધો હોય તો મેળવી લે ને કાંતવાનું શીખી લે.

આ ચાર દિવસ અમૂલ્ય છે, તે ફરી આવવાના નથી, એમ સમજી દરેક વાંચનાર પોતાથી બચે તેટલો બધો વખત આ ત્રણ કાર્યમાં જ આપે.

દરેક વાંચનાર રાષ્ટ્રકાર્યને પોતાનું જ ગણી ઉકેલે.

કોઈ એમ ન સમજે કે હવે ચાર દિવસમાં શું થાય?

ચાર દિવસમાં હજારો જન્મશે, હજારો મરશે.

એક જ રાતમાં રામચન્દ્ર જેવાનું ભવિષ્ય બદલાયું; એક જ દિવસમા હરિશ્ચન્દ્રે સત્યને સારૂ ફકીરી લીધી; એક જ દિવસમાં યુધિષ્ઠિર રાજ્ય હારી ગયા. મનુષ્યજીવનમા—પ્રજાજીવનમાં એક દિવસની કિંમત ઓછી નથી. તો પછી ચાર દિવસનું શું કહેવું? જો ગુજરાતે પોતાને પરાક્રમે સ્વરાજ—ધર્મરાજ મેળવવું હોય તો ગુજરાત આ પ્રથમ પરીક્ષામા પૂરા દોકડા મેળવે.

---

# કાઠીયાવાડીઓને—

જેમ જેમ જૂનની આખર નજીક આવતી જાય છે તેમ તેમ કાઠીયાવાડ ભણી મારી દૃષ્ટિ વધારે જાય છે. અત્યારે તો હું માત્ર કાઠીયાવાડની પૈસા સંબન્ધી સ્થિતિ વિષે જ લખવા ધારૂં છું. બીજા વિષયોમા હવે પછી પડવાની ઉમેદ રાખું છું.

સ્વરાજનું કાર્ય એ આખા ભારતવર્ષનું છે. દેશી રાજ્યોનો સ્વાર્થ કંઇ થોડો નથી. દેશી રાજ્યાધિકારીઓ જાણે છે કે સ્વરાજની ચળવળથી તેમનું બળ વધ્યું છે. દેશી રાજ્યોની રૈયત જાણે છે કે તેમનું જોર વધ્યું છે.

આ ચળવળ રાજાનો, સત્તાનો કે ધનનો નાશ કરવાની નથી. પણ તેને સ્વચ્છ કરવાની છે. જેટલે અંશે પાખંડ ઘટે તેટલે અંશે સ્વરાજની શીશીનો પારો ઉંચે ચડે. પાખંડ, અત્યાચાર અધર્મનો નાશ કરનારી આ પ્રવૃત્તિ છે.

આવી આ પ્રવૃત્તિમાં કાઠીયાવાડના રાજાઓ અને તેમની પ્રજા શો ફાળો આપશે? હજુ તો કંઇ નથી આપ્યું. કાઠીયાવાડ ધારે તો કરોડમા રહેલી ખોટ પૂરી પાડે. કાઠીયાવાડના સાહસિક લોકો અનેક જગ્યાએ ઉદ્યમને અર્થે ફેલાઇ ગયા છે. જ્યાં છે ત્યા ત્યા તો તેઓ આપી રહ્યા છે. વધારે આપો એમ ઇચ્છું છું. છતા તેમનો એ ફાળો તો ભારતવાસી તરીકેનો. પણ કાઠીયાવાડી ગુજરાતી

તરીકે તેઓ કાઠીયાવાડથી શું મોકલશે ? ગુજરાતના દસ લાખના ફાળામાં શું આપશે ? અથવા બળ કરી ગુજરાતનો કાળો કાં ખેડાવી ન શકે ?

પોરબંદર, રાણાવાવ, કુતિયાણા, બાંટવા, જેતપુર, ધોરાજીના મેમણો જ ધારે તો કરોડનો હજારો લઇ શકે. જામનગરના એક જ મેમણ ધારે તો સાઠ લાખની ખોટ પૂરી પાડે.

કાઠીયાવાડના એક જ રાજા રેંટીયાનો ધર્મ સમજી જાય તો તેને જ નિમિત્તે સ્વરાજના ફાળામા કરોડ રૂપીયા આપી શકે.

પણ હું જાણું છું કે મારે એવી આશા રાખવાની નથી. રાજાઓમા કે મેમણ ભાઇઓમા એવી શ્રદ્ધા નથી આવી. આ વેળાનું ઉઘરાણું એ સર્વની શ્રદ્ધાનું માપ છે.

પોતાના દરદ સારૂ આપણે કેટલું આપીયે ? હિન્દુસ્તાનનું દરદ પોતાનુ ગણનાર કેટલા હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી કે યહુદી છે ? કેટલા રાજા ને રંક છે ? હિન્દુસ્તાનના ભયંકર ક્ષયરોગને સારૂ સહુ કેટલું આપવા તૈયાર છે ? એ કસોટી આપણી બધાની થઇ રહી છે. જૂનની ત્રીસમી સુધીમાં દરેક હિન્દવાસીએ જવાબ આપવાનો છે, દરેક કાઠીયાવાડીએ પોતાની ફરજ બજાવવાની છે.

જેઓ હિન્દુસ્તાનને ક્ષય છે એમ માનતા નથી અથવા જેઓ ચાલુ પ્રવૃત્તિના એક પણ અંશને તે ક્ષયનું નિવારણ માનતા નથી તેઓ આમાં ન જ આપે. પણ એવા અશ્રદ્ધાળુ કાઠીયાવાડીઓ મેં ઓછા જ જોયા છે. તેથી કાઠીયાવાડની આશા હું મોટી રાખું છું.

વઢવાણ અને વીરમગામના લોકોએ મને વધારે આશા આપી. ઝાલાવાડ ગરીબાઇને સારૂ ને તેના સાંકડા મનને સારૂં વગોવાયું છે. એ જ ઝાલાવાડે મને આશ્ચર્ય પમાડયું છે. એકલું ઝાલાવાડ જો રૂપીયા ૨૫,૦૦૦થી વધારે આપી શકે તો હાલાર, સોરઠ ને ગોહિલવાડ શું આપે ? ભાવનગર શું આપે ? ભાવનગર તો અત્યારે કાઠીયાવાડનું મોટામાં મોટું બંદર છે. ત્યાંનો વેપાર સારામાં-સારો છે. ત્યાંની પ્રજા પ્રમાણમા ગુણી છે. તેનો હિસ્સો ક્યાં છે ?

ઝાલાવાડની બહેનોએ કંઇક નિરાશા ઉત્પન્ન કરી ખરી. બહેનોની સંખ્યા વણી જોઇ. પણ આખા હિન્દુસ્તાનના મારા અનુભવમાં વઢવાણની બે સભામા આવેલી બહેનોએ ઓછામા ઓછો ફાળો ભર્યો એમ મેં દુઃખપૂર્વક અનુભવ્યું. એ બહેનોએ સ્વરાજ્યનું—ધર્મરાજ્યનું નામ જ નહિ સાંભળ્યું હોય ? કે એ તો હોય પુરુષવર્ગનો

હતો? તેમણે બહેનોને આ ધર્મકાર્યને સારૂ જરાયે તૈયાર નહિ કરેલી? ગમે તેમ હો. કાઠીયાવાડની બહેનોની મને તો બહુ આશા છે. તેમને રેંટીયો ગમ્યો છે. સેંકડો ગરીબ બહેનો પોતાની આજીવિકા પેદા કરી રહી છે ને હિન્દમાતાની સેવા કરી રહી છે. શું ધનિક બહેનો પોતાના દાગીના અથવા પૈસા ન આપે?

કાઠીયાવાડીઓ મને ખાસ તેમનો ગણે છે. તે પ્રેમની કસોટી હવે થવાની છે. જો કાઠીયાવાડનો ખાસ પ્રેમ છતાં હું કાઠીયાવાડને સમજણ ન પાડી શકયો હોઉં તો હું બીજા ભારતવાસીઓને કેમ સમજાવી શકું? કાઠીયાવાડ જો મારો સન્દેશો સમજી ગયું હોય તો જરૂર કાઠીયાવાડનો ફાળો પ્રમાણમાં સૌથી મોટો હોવાની આશા રાખીશ.

તે આશા ઇશ્વર સફળ કરો.

---

# ૧ એક મહત્ત્વનો પ્રસંગ

ભાઇ એચ પી મોદીની વિનન્તિથી ગાંધીજી ગયા અઠવાડિયામાં પારસી સેંટ્રલ એસોસીએશનને મળ્યા. એના સભ્યો તો સોથી ઉપર છે, પણ દસ પંદરથી વધારે આ વેળા હાજર ન હતા બીજાઓ તો એસોસીએશનની બહારના પારસી સજ્જનો હતા. છતાં આટલા નાનકડા મેળાવડામા થયેલી વાતચીતને મેં 'એક મહત્ત્વનો પ્રસંગ' કરી ઓળખાવવા ધારી છે. શા માટે એ આગળ ઉપર સમજાવવાના પ્રયત્ન કરીશ.

પ્રથમ તો એ પ્રસંગનો થોડો ખ્યાલ આપી દઉં. આરંભમાં પારસી કોમની ખાનદાની, ઉદારતા, ચારિત્રબળ અને સત્યપ્રિયતાની ગાંધીજીએ ભારે તારીફ કરી. પછી એ કોમમાંથી નીપજેલા દેશભક્તોની સાથેના પોતાના પ્રસગનાં પુણ્યસ્મરણો કહી બતાવ્યાં. સર ફિરોઝશાહની સાથેનો પ્રથમ પ્રસંગ તો ગાંધીજીની ભાષામાં જ આપી દઉં: 'હું તાજો બૅરિસ્ટર થઇને આવેલો હતો. એક વેળા રાજકોટમાં પોલિટિકલ એજંટે મારૂ અપમાન કર્યું. સર ફિરોઝશાહ ત્યાં એક કેસમા આવ્યા હતા. તેમને મેં એક મિત્રની મારફત જણાવ્યુ કે પોલિટિકલ એજંટને હું નોટિસ આપવા માગું છુ તેમણે મને કહ્યું, તું બેવકુફ છે; એવા તો કડવા ઘુંટડા કેટલાયે પીવા પડશે. ત્યારથી તે આજ સુધી મેં તેમનો ઉપદેશ સંઘરી રાખ્યો છે કે પોતાના અંગત સ્વાર્થને માટે લડાઇ કરવા જતાં બહુ સાવચેતી રાખવી જોઇયે. અને તે શીખામણને માન આપીને સેંકડો અંગત માનઅપમાન હું સહન કરી ચુકયો છુ." આટલું કહી સંસ્કૃત નાન્દીમાં નાટકકાર જેમ નાટકનું રહસ્ય અવ્યકત રીતે કહી દે છે તેમ ગાંધીજીએ કહી દીધુ કે હાલની લડત અંગત સ્વાર્થની નથી કે કોઇ સલ

અપમાન સામે નથી, પણ આખા દેશની સામેના અસહ્ય અપમાન સામે છે. આગળ ચાલતાં તેમણે જણાવ્યું: ‘ઉંડા અભ્યાસ પછી હું કહી ચકું છું કે હિન્દની આર્થિક અને નૈતિક સ્થિતિ બ્રિટિશ અમલમાં જેવી કંગાલ છે તેટલી નબળી કદી ન હતી, કોઈ જમાનામાં આવી કંગાળ ન હતી. પગથી તે માથા સુધી કોઈ બાદશાહત હિન્દુસ્તાનને દબાવી શકી હોય તો તે આ જ છે એમ મને લાગે છે.’ આ બાદશાહતમાં ભલભલા ચમરબંધીને પણ નમવું પડે છે અને અપમાન સહેવાં પડે છે, એવું તો મર્હુમ હિન્દના દાદા અને ગોખલે કહી ગયેલા. આ જ બાદશાહતમાં લાલા હરકિશનલાલ જેવા ડરકણ માણસને અશાન્તિ અટકાવવા જતાં કાળાપાણીની સજા થયેલી અને લાલા દુનીચંદ જેવા કદી લહેરમાં ન બોલનાર પણ એ જ સજા પામેલા; આ જ બાદશાહતમાં બહાદુર ચતુર લૉર્ડ સિંહ જેવાને સિવિલ સર્વિસ ઘોળીને પી ગઇ છે, અને બિહાર સર્વિસના આજે જેટલા છૂટાછેડા છે તેટલા ક્યાંયે નથી; આ સખત લડત ચાલી રહેલી છતાં આસામમાં હજી બીજો જલિયાંવાલા બન્યાનું સાંભળીયે છીયે. જે દૂષિત પ્રધાને લઇને આ બધું થઈ રહ્યું છે તેને મિટાવવા અથવા તો સુધારવા હું મથી રહ્યો છું. પારસી કોમ જેણે કોઇ કોમનો વાદ કર્યા વિના બારે સખાવતો કરી છે, જે ૫૦ વર્ષ થયાં આગેવાની ભોગવતી આવી છે, તે તે ન છોડે એમ માગું છું. બલિદાન કરવાની શક્તિ ધરાવનારી, ચકોર, અને ગણતરી કરી કામ કરનારી તમારી કોમ હિન્દુસ્તાનનું સિંહાસન લઇ લે એમ ઇચ્છું છું.’

આટલી વાતચીત પછી ‘તમારે કેવું સ્વરાજ જોઇયે છે ?’ ‘આપણે આસ્તે આસ્તે સ્વરાજ લઇયે તો શું ?’ એવા હવે તો જૂના થઈ ગયેલા પ્રશ્નો પૂછવામાં આવ્યા. એ પ્રશ્નોનો તડ અને ફડ જવાબ તો એ જ હોય કે ‘જે રાજ્યમાં ઉપર કહી તેવી હેવાનિયત નહિ હોય, ઉપર કહી છે તેવી કંગાલિયત નહિ હોય તેવું સ્વરાજ આપણે જોઇયે.’ પણ ગાંધીજી તો તડ અને ફડ જવાબ આપવા નહોતા ગયા. તેમને તો એક કોમને પોતાની કરવી હતી, લડતમાં પોતાનો હિસ્સો આપતી કરી દેવી હતી, એટલે તેમણે વિસ્તારથી એનો ઉત્તર વાળ્યો: ‘મારે જે સ્વરાજ જોઇયે છે તે તો સહેલાઇથી મળે એમ નથી. પણ આજે હું જે માગી રહ્યો છું તે પાર્લામેંટરી સ્વરાજ. લશ્કર તથા પોલીસ ઉપરની અને કાયદા ઘડવાની સત્તા આપણા હાથમાં આવે, કમાન્ડર ઈન ચીફની પણ આપણે નીમણૂક કરી શકીયે. એક પણ સિપાઇને આપણી મરજી વિના બહાર ન મોકલાય. એટલું થાય તે જ ક્ષણે આપણી પાસે સ્વરાજ છે. આપણો પ્રધાન અંગ્રેજ હોય કે હિન્દી હોય, પણ તે આપણે જ પસંદ કરેલો હશે. અંગ્રેજ અમલદાર જે મારા ઉપર સરદારી કરવા ઇચ્છે એને હું કાઢી મુકું. ટૉમસન પંજાબમાં નાલાયક ઠર્યા તેને વાઇસરાય સાહેબે સીમલામાં ઉંચી જગ્યા આપીને ત્યાંથી ખેંચી લીધા. એવી જગ્યા લેવાને તેઓને વીનવ્યા ! આવો ન્યાય સ્વરાજમાં ન હોય.

'પણ' સામો સવાલ ઉઠ્યો: 'આપણે સ્વરાજ માટે લાયક છીયે ખરા? તમે જ કહો છો કે આપણે સ્વદેશી વાપરતા ન થઇયે તો સ્વરાજ ન મળે; આપણે અહિંસા પાળનારા ન હોઇયે તો સ્વરાજ ન મેળવી શકીયે; આપણે બેઝવાડાનો કાયક્રમ પાર ન ઉતારીયે તો સ્વરાજ ન મેળવી શકીયે; તો સ્વરાજ માટે આપણે આજ લાયક છીયે એમ કેમ કહેવાય?' ગાંધીજીએ આના ઉત્તરમાં લાયકાત અને તાકાત વચ્ચેનો ભેદ એક સારો દાખલો આપી સમજાવ્યો: 'એક ભીખારી પાસેથી તમે તેનો રોટલો ઝુંટવી લો તો તે પાછો મેળવવાનો તેને અધિકાર છે ને લાયકાત પણ છે, પણ તે મેળવવાની તેનામાં તાકાત ન હોય એમ બને. તેવું જ હિન્દુસ્તાનને વિષે છે. તેનામાં સ્વરાજ લેવાની લાયકાત આજે છે, તાકાત નથી.'

વળી પાછો સવાલ ઉઠ્યો: 'આપણે કાયદા લશ્કર ઇત્યાદિનો જ્ઞાન શી રીતે મેળવશું? આપણે તો ૧૫૦ વર્ષ સુધી મુનશીપણું જ કર્યું છે. આપણામાંથી કોઇ કૅપ્ટન થયા નથી, કમાન્ડર થયા નથી.'

ગાંધીજીએ વધારે સ્પષ્ટ કર્યું, 'હું એમ માનનારો છું કે માણસજાત પોતાનું રક્ષણ કરવાની શક્તિ કોઇ કાળે ખોઈ બેઠી નથી હોતી. આપણે ઇંગ્લંડની શરતે જ કામ કરીયે તો કેટલાં વર્ષો સુધી મુનશીપણું કર્યાં કરવું પડશે તેનો મને ખ્યાલ નથી આવી શકતો. મને તો મુનશીપણું ન જોઇયે. આપણે ભૂલો કરશું, પણ આપણે જ આપણી ભૂલો સુધારશું. અંગ્રેજ સત્તા ચાલી જાય ત્યારે કોઇ ચડાઇ કરવાને નવરૂં નથી. હિન્દુસ્તાન સ્વાશ્રયી બને તો તેને નૌકાસેના ન જોઇયે. ઘણી સલ્તનતો નૌકાસેના વિનાની છે.'

ને ઉપરાંત એક ભાઇએ પ્રામાણિકપણે પોતાને લાગતું હતું તે જણાવી દીધું: 'આ લડતથી પારસી કોમને લાભ છે કે નહિ? અમને તો લાગે છે કે સ્વરાજમાં પારસી કોમને ખમવું પડશે. અમને અંગ્રેજ સરકારનું રાજ્ય કોઇ પણ રાજ્ય કરતાં સારૂં લાગે છે. અંગ્રેજ સરકારનું ઉપરીપણું નીકળી જાય તો પારસીઓને કશો લાભ થાય એમ નથી.'

આનો ઉત્તર ગાંધીજીએ આપ્યો: 'તમે વિચારો કે આ સલ્તનતના ૧૫૦ વર્ષના અમલ પહેલા પારસીઓની શી સ્થિતિ હતી? જો તે બુરી હતી એમ તમને લાગે અને આજે તેમની સ્થિતિ સારી છે એમ લાગે તો તમે અસહકારમાં ન જ જોડાશો. હિન્દુમુસલમાન કોમ કરોડોની છે એટલે હિન્દુમુસલમાન સંજ્ઞા વાપરીયે, બાકી એ ઐક્યમાં બધી કોમોનું ઐક્ય આવી જાય છે. એ બેનું ઐક્ય કોઈની ઉપર ગિરજોરી કરવા માટે નથી. નહાસભામાં વરસોના વરસ કોણે સ્વરાજ માગ્યું છે? પારસીઓએ પોતાના પરાક્રમને બળે રાજ્ય ચલાવ્યું છે. જે કોમનામાં આટલી શક્તિ, આટલી કાબેલિયત છે તે કોમનું કોણ બગાડી શકે? નાનકડી કોમનો મોટી કોમમાં હમેશાં સમાસ થઈ જાય છે અને રક્ષણ થાય છે પણ હું તમને હિંમત દેવા નથી આવ્યો. તમને એમ થાય કે હિન્દુમુસલમાન કોમના બે ચંટીનાં પડીયાં વચ્ચે તમે દાણાની માફક પીસાઇ જશો તો તમારે હરગીજ અસહકારમાં ન જોડાવું.'

આ વાતચીતની શરૂઆત તેમજ આખર એક જ ધ્વનિથી થઈ. શરૂઆતમાં શેઠ હોરમસજી આલુવાલા બોલેલા કે 'જ્યાં સુધી ગાંધીજી વફાદાર રહેશે ત્યાં સુધી પારસી કોમ તેમને હમેશ આભારી રહેશે અને તેમના કામને સંપૂર્ણ ફતેહ ઇચ્છશે તેમજ તેમના કામમાં મદદ કરશે.' અન્તમાં ભાઇ રુમસીવાલાએ પણ આ જ વાત વધારે ખુલ્લી કરીને કહીઃ 'પારસી કોમ માને છે કે અંગ્રેજોએ તેમને આશ્રય આપ્યો છે. (ગાંધીજીના માથા ઉપર ટાંગેલી ના. બાદશાહની છબી તરફ આંગળી કરીને) જગતની સુલેહ જાળવનાર જ્યૉર્જ પાંચમા જે આપના માથા ઉપર બેઠા છે તેને જ પારસીઓ તો માનશે. વફાદારીમાં રહીને તમે જે કરશો તેમાં તન મન ધનથી અમે મદદ કરશું. જ્યૉર્જ પાંચમાની છાયા અમારા ઉપર છે ત્યાં સુધી અમને જે દુઃખ પડે, જે વિપત્તિ પડે તે ખમશું, પણ એ રાજ્યને નહિ કાઢીયે.'

આ તો મેં ગાંધીજી અને પારસી ભાઇઓની વાતચીતનો સાર આપી દીધો. એ વાતચીતમાં તો હિન્દુસ્તાનમાં આજે જે સ્થિતિ વર્તી રહી છે તેનો હુબેહુબ ચિતાર મળી રહેતો હતો એમ મને લાગે છે, અને તેમાં જ એ પ્રસંગનું મહત્ત્વ છે. પારસી કોમ જેવડી નાનકડી કોમને જે ભય છે તે જ ભય બીજી નાનકડી કોમ પણ રાખી રહી છે. વફાદારીના જે ઉદ્‌ગાર આપણે સાંભળ્યા તે જ ઉદ્‌ગાર કાઢનાર ધનિકવર્ગ હિન્દુ સમાજમાં, મુસલમાન સમાજમાં આજે ભર્યો પડ્યો છે; આપણે સ્વરાજ માટે લાયક નથી એવો વિચાર ધરાવનારા દરેક કોમમાં મોજુદ છે. છતાં કોઇ કોમમાંથી અસહકારીઓ નથી નીકળ્યા એવું તો છે જ નહિ. પારસી કોમમાંથી ભણ્યા અભણ્યા અનેક ભાઈઓ આ લડતમાં સરસ ભાગ ભજવી જ રહ્યા છે. 'એક ગરીબ પારસીનો સ્વરાજ ફંડ પેટે ફાળો,' 'એક ગરીબ પારસી સ્ત્રીના શેરનો ડિવિડંડ સ્વરાજ ફંડ પેટે' આવી આવી ચીઠ્ઠીઓ સાથે ગાંધીજી પાસે પારસી ભાઇઓ તરફની મદદો ચાલી જ આવે છે. જે નાસીપાસી ઉપલા સજ્જનના ઉદ્‌ગારમાં આપણે જોઇ તે નાસીપાસી, આ બાદશાહના પ્રતાપે, આપણામાંના ઘણાઓ હજુ સેવી રહ્યા છે.

આનો ઉપાય શો? 'આ આત્મશુદ્ધિની લડતમાં હિસ્સો લઇ જુઓ' એ જ ઉત્તર મળ્યા વિના રહેતો નથી. તવંગરવર્ગને ગાંધીજી કહે છે કે તમારા ઉદ્યોગોથી ગરીબનાં પેટ નથી ભરાતાં. ગરીબને ભૂખે મારીને તમે તાલેવાન થવાની વાત મુકી દો. એ થતાંની સાથે જ ગરીબતાલેવાનના ઝઘડા બંધ થશે. આ વસ્તુ નથી સમજાતી એમ પણ નથી. 'કોઇ પણ માણસે હિન્દુસ્તાનમાં બોલ્શેવિઝમ રોક્યું હોય તો તે ગાંધીએ એમ તમે મને પાંચ વર્ષ પછી કહેજો' એ ઉદ્‌ગારોને બધાએ તાળીઓથી વધાવી લીધા હતા. ગાંધીજીએ પારસીઓને કહ્યું તે જ બીજે ઠેકાણે પણ કહ્યું છે કે અહુર્મઝ્દ અને અહ્‌રિમાન, ઈશ્વર અને શયતાન એ બે વિરોધી તત્ત્વો બધા જ ધર્મોમાં છે, અને એકને ભજીને બીજાને તજો એવું દરેક ધર્મમાં ઉપદેશાયું છે. હજી એ બીજી વફાદારી આગળ ઇશ્વરને વફાદાર રહેવાનું ઉંચે મુકનારા આપણામાં ઘણાએ છે. એક અમેરિકન પાદરીને પણ ગાંધીજીએ તો કહ્યું હતું કે

તા. ૨૬-૬-૧૯૨૧

'તમે સરકારની દયાને પાત્ર રહેશો તો ઇશુના સેવક બની, સરકારના (કોઈ રેળા) ઉંધી સલાહના ઉઠાવનારા બનશો.' આ સલાહ સૌને નથી સમજાઈ એમ નથી. ગાંધીજી આ ઉદ્ગારો કાઢે છે તો તે બધે વધાવી લેવાય છે.

સવાલ એ છે કે આપણામાંના ઘણાને આજે આપણે કેટલા પાણીમાં છીયે તેનું માપ નથી, આપણે ઘણા આપણા મન સાથે નિશ્ચય કરી શક્યા નથી. આ ઢીલચાલ શું તો બૂરી છે, તો તેને તોડયે જ છૂટકો; અથવા તો તે રૂડી છે તો તેને માટે કરોડ જોઈયે જ છૂટકો. આ વિધાન ચોકખું ચાંદરણા જેવું આપણને બાની જવું જોઈયે તે હજી નથી ભાસ્યું. એ નથી સમજાયું તેથી જ સર ફિરોઝશાહ અને હિન્દના દાદા જેવા જેના સરવાળ હતા તેવી ભડ કોમમાં પણ અંગ્રેજ સરકારના આશ્રય વિના અમે કેમ ટકી શકીશું એવી કાયરની બીક કોઇ અનુભવી રહ્યા છે. એ નથી સમજાયું એટલે જ આપણામાંના ઘણા ભડ પુરુષો હજી બધાયે માનઅપમાન સેવી વફાદારીનો ટકો ઘુંટી રહ્યા છે, કરોડો નાગાંભૂખ્યાં ભૂખ્યા ટળવળે છે તોપણ 'સ્વરાજ માટે આપણે લાયક નથી,' 'સ્વરાજ મળશે તો રખેને આપણે સર્વસ્વ ખોઇ બેસીશું' એવી શંકાઓ કરી રહ્યા છે; અને પોતાના કર્તવ્યનો વિચાર મુકી ભયભીત દશામાં ગાંધીજીને પૂછે છેઃ 'તમને નાગેલા પૈસા મળશે ?' આ સવાલ તો ગાધીજીને કોઇ અંગ્રેજ પૂછી શકે, આપણે પૂછવાનો ન હોય. 'મને પૈસા શી રીતે મળે ? કરોડપતિ પારસીઓ, કરોડપતિ ખોજાઓ, કરોડપતિ મારવાડીઓ તો મારાથી ભાગતા ફરે છે. મારે તો હવે મારા જેવા ભંગી પાસેથી જ લેવા રહ્યા'. આ કરુણ વચનની ઉપર વિચાર કરવો ઘટે છે. પ્રજાનો એક ભાગ—દાનવીરો, અગાઉ ભારે બલિદાન અને સેવાથી મશહૂર થયેલી કોમો—શુ બાકીના ભાગને જ સ્વરાજની લડત સોંપી જાતે હાથ જોડી બેસી રહેશે ? હાલ વર્તેલી ભયભીત દશામાંથી નીકળવાની એકમાત્ર કુંચી શ્રદ્ધા છે.

મહાદેવ હરિભાઇ દેશાઇ

તા. ૩-૭-૧૯૨૧

તા. ૩-૭-૧૯૨૧

# કરોડ કર્યા!

તિલક સ્વરાજ ફાળાના નીચેના આંકડાઓ તા ૩૦મીની સાંજ સુધીમાં ગાંધીજીને મળ્યા છે —

## હિન્દુસ્તાન સમસ્ત

| પ્રાન્ત | આશરે લાખ |
|---|---|
| મુંબઈ | ૩૭ |
| ગુજરાત કાઠીયાવાડ | ૧૫ |
| પંજાબ | ૫ |
| બંગાળ | ૮ |
| મદ્રાસ અને આન્ધ્ર | ૮ |
| મધ્ય પ્રાન્ત અને વરાડ | ૩ |
| મહારાષ્ટ્ર (મુંબઈના પગ સાથે) | ૩ |
| બિહાર | ૩ |
| સિન્ધ | ૩ |
| બ્રહ્મદેશ | ૧| |
| સંયુક્ત પ્રાન્ત | ૧ |
| કર્ણાટક | ૧ |
| અજમેર મેરવાડા | ૧|| |
| ઓરિસ્સા, આસામ | ૪૦૧| |

## મુંબઈની વિગતઃ—

| | આશરે લાખ |
|---|---|
| માડવી | ૫ |
| કોલાબા | ૩ |
| શેર બજાર | ૩ |
| ઝવેરી બજાર | ૩ |
| ગોદરેજ | ૩ |
| પોદ્દાર | ૨ |
| દાણી | ૫ |
| સુસર મોમાની | ૧ |
| કોટ | ૧-૪૬ હજાર |
| કાપડ માર્કીટ | ૨ |
| સુગ્જમલ | ૬૦ હજાર |
| પારસી | ૩૫ હજાર |
| મારવાડી કાપડ મંડળ | ૩૩ હજાર |
| સ્ત્રીઓ | ૩૦ હજાર |
| પર્ચુરણ | ૫ લાખ |

## ગુજરાતની વિગત —

૫,૧૧,૮૦૦ પ્રાન્તિક સમિતિને સા;

૨,૮૫,૦૦૦ ગુ૦ના બીજાં મથકામાં;

૧,૯૧,૦૦૦ જુદા જુદા ગૃહસ્થો તરફથી કબૂલાયેલા;

૭,૦૦,૦૦૦ 'અસહકારની પ્રવૃત્તિ અને સ્થાનિક ઉપયોગ માટે અગાઉ મળેલી રકમોમાંથી આ ફાળામાં ભેગાવામાં આવેલા,

૩ થી ૪ લાખ અમદાવાદની આપવા કહેલા

રેંટીયા — ગુજરાતમાં ગણાયેલા ૧૦૪૩૮૮;

સભાસદોઃ—આશરે બે લાખ,

ચોકખા ગણાયેલા ૧૪૨૦૦૦

## ગાંધીજીનો સન્દેશો

[ મુંબઈથી મોકલેલો તાર ]

જૂનની આખરે હિન્દુસ્તાન લોકમાન્યના સ્મરણ અને સ્વરાજસ્થાપનાને સારૂ આશરે એંશી લાખ જેવડી રકમ ઉભી કરી શક્યું છે. મને ઉમેદ છે કે બાકીના વીસ લાખ પ્રજા વગરઢીલે પૂરા કરી લેશે. બેઝવાડાનો કાર્યક્રમ જો કે અક્ષરશઃ પાર ઉતર્યો ન કહી શકાય, તોપણ પ્રજાએ મહાસભાની માગણીનો આ સુન્દર જવાબ વાળ્યો કહેવાય. મુંબઈએ તેની આગલી બધી સખાવતોને આજની ઉદારતાથી ઢાંકી દીધી છે. તેણે અને બીજા પ્રાન્તોએ મળીને હવે બાકીની રકમ સત્વર પૂરી કરી લેવી જોઈએ પણ હવે સૌથી એકાગ્ર પ્રયત્નો તો પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર અને એક કરોડ સભાસદો નોંધવાનું કાર્ય પૂરૂં કરી આપવા તરફ વાળવા જોઈએ.

ઉપલો તાર મળ્યા પછી પાછળ તરતોતરત બીજો નીચે મુજબનો મળ્યો છેઃ

" દેશબન્ધુ ચિત્તરંજન દાસ તારથી ખબર આપે છે કે તિલક સ્વરાજ ફાળામા બંગાળનો ફાળો ૨૫ લાખનો પડ્યો છે. આમ હિન્દુસ્તાનને પોતાની પ્રતિજ્ઞાના કરોડ પૂરા કર્યા છે '

—ગાંધી "

---

# § આપણી ત્રુટીઓ

મદ્રાસથી ' જૉનબુલ ' ની સહીથી એક અંગ્રેજે મને નીચેની નિખાલસ અને વિચારવાજોગ ટીકાનો એક કાગળ લખી મોકલ્યો છે :

" આપની કારકીર્દી અને આપની પ્રવૃત્તિની કદરના અને તેની સાથે સાથે થોડાક ખુલાસાના બે શબ્દ આપની ઉપર મોકલવાની એક અંગ્રેજને આપ રજા આપશો.

'યંગ ઇન્ડિયા' પત્રમાં ના. વાઇસરૉયના ભાષણ ઉપર આપે કરેલી ટીકા વાંચીને હું આ લખવા પ્રેરાયો છું, મને લાગે છે કે નિખાલસ સત્ય જોવાની અને તે કહેવાની સર્વોપરી શક્તિ અત્યારના બીજા કોઈ પણ હયાત રાજદ્વારીઓના કરતાં આપનામાં વધારે છે. હિન્દુસ્તાનની બધી આપદાનું મૂળ આપને એ વાતમાં જડ્યું છે કે હરકોઇ યૂરોપીઅન આ દેશમા હરકોઈ હિન્દુસ્તાનીને પોતાથી નીચો ગણે છે અને તેના પ્રત્યે તિરસ્કારની નજરથી જુએ છે. મને પોતાને પણ આપની પેઠે જ લાગે છે. પણ હું આપને જે વસ્તુ તરફ દોરવા માગું છું તે એ છે કે (૧) આ સ્થિતિ છે તેમાં દોષ કોનો છે ? અને (૨) આનો ઈલાજ શું ?

તા. ૩-૭-૧૯૪૨

હિન્દુસ્તાનમાં વસનારો અંગ્રેજ આમવર્ગના હિન્દીઓને પોતાના દેશવાસીઓને મુકાબલે નીચા, અને હલકા ન કેમ ગણે? નોકર તરીકે શું કે કામદાર તરીકે શું, દરેકઈ સ્થિતિમાં પણ હિન્દી મનુષ્ય અંગ્રેજના કરતાં ઉતરતો છે એવો જ બધે અનુભવ થાય છે. નોકર કે 'મજૂર' તરીકે એ અંગ્રેજને મુકાબલે ઉતરતો છે. એનામાં સારાનરસાનો વિચાર ઓછો અને રજા ભોગવવાની ઇચ્છા વધારે છે. એના ઉપર સતત દેખરેખ કરવાની જરૂર રહે છે. શેઠ કે મજૂરમાલીક તરીકે પણ એ અંગ્રેજને મુકાબલે ઉતરતો છે. ન્યાયવૃત્તિમાં તેમ ઉદારતામાં બન્નેમાં એ અંગ્રેજને મુકાબલે ફીકો પડે છે. પશુ તરીકે પણ એ અંગ્રેજને મુકાબલે હાર ખાય છે; જોતજોતામાં એ રોગોનો ભોગ થઇ પડે છે. (ઉંચ વર્ણનો હોય તો) મોટે ભાગે કંઈ પણ મહેનતનું કામ કરવા ગલ્લાંતલ્લાં કરે છે અને ઘણું ખરું જે ઉમ્મરે એ ભરજુવાનીમાં દેખાવો જોઇએ તે ઉમ્મરે એ થાકેલો હારેલો ડોસો દેખાવા લાગે છે. એનાં છોકરાં માખીઓ મરે એમ મરે છે. અહીંઆં મદ્રાસમાં પાંચ વરસથી ઓછી ઉમ્મરની અંદર મરતાં બાળકોનું પ્રમાણ જન્મની સંખ્યાથી અરધું છે!

નાગરિક કે શહેરી તરીકે પણ અંગ્રેજને મુકાબલે એ ઉતરતો છે. રુશ્વત આપવા જેવી બાબતમાં પોતાને આગ્રહ કરનારનો એ ભાગ્યે જ વિરોધ કરે છે. એ પોતાના દયાધર્મની અને જીવદયાની બડાશ હાંકે છે, પણ એના પોતાના ઘરની ગાય કે ઢોરઢાંખર ઝીણી ભૂખ રીબાઇરીબાઇને મરે છે એનું એને કશું સ્નાનસૂતક પહોંચતું નથી. બળદ અને ઘોડા ઉપર તો આ દેશમાં જે નિર્દયતા ગુજરે છે તેટલી દુનિયાના પડ ઉપર બીજા કોઇ દેશમાં નહિ ગુજરતી હોય. ગૃહસ્થાશ્રમની પવિત્રતા અખંડ રાખવાની ખાતર એણે એક બાજુએથી બાળલગ્ન અને બીજી તરફથી વિધવાના આમરણ વૈધવ્યના વિધિ ઉભા કર્યા, છતાં આજે હિન્દુસ્તાનમાં ઇંગ્લંડના કરતાં પણ ગુપ્તેન્દ્રિનાં દરદોનું પ્રમાણ અધિક છે. અને એ જ આ ધર્મપ્રધાન દેશમાં ધર્મને નામે નાની બાળાઓને દેવમન્દિરોની મુરલીઓ બનાવીને વેશ્યાના ધંધામાં નાંખવામાં આવે છે!

હવે બીજી બાજુએ નજર કરો. હજુ ગઇ કાલ સુધી જે શત્રુના મુલકો કહેવાતા તેમાં આજે જે અનેક અંગ્રેજ સ્ત્રીપુરુષો કેવળ ભૂતદયાનાં કામો પાછળ પોતાનાં જીવન અર્પી રહ્યા છે તેવી ભક્તિપૂર્વક હિન્દુસ્તાન બહારના કોઇ પણ દયાના કાર્યમાં જીવન અર્પતા હિન્દીઓના કેટલા દાખલા હિન્દુસ્તાન ટાંકી શકશે? અને હિન્દુસ્તાને આજે સંપૂર્ણ સ્વરાજ મેળવ્યું હોય અને તેના ઉપર કશું સંકટ આવી પડે તો દર સાડાચાર કરોડની વસ્તીમાંથી અગ્યાર કરોડ હિન્દીઓ સ્વેચ્છાપૂર્વક ખાધે બંદુક નાખીને લશ્કરમાં જઇ ઉભા રહેનારા નીકળશે ખરા?

આટલી ત્રીસ બત્રીસ કરોડની વસ્તીમાંથી હિન્દુસ્તાને મહાન પુરુષ પણ કેટલા પેદા કર્યા? એક, બે ને ત્રણ! ટાગોર, બોઝ, ગાંધી. આથમ, કેટલો અનર્ગળ પાકો હવે ઈંગ્લંડે એક ઈલીઝાબેથના વખતમાં જ કેટલા મહાન પુરુષો પેદા કર્યા તે ગણી જુઓ. ઇંગ્લંડની વસ્તી તે વખતે તમારા આજના મ્હેસુર રાજ્યથી મોટી નહોતી.

પ્રકૃતિ લડાયક નથી. હિન્દુસ્તાનનો આત્મા માણસે ભલે ભૂલ કરી હશે તોપણ તેની સજા માટે માણસ જેવી જાતનો જાન લેવા નીકળી પોતાના લાખો પુત્રોને ખાઇઓ અને છાવણીઓમાં મોકલવામાં ગૌરવ માનવાનો ઇનકાર કરશે. મારા અભિપ્રાય મુજબ આખી હિન્દી જાતિ—તેની મુસલમાન વસ્તી સમેત—બીજાનું લોહી લેવા કરતા જાતે દુઃખ સહી લેવાને માટે જ વધુ લાયક-સરજાયેલી છે. અને એ માન્યતાને લઇને મેં એની અનેક આપદાઓના એકમાત્ર અકસીર ઇલાજ તરીકે 'અસહકાર' રૂપી માત્રા સૂચવવાની હિમ્મત કરી છે. આ ઇલાજને હિન્દુસ્તાન ઉપાડી લેશે કે નહિ એ જોવું રહ્યું છે. જો હિન્દુસ્તાન કેવળ ફાંનો લેવાનો હેતુ અન્તરમાં ધરીને એને ઉચકશે તો એ હારશે. જો આત્મશુદ્ધિ અને આત્મયજ્ઞની સાધના તરીકે એને સ્વીકારશે (અને મારી શ્રદ્ધા તો એવી જ છે કે એ જ સ્વરૂપે હિન્દની પ્રજા અત્યારે અસહકારની પ્રવૃત્તિને ઓળખી રહી છે) તો એનો વિજય ચોક્કસ છે. આમાં હિન્દુસ્તાનને નપુંસક કે નામર્દ ગણી કાઢવાનો અવકાશ આપવાપણું નથી. જાટ અને મરાઠાઓ, મુસલમાનો, શીખો અને ગુરખાઓની સિપાહગીરી અને અંગત બહાદુરીથી દુનિયા આજે અજાણ્યું નથી. મારો મુદ્દો માત્ર એટલો જ છે કે લડવાનો અને સામાની જાન લેવાનો ખુની જુસ્સો હિન્દુસ્તાનના હાડમાં નથી, અને દુનિયાના વિકાસમાં એને કોઇ ખાસ ઉચ્ચતર ભાગ ભજવવાનું નિર્માયું હોય એ કારણે પણ આમ હોય. એ નિર્માણ શું છે તેની તો કાળે કરીને જ ખબર પડે.

પણ આ બધી ચર્ચાને 'જૉન બુલ' વકીલાતી દલીલ કહી શકે છે. હું તો એટલું જ કહું કે આપણે પોતે તો 'જૉન બુલ'ની ટીકા જેવી સર્વ ચર્ચાને મિત્રભાવે આપેલી ચેતવણીરૂપ સમજવી અને આપણા જાતીય જીવનમાં રહેલા એકેએક સડાને ધોઇ કાઢવા હરેક પુરુષાર્થ વગરવિલંબે આદરી દેવો. 'જૉન બુલ'નું કહેવું મને સર્વથા માન્ય છે કે પોતાના પુરુષાર્થને બળે સામા પાસેથી આદર કમાવો એ એવો આદર ન પામ્યાની ફરીઆદ કરવા કરતાં બહેતર છે. અને બસ એ જ કારણે હિન્દુસ્તાને અસહકાર આરંભ્યો છે. 'જૉન બુલ'ને અસહકાર શબ્દ નથી ગમતો. મને એના કરતા વધુ હિન્દુસ્તાની શબ્દ આ જ વસ્તુને સૂચવનારો મળી આવે તો આજે જ હું એ શબ્દનો ત્યાગ કરૂં. અત્યારે તો એ જ શબ્દથી આ પ્રવૃત્તિનો ભાવ વધારેમાં વધારે સૂચવી શકાય છે. અમે અમારી અધોગતિમાં પેટ ભરીને સહકાર કરી ચુક્યા. હવે વધારે વખત તેમ કરવાનો ઇનકાર કરવો એ જ અમારો ધર્મ થઇ પડ્યો છે. એમાં દોષ અમારો કે તમારો એ વાતનો નિર્ણય કરવા રોકાવાની

પણ અગત્ય નથી રહેતી. વસ્તુસ્થિતિ તો 'જૉન બુલ' પોતે કબૂલ કરે છે તેમ મોજુદ છે જ, કે સામાન્ય અંગ્રેજની આંખમા સામાન્ય હિન્દીને માટે આદર કે અભી નથી. આ સ્થિતિમા જ્યાં સુધી તેઓ તેમજ અમે એકબીજાને સમોવડીઆ માનતા થઇયે ત્યાં સુધી અમારે તેમનો સહકાર છોડી મ્હોં ફેરવીને અળગા જ ઉભા રહેવું રહ્યું.

પણ 'જૉન બુલ'ની દલીલને બીજી પણ બાજુ છે. એના આખા પત્રમાંના આદર અને કદરના વાતાવરણ વચ્ચે પણ એની પ્રકૃતિમાં ભીતર ઘર કરી બેઠેલી જાતીય સૂગ અને નફરતની લાગણી ક્યાંક ક્યાક ઉઘાડી પડ્યા વિના રહેતી નથી. તેણે હિન્દીઓમાં વર્ણવેલી બધી ખામીઓ કબૂલ કરી લઇયે તોપણ હિન્દીઓમાં એ ખામીઓ છે એટલા સારૂ તેમના પ્રત્યે ઘૃણા અને સૂગની દૃષ્ટિએ જોવાનું વાજબીપણું કઇ રીતે પૂરવાર થાય છે? અને સમાનતાનો સિદ્ધાન્ત પણ સામાના ગુણદોષ જોખી જોયા વગર જ એકબીજા પ્રત્યે માનની નજરે જોવાની જરૂર નથી કહેતો શું? અનેક હિન્દુઓ અન્ત્યજોની બાબતમા જે ભૂલ કરે છે તે જ ભૂલ શું આ બાબતમાં 'જૉન બુલ' પોતે કરતો નથી? જો અસ્પૃશ્યતાની વૃત્તિને હું 'શેતાની' કહેવામા ખોટું નથી કરતો તો અંગ્રેજોમાના આ જાતીય શ્રેષ્ઠતાના પન્થને પણ હું તે જ વિશેષણ લગાડું તેમાં ક્યા અન્યાય થયો? હિન્દીઓ જોડે વર્તે છે તે જ ઢબે અંગ્રેજો તેમના પોતાના નીચલા વર્ગના જાનભાઇઓ જોડે વર્તે છે શું? હિન્દુઓ અન્ત્યજોને જેમ સદાને માટે પોતાના ગુલામ માને છે તે જ પ્રમાણે શું અંગ્રેજો પોતાને હમેશા હુકમ કરવાને અને હિન્દીઓને તે હુકમો ઉઠાવવાને સરજાયેલા નથી માનતા? મારો આખો આત્મા જ આ ચાલુ રાજ્યતન્ત્રની સામે એ એક વાત ઉપર ઉકળી ઉઠ્યો છે; કારણકે હું માનું છુ કે આ દેશમા વસતા અંગ્રેજો જાતીય શ્રેષ્ઠતાના આ ધતીંગને જ્યા સુધી સદાને માટે નહિ દફનાવી શકે ત્યા સુધી અંગ્રેજી સંબન્ધ હેઠળ હિન્દુસ્તાનને માટે ખરી સ્વતન્ત્રતાના બધા મનોરથ વ્યર્થ છે. અંગ્રેજોની આ તુમાખી વચ્ચે મહાનમાં મહાન હિન્દીઓને પણ ઠીંગણા બન્યા રહેવું પડયું છે, અને તેથી શુભ ઇરાદા વાળા કોઇ છુટાછવાયા અંગ્રેજ હાકેમના અમલ હેઠળ પણ આપણે આપણી પોતાની શક્તિઓનો યોગ્ય આક કાઢવાને અસમર્થ રહ્યા છીયે, તે એટલી હદ સુધી કે આપણે એમ જ માનતા થઇ ગયા કે જાણે અંગ્રેજોના હાથ નીચે લાબાં કાળ સુધી તાલીમ લીધા વગર આપણાથી કંઇ થઇ જ શકે નહિ! આ શુદ્ધ ભ્રમણા ઉપલી વસ્તુસ્થિતિમાથી જ જન્મી છે. હું તો ઉલટું એમ માનું છું કે

આપણે આજે જ આપણા દેશનો કારોબાર સંભાળી લેવાને સંપૂર્ણ લાયક છીએ અને તેથી એવા સંપૂર્ણ સ્વરાજની બધી સત્તાઓનો જેમાં સમાવેશ ન થતો હોય એવા કોઇ પણ રાજકારોબારી 'સુધારાનો અમલ કરવામાં ચાલુ સરકાર જોડે સહકાર' કરવાનો આપણે દૃઢતાપૂર્વક ઇનકાર જ કર્યે જવું રહ્યું. સ્વરાજમાં કદાચ આજના રાજ્યતન્ત્રમાં થાય છે તેના કરતાં આપણે હાથે વધારે ભૂલો થશે; પણ એવી ભૂલોમાંથી સુદ્ધા આપણે શીખી શકીશું, એવી ભૂલો કરવાના હકથી બળાત્કારપૂર્વક અટકાવી રાખ્યાથી નહિ.

---

## વૈષ્ણવો પ્રત્યે—

તમારામાના ઘણા મારાં સગાં છે, ઘણા જ્ઞાતિભાઈ છે, કેટલાક બાળસ્નેહી છે. મારી ઉપર ઘણા કાગળો આવે છે. તેમાના કોઇ મારા અન્ત્યજ સંબન્ધી વિચારોને સારૂ મને ધન્યવાદ આપે છે, ઘણા તો તેને મારી ભૂલ માની વિનયપૂર્વક સમજાવે છે, કોઇ વળી રોષે ભરાઇ ગાળો ભાંડે છે, ને કોઇ કોઇ તો મને ધમકીઓ પણ આપે છે.

આ બધાને હું મારી પર રહેલા તેમના પ્રેમની નિશાની ગણું છું. અન્ત્યજને વિષે મારા જેવા વિચારો તો ઘણાએ ધરાવે છે; તેમને ઘણાએ અડે છે. પણ મારી ઉપર કેટલાકને રોષ આવે છે તેનું કારણ તો હું એ સમજું છું કે મને તેઓ બીજી રીતે મર્યાદાધર્મ પાળનારો ને સારો માને છે. અન્ત્યજ વિષેના મારા વિચારો રૂપી તેઓએ માનેલી ભૂલ તેઓ સાંખી નથી શકતા. તેઓ માને છે કે મારા આ વિચારો સ્વરાજ્ય પ્રત્યેની આપણી ગતિને પણ રોકે છે. કોઇ તો એમ પણ માને છે કે મેં હાથે કરીને આપત્તિ વહોરી લઇને મારી હઠથી સ્વરાજના નાવને તોફાનમાં નાખ્યુ છે.

ત્યારે મારી નમ્ર માન્યતા એવી છે કે અન્ત્યજો પ્રત્યેનો મારો ભાવ મારા વૈષ્ણવધર્મને દીપાવે છે; તેમાં મારી શુદ્ધ દયા રહેલી છે; તેમા મારી મર્યાદાની શુદ્ધતા સિદ્ધ થાય છે.

કેટલાક વૈષ્ણવો માને છે કે હું તો વર્ણાશ્રમધર્મનો લોપ કરી રહ્યા છું. મારી તો માન્યતા છે કે વર્ણાશ્રમધર્મને હું મલિનતામાંથી ઉગારી લઇ તેનું સાચુ સ્વરૂપ પ્રગટ કરી રહ્યો છું. હું કાંઇ પાણી, રોટી કે બેટીવ્યવહારની હિમાયત નથી કરી

રહ્યો. હું તો કહું છું કે કોઇ પણ મનુષ્યને અડતાં આપણે પાપ કરીયે છીયે એ ભાવનામાં જ પાપ રહેલું છે.

રજસ્વળાનો દાખલો આપી અન્ત્યજની અસ્પૃશ્યતાનો બચાવ કરવામાં આવે છે તેને મારી મતિ તો અજ્ઞાન માને છે. રજસ્વળામા રહેલી બ્હેનને અડી જઇયે તો તેને આપણે પાપ નથી માનતા. પણ આપણે તેને અડી જઇયે તો શારીરિક શૌચના નિયમનો ભંગ થયો જાણી આપણે ન્હાઈ નાખી સ્વચ્છ થઇ લઇયે છીયે. જે અન્ત્યજ ભાઈએ મેલું કાર્ય કર્યું હોય તેનો તે ન ન્હાય અથવા બીજી રીતે સ્વચ્છ ન થાય ત્યાં લગી સ્પર્શ ન કરવો અથવા આપણાથી થઇ ગયો તો આપણે ન્હાઈ લેવું એ હું સમજી શકું છું. પણ અન્ત્યજ કુળમાં જન્મેલાનો સર્વથા ત્યાગ કરવો એ ધર્મ હોય એમ મારો આત્મા સ્વીકારી જ નથી શકતો.

વૈષ્ણવધર્મનું મૂળ દયા છે. અન્ત્યજો પ્રત્યેની આપણી વર્તણુકમાં હું તો દયાનો છાંટો સરખોયે નથી જોતો. અન્ત્યજોને ગાળ વિના તો આપણામાંના ઘણા બોલાવતા જ નથી. ભૂલેચૂકે તે આપણા ડબામા બેસે તો તેની ઉપર ગાળોનો વરસાદ વરસે છે. તેને આપણે જાનવરને આપીયે છીયે તેમ એઠું અનાજ આપીયે છીયે, તેને તાવ આવે, સરપ કરડે, તો આપણા વૈદ કે દાક્તર તેની દવા કરવા નહિ જાય. જો જાય તો આપણું ચાલે ત્યા સુધી તેને આપણે અટકાવીયે છીયે ! અન્ત્યજને રહેવાને ખરાબમા ખરાબ લત્તા, તેને સારૂ ન દીવાની, ન રસ્તાની સગવડ. તેને સારૂ કૂવા ન હોય. જાહેર કૂવા, ધર્મશાળા, વિદ્યાલયોનો તેમને ઉપયોગ ન મળે. તેમની પાસેથી કઠિનમાં કઠિન સેવા લઈ આપણે તેને ઓછામાં ઓછો પગાર આપીયે છીયે. તેને તો ઉંચે આભ ને નીચે ધરતી છે. આ કંઇ વૈષ્ણવ-ધર્મની નિશાની છે? આને દયાધર્મ કહેવો કે ક્રૂરતાધર્મ કહેવો? અંગ્રેજ સરકાર, જેની સાથે તમે પણ અસહકાર માંડયો છે તે આપણો આટલો દરજ્જે તિરસ્કાર નથી કરતી. આપણે તો આપણી અન્ત્યજો પ્રત્યેની ડાયરશાહીને ધર્મ માનીને પોષીયે છીયે !

હું તો માનું છું કે આપણે વાવ્યું તેવું લણીયે છીયે. આપણે અન્ત્યજોનો તિરસ્કાર કરી જગતના તિરસ્કારને પાત્ર બન્યા છીયે.

અસ્પૃશ્યતાને બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી. તે સત્યનો, અહિંસાનો વિરોધી ધર્મ છે તેથી ધર્મ જ નથી. આપણે ઉંચા ને બીજા નીચા એ વિચાર જ નીચ છે. જે બ્રાહ્મણમાં શૂદ્રનો—સેવાનો—ગુણ નથી એ કંઇ બ્રાહ્મણ નથી. બ્રાહ્મણ તો એ

કે જેનામાં ક્ષત્રિયના, વૈશ્યના ને શૂદ્રના બધા ગુણો છે ને તે ઉપરાંત જ્ઞાન છે. શૂદ્ર કંઈ જ્ઞાનથી કેવળ વિમુખ નથી. તેનામાં સેવા પ્રધાન છે. વર્ણાશ્રમધર્મમાં ઉંચનીચની ભાવનાને અવકાશ નથી. વૈષ્ણવ સંપ્રદાયમાં તો ભંગીઓ, ચાંડાલ ઈત્યાદિ તરી ગયા છે. જે ધર્મ જગતમાત્રને વિષ્ણુસમ જાણે છે તે અન્ત્યજને વિષ્ણુથી રહિત કેમ માને?

પણ તમારી પાસે હું શાસ્ત્રાર્થ મુકવા નથી ઇચ્છતો. હું વિદ્વાન હોવાનો દાવો નથી કરતો. શાસ્ત્રાર્થમા મને બધા શાસ્ત્રી ભલે હરાવે. મને વિશ્વાસ છે કે દયાધર્મનો મને ઠીક અનુભવ છે. અન્ત્યજના તિરસ્કારને દયાધર્મમાં અવકાશ ન જ હોય.

વળી અન્ત્યજ કોને કહેશો? વણકર અન્ત્યજ? ચામડાના લખપતિ વેપારી છે તે અન્ત્યજ? કે કાંચન બધું સ્વચ્છ કરે છે તે? જેણે ચમારનો ધંધો છોડ્યો છે, જે ભંગી મોટર હાકે છે, મીલમાં કામ કરે છે, હમેશા ન્હાયધૂએ છે તે પણ અસ્પૃશ્ય?

પણ હું દલીલ શાને કરૂં? જેને અસ્પૃશ્ય માનો તેને અડવામાં પાપ માનો ત્યાં લગી ન્હાવું હોય તો ન્હાઓ, પણ મારી અરજ તો એ છે કે જેમ રજસ્વળામા આવેલી માતાનો તમે તિરસ્કાર નથી કરતા પણ તેની સેવા કરો છો તેમ અન્ત્યજનો પણ તિરસ્કાર ન કરતા તેમની સેવા કરો. તેમને સારૂ કૂવા ખોદાવો, તેમને સારૂ નિશાળો બધાવો, તેમને દવા આપો, તેમને સારૂ વૈદ મોકલો, તેમના દુઃખમાં ભાગ લઈ તેમની આંતરડીની દુવા લો. તેમને સારી જગ્યામાં રાખો, તેમને સારો પગાર આપો, તેમને માન આપી, બોધ કરી, તેમને નાના ભાઈ સમજી, તેમની પાસે મદ્યપાન, ગોમાંસાહાર ઈત્યાદિ છોડાવો. જેઓ છોડે તેમને ઉત્તેજન આપો. એમ કરતા તમે જોઈ શકશો કે આભડછેટ અદકેરૂં અંગ છે. તમારામાંના કેટલાકે તિલક સ્વરાજ ફાળામા મારા અન્ત્યજને લગતા વિચારોને કારણે પૈસા ભર્યા જ નથી. હું તો તમને વીનવું છું કે તમે અસ્પૃશ્યતાને ન છોડો તોપણ તેમને સુધારવાના કામને સારૂ તો પૈસાની મદદ આપી જ શકો છો. કેટલાક વૈષ્ણવોએ તો પોતે આપેલા પૈસા ખાસ એ જ કામને સારૂ આંક્યા છે. વળી મારા અન્ત્યજ વિષેના વિચાર તમને પસંદ ન હોય તોપણ તમે સ્વદેશી ચળવળને સારૂ, દુષ્કાળને સારૂ, વિદ્યાલયોને સારૂ તો દ્રવ્ય આપી જ શકો છો. પણ મારી માન્યતા તો એવી જ છે કે તમે અન્ત્યજોની ઉન્નતિ થાય એ વાતનો વિરોધ તો ન જ કરો. તેથી તમારા એવા દયાધર્મની નિશાની દાખલ હું તો તમને અન્ત્યજોની ઉન્નતિનાં કાર્યોને સારૂ આંકીને જ દ્રવ્ય આપવા વીનવું છું.

# મારી નોંધ

## ઘડો કે ગાગર

આ નોંધ હું આપણી પરીક્ષાને આગલે દહાડે લખી રહ્યો છું. કુંભારની ભાષામાં અત્યારે તો ચાક ઉપર પીંડો છે. તેમાંથી શુદ્ધ સંપૂર્ણ ઘડો ઉતારી કે નાનકડી ગાગર એ તો કામદારો જાણે કે ઇશ્વર જાણે. જેવી દાનત તેવી બરકત હોય છે. ઉઘરાવનારાઓની દાનત સારી હશે તો બરકત જ હશે. ગુજરાતમાંથી દશ લાખ રૂપીયાને વિષે તો હવે સંદેહ રહી જ નથી. આશા તો દશની ઉપર જવાની બંધાય છે. એમાં નવાઇ પણ શી હોય? આપણી પાસે પ્રમાણમાં દોલત પુષ્કળ છે. ગુજરાતની મીયો જ આપણી આશા પૂરી પાડી શકે છે. ગુજરાતની બહાર વેપાર કરનારા સાહસિક વેપારીઓ આપી શકે. રાજાઓ ભય છોડે તો આપી શકે. આપણે તો આજ લગી આવાં કામોમાં પ્રજા તરીકે હાથ નાખ્યો નથી, આપણી શક્તિ અજમાવી નથી; એથી આપણે ડરતા ડરતાં આંક ઓછો માંડયો. ડર છોડશું તેમ આગળ વધશું.

પણ આપણને તો સભાસદો ત્રણ લાખ જોઇયે, ને એક લાખ રેંટીયા જોઇયે. આટલું આપણે કર્યું છે કે નહિ તેની ઉપર આપણા ભવિષ્યનો આધાર રહ્યો છે. ઇશ્વર ગુજરાતની ને હિન્દુસ્તાનની લાજ રાખો.

## આપણી જવાબદારી

પણ જેમ આપણી પાસે પૈસા વધે, સભાસદ વધે, રેંટીયા વધે તેમ આપણી જવાબદારી પણ વધે. પૈસા મળ્યે આપણે નસીબદાર ન ગણાઇયે; પૈસા વાપરતા પણ આપણને આવડવું જોઇયે, પૈસાનો હિસાબ રાખતાં આવડવું જોઇયે. આપણને તે પૈસાનો ઉપયોગ પણ જોઇયે. પૈસા બાજે મુકવા નથી લીધા, પણ આજની જરૂરને સારૂ લીધા છે. આપણે તે પૈસામાંથી પ્રજાજીવનને આગળ વધારવાનું છે આપણે પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનો છે. આપણે રાષ્ટ્રીય કેળવણી આપવાની છે. આપણે અન્ત્યજોની દયામણી સ્થિતિ સુધારવાની છે. આપણે દુષ્કાળની પીડા ભાંગવી છે. આપણે દારૂ પીનાર પાસેથી દારૂ છોડાવવો છે. એ બધાં કામોમાં આપણો બધો પૈસો જોઇશે. તેને સારૂ આપણી પાસે પ્રામાણિક કામદારો જોઇયે. આપણો હિસાબ ચોક્ખો હોવો જોઇયે. એક બાળકને પણ તે જોવાનો હક હોવો જોઇયે. આપણને મળેલા પૈસાના શુદ્ધ વહીવટ ઉપર આપણે ભવિષ્યની મદદની આશા રાખી શકીયે. આમાં આપણી પાસે નિર્દોષ બહેનોના અમૂલ્ય દાનીના આવ્યા છે. કેટલીક બાળાઓએ પોતાને વ્હાલાં એવાં બધા આભૂષણો આપી દીધાં છે. કેટલીકનાં નામ હું જાણું છું, પણ હું આપવા નથી ઇચ્છતો. તેમણે નામની દરકાર નથી રાખી. બીઓનું દ્રવ્ય તેમનાં નામ જાહેર કરીને આપવું મને ગમતું જ નથી.

તેમાં હું એટલી બધી પવિત્રતાનું આરોપણ કરૂં છું કે તેમનાં નામ આપવાં મને પાપ જેવું લાગે છે. તેમણે તે દાગીના કેવળ ધર્માર્થે આપ્યા છે. એક વિધવા બહેને પોતાની પાસેનાં રહેલાં મોતીમાણેકના બધા દાગીના આપ્યા છે. તે લેતાં મારૂં હૃદય ભરાઈ આવ્યું. એ દાગીનાના આપણે અધિકારી છીએ ? વિધવા પોતાના દાગીના આપવા ઇચ્છતી જ નથી; તેને તે સંઘરે છે. આ બહેનને મેં સાવધાન કર્યાં. મેં કહ્યું કે જો તે સંકોચ કે શરમથી તેમણે આપ્યાં હોય તો પાછાં લઇ લે. એ શાને લે ? નિશ્ચય કરી જ રાખ્યો હતો. આમ મળેલાં નાણાંનો આપણે ગફલતથી, ઓછી આવડતથી કે અપ્રામાણિકતાથી દુરુપયોગ કરીએ તો ! આપણને સ્વરાજ તો ન જ મળે, પણ આપણે નરકના અધિકારી બનીયે. આ બહેનોનું પુણ્ય, તેમની શ્રદ્ધા આપણને નભાવી લેશે, આપણી લાજ રાખશે, આપણા મનોરથો પૂરા પાડશે.

## પારસી સખાવત

પારસીઓ લડતમાં નથી જોડાતા એવું જ્યારે જ્યારે મેં સાંભળ્યું છે ત્યારે ત્યારે મને હસવું જ આવ્યું છે. બધા મળી હિન્દુસ્તાનમાં એક લાખ પારસી છે. સંખ્યાનો જ હિસાબ કરતાં એઓમાંથી રૂ. ૪૧૨૦, તેટલા જ સભાસદ અને ૮૨૪ રેંટીયા મળી આવે તો તેમનો ફાળો પૂરો મળ્યો કહેવાય. પણ રૂ. ૪૧૨૦ તો તેમણે પરચુરણીઆમાંથી જ આપ્યા છે. પારસી ભાઇઓએ નનામા રૂપીયા મોકલ્યા છે તેમાંથી જ એટલા મળ્યા હશે. પારસી રૂસ્તમજીએ રૂા. ૫૨૦૦૦ મોકલ્યા તે પણ હું તેમાં જ ગણું છું. તેઓએ બધા મળી ૪૧૨૦ સભાસદ પણ આપ્યા હશે એમ માનું છું. કેટલાક પારસી સ્વયંસેવકો મહાસભાર્થે સભાસદો નોંધવાનું કાર્ય કરી રહ્યા છે. તેઓ મુંબઇમાં સરસ કામ કરી રહ્યા છે. પારસી વકીલે વકીલાત પણ છોડી છે. એક ગૃહસ્થે પોતાનું શાસ્ત્રીય જ્ઞાન પણ કોમને આપવા ધાર્યું છે. રેંટીયા અવશ્ય થોડા ચાલે છે, છતાં પારસી બહેનો તેમજ કેટલાક ભાઇઓએ તે પણ લીધા છે. તેઓ દારૂના પીઠાંની ચોકી પણ કરે છે. એટલે કોઈ રીતે તેઓએ ઓછું કર્યું છે એમ કેમ કહેવાય ? તેમનાં બધાં છાપાં કંઇ ચળવળની વિરુદ્ધ નથી. 'સાંજ વર્તમાન'ની સેવા પ્રસિદ્ધ છે. ભાઈ ભરૂચાની મહેનતથી કોણ વાકેફગાર નથી ? પારસી બહેનો કેટલીક જે કામ કરી રહેલ છે તેનાં સ્મરણ તો વળી બીજે પ્રસંગે આપીશ, પણ એક નામ તો આપે જ છૂટકો છે. હિન્દના દાદાની પૌત્રી તનતોડ કામ કરી રહી છે. તેણે તો સર્વાંશે ખાદીનો પોશાક ધારણ કર્યો છે. જો આટલું જ પારસી કોમે કર્યું હત, તોપણ આપણે તેમનો ઉપકાર માની શકત, તેમની સામે આંગળી ચીંધવાનું ન રહેત.

પણ ભાઇ ગોદરેજે તો આડો આંક વાળ્યો છે. તેમણે તો ત્રણ લાખની સખાવત કરી છે ! એટલા તો કોઇ એક આસામીએ હજુ નથી આપ્યા. એ પૈસા એવી રકમે આજ નથી મળતા એ ખરૂં, પણ એ પૈસા તો સોનામહોર જેવા છે. તેમણે આપણી પ્રવૃત્તિનાં બે શુદ્ધમાં શુદ્ધ અંગોને સારૂ એ પૈસા આંક્યા છે. દારૂનિષેધ સારૂ અને અન્ત્યજજાતિને

સારૂ. અન્ત્યજકન્નતિને સારૂ આપ્યા છે એ તેમનો પોતાનો ખાસ અભિપ્રાય હતો. હું પોતે તો તે કાર્યને સારૂ હિન્દુનાં જ નાણાં રોકવા ઈચ્છું. એ સુધારો હિન્દુઓએ જ કરવો રહ્યો છે. પણ આ ભાઈએ પોતાના નિર્મળ દિલથી આપવા ધાર્યું તે હું કેમ ખાળી શકું ? આ સખાવત મેળવીને પારસી તરફથી મારી જાણ પ્રમાણે હું ઓછામાં ઓછા ચાર લાખ રૂપીયા સ્હેજે ગણું છું. તેમની તરફથી જે ભેટ મળવાની છે એ તો નોખું જ. ભાઈ ગોદરેજને અને પારસી કોમને આપણે જેટલા ધન્યવાદ આપીયે તેટલા ઓછા છે.

દક્ષિણ આફ્રિકાથી પણ મદદ આવી ચુકી છે. પારીદાર મંડળે રૂ. ૮૨૭૫ ને ખત્રી મંડળે રૂ. ૯૯૦ તારથી મોકલ્યા છે. હું હજુ વધારે આશા રાખું છું.* દક્ષિણ આફ્રિકાના પારીદારોની સખાવત મેં હમેશાં અનુભવી છે.

## જૂન પછી

કોઇ એમ માનતા જણાય છે કે જૂન માસ પછી આપણે રજા વિના પૈસા ન જ ઉઘરાવાય કે મોકલાય. આ તો વહેમ જ છે. આજ લગી આપણે બેઝવાડામાં મુકરર કરેલી ત્રણ વસ્તુ ઉપર જ ધ્યાન આપ્યું. તેનો અર્થ એવો નથી કે જૂન પછી નવા સભાસદ ન કરવા અથવા નવા રેંટીયા ન બનાવવા કે પૈસા એકઠા ન કરવા. તિલક સ્વરાજ ફાળો આપણે ભલે એક કરોડ પૂરા કર્યાં પછી બંધ કરીયે. પણ એક કરોડ પૂરા થતાં સુધી પૈસા એકઠા કરવા તો આપણે બંધાયેલા જ છીયે. આપણી પ્રતિજ્ઞાનાં બે અંગ છે. એક કરોડ રૂપીયા એકઠા કરવા ને તે ૩૦મી જૂનની અંદર. ત્રીસ જૂન સુધી ન કરી શકીયે ને ત્યારપછી પણ મહેનત કરી એક કરોડ એકઠા કરીયે તોયે આપણે ઋણમુક્ત તો થઇયે જ. મુદત ગઇ તેથી શરમાઇયે. પણ મુદત વીત્યે ન આપીને કે ઓછા આપીને બેશરમ તો ન જ થઇયે. એટલે મારી ઉમેદ છે કે જેઓને આ ફાળામાં ભરવાના રહ્યા હોય તેઓએ તે ભર્યે જવા. ગુજરાતે તેને સારૂ પ્રયત્ન કરવાની જરૂર નહિ રહે, કેમકે ગુજરાતે તો પોતે વહોરેલું કરજ અદા કર્યું હશે.

આ તો તિલક સ્વરાજ ફાળા વિષે પણ સભાસદો અને રેંટીયાનું શું ? તેમાં તો એટલું જ કે ત્રીસમી જૂન સુધીમાં આપણે ગુજરાતમાં ત્રણ લાખ સભાસદ અને એક લાખ રેંટીયા ઓછામા ઓછા કરવા. પણ આપણું કર્તવ્ય તો એ છે કે ગુજરાતે આ વર્ષની અંદર ૨૧ વર્ષના લગભગ દરેક સ્ત્રીપુરૂષને સભાસદ નોંધવું તેમજ ગુજરાતના દરેક ઘરમાં રેંટીયો દાખલ કરવો અને આબાલવૃદ્ધને તે ચલાવવા લલચાવવાં. ગુજરાત પ્રાન્તની વસ્તી જો નેવું લાખ ગણીયે ને પાંચ જણ દીઠ એક ઘર ગણીયે તો ૧૮ લાખ ઘર થયાં. એટલે જ્યાં સુધી આપણે અઢાર લાખ રેંટીયા ચલાવતા ન થઇયે ત્યાં સુધી આપણને સન્તોષ જ ન થવો જોઇયે. રેંટીયા ને સભાસદ વધારવાની પ્રવૃત્તિને તો હદ હોય જ નહિ. જેમ એ બે વધ્યાં તેમ

---

* આ લખાયા પછી રંગૂનની ઇંડિયન એસોસીએશન તરફથી આશરે સો પાઉન્ડ તથા નાઇરોબીથી રૂ. ૧૨૭૪ મોકલાયાના તાર મળ્યા છે.

આપણું બળ વધ્યું, સ્વરાજ વાવટાનું તેજ વધ્યું, તેના સઢમાં પવન વધારે ભરાયો ને સ્વરાજના વહાણની ગતિ વધી. જૂન માસ સુધી અમુક સંખ્યામાં રૂપીયા ને સભાસદ કરી આપણે આપણી ગતિનો વેગ આંક્યો, માપ કાઢ્યું કે આપણો ઉત્સાહ વધ્યો કે ઘટ્યો, આપણી શ્રદ્ધા વધી કે ઘટી. બન્ને પ્રવૃત્તિના સતત જારી રહેવા પર આપણો સ્વરાજ મળવાનો આધાર રહે છે.

## ૬ મુક્તિનો માર્ગ

સમજુ વર્ગોમાં પણ હજુ એવા લોકો પડ્યા છે જેઓને હિન્દુસ્તાનની સ્વતન્ત્રતાને માટે જેલ જવાના માર્ગ ઉપર શ્રદ્ધા નથી બેસતી. તેઓનું કહેવું એમ છે કે પાણીદાર માણસો જેલમાં જઇ જઇને બેસે તેમાં દેશ એટલા કાર્યદક્ષ માણસોની સેવા ખોઈ બેસવા ઉપરાંત બીજું શું સુફળ મેળવે છે? આમ કહેવું એનો અર્થ તો એ થયો કે લડાઇની અંદર શૂરામાં શૂરા સિપાઈઓએ લડાઇને મોખરે રહી મરવાનું જોખમ ન ખેડતાં સૌની પાછળ રહેવું કે જેથી તેની બુદ્ધિ અને સલાહનો લાભ લશ્કર ખોઇ ન બેસે! આવી દલીલો કરનારા પોતાની નાસ્તિકતા અને અશ્રદ્ધા માત્ર સૂચવે છે. તેઓ ભૂલી જાય છે કે લોકમાન્યે પ્રજા ઉપરનું પોતાનું અથાગ વજન હિન્દુસ્તાનને માટે વારંવાર જેલ ભોગવીને જ મેળવ્યું હતું. ઇશુ ખ્રિસ્તે શૂળીએ ચડીને મોત લીધું એ તેના દયાધર્મની પરાકાષ્ઠા હતી. કરબલાના મેદાન ઉપર ઈમામ હસને આપેલા ભોગે ઇસ્લામને દુનિયામાં અજેય કરી મુક્યો. હરિશ્ચન્દ્ર એમણે સત્યને ખાતર જે જે અનન્ત આપદાઓ ઉઠાવી તેને લીધે જ અમર થયા. આજનું હિન્દુસ્તાન પણ મહાન વિભૂતિઓએ પાવન કરેલો શુદ્ધ આત્મયજ્ઞનો આ સનાતન માર્ગ સ્વીકારીને પોતાનાં લાખો સંતાનોને સ્વાતન્ત્ર્યની યજ્ઞવેદી ઉપર હોમવા તૈયાર નહિ થાય ત્યાં સુધી સ્વતન્ત્રતાથી વિમુખ રહેશે એ જ મહાયજ્ઞનું મંગલાચરણ આજે હજારો ચારિત્ર્યવાન હિન્દીઓએ સ્વેચ્છાપૂર્વક સરકારની જેલો શોધીને કરવાનું છે. અસહકારની પ્રવૃત્તિ જ એ હેતુથી કલ્પાયેલી છે કે તેમાંથી રાષ્ટ્ર ઉંચામા ઉચું ચારિત્રરૂપી ધન અગ્નિપરીક્ષામાથી પસાર થઈને બહાર સોળે કળાએ ઝળકી ઉઠે. આપણે સ્વતન્ત્રતાના ખરા ઉપાસક હોઇયે તો પ્રાણ શરીરને છોડી જાય તે ઘડી સુધી સંકટો અને દુઃખોથી ન હારતાં તેમને વધાવતા રહેવું જોઇયે એ જ મુક્તિનો માર્ગ છે. બચાવ શોધશે તે નાશ પામશે. મરીને જીવવાનો મન્ત્ર સાધશે તેનું જ જીવ્યું સાર્થક થશે.

## ૭ બચાવ કરવો?

આમ ચાલુ સરકારના દોરનો શુદ્ધ વિરોધ કરીને સરકારી જેલોને ભરી દેવી એ જ યોગ્ય છે ત્યાં પછી એમાથી એની મેળે જ એ પણ ફલિત થાય છે કે એવો શુભ અવસર પ્રાપ્ત થવાનો જ્યાં જ્યાં ક્યારે પણ પ્રસંગ આવે ત્યાં અંગ્રેજી અદાલતો સમક્ષ અસહકારીએ વકીલ કરવો તો દૂર રહ્યો, પણ જાતે સુદ્ધા પોતાના બચાવને સારૂ કશી દલીલ કે સાક્ષી પુરાવા રજૂ કરવાનો કશોએ પ્રયત્ન ન કરતાં સીધી જેલ મેળવી લેવી. આની

સામે કડણ અને ગૂંચવાડાભર્યા કેસોના દાખલાઓ રજૂ કરી શકાય એ હું જાણું છું. હાલમાં જ સાવરકર બન્ધુઓનો એવો કિસ્સો બન્યો છે. કલકત્તાના 'કૅપીટલ' પત્રમાંના એક લેખકે આ બહાદુર ભાઈઓ સામે અંદામાનમાં રહ્યાં રહ્યાં લડાઈ દરમિયાન શત્રુને મદદગાર થવાનો પ્રયત્ન કર્યાનો આરોપ કરી તેમની નાલેશી કરી છે. એ લખાણ આ બન્ને ભાઈઓના છૂટકારાની ક્યાંક ક્યાંક આશા રખાતી હતી તેની પણ સામે ગયું કહેવાય છે. આ કારણસર સદરહુ પત્ર સામે કાયદેસર પગલાં લેવાયાં છે. સાવરકર બન્ધુઓ અત્યારે અસહકારી નથી એ દૃષ્ટિએ આ સાવ સ્વાભાવિક છે. પણ જો એ ચુસ્ત અસહકારીઓ હોત તો આવા કડણ સંજોગો વચ્ચે સુદ્ધાં પોતાના જાલીમ વિરોધીઓ સામે કશા પગલાં લેવાનું એવું સાવ વ્યાજબી અને સ્વાભાવિક કાર્ય પણ મારી વાળવાની સલાહ આપતાં હું અચકાત નહિ. અલબત્ત, આવા કડણ કિસ્સાઓમાં સુદ્ધાં બચાવ ન શોધવામાં કે ગમે તેટલું નુકસાન થતું હોય તોપણ અંગ્રેજી અદાલતોનો આશ્રય લેવા ના પાડવામાં અંગ્રેજી અદાલતોના બહિષ્કારનો નિશ્ચય જ વધુ પ્રમાણમાં દેખાઇ આવે છે, તથાપિ આપભોગના કાયદાની રૂએ પણ એવો ત્યાગ તેટલો જ જરૂરી છે એ સહેલાઇથી સમજાય તેવું છે.

## ૨ આત્મશુદ્ધિની અસર

ગુજરાતના માનવંત બુજરગ ભાઇસાહેબ અબ્બાસ તૈયબજીને કોણ નથી ઓળખતું? છેક પંજાબ પ્રકરણને માટે મહાસભાએ નીમેલી કમિટીની તપાસમાં તેઓએ પોતાનું તનમન અર્પ્યું તે દિવસથી માંડીને આજની ઘડી સુધી કંઇ ને કંઈ દેશકાર્ય સિવાય બીજા કશા કામમાં તેઓએ પોતાનું ચિત્ત પરોવ્યું નથી. પણ આ અસહકારની પ્રવૃત્તિએ તો જેમ અનેકનાં જીવન સાવ પલટાવી દીધાં છે તેમ એમના જીવનમાં પણ તેણે છેક ઉથલપાથલ કરી નાખી છે. એઓ આટલા બુજરગ છતાં અત્યારે રાતના દિવસ કરીને ખેડવાડાનો કાર્યક્રમ પૂરો કરાવવા ખેડા જીલ્લામાં ગામેગામ ઘૂમી રહ્યા છે. ગામડાંના ખેડૂતોની કષ્ટાળુ જીંદગીનો એમને અગાઉ કદીનો અનુભવ ન છતાં તેઓ ગુજરાતનાં ગામડાંના ખેડૂતપાટીદારો વચ્ચે સાવ તેમના થઇને વિચરી રહ્યા છે. તેમની જોડે કામ કરનારા નવજવાન મિત્રો મને જણાવે છે કે અવિશ્રાન્ત ઉદ્યોગ અને પરિશ્રમમાં તેઓ બધા જુવાનીઆઓને ટપી જઇ રહ્યા છે. તેમની તબીયત વિષે કંઈક ચિન્તાતુર થઇને થોડા દિવસ પર મેં તેમને એક કાગળ લખેલો તેના જવાબમાં તેમના તરફથી આવેલા કાગળમાંથી નીચેનો ભાગ 'નવજીવન'ના વાચકોને અહીં ભેટ કરૂં છું. તેઓ લખે છેઃ

"હું તમને ખાતરી આપું છું કે મારી તબીયતને વિષે સાવ નચિન્ત રહેજો. અત્યારે હું જે તંદુરસ્તી અનુભવી રહ્યો છું તેટલી વરસોનાં વરસથી અનુભવ્યાનું મને યાદ નથી. સાચે જ, ખેડવાડામાં ધારણ કરેલી ખાદીએ તો મને વયમાં વીસ વરસ નાનો કરી મેલ્યો છે. અને હું ચોમેર શું શું અનુભવી રહ્યો છું! જ્યાં જાઉં છું ત્યાં સ્ત્રીઓ, પુરુષો, બાળકો સૌ કોઈ મને પોતાના પ્રેમથી નવરાવી રહ્યાં છે. હું જેટલે ઠેકાણે ફર્યો તેમાંનાં ઘણાખરાં, ગામોએ પોતાના હિસ્સાના કરતાં બબ્બે ત્રણ ત્રણ ગણું આપ્યું છે. માત્ર આણંદ નહિ-

યાદ જેવાં મોટાં ગામો જ પછાત રહ્યાં કહેવાય; જોકે નડિયાદ દારમાં આવતું જાય છે અને મને ઉમેદ છે કે વધુ આગળ નહિ જાય તોપણ તે પોતાનો હિસ્સો તો પૂરો કરી આપશે જ. આજે હું કપડવંજ જાઉં છું અને હાલ રાત્રિઓ નડિયાદમાં જ ગાળવાનું ઠરાવ્યું છે; નહિ તો નડિયાદી સુભટો ઉંઘ કાઢશે!........

"આપણા કેટલાક કાર્યકર્તાઓમાં જોઈએ તેટલી પહેલ નથી. મને લાગે છે કે જે ઉચ્ચ વર્ગના અક્કડપણામાંથી આજે આટલી ઉમ્મરે હું ઉગરી ગયો છું તે ઉચ્ચ વર્ગના તેઓ છે તેથી જ તેના પાશ હજુ તેઓ ખંખેરી શકતા નથી. સુભાનઅલ્લાહ! શી ખૂબી છે! ગામડાઓના સારા ગરીબ પ્રજાવર્ગ વચ્ચે વસવું અને તેમનામાંના એક બનીને રહેવું એ એમની તરફનાં આટલાં પ્રેમ અને મમતા વચ્ચે મારે હિસાબે તો અલૌકિક લ્હાવો છે. મને તો લાગે છે આ ખાદીના ભેખથી જ ભેદમાત્ર ભાંગી પડયા છે અને અમારી વચ્ચે એક જ આત્મીયતા વર્તી રહી છે. મરદો અને સ્ત્રીઓ સૌ કોઇ આવે છે અને કશા ભેદ વગર મને પોતામાંનો જ એક ગણી મારી જોડે વાતો કરે છે, હળેમળે છે. આજે જ જીંદગીમાં પહેલીવાર જોઉં છું કે પેલા બુરખાજાના અમીરી પોશાકે મારી વચ્ચે અને મારા આ ગરીબ ભાઇબહેનો વચ્ચે કેવડો દરીઓ ખોદી રાખ્યો હતો! એ પોશાકમાં આ લોકોનો વિશ્વાસ અને મમતા મેળવવાં કેટલું અશક્ય હતું એ અત્યારે જ ખરૂ જોઈ શકું છું; અત્યારે જ પહેલી વાર જોઉં છું મેં જીંદગીમાં કેટલું જવા દીધું, કેટલું ખોયું છે!

"આ પ્રવૃત્તિએ મારા જીવનપ્રવાહ ઉપર કેટલી અસર કરી છે એ હજુ હું પૂરૂ નથી માપી શક્યો; એની ઝાંખી કલ્પના માત્ર મને આવવા લાગી છે. છતાં એમાં મુદ્દાના પલટાઓ ક્યા તે તો હું સુનિશ્ચિત જોઈ શકું છું. આપવામાં, યજ્ઞ કરવામાં, અર્પાઈ જવામાં કેવું અપરંપાર સુખ ભરેલું છે એ અનુભવ પણ નવો છે."

## ૬ સાચો સેવાભાવ

ગુજરાત પ્રાન્તિક સમિતિએ મહાસમિતિને માટે મોકલવાના સભ્યોની ચુંટણી કરી લીધી છે. તેમાં નીચેના સભ્યો ક્રમવાર ચુંટાયા છે. શ્રી. અબ્બાસ તૈયબજી, શ્રી. ઇમામસાહેબ અબ્દુલકાદર બાવઝીર, સૈયદ એફ. એદરૂસ, બહેન અનસૂયા સારાભાઈ, શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી, શ્રી. વલ્લભભાઇ પટેલ, શ્રી. મહાદેવ હરિભાઈ દેશાઈ, શ્રી. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, ડૉ. દીક્ષિત, ડૉ. ચંદુલાલ દેશાઈ, શ્રી. મોહનલાલ કામેશ્વર પંડયા, શ્રી વામનરાવ મુકાદમ. આ ચુંટણી સ્વાભાવિકપણે જ પ્રમાણસર પ્રતિનિધિત્વની ઢબે થઇ. આ ચુંટણીમાં પ્રજાના નાનામોટા સર્વ કાર્યકર્તાઓને માટે કશું શીખવાપણું ન હોત તો ઉપલાં નામોની યાદી આપીને પણ વાચકનો વખત હું ન લેત. વાચક જોશે કે ઉપલી યાદીમાં ત્રણ મુસલમાન ભાઇઓ ચુંટાયા છે, અને તેઓની ચુંટણી સૌ પહેલી થયેલ છે. મતલબ કે એ ત્રણને ચુંટી આપવાનો મતદારોનો નિશ્ચય જ હતો. સંખ્યાને હિસાબે બે કરતાં વધુ મુસલમાન સભ્યો ચુંટી આપવાની મતદારોને માથે ફરજ પડે તેમ ન હોતું, છતાં મતદારોએ ત્રણે ઉમેદવારોને ચુંટી આપીને ડહાપણ જ બતાવ્યું છે. આ ઉપરાંત મતદારો ઓછામાં ઓછું એક સ્ત્રી

પ્રતિનિધિને પણ ચુંટી મોકલવાને આતુર હતા, તેથી મુસલમાન ભાઈઓની પાછળ જ બહેન અનસૂયાની ચુંટણી થઈ. પણ આ ચુંટણીની સૌથી વિચારવાલાયક બાજુ તો એ છે કે એક તરફ જ્યારે આપણા બધા જ કાર્યદક્ષ પ્રજાસેવકો ચુંટાયા છે ત્યારે બીજી તરફ તેટલા જ કામગરા અને કાર્યમાં ગિરફતાર થઈ ગયેલા સંખ્યાબંધ કાર્યકર્તાઓ સ્વેચ્છાપૂર્વક પોતપોતાના કાર્યક્ષેત્રને વળગી રહી ઉપલી ચુંટણીથી ઇરાદાપૂર્વક દૂર રહ્યા છે. તેમણે મહાસમિતિમાં જવાની ઈચ્છાનો ડહાપણ અને સાચા સેવાભાવથી સંયમ કરી ચુંટણી માટે ઉમેદવારી જ ન કરી. આ અપૂર્વ આપવિસારની—આ અનન્ય સેવાભાવની હું સૌ કોઇને ભેટ કરું છું. કાર્યકર્તાઓ વચ્ચે—પ્રજાના સેવકો વચ્ચે માનની જગાઓ માટે હરિફાઇ ન ચાલવી જોઇયે. પ્રત્યેક કાર્યકર્તાની દૃષ્ટિ વધારેમાં વધારે કાર્યદક્ષ કામદાર તરીકે પંકાવાની ઉપર રહેવી જોઇયે. જો મોટા માનના હોદ્દાઓ જોડે મોટી જોખમદારીઓ પણ જોડાયેલી હોય તો તેવા હોદ્દાઓ ઉપર જ બધા જ કંઇ સામટા ચુંટાઇ શકે નહિ એ દેખીતું છે; તેથી દરેકને માટે સૌથી એક માર્ગ એ જ છે કે જાતે બાજુએ ખસી બીજાને ચુંટાવા દેવા. આવો શુદ્ધ સેવાભાવ કેળવી શકીશું તો આપણી વચ્ચે કશી કડવાશ, કશી અજુગતી હરિફાઇ કે દ્વેષમત્સર પેદા થઈ શકશે નહિ. પ્રજાની સર્વોપરી સેવા તો કોઈ પણ માનનો હોદ્દો ન ભોગવતાં પણ થઇ શકે છે; એટલું જ નહિ પણ ખરું કહીયે તો દુનિયામાં મૌન કાર્ય કરનારા જ ઘણે ભાગે પ્રજાઓના મોટામાં મોટા સેવકો નીકળ્યા છે.

---

# એક ટુંકી વાતચીત*

મિ. ચેસ્ટર—તમે હિન્દુસ્તાનની ઔદ્યોગિક વૃદ્ધિ ઇચ્છો છો ખરા ?

ગાંધીજી—હા, મને લાગે છે કે આ હીલચાલમાં બીજું કશું ન હોય તોપણ તેથી ઔદ્યોગિક વૃદ્ધિ તો થવાની જ.

ચે૦—દેશને પરદેશો ફોલી ખાઇ રહ્યા છે તે અટકશે ?

ગાં૦—હા, આજે તો તેઓને એમ જ છે કે રખેને કોઈ ઠેકાણે કાંઇ ફોલી ખાવાનું બાકી રહ્યું હોય. હાલની નીતિ જ એવું સ્થાન શોધી રહી છે કે જ્યાં નસ્તર માર્યાથી લોહી થોડું વધારે ચોખી કાઢી શકાય.

ચે૦—હિન્દુસ્તાન જેવા અશિક્ષિત દેશને સ્વરાજને લાયક તમે ગણો ? સ્વરાજ તે ચલાવી શકે ?

ગાં૦—હિન્દુસ્તાન જેવી સંસ્કારી પ્રજા મને દુનિયાના પડ ઉપર બીજી નથી દેખાતી. યૂરોપના લોકોને હું જાણું છું—તેમને વિષે સાંભળીને અને વાંચ્યાથી. અમેરિકા અને દક્ષિણ

---

* મિ. ચેસ્ટર નામના દેશ જતા એક અમેરિકન પાદરી થોડા દિવસમાં અમેરિકા જતા હોઇ, ગાંધીજીની મુલાકાતે આવ્યા હતા. તેમની સાથે થયેલી ટુંકી વાતચીતનો સાર.

આફ્રિકનોને તો હું પરિચયથી ઓળખું છું હું ત્યાંના સુન્દરમાં સુન્દર માણસો તેમજ કચરાના પણ સમાગમમાં આવેલો છું અને હું કહું છું કે હિન્દની સંસ્કૃતિ તો કોઈ નિરાળી જ ચીજ છે કારણ અહીં સંસ્કૃતિ પોથીના પાનામાંથી નથી શીખવી પડી અહીં તો પરંપરાથી એ ઝીલાતી આવી છે સ્વરાજ એટલે વાંચવાલખવાની જ શક્તિ નથી સ્વરાજ એટલે પોતાના ઉપર કાબુ મેળવવો, પોતાનું રક્ષણ કરવાની શક્તિ હોવી અજ્ઞાન તમે કોને કહેશો ? પ્રેસિડંટ ક્રુગર તો માંડ જ પોતાની સહી કરી જાણતો, છતાં તેને તમે અજ્ઞાન કહી શકશો ?

ચે૦—હું સમજ્યો વ્યાવહારિક જ્ઞાન હોવા છતાં નિરક્ષરતા સંભવે.

ગાં૦—આજે તો હિન્દુસ્તાનને હું દેશને આદર્શરૂપ થવાને લાયક બનાવી રહ્યો છું રેંટીયો એ એનું જીવતદાન છે રેંટીયો દેશને તબાહી અને જોખમની સામે બચાવ કરશે સ્વાશ્રયી હિન્દની સામે કોઈ નજર નહિ નાખી શકે

ચે૦—હા, પણ તમે શી રીતે પારકા દેશને હુમલો કરતા રોકી શકો ?

ગાં૦—જે નીચ સ્વાર્થને માટે ઇંગ્લંડ પોતાનો પગ રાખી રહેલું હોય તે સ્વાર્થ ન રહે એટલે તે રહીને શું કરે ? પછી રહેવું હોય તો તે હિન્દના સમોવડીઆ, સાથી અને સેવ તરીકે જ રહી શકે ચીન હજી ઠેકાણે થયું નથી, અને તેટલે જ અંશે તે પાશ્ચાત્ય હુમલાની સામે ટકી રહી શક્યું છે હિન્દુસ્તાન પોતાને ઓળખે અને પરવશતા તજે તે જ દિવસે હિન્દુસ્તાન એશિયાને સમતોલ રાખશે, એટલું જ નહિ પણ યૂરોપને સુદ્ધાં સમતોલ રાખશે

ચે૦—કોઈ દુશ્મનને કેવળ વધારે મુલક—જમીન મેળવવાને માટે ચડાઈ કરવાની જરૂર ન રહે ?

ગાં૦—જમીન મેળવવાની ઇચ્છા પણ જમીનમાંથી ધન લૂંટવાની સેતાની વૃત્તિથી જ થાય છે ને ? મારી માન્યતા એવી છે કે હિન્દુસ્તાન અસહકારની લડતમાં રહેલી સઘળી શરતો ન પાળે તો જ તે બીજા દેશોનો શિકાર બની શકે

ચે૦—મને માફ કરજો, પણ હું એટલું પૂછી શકું ખરો કે અસહકારીઓ પાદરીઓની સામે કેમ વર્તશે ?

ગાં૦—કેવળ સારમાણસાઈનું વર્તન રાખશે તેઓ પોતાનું કેળવણી આરોગ્ય વગેરે ફેલાવવાનું કાર્ય કરશે તેમાં અમે નાહક આડા આવીએ, પણ તેઓ પણ પોતાની સ્થિતિ સમજે એમ હું ઇચ્છું છું અત્યારે તો તેઓની સ્થિતિ પણ ઓછી નામોશીભરેલી નથી તેઓ સરકારની દયા પર જ આજે નભી રહ્યા છે એટલે તેઓ ઇશ્વરના સેવક તરીકે આવ્યા છે, છતાં સરકારના આદેશને આધીન છે અને સરકાર તો કોઈ વાર ઉંધો આદેશ પણ કરે અમે તો આજે સેતાન અને ઈશ્વર વચ્ચે ભારે ભેદ કરી રહ્યા છીએ હિન્દુમુસલમાન ઐક્ય એ વ્યાપક છે એમાં સૌ કોમ અને ધર્મના ઐક્યની ભાવના છે એમાં કોઇ કોમની ઉપર બળજોરી કરવાનો ખ્યાલ નથી